gistered No. B. 43.

પુસ્તક ૭૪ ] [ અંક ૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## જાન્યુઆરિ સને ૧૯૩૫

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસોની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે.-રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ.

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | કેળવણી સંબંધી સ્ફુટ વિચાર ... | ૧ |
| ૨ | પ્રથમ ડાલ્ટન સંમેલન ... | ૬ |
| ૩ | એક ખોવાએલી નગરી (તક્ષશિલા) ... | ૧૯ |
| ૪ | સર્વદેશીય શિક્ષણ (સ્કાઉટિંગ) ... | ૨૫ |
| ૫ | પંચપુષ્પ ... | ૩૪ |
| ૬ | ગુરુજીનાં સંભારણાં ... | ૪૫ |
| ૭ | શિક્ષક ... | ૪૬ |
| ૮ | સને ૧૯૩૪ ના માર્ચમાં લેવાએલી છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના સૂચનાઓ સાથે. | ૪૭ |
| ૯ | પંચાંગ ... | ૫૨ |
| ૧૦ | સરકારી જાહેરખબરો ... | ૫૪ |
| ૧૧ | ઇનામપત્રકે ... | ૫૮ |
| ૧૨ | ખાનગી જાહેરખબર ... | ૧ |

ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૭૪. સને ૧૯૨૫



## અનુક્રમણિકા

### ૧. શિક્ષણ

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | અંગકસરત અને તેની અગત્ય ... ... ... | ૩૭૧ |
| ૨ | કેળવણીમાં સિનેમાનું સ્થાન .. ... ... | ૨૯૭ |
| ૩ | કેળવણી સંબંધી સ્ફુટ વિચાર ... ... ... | ૧ |
| ૪ | ચિત્રકળા ... ... ... ... ... | ૨૨૮ |
| ૫ | દરેક વિષયનો પરસ્પર સંબંધ ... ... ... | ૨૩૧ |
| ૬ | ધ્યાન અને તે આપવાનાં કારણ ... ... ... | ૬૨ |
| ૭ | નવીન ભૂગોળશિક્ષણ ... ... ... | ૩૯૮ |
| ૮ | નર્સરી સ્કૂલ–બાલમંદિર ... ... ... | ૭૬ |
| ૯ | નાટ્યપ્રયોગ ... ... ... ... ... | ૭૦, ૧૫૨ |
| ૧૦ | નીતિશિક્ષણ ... ... ... ... ... | ૩૧૫, ૪૧૧ |
| ૧૧ | પદાર્થપાઠ ... ... ... ... | ૨૨૩ |
| ૧૨ | પદાર્થપાઠ (નોંધ) ... ... ... | ૨૨૬ |
| ૧૩ | પ્રથમ ડાલ્ટન સંમેલન ... ... ... ... | ૬ |
| ૧૪ | ભાગાના પાઠ ... ... ... ... | ૧૫૦ |
| ૧૫ | ભૂમિતિશિક્ષણ–નીચલાં પ્રાથમિક ધોરણો માટે... | ૨૧૦, ૨૬૬, ૩૦૯ |
| ૧૬ | લેખન (નોંધ) ... ... ... ... | ૪૨૪ |
| ૧૭ | વિષયસ્પષ્ટીકરણની યુક્તિઓ ... ... ... | ૩૮૯ |
| ૧૮ | વ્યાખ્યાનપદ્ધતિ ... ... ... ... | ૬૦ |
| ૧૯ | વ્યાકરણશિક્ષણ અને તેની પદ્ધતિ ... ... | ૨૦૭ |
| ૨૦ | શારીરિક કેળવણી ને સ્કાઉટ રમતો... ... | ૨૨૦ |
| ૨૧ | શાળામાં નાટ્યપ્રયોગ ... ... ... ... | ૬૫ |
| ૨૨ | શિક્ષકવર્ગ, આમોદ ... ... ... ... | ૯૦ |
| ૨૩ | સર્વદેશીય શિક્ષણ (સ્કાઉટિંગ) ... ... | ૨૫ |

### ૨. સાહિત્ય

| નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૪ | (૧) અજબ જેવી વાત ... ... ... | ૩૭૮ |
| ૨૫ | (૨) ગુરજીનાં સંભારણાં ... ... ... | ૪૫ |

૨૬ (૩) પંચ પુષ્પ... ... ... ... ... ૩૪
૨૭ (૪) ફૂલ ... ... ... ... ... ૩૭૭
૨૮ (૫) બાળ કુસુમડાં ... ... ... ૨૭૭
૨૯ (૬) માગણી ... ... ... ... ૧૭૩
૩૦ (૭) યુધિષ્ઠિરની ક્ષમા (બાલ નાટક પ્રયોગ)... ... ૧૨૦
૩૧ (૮) વસંત આવી ... ... ... ... ૧૬૮
૩૨ (૯) વૃક્ષોની વિષમતા ... ... ... ... ૪૨૬
૩૩ (૧૦) શિક્ષક! ... ... ... ... ... ૪૬
૩૪ (૧૧) શિક્ષક ઉપર અવલંબતું ... ... ... ૮૪
૩૫ (૧૨) શિક્ષકને!... ... ... ... ... ૧૭૨
૩૬ (૧૩) શિક્ષકને સદુપદેશ ... ... ... ... ૨૭૮
૩૭ (૧૪) શિક્ષકનું ધ્યેય ... ... ... ... ૨૩૬
૩૮ (૧૫) શિક્ષક હો તો એવા હો ... ... ... ૧૨૯
૩૯ (૧૬) "સાચું શિક્ષણ"? ... ... ... ૪૨૮
૪૦ (૧૭) સ્લેટ ... ... ... ... ... ૩૭૮

### ૩. ગણિત

૪૧ (૧) ગણિત (નોંધ) ... ... ... ...૧૩૦, ૨૭૨
૪૨ (૨) તારીખ ઉપરથી વાર કાઢવા વિષે ... ... ૧૭૦
૪૩ (૩) ભૂમિતિ (નોંધ) ... ... ... ... ૧૭૪

### ૪. વિજ્ઞાન, આરોગ્ય

૪૪ (૧) આરોગ્ય વિષે અગત્યના નિયમો ... ... ૨૬૨
૪૫ (૨) આંખની સંભાળ ... ... ... ... ૩૬૭
૪૬ (૩) ક્વિનિનની વાર્તા ... ... ... ... ૨૬૯
૪૭ (૪) બકરીનું દૂધ ... ... ... ... ૪૨૧
૪૮ (૫) સહેલી સટ ને ચમત્કારી દવાઓ
(પ્રકરણ ૧લું) ... ... ૨૬૩, ૩૨૯, ૩૭૪, ૪૨૦

### ૫. ઇતિહાસ-ભૂગોળ

ઇતિહાસ:—

૪૯ (૧) એક ખોવાએલી નગરી (તક્ષશિલા) ... ... ૧૯
૫૦ (૨) ખોવાએલી નગરી (તક્ષશિલાનું પ્રાચીન વિદ્યાપીઠ)... ૩૪૭
૫૧ (૩) વીર આસો ભીલ ... ... ... ૩૨૨, ૩૫૩, ૪૦૫

૫૨ (૪) હિંદના ઇતિહાસના યુગો ... ... ... ૩૫૮
૫૩ (૫) હિંદુસ્તાનની પ્રાથમિક કેળવણીનો ઇતિહાસ ... ૧૯૯

## ૬. સામાન્ય

૫૪ (૧) અમારૂં પર્યટન ... ... ... ... ૮૨
૫૫ (૨) એબિસિનિઆ વિષે કંઈક ... ... ... ૪૦૯
૫૬ (૩) ઇતિહાસશિક્ષકની યોગ્યતા ... ... ... ૩૯૧
૫૭ (૪) ગ્રામ સુધારણા ... ... ... ...૨૦૩, ૨૫૩
૫૮ (૫) ગ્રામોદ્ધાર... ... ... ... ૧૧૭
૫૯ (૬) છાત્રાલયના સંસ્કાર... ... ... ... ૨૩૫
૬૦ (૭) જમશેદપુર–તાતાનગર ... ... ... ૧૬૯
૬૧ (૮) જુના તંત્રી ... ... ... ... ૧૦૭
૬૨ (૯) જાપાનની મુસાફરી... ... ... ૧૬૨
૬૩ (૧૦) ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડ, સુરત (વાર્ષિક રિપોર્ટ સને૧૯૩૩–૩૪). ૯૩
૬૪ (૧૧) નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જનો રૌપ્ય મહોત્સવ.
૬૫ (૧૨) નામદાર શહેનશાહના રૌપ્ય મહોત્સવ પ્રસંગે તા. ૧–૭–૩૫ ને સોમવારના રોજ ગ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં ઉજવાએલો આનંદોત્સવ ... ... ૩૦૦
૬૬ (૧૩) પૂર્વ પશ્ચિમનો પ્રવાસ ... ... ...૩૩૨, ૩૬૧
૬૭ (૧૪) પંચાંગ ... ... ... ... ૫૨
૬૮ (૧૫) બાળકની ભાવના ... ... ... ૩૦૫
૬૯ (૧૬) બાળરક્ષક તાલીમ ... ... ... ૩૪૨
૭૦ (૧૭) મનુષ્ય જીવનના આદર્શ ... ... ૩૭૬
૭૧ (૧૮) મુંબઈની એક આદર્શ શાળા... ... ... ૧૧૪
૭૨ (૧૯) રૌપ્ય મહોત્સવ પ્રસંગે જંબુસર રા. કન્યાશાળાની બાળાઓએ ગાએલો ગરબો ... ... ૨૭૮
૭૩ (૨૦) રૌપ્ય મહોત્સવને અંગે ભજવાએલો સંવાદ. ... ૩૦૩
૭૪ (૨૧) શિક્ષકોને ... ... ... ... ...૨૭૧, ૩૮૫
૭૫ (૨૨) શિક્ષકની ભાવના ... ... ... ૧૪૭
૭૬ (૨૩) શિક્ષણસમાચાર ... ... ... ૪૪૬
૭૭ (૨૪) સગાંવહાલાંનું જીવનચરિત્ર ... ... ૩૩૫

૭૮ (૨૫) સને ૧૯૩૪ અને ૧૯૩૫ ના માર્ચમાં લેવાએલી છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સૂચનાઓ સાથે ... ૪૭, ૪૬૪
૭૯ (૨૬) સને ૧૯૩૪ અને ૧૯૩૫ ના એપ્રિલ અને માર્ચમાં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુધારા માટે સૂચનાઓ સાથે ... ... ... ૯૪, ૪૬૯
૮૦ (૨૭) સાપા તા. ગોધરાની વિક્રમસેનાએ બજાવેલી સેવા... ૩૭૯
૮૧ (૨૮) "સ્કાઉટને સંદેશ" ... ... ... ૨૩૭
૮૨ (૨૯) સ્કાઉટ પ્રવૃત્તિ ... ... ... ... ૩૪૧
૮૩ (૩૦) સ્વ. શેઠ મગનલાલ બાલગોવિંદદાસ હાજી ...

## ૭. ઇનામપત્રક

૮૪ ઇનામપત્રક...૫૮, ૧૦૩, ૧૪૬, ૧૮૮, ૨૩૮, ૨૮૮, ૩૮૪, ૪૩૪, ૪૮૩

## ૮. સરકારી જાહેરખબરો

૧ કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ... ... ૫૪, ૪૭૬
૨ છોકરાઓ માટેની ,, ... ... ૫૪
૩ ,, ,, .. ... ૫૬
૪ છોકરાઓ માટે લેવાએલી ,, ... ...૧૩૭, ૧૯૧
૫ છોકરીઓ માટે લેવાએલી ,, ... ... ૯૫
૬ નવરોજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ પરીક્ષા... ... ૨૯૬
૭ નવરોજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ પરીક્ષાનું પારણામ... ૪૩૪
૮ ટ્રેનિંગ કોલેજની વાર્ષિક પરીક્ષા ... ... ... ૪૨૮
૯ મિસિસ માસ્ટર સીવણ ભરત ફંડના વ્યાજમાંથી ઇનામ... ૩૭૯
૧૦ મુંબાઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી ... ... ... ... ૨૭૯, ૩૮૦, ૪૩૩
૧૧ સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી... ... ... ... ... ૧૩૩, ૧૭૭, ૩૩૬, ૪૨૯
૧૨ સરકારી સ્કોલરશિપો માટેની હરિફાઇની પરીક્ષા ... ૪૭૭
૧૩ સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કોલેજ, રાજકોટ ... ૨૮૫
૧૪ હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેન-પ્રાવેશિક પરીક્ષા... ... ૨૮૩

गुजरात शाळापत्र

પુસ્તક ૭૪ ] જાન્યુઆરિ ૧૯૩૫ [ અંક ૧ લો

## કેળવણી સંબંધી સ્ફુટ વિચાર

જ્યારે બાળક મોટી ઉંમરનું થાય છે ત્યારે તેને સંસારની ઉપયોગી ફરજો બજાવવાની હોય છે. જ્યાંસુધી તે તેની પરિસ્થિતિને અનુકૂળ તેનું વર્તન કેળવે નહિ, ત્યાંસુધી તેની શક્તિ અને જ્ઞાનનો સદુપયોગ થયો છે એમ કહી શકાય નહિ. મનુષ્યના જીવનનો મોટો ભાગ ક્રિયાને લગતો છે. ક્રિયા એ વિચારનું બાહ્ય સ્વરૂપ છે, તેથી જે વિદ્યાર્થી તેની પરિસ્થિતિને અંગે ઉપજતી ફરજો બજાવી શકે નહિ તેને કેળવાએલો છે એમ કહી શકાય નહિ. કેળવણીનો ઉદ્દેશ વિદ્યાર્થીની શક્તિના વિકાસની સાથે તેનો ઉપયોગ સંસારનાં જુદાં જુદાં કર્તવ્યો યોગ્ય રીતે બજાવવામાં કરવો એ છે. દરેક સુશિક્ષિત વ્યક્તિમાં તેનું ભરણપોષણ કરવાની શક્તિ હોવી જોઈએ. તેની સાથે તેનાં કુટુંબ, જ્ઞાતિ અને સમાજને અંગે જે જે ફરજો તેને કરવાની હોય તે તે કરવાની કાબેલીઅત કેળવાએલી વ્યક્તિમાં હોવી જોઈએ કે જેથી આ લોક અને પરલોકનું શ્રેય સાધી શકે. **तमसः पारम्** માયાના અંધકારનો પગથાર ઓળંગી જ્ઞાન રૂપી પ્રકાશના પ્રદેશમાં જવું અને વિદ્યાવડે ત્યાં અમૃતનો ઉપભોગ કરવો એ કેળવણીનો ખરો ઉદ્દેશ છે.

* * * *

પ્રથમ તો વિદ્યાર્થી તંદુરસ્ત હોવો જોઈએ. શાળા તેમજ ઘરના વાતાવરણની અસરને લીધે તેના શરીરનો યોગ્ય વિકાસ થવો જોઈએ. તેને માટે તેણે નિયમિત રીતે સારી કસરત કરવી જોઈએ. તેની સાથે

શિક્ષકનો પોશાક સુઘડ અને સ્વચ્છ હોવો જોઈએ. તે રાષ્ટ્રનો વિધાતા હોવાથી તેણે પોતાનાં કપડાં સાદાં પણ સ્વચ્છ પહેરવાં તથા સુઘડ દેખાવથી સારો નમુનો બાળક આગળ રજુ કરવો જોઈએ. વિદ્યાર્થી આગળ તેનું ગૌરવ સચવાય એવો તેનો ચોકખો અને સુઘડ પોશાક હોવો જોઈએ. જે બાળકો બટન ભેરવ્યા સિવાય આવે તેને બટન ભેરવવાનું સમજાવવું. શાળામાં ગંદા વિદ્યાર્થીના હાથ, પગ ધોવરાવી શકાય એમ છે. કોઈ કોઈ વખત બાળકની આંખમાં ચીપડા હોય છે, તેને ખસ થઈ હોય છે અથવા તેનું નાક ગળતું હોય છે. આવાં બાળકો ઉપર શિક્ષકે ખાસ લક્ષ આપી સ્વચ્છ રહેવા તેમને શીખવવું અને તેમનાં માબાપને તે સંબંધી કુનેહથી સમજુત કરવી. કેટલાક છોકરાં લુગડાં પહેરીને આવે છે, પણ તેના હાથ અને શરીર ઉપર બહુ મેલ ચોંટેલો હોય છે. તેમનાં માબાપને સમજાવીને તેમને સ્વચ્છ રાખવા સૂચન કરવું.

* * * *

એક વર્ગમા અમુક સંખ્યામાં છોકરાને એકઠા કરી જે એકસરખું શિક્ષણ આપવામાં આવે છે તેને **સમૂહશિક્ષણ** કહે છે. તેને લીધે શિક્ષકની શક્તિનો તથા વખતનો બચાવ થાય છે. તેનો વર્ગ ઉપર સહેલાઈથી કાબુ રહી શકે છે. વળી બધા વિદ્યાર્થીઓ પાસે થોડી મહેનતે કામ કરાવી શકાય છે. આપણે ત્યા આ જાતનું શિક્ષણ સામાન્ય છે. તેમાં ખર્ચનો બચાવ થાય છે. એકજ શિક્ષક ૩૦ કે ૩૫ બાળકોને શીખવે તો તેથી તેનું ખર્ચ ઓછું આવે છે. બાળકો એકબીજાના સહવાસમાં જોઈ જોઈને સારું કામ કરે છે, એટલે તેમની વચ્ચે હરિફાઈ ચાલે છે અને તેને લીધે તેમના કામમાં સુધારો થાય છે. તેઓ એકબીજાના સંસર્ગમાં આવે છે તેથી તેમનું એકલપેટાપણું, તેમની વિચિત્રતા તથા મનસ્વીપણું કમી થાય છે. તેમને એકબીજા સાથે કામ કરવાનું હોવાથી બધાને અનુકૂળ પડે તેવું તેમનું વર્તન ઘડાય છે. વળી વર્ગ કે શાળાના હિત માટે અંગત લાભ કે સુખનો ભાગ કેવી રીતે કરવો તે શાળામાં ભણતાં બાળકો શીખે છે. તેઓ એકબીજાના સ્વભાવને ઓળખે છે. તેમની ભાવના ઉંચી થાય છે અને તે પ્રમાણે તેઓ કામ કરવા પ્રેરાય છે. ઘણાં બાળકોના સહવાસને લીધે તેમને એકબીજા ઉપર સમભાવ ઉત્પન્ન થાય છે. મુશ્કેલી કે દુઃખના પ્રસંગે તેઓ સહકાર કરી એકબીજાને મદદ કરે છે. આવી રીતે તેમનામાં સંપ અને ઐક્યના ગુણ ખીલે છે.

સમૂહશિક્ષણમાં નકલ અને હરિફાઈની અસર અજાયબી પમાડે તેવી થાય છે. તેને લીધે બાળકને બહુ લાભ થાય છે. બાળકમાં નકલની પ્રેરણા

બહુ પ્રબળ હોય છે. તે જે કંઈ બોલે છે કે લખે છે કે કંઈપણ કામ કરે છે તે મુખ્યત્વે નકલની પ્રેરણાને લીધે થાય છે. વર્ગમાં સારા વિદ્યાર્થીનું કામ જોઈને તેને તેવું કરવાનું કુદરતી રીતે મન થાય છે. સ્પર્ધાની લાગણીને લીધે તેનામાં ઉત્સાહ અને ઉદ્યોગના ગુણ માલમ પડે છે. આવી રીતે બાળકને બાળકના સહવાસને લીધે અમુક બાબતની નકલ કરવાનું તથા બીજાનું સારું જોઈ તેની સ્પર્ધા કરવાનું મન થાય છે.

દરેક બાળકમાં જુદું જુદું વ્યક્તિત્વ હોવાથી તેની બુદ્ધિશક્તિ પણ જુદી જુદી હોય છે. કોઈ એક વર્ગમાં જરા તપાસ કરીશું તો જણાશે કે જે થોડાંજ બાળકો બુદ્ધિશાળી હોય છે તેઓ ભણવામાં જલદીથી આગળ જાય છે. તેઓ નવું નવું શીખવાને બહુ આતુર હોય છે. વળી બીજાં કેટલાંક સાધારણ બુદ્ધિનાં હોય છે. તેઓ મહેનત કરી પોતાના પાઠ તૈયાર કરે છે. તેમનામાં ઉદ્યોગ અને ખંતના ગુણ જોવામાં આવે છે. તેઓ કંઈ નવું કરી શકતા નથી. આ ઉપરાંત ત્રીજા વર્ગનાં બાળકો ઓછી બુદ્ધિનાં હોય છે. તેમને પાઠમાં બરાબર સમજણ પડતી નથી. તેઓ મહેનત કરે છે પણ પાઠ નહિ આવડવાથી તેઓ કંટાળે છે. તેમાં કોઈ કોઈક બાળક તો ઠોઠ જેવાં હોય છે. આ બધા વિદ્યાર્થીઓને શિક્ષક એકજ રીતે ભણાવે છે અને તેમને સરખા પાઠ આપવામાં આવે છે. આથી હોશિયાર વિદ્યાર્થીને અટકી જવું પડે છે અને તેથી તેનો ઉત્સાહ ઓછો થાય છે. વળી તેનો વખત નકામો જાય છે અને આગળ અભ્યાસ કરવાના તેના ઉમંગને ઉત્તેજન મળતું નથી. કાચા અભ્યાસવાળા અને હલકી બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ વર્ગમાં ચાલી શકતા નથી. તેઓ વર્ગને આગળ ધપતો અટકાવે છે. આ કારણને લીધે અભ્યાસમાં મંદતા જણાય છે અને દરેક બાળકનો બુદ્ધિવિકાસ તથા ચારિત્રની ખીલવટ જેવી રીતે થવી જોઈએ તેવી રીતે થઈ શકતી નથી; એટલે સ્પષ્ટ રીતે કહીએ તો તેટલી દેશની બુદ્ધિસંપત્તિ ઓછી થાય છે. વ્યક્તિગત શિક્ષણમાં વિદ્યાર્થી પોતાની શક્તિ મુજબ આગળ વધે છે, તેનામાં જાતમહેનત અને આત્મશ્રદ્ધાના ગુણો ખીલે છે. વિદ્યા ઉપર તેને પ્રેમ થાય છે. જે વિષયમાં તેને વધારે રસ પડે છે તેનું ખેડાણ સારું થાય છે. તેના મનમાં જે નવી નવી કલ્પનાઓ સ્ફુરે છે તેને તે સંતોષી શકે છે અને તેથી તેનામાં સર્જનશક્તિ આવે છે. કોઈ કોઈ વખત સારો શિક્ષક હોશિયાર વિદ્યાર્થીનો આગળ અભ્યાસ વધારવાને તેને મદદ કરી શકે છે. બીજા વિદ્યાર્થીઓ લેખી કામ કરતા હોય ત્યારે તેને વધારે શીખવી શકાય છે, પણ તેમાં શિક્ષકને વધારે મહેનત કરવી પડે છે અને તે માટે જોઈતો વખત મળતો નથી.

---

# પ્રથમ ડાલ્ટન સંમેલન

[ નવેમ્બર ૧૭--૧૮-૧૯: ૧૯૩૪ ] અમદાવાદ

આજનો યુગ પરિવર્તનનો છે. વિચારમાં તેમજ 'આચારમાં' માનવ-જીવનના દરેક ક્ષેત્રમાં પરિવર્તન ચાલી રહ્યું છે. કેળવણીના ક્ષેત્ર જેવું મનુષ્યના જીવનને અનેક રીતે આવરી લેતું ક્ષેત્ર આ પરિવર્તનથી અલિપ્ત રહી શકે નહિ. કેળવણી કેવા પ્રકારની હોવી જોઈએ, અને તે પ્રકારની સિદ્ધિ અર્થે, ચાલુ શિક્ષણમાં કેવાં પરિવર્તનો કરવાં જોઈએ તેનો વિચાર આજે ચારે બાજુ ચાલી રહ્યો છે. આ વિચારે આપણી શાળાનાં સ્થૂલ તેમજ સૂક્ષ્મ અંગોને ઠીક અસર કરી છે. શાળાદ્વારા પોતાનો વિકાસ સાધવા આવતું બાળક વધારે સારામાં સારી રીતે એ વિકાસ કેવી રીતે સાધી શકે તેના વિચારો આજના શિક્ષકો ગંભીરતાથી કરી રહ્યા છે. ભણતા બાળકના વિકાસમાં શાળાના મકાનો, આસપાસનું વાતાવરણ અને સ્થૂલ ઉપસ્કર પણ પોતાનો હિસ્સો આપે છે એમ આપણે સમજતા થયા છીએ. ભણનારના બૌદ્ધિક અને માનસિક વિકાસની દૃષ્ટિનો વિચાર કરનારા શિક્ષકો નવીન શિક્ષણપદ્ધતિઓનો અભ્યાસ કરે છે, તેનો અમલ કરે છે, અને શક્ય હોય છે ત્યાં જાતેજ નવીન પદ્ધતિઓની શોધો પણ કરે છે. આ બધાં પરિણામો વિચાર પરિવર્તનનાં છે. આપણી આજની શાળાઓની સ્થિતિમાં ભારે મોટા ફેરફારો કરવાની જરૂર છે, એવા વિચારનું એક પ્રબળ મોજું શિક્ષણની આલમમાં ફરી વળતું દેખાય છે. જ્યાં જુઓ ત્યા શિક્ષણના જુના વિચારોની સામે બળવો સંભળાય છે; જ્યાં જુઓ ત્યાં શિક્ષણની જુની પદ્ધતિઓને સડેલી અને નુકસાનકારક ગણવામાં આવે છે. આજ દિવસ સુધી શિક્ષણમાં વ્યવસ્થા અને શિસ્ત જાળવવા માટે ભય, દંડ કે હરિફાઈનો ઉપયોગ કરવામાં આવતો હતો; આજ દિવસ સુધી વિદ્યાર્થીને ભણાવવા માટે કેવળ વ્યાખ્યાનપદ્ધતિનો ઉપયોગ કરવામાં આવતો હતો; આજ દિવસ સુધી શિક્ષક પોતાને પોતાના વર્ગમાં સર્વસત્તાધીશ માનતો હતો; આજ દિવસ સુધી શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધોમાં પ્રેમ અને સહાનુભૂતિને સ્થાન નહોતું. આ પરિસ્થિતિ બદલાવા માંડી છે. શાળામાં શિસ્ત અને વ્યવસ્થા લાવવા માટે શિક્ષા, ભય કે હરિફાઈ તદ્દન લૂલાં સાધનો છે તેમ મનાવા માંડ્યું છે. ખુદ શિસ્ત અને વ્યવસ્થાના મૂળભૂત ખ્યાલોજ બદલાઈ ગયા છે. શીખવવા માટે વ્યા-

વ્યાખ્યાન પદ્ધતિ હલકામાં હલકી અને ત્યાજ્ય છે, એમ હવે શિક્ષકોને દેખાયું છે. શાળાની દિનચર્યામાં શિક્ષકને બદલે વિદ્યાર્થી કેન્દ્રમાં બેસવા લાગ્યો છે. હવે શિક્ષક સમજતો થયો છે કે એનું કામ વિદ્યાર્થી ઉપર સત્તા ચલાવવાનું નહિ, પરંતુ વિદ્યાર્થીના સર્વતોમુખી વિકાસને મદદ કરવાનું છે.

આ વિચારપરિવર્તનને લીધે શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધમાં પણ ફેર પડી ગયો છે. શિક્ષક વિદ્યાર્થીને સહાનુભૂતિથી જુએ છે, અને તેની સાથે પ્રેમપૂર્વક વર્તવાના પ્રયત્નો કરે છે. શિક્ષકના દિલમાં સહાનુભૂતિ અને પ્રેમ જાગવાથી પોતાના વિદ્યાર્થીને સાચી રીતે ઓળખવાનો પ્રયત્ન તેનાથી આપોઆપ થઈ જાય છે. આ પ્રયત્નને વધારે શાસ્ત્રીય બનાવવા માટે જાણેઅજાણે પણ શિક્ષક માનસશાસ્ત્રનો જ્ઞાતા બનવા માંડે છે. આ રીતે જોઈએ તો શિક્ષકની દુનિયામાં વિચાર અને આચારમાં ધીમે પગલે છતાં મક્કમ રીતે જબરું પરિવર્તન ચાલી રહ્યું છે. એ પરિવર્તન કરવાનું માન આજના શિક્ષકને છે અને એ પરિવર્તનનો લાભ વિદ્યાર્થીને મળવાનો છે. શિક્ષક અને વિદ્યાર્થીના સંયુક્ત બળથી આવતી કાલનો સમાજ ફરી જવાનો છે. એ સમાજને ફેરવવામાં શાળાઓનો ફાળો કેટલો મોટો નીકળશે એનો આંક તો ભવિષ્યનો કોઈ સમાજશાસ્ત્રી કાઢી શકશે.

માનવસમાજમાં ચાલી રહેલા આ પરિવર્તનોમાં સૌથી મોટું બળ સ્વાતંત્ર્યવાદ ધરાવે છે. પરિવર્તન કરવા માટે સ્વાતંત્ર્યને એક પ્રખર સાધન તરીકે આજનો મનુષ્ય હાથ ધરે છે. માણસને સમાજમાં રહેવા છતાં વ્યક્તિપુરતું સ્વાતંત્ર્ય જોઈએ છે. એ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા માટે આસમાન જમીન એક કરતાં પણ માણસ અચકાતો નથી. આજે તો હવે પોતાની જાતનો ભોગ આપીને સ્વાતંત્ર્યના તત્ત્વને સમાજમાં ચિરસ્થાયી બનાવવાના પ્રયોગો ચાલી રહ્યા છે. એ પ્રયોગોથી આપણી શાળાઓ અલિપ્ત નથી રહી: શાળામાં ભણવા આવવાનું કબૂલ કરવા છતાં, એજ શાળાના સમૂહજીવનમાં પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય કચડાઇ ન જાય એ માટે વિદ્યાર્થી ખૂબ જાગ્રત થયો છે. નોકરી કરવા માટે શિક્ષણનો ધંધો સ્વીકાર્યા છતાં, પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય જળવાઈ રહે તેની કાળજી શિક્ષક પણ રાખે છે. શાળાના સમૂહજીવનમાં બન્નેનો ફાળો હોવા છતાં, બન્ને જણા વ્યક્તિ તરીકે સ્વતંત્ર જીવન જીવવાના પ્રયત્નો કરે છે. આજના સમાજમાં આ વ્યક્તિસ્વાતંત્ર્યવાદ નવોજ આવેલો હોવાથી કોઈ કોઈ ઠેકાણે સમૂહજીવનમાં વિચ્છેદ પડે અથવા તો કડવાશ ઉભી થાય એવું બને છે ખરું. અહીં

સમૂહને વ્યક્તિ અવગણવા નથી માગતી, પરંતુ સમૂહમાં પોતાનું યોગ્ય સ્થાન રાખીને પોતાની સ્વતંત્રતા જાળવવા ઇચ્છે છે. આજના આખા સમાજમાં સમૂહની સાથે ઘર્ષણમાં આવ્યા વિના વ્યક્તિસ્વાતંત્ર્ય કેવી રીતે જાળવવું તેનો કોયડો હજી સુધી પુરો ઉકેલી શકાયો નથી. વ્યક્તિને પોતાના સ્વાતંત્ર્યવાદમાંથી ખેસવી શકાય તેમ નથી. સમૂહને સમૂહ તરીકે રહેવું છે, અને એટલા માટે વ્યક્તિ પાસેથી તે ઘણા લાભોની આશા રાખે છે. આવી જાતનો સમાજ કેવી રીતે ઉભો કરી શકાય તેનો સ્પષ્ટ ખ્યાલ વ્યક્તિ તેમજ સમૂહ પાસે આજે નથી; પરંતુ એક વાત સાચી છે કે વ્યક્તિ અને સમૂહ બન્નેને પોતપોતાનું સ્વાતંત્ર્ય જોઈએ છે. સ્વાતંત્ર્યની કલ્પનામાં પણ ઘણો મોટો ફેરફાર થઈ ગયો છે. વ્યક્તિસ્વાતંત્ર્યનો ગઈ કાલનો અર્થ આજે નથી રહ્યો. સમૂહસ્વાતંત્ર્યનો અર્થ સદંતર ફેરવાઇ ગયો છે. સ્વાતંત્ર્યની બદલાએલી વ્યાખ્યાને વ્યક્તિ અને સમૂહ બન્ને વફાદાર રહે તેવી જાતનું સમૂહતંત્ર જ્યાંસુધી ગોઠવાય નહિ ત્યાંસુધી વ્યક્તિ અને સમૂહ વચ્ચે ઘર્ષણ ચાલ્યા જ કરે. એવો મેળ મેળવવા માટે વ્યક્તિને કશુંજ પરાણે કરવાનું ન રહે, અને સમૂહને પણ કોઈ પણ પ્રકારની દમનનીતિ આચરવી ન પડે તેવી યોજના વિચાર્યા વિના છૂટકો નથી દેખાતો. સ્વતંત્ર રીતે જીવન જીવતી વ્યક્તિ આખા સમાજનું એક અનિવાર્ય અંગ છે અને તેટલે અંશે સમાજને જરૂરી એટલા ત્યાગો તેણે કરવાના રહે છે, એ સત્ય મનુષ્ય ભૂલી જવા નથી ઇચ્છતો. સમૂહગત જીવન જીવતાં છતાં વ્યક્તિ પોતાની રીતે વિકસવા માટે તદ્દન સ્વતંત્ર છે, એ સત્યમાં સમૂહને અવિશ્વાસ નથી. આમ છતાંય વ્યક્તિવાદ અને સમૂહવાદમાં સ્વાતંત્ર્ય પોતાનું મેળવવાનું સ્થાન મેળવી શકયું નથી.

આ પરિસ્થિતિને લીધે આપણી આજની શાળાઓમાં ચોંકાવનારાં દર્શનો આપણને જોવા મળે છે. વિદ્યાર્થીઓ પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય જાળવવા માટે શિસ્ત અને વ્યવસ્થાના નિયમોને લાત મારતા દેખાય છે. શિક્ષક પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય જાળવવા માટે વિદ્યાર્થી સાથે તેમજ ઉપરીઓની સાથે ઘર્ષણમાં આવતો દેખાય છે. જે નિયમો વ્યક્તિના જીવનપ્રવાહને સુનિયંત્રિત કરવા માટે રચાયા હતા, જે નિયમો સમૂહજીવનને વધારે સરળ બનાવવા માટે ઘડાયા હતા, તેજ નિયમો આજે વ્યક્તિને બેડી સમાન લાગે છે, અને સમૂહને વ્યક્તિને દબાવવા માટેનાં અનિવાર્ય સાધનો જેવા થઈ પડયા છે. શાળાઓમાં શિક્ષક ને વિદ્યાર્થી વચ્ચે વારંવાર ગેરસમજુતીઓ ચાલ્યાજ કરે છે. વિદ્યાર્થી તરફ પ્રેમ અને

સહાનુભૂતિ રાખવાના પોતાના પ્રયત્નોમાં શિક્ષક નિષ્ફળ જતો દેખાય છે, અને પોતાના શિક્ષાગુરુ તરફ સન્માન અને પ્રીતિ કેળવવામાં વિદ્યાર્થી નિષ્ફળ જતો દેખાય છે.

સમગ્ર જીવનને સંસ્કારી બનાવવા માટે જે સ્થળેથી વિદ્યાર્થીને જ્ઞાનપાન કરવાનું છે, તે સ્થળ આજે તેને અકારૂં થઈ પડયું છે. શાળાનું નામ લેતાંજ અનેક પ્રકારના પૂર્વગ્રહો વિદ્યાર્થીના મનમાં બંધાઈ ગયા હોય તેવું સ્પષ્ટ જણાય છે. શિક્ષકના વિચારમાત્રથી વિદ્યાર્થીના મનની ભયંકર ગ્રંથિઓ જાગૃત થાય છે. વિદ્યાર્થીનું ચાલે તો શાળા અને શિક્ષક બંનેને દુનિયાના પડ ઉપરથી નાબૂદ કરે! વિદ્યાર્થીને આ બધાનાં સાચાં કારણોની ખબર નથી. એને પૂછવામાં આવે તો એ માત્ર એટલુંજ કહી શકે કે શાળા અને શિક્ષક બન્ને એના વ્યક્તિસ્વાતંત્ર્યની આડે આવનારી વસ્તુઓ છે. શિક્ષકની દશા તરફ નજર નાખીએ તો ત્યાં પણ આવી જ પરિસ્થિતિ પ્રવર્તે છે. શાળા, શિક્ષકને મન સરસ્વતીમંદિર નથી રહ્યું, પરંતુ પેટનો ખાડો પુરવા માટે મજુરીએ જવા માટેનું એક સ્થળ માત્ર છે. શાળામાં રજાઓ ચાલતી હોય તે દરમિઆન પ્રેમના ઉમળકાથી ભક્તિભાવપૂર્વક એ સરસ્વતીમંદિર તરફ શિક્ષકના પગલાં વળ્યાં હોય તેમ કોઈએ દીઠું છે? ગમે તેમ કરીને પેટ ભરવા માટે જે સ્થળ ઉપર મજુરી કરવા જાય છે તે સ્થળ મજુરને માટે આરામ કે આશ્વાસનનું સ્થળ રહેતું જ નથી. મજુરને તે સ્થાન તરફ તિરસ્કાર હોય છે, ઘૃણા હોય છે. શિક્ષકને માટે પણ ઘણે અંશે આવું જ છે. શાળાનું સ્થળ શિક્ષકનું આરામસ્થાન બન્યું જ નથી. શાળાનું સ્થાન શિક્ષક માટે જ્ઞાનમંદિર બન્યું જ નથી. નિયત કરેલા વખત પ્રમાણેની નોકરી કરીને શાળામાંથી છૂટવા માટે શિક્ષક હમેશાં તત્પર જ હોય છે. શિક્ષકનો વિદ્યાર્થી સાથેનો સંબંધ વિચારીએ તો ત્યાં પણ એજ સ્થિતિ પ્રવર્તે છે. વિદ્યાર્થીનો પોતે શિક્ષાગુરુ છે, તેના ભાવિજીવનનો નિર્માતા છે, એવા ગૌરવથી વિદ્યાર્થી સાથે તે વર્તી શકતોજ નથી. શિક્ષકને મન વિદ્યાર્થી જડ, અજ્ઞાન, તોફાની અને છેકજ કુસંસ્કારી મનુષ્ય છે. વિદ્યાર્થીમાં કોઈ સાહજિક શક્તિઓ છે એમ સ્વીકારવાની શિક્ષક હા પાડતો નથી. અનેક પ્રકારના જબરજસ્ત અપ્રગટ બળોના સમૂહ જેવા વિદ્યાર્થીને શિક્ષક દુર્ગુણોના ભંડાર જેવો ગણે છે. જ્યાં આવી માન્યતા પ્રચલિત હોય ત્યાં વિદ્યાર્થીમાં ગુપ્ત રહેલી શક્તિઓનો વિકાસ સાધવા દેવામાં શિક્ષક શી રીતે સહાય કરી શકે? આવી સ્થિતિમાં શિક્ષક અને વિદ્યાર્થી પોતપોતાના

સ્વાતંત્ર્યને માટે લડે અને છતાં એકબીજાને પરતંત્ર રાખવામાંજ અને દબાવી દેવામાંજ પોતાનું સ્વાતંત્ર્ય જળવાઈ રહે છે અને વિકસે છે તેમ માને તેમાં શી નવાઈ! વિદ્યાર્થીને દબાવીનેજ શિક્ષક પોતાની સ્વતંત્રતા ઇચ્છે છે, ને વિદ્યાર્થી શિક્ષકની સામે થઈનેજ પોતાનું સ્વાતંત્ર્ય જાળવી શકાય છે તેમ માને છે. આવી ખોટી સમજણને પરિણામે વ્યક્તિગત તેમ જ સમૂહગત સ્વાતંત્ર્ય ઉગી શકતું નથી અને સ્વાતંત્ર્યની આખી ભાવના દૂણાય છે.

ડાલ્ટન યોજનાનો પ્રથમ સિદ્ધાંત 'સ્વાતંત્ર્ય' છે. જે શાળામાં અભ્યાસ કરનારને સ્વાતંત્ર્ય નથી, તે શાળા અભ્યાસ કરનારનું હિત કરી નથી શકતી. આપણી આજની શાળાઓમાં વિદ્યાર્થીને કેટલું સ્વાતંત્ર્ય છે, તેનો ખ્યાલ મારે આપવાનો નથી. આપણી શાળાઓમાં તો વિદ્યાર્થીઓનું શરીર અને તેમની બુદ્ધિ બંને જકડાઈ જાય છે. આપણા વર્ગોની ગોઠવણો, આપણાં સમયપત્રકોની બેડીઓ, આપણા અભ્યાસક્રમની ત્રુટિઓ, આપણી પરીક્ષાના હાઉઓ, એ બધુંય આજના વિદ્યાર્થીને નીચોવી નાખે છે. આપણો વિદ્યાર્થી શરીર અને બુદ્ધિથી વિરાટ બનવાને બદલે વામન બનતો જાય છે. આપણી શાળાઓમાં સ્વાતંત્ર્ય નથી, એના પરિણામેજ આપણી પ્રજા દિનપ્રતિદિન શરીર અને બુદ્ધિનો હ્રાસ અનુભવતી જાય છે. આ કડવાં સત્યો આજે આપણે પારખતા થઈ ગયા છીએ. આ પરિસ્થિતિમાંથી નીકળવાનો એક માર્ગ સ્વાતંત્ર્યજ છે. આપણી શાળાઓમાં વિદ્યાર્થીઓને સ્વાતંત્ર્ય આપવામાં નહિ આવે તો એની સ્વાતંત્ર્યની ઝંખના ઝાંખી થઈ જશે, એની સ્વાતંત્ર્યની ભાવના શિથિલ થઈ જશે, અને ભાવિજીવનમાં એને પરાધીનતા વસમી નહિ લાગે. શાળાઓ તો આવતી કાલનાં સ્ત્રીપુરુષોને ઘડનારી છે. ભવિષ્યના સમાજને સ્વાતંત્ર્ય અને સ્વાધીન બનાવવો હોય તો એનું પ્રતિબિંબ શાળાઓમાં પડવું જોઈએ. આજની શાળાઓમાં વિદ્યાર્થી જેટલે અંશે સ્વાધીન અને સ્વતંત્ર હશે, તેટલે અંશેજ આવતી કાલનો સમાજ સ્વાધીન અને સ્વતંત્ર બનવાનો છે. ભાવિસમાજની આખી રચનાનો આધાર આપણી શાળાઓ ઉપર છે. શાળા પોતેજ આદર્શ સમાજનું એક નાનકડું સ્વરૂપ બની રહેવી જોઈએ. આ આદર્શ સમાજનું પ્રથમ તત્ત્વ સ્વાતંત્ર્ય હોય. આદર્શ સમાજમાં દરેક વ્યક્તિ પોતાની રીતે સ્વતંત્ર જીવન જીવતી હોવા છતાં સમાજના સ્વાતંત્ર્યને માન આપવાની અને સમગ્ર સમાજના વિકાસને પોષનારી જ હશે. આ સ્વાતંત્ર્યનો પ્રયોગ શાળામાંથી શરૂ થવો ઘટે છે. એવા સ્વાતંત્ર્યની શરૂઆત

સાચી રીતે શાળાઓમાં કરવામાં આવી હોય તો તેનું માન ડાલ્ટન યોજનાને ઘટે છે. શાળાની અંદર સૌથી મોટું બંધન વિદ્યાર્થીને 'સમયપત્રક'નું હતું. એ બંધનની પાછળ બીજાં અનેક બંધનો સ્વાભાવિક રીતેજ ચાલ્યાં આવતાં હતાં. વિદ્યાર્થીઓને એકજ ઓરડામાં બેસી રહેવાનું હોવાથી બેઠકોની ગોઠવણ જડ અને નિશ્ચલ હતી. એ બેઠકોની ગોઠવણે કેટલા વિદ્યાર્થીઓના શરીરમાં નાના મોટા વ્યાધિઓ પેદા કર્યા હશે તેનો આંકડો નીકળે તો તે જરૂર ચોંકાવનારો હોય. બેસવાની જડતા સાથેજ ચોક્કસ કરેલા વખતે, ચોક્કસ કરેલો વિષયજ વિદ્યાર્થીઓએ ભણવો જોઈએ, એ બંધન સૌથી વધારે અનિષ્ટ ઉપજાવનારૂં હતું. ડાલ્ટન યોજનાએ સમયપત્રકને ફગાવી દઈને આ બધાં બંધનોમાંથી વિદ્યાર્થીને મુક્તિ આપી છે.

ડાલ્ટન યોજનામાં સમયપત્રક પ્રમાણે ઘંટને વાગવાપણું નથી. ડાલ્ટન યોજનામાં સવારથી સાંજ સુધી જુદા જુદા વિષયો ભણવા માટે વિદ્યાર્થીને એકજ ઓરડામાં ગોંધાઈ રહેવાનું નથી. ડાલ્ટન યોજનામાં વિદ્યાર્થીની ઇચ્છા હોય કે ન હોય તોપણ નિયત કરેલા વખતે નિયત કરેલો વિષયજ ભણવાપણું નથી. વિદ્યાર્થી શાળામાં આવે છે, જુદા જુદા વિષયોના સ્વાધ્યાયો તપાસે છે ને કામ કરવા માટે પોતાની રુચિ અરુચિ અનુસાર પોતાનું સમયપત્રક રચે છે. એ કોઈ એકજ ઓરડામાં નથી ભરાઈ રહેતો. પોતાના શરીરને વિદ્યાર્થી યથેચ્છ હલનચલન આપી શકે છે. તે પોતાની બુદ્ધિને મરજીમાં આવે તેમ અને તે રીતે વિકસાવી શકે છે. કોઈ વખતે કશુંજ કામ કર્યા વિના બેસી રહેવાનું કે આરામ લેવાનું મન થાય તો તેને કોઈ રોકતું નથી. ડાલ્ટન યોજનામાંથી વર્ગોને હાંકી કાઢવામાં આવ્યા છે. જુદા જુદા વિષયોને જુદાં જુદાં પ્રયોગમંદિરોદ્વારા વહેંચી નાખવામાં આવે છે. વિદ્યાર્થી પોતાની ઇચ્છા અનુસાર ગમે તે વખતે ગમે તે પ્રયોગમંદિરમાં જઈ શકે છે. કોઈ વિષય તરફ કંટાળો કે અરુચિ પેદા થાય છે તો તેમાંજ બંધાઈ રહેવાનું તેને માથે બંધન નથી. ડાલ્ટન યોજનામાં આખી શાળાની પુનર્રચના એવી રીતે કરવામાં આવી છે કે વિદ્યાર્થી પોતાનો શારીરિક અને બૌદ્ધિક વિકાસ મુક્ત રહીને ઝપાટાબંધ સાધી શકે છે. સ્વાતંત્ર્યનો ખરો અર્થ જ એ છે. જે વાતાવરણમાં માણસ પોતાની મેળે પોતાનો ધાર્યો વિકાસ સાધી શકે, તે વાતાવરણને આપણે સ્વતંત્ર વાતાવરણ કહી શકીએ. એવું સ્વતંત્ર વાતાવરણ ડાલ્ટન યોજનાએ આજના વિદ્યાર્થીને આપ્યું છે. ડાલ્ટન શાળામાં સ્વાતંત્ર્યની પ્રાણદાયી હવા વિદ્યાર્થી લઈ શકે છે. એ હવા લેવામાં એની આસપાસની

તમામ પરિસ્થિતિ એને મદદકર્તા હોય છે. એનો જોડીદાર વિદ્યાર્થી એનો સહાયક બની રહે છે. એનાથી મોટી ઉંમરનો વિદ્યાર્થી એનો સલાહકાર બની રહે છે. એનો શિક્ષક સાચા અર્થમાં એનો મિત્ર અને ગુરુ બને છે. આજદિન સુધી શાળામાં જે બની શક્યુ ન હતું તે, સ્વાતંત્ર્યનો પ્રયોગ શાળામા દાખલ કરાવીને ડાલ્ટન યોજનાએ સિદ્ધ કરી આપ્યું છે.

જવાબદારી એ ડાલ્ટન યોજનાનું બીજું તત્ત્વ છે. જવાબદારીનો જે અર્થ આજે આપણે કરીએ છીએ, તે અર્થમાં આ જવાબદારી સમજવાની નથી. આપણે ત્યાં આજે બે પ્રકારની વસ્તુસ્થિતિ પ્રચલિત છે. વિદ્યાર્થીને કશી જ જવાબદારી સોંપવી નહિ તે એક, અને વિદ્યાર્થીને જવાબદારી સોંપવી પરંતુ તે જવાબદારીને પહોંચી વળવા માટે જરૂરી એટલું સ્વાતંત્ર્ય ન આપવું તે બીજી. આ બંને સ્થિતિ ભારે નુકસાનકર્તા છે. નાની ઉંમરના વિદ્યાર્થીઓને જવાબદારી નહિ સોંપીને સમાજમાં બિનજવાબદાર માણસોની ઘણી મોટી સંખ્યા આપણે ઉભી કરી છે. સમાજના કોઈ પણ અંગને પોતાનામાં કંઈ મોટી ખામી છે, એ સંબંધે પૂછવામાં આવે તો ' જવાબદારીને નામે મીંડું ' એવો જવાબ આપણને તરત જ મળવાનો છે! સમૂહનાં કેટલાંયે કામો અપૂર્ણ રહેતાં હોય અથવા તો બગડતાં હોય તો તેનું કારણ એક વ્યક્તિની અથવા તો ઝાઝી વ્યક્તિઓના બનેલા સમૂહના એક વિશિષ્ટ અંગની બિનજવાબદારીમાં રહેલું હોય છે. વ્યક્તિને તેમજ સમૂહને કોઈ પણ વસ્તુ વધારે પ્રમાણમાં શીખવા જેવી હોય તો તે જવાબદારીનું સાચું ભાન છે. સમાજમાં દેખાતી આ બિનજવાબદારીનાં મૂળ આજની આપણી શાળાઓમાં નખાય છે. હું અગાઉ કહી ગયો છું કે ભાવિ સમાજની તાલીમ જ્યાંસુધી શાળાઓમાં આપવામા નહિ આવે ત્યાંસુધી આપણી કલ્પના પ્રમાણેનો આદર્શ સમાજ આપણે ઉભો કરી શકવાના નથી. વિદ્યાર્થીમાં જવાબદારીનું સાચું ભાન શાળાજીવનમાંથીજ જાગે, તેવી યોજના શાળાઓમાં થવી જોઈએ. ડાલ્ટન યોજના એ એક એવા પ્રકારની યોજના છે. આજ દિવસ સુધી આપણી નિશાળોમાં જવાબદારીની કશીજ તાલીમ આપવામાં આવી નથી. શાળાનાં તમામ કામોને માટે વિદ્યાર્થી જવાબદાર ગણાતોજ નથી. શાળાની સ્વચ્છતા, શાળાની વ્યવસ્થા, શાળાના પાઠો, અરે ખુદ પરીક્ષાઓ, એ તમામને માટેની જવાબદારી વિદ્યાર્થીને શિરે નહિ, પરંતુ શિક્ષકને શિરે હોય તેવી રીતે આજનો ક્રમ ચાલે છે. કોઈ વર્ગમાં કોઈ શિક્ષક ગેરહાજર હોય તો વર્ગના રોજના કામને માટે વિદ્યાર્થીઓ જવાબદાર નથી

જ રહેતા. શાળાની વ્યવસ્થા અને સ્વચ્છતા માટે શાળાએ ઠીક પ્રમાણમાં નોકરો રાખવા જ જોઈએ; અને તેમાં પણ બિનજવાબદારીથી વિદ્યાર્થી ડખલગીરી ન કરે, તેટલાં માટે કડક નિયમો પણ ઉભા કરવા જ જોઈએ. પરીક્ષાએ માથે આવતી હોય ત્યારે પરીક્ષામાં પાસ થવા માટે વિદ્યાર્થી કાળજી રાખે તેના કરતાં ઘણી વધારે કાળજી પરીક્ષા પાસ કરાવવા માટે શિક્ષક રાખતો હોય છે! આ બધાનું કારણ આજના આપણા વિદ્યાર્થીની બિનજવાબદારી છે. એ બિનજવાબદારીને ખસેડવા માટે આપણે નિયમો ઉભા કર્યા છે, કાયદાએ ઘડ્યા છે, શિસ્ત પેદા કરી છે, અને એ બધાના ભંગ માટે જરૂરી એટલી સજાઓ ઉભી કરી છે. આમ છતાંયે આપણો વિદ્યાર્થી જવાબદાર નથી બનતો. શાળાજીવનની બિનજવાબદારી મોટા થઈને એ સમાજજીવનમાં લઈ જાય છે, અને એ રીતે બિનજવાબદાર વ્યક્તિઓના શંભુમેળા જેવો એક મોટો સમાજ આપણી નજર સમક્ષ ઉભો થયો છે. વિદ્યાર્થીમાં જવાબદારીનું ભાન પેદા કરવા માટે કાયદાએ અને કાયદાના ભંગ માટેની સજાઓ સિવાય બીજો એકેય ઉપાય આપણને હાથ લાગ્યો નથી. વિદ્યાર્થી પોતાની જવાબદારીથી કાંઈ પણ કામ હાથ ધરે તેવી તક આપણે તેને આપતા નથી. તક નહિ સાંપડવાથી અને નિયમોથી ગુંગળાઈ ગએલો હોવાથી વિદ્યાર્થી આપણને બિનજવાબદાર દેખાય છે. એવા બિનજવાબદાર વિદ્યાર્થીમાં આપણે વિશ્વાસ નથી મૂકી શકતા. સખતાઈએ ઉભી કરેલી બિનજવાબદારી અવિશ્વાસ પેદા કરે છે, અને એવા અવિશ્વાસમાંથી વિદ્યાર્થી વધારે ને વધારે બિનજવાબદાર બનતો જાય છે. આમ અવિશ્વાસ અને બિનજવાબદારીનું ઝેરી કુંડાળું ચક્કર ચક્કર ફર્યા કરે છે, અને શિક્ષક તેમજ વિદ્યાર્થી તેમાથી બહાર નીકળી શકતા નથી.

આપણે ત્યાં પ્રવર્તી રહેલી બીજી સ્થિતિ તે સ્વાતંત્ર્ય વિનાની જવાબદારીની છે. આ સ્થિતિ તો પહેલી કરતાંય વધારે જોખમભરેલી ગણાય. કોઈ કોઈ ઠેકાણે વિદ્યાર્થીને જવાબદારી સોંપવામાં આવે છે ખરી, પરંતુ એ જવાબદારી અદા કરવા માટે જે પ્રકારનું સ્વાતંત્ર્ય એને મળવું ઘટે, તે એને મળતું નથી. આને પરિણામે આખા તંત્રની અંદર ભારે ગોટાળા પેદા થાય છે. એવા તંત્રમાં નિયમોની સખતાઈ પણ નથી રહેતી અને જવાબદારીનું ભાન પણ પેદા નથી થતું. આની પરિસ્થિતિમાં વિદ્યાર્થી જવાબદાર બનવાને બદલે વધારે આળસુ, ઢોંગી અને સત્તાનો દુરુપયોગ કરનારો બને છે. આપણા સમાજમાં પણ જ્યાં જ્યાં આવા પ્રયોગો થાય

છે, ત્યાં ત્યાં ચાલુ તંત્રમાં પુષ્કળ અંધાધુંધી પેસી જાય છે. જવાબદારી-ભરેલાં કામો સોંપાયા પછી તે કામો પુરાં કરવા માટે સ્વતંત્રતા ન હોય તો માણસ મુંઝાઈને કાં તો બેસી રહે છે, અને કાં તો સત્તા હાથમાં ધારણ કરીને તે મરજી માફક કામ ચલાવે રાખે છે. આપણી શાળાઓમાં આવી સ્થિતિ કંઈક અંશે આપણા વર્ગોના મોનિટરોની હોય છે. મોનિટરોને વર્ગની જવાબદારી સોંપવામાં આવે છે, પરંતુ એ જવાબદારી અદા કરવા માટેનાં સાધનો ઉપરનો કાબુ તેમજ બીજી સ્વતંત્રતા જોઈએ તે આપવામાં આવતાં નથી; પછી મોનિટરો સોંપવામાં આવેલી જવાબદારી અદા કરી શકતા નથી, તેવો આક્ષેપ આપણે તેમના ઉપર મૂકીએ છીએ. સ્વાતંત્ર્ય વિનાની જવાબદારીનું પરિણામ એક તરફથી આળસમાં આવે છે અને બીજી તરફથી સ્વચ્છંદમાં આવે છે. આ બંને પ્રકારની સ્થિતિ આપણી શાળાઓમાંથી ટળે નહિ ત્યાંસુધી જવાબદાર સમાજ ઉભો કરવાનાં માત્ર ફાંફાંજ સમજવાં.

ડાલ્ટન યોજનામાં જે જવાબદારી વિદ્યાર્થીને સોંપવામાં આવે છે તે જવાબદારી સ્વાતંત્ર્યમિશ્રિત હોય છે. સ્વાતંત્ર્ય અને જવાબદારીના એક-સામટા બળથી જે પરિણામો આ યોજનામાં દેખાયાં છે, તે ખરેખર આશ્ચર્યજનક છે. નાનકડા દેખાતા વિદ્યાર્થીના શરીરમાં કેવો બળવાન આત્મા રહેલો છે તેનુ ભાન આપણને થાય છે. આપણી કલ્પનામાં પણ ન આવે તેવી રીતે વિદ્યાર્થી સ્વાતંત્ર્યને ઝીલતો હોય છે, અને આપણને દિગ્મૂઢ કરી નાખે તેટલી જવાબદારીપૂર્વક પોતાનું કામ ચલાવતો હોય છે. ડાલ્ટન યોજનામાં વિદ્યાર્થીનું સ્વાતંત્ર્ય સ્વચ્છંદમા પરિણામ પામતું નથી. આ યોજનામા વિદ્યાર્થીને જવાબદારી સોંપવાથી કોઈ પણ રીતે પસ્તાવાનું કારણ નથી મળતું. સ્વાતંત્ર્ય અને જવાબદારીનો સુમેળ જામી જવાથી વિદ્યાર્થીનું સમગ્ર વર્તન જરૂરી તેટલા સંયમવાળું અને જવાબદારીના યથાર્થ ભાન-વાળું બની રહેલું હોય છે. વિદ્યાર્થીને સ્વાધ્યાયો આપીને તેના ઉપર પોતાના કામની જવાબદારી નાખી દેવામાં આવે છે. એ સ્વાધ્યાયો કયે વખતે કેટલા કરવા તે બાબતમાં તેને સ્વતંત્ર મૂકી દેવામાં આવે છે. આવી જવાબદારી અને આવા સ્વાતંત્ર્યે વિદ્યાર્થીને દગો દીધો હોય તેવું જોવામાં નથી આવ્યું. હા, જ્યા વિદ્યાર્થીના સ્વાતંત્ર્ય ઉપર થોડોઘણો પણ કાપ મૂકવામાં આવે છે ત્યાં વિદ્યાર્થી પોતાને સોંપાએલી જવાબદારી યોગ્ય પ્રમાણમાં અદા કરે છે કે નહિ તે માટે શિક્ષકને પણ જાગતા રહેવું પડે છે. ડાલ્ટન યોજનામાં હું કહું છું તે પ્રકારનાં સ્વાતંત્ર્ય અને જવાબદારીને

સ્થાન નથી; પરંતુ એ દિશામાં એ યોજનાએ પહેલવહેલાંજ દ્વાર ઉઘાડયાં છે એ એનો કેળવણીના ક્ષેત્રમાં કિંમતીમાં કિંમતી ફાળો છે. ઉઘાડેલાં દ્વાર વાટે કેટલી ઝડપથી આપણે આગળ પ્રગતિ કરી શકીએ, એ હવે આપણા હાથની વાત છે. વિદ્યાર્થીમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકીને, તેનામાં રહેલી શક્તિઓ આપણે કલ્પીએ તેના કરતાં તો અનેકગણી વધારે છે તેવી ખાતરી રાખીને, જવાબદારીમિશ્રિત સ્વાતંત્ર્ય સોંપવામાં આવે તો આજની શાળાઓનો રંગ સદંતર બદલાઈ જાય. આજે શાળાને અને વિદ્યાર્થીને, તેમજ વિદ્યાર્થીને અને શિક્ષકને કશી જ લેવા દેવા નથી. શાળા વિદ્યાર્થીને મન ભૂતખાનું છે અને શિક્ષક વિદ્યાર્થીને મન રાક્ષસ છે. આ સ્થિતિ બદલાવી નાખવી હોય તો આખી શિક્ષણની યોજના સ્વાતંત્ર્ય અને જવાબદારી ઉપર રચવી જોઈશે. આ પુનર્રચનાનું કામ ડાલ્ટન યોજનાએ કર્યું છે તેમાં શંકા નથી. જ્યાં જ્યાં આ યોજનાના પ્રયોગો થયા છે, ત્યાં ત્યાં શાળા તરફ વિદ્યાર્થીનો રાગ વધેલો દેખાયો છે, શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધો વધારે પ્રેમભર્યા થયા છે, ભણવાના વિષયો તરફ વિદ્યાર્થીની અભિરુચિ પેદા થઈ છે, અને તેવા ભણતરમાંથી વિદ્યાર્થી પોતાનો સાચો વિકાસ સાધી શકે છે તેમ દેખાયું છે.

સહકાર જેવા ત્રીજા મહત્ત્વના તત્ત્વ ઉપર આ યોજનાનું મંડાણ છે. સ્વાતંત્ર્ય અને જવાબદારી જ્યાં હોય ત્યા વ્યક્તિગત તેમ જ સમૂહગત સહકાર પેદા થયા વિના રહે જ નહિ. શાળાએ જે કરવાનું છે તે તો એવા સહકારને માટે વાતાવરણ અને અનુકૂળતા વિદ્યાર્થીને આપવાનું. આજના સમાજને ઉપર ગણાવેલાં બંને તત્ત્વોની જેટલી અગત્ય છે, તેટલી જ અગત્ય સહકારની છે. આજે આપણા સમાજમાં સહકાર જેવું કશું જ આપણને નજરે આવતું નથી. આજે તો ચારે બાજુ સ્પર્ધા દેખાય છે. એ સ્પર્ધાને જે સ્વરૂપમાં આજે આપણે જોઈએ છીએ તે સ્વરૂપમાં લાવવાનો દોષ પણ હું આપણી શાળાઓ ઉપર મૂકવા માગું છું. આપણા વર્ગો, આપણી શિક્ષણપદ્ધતિઓ, શાળાઓમા પોષાતી પરાધીનતા અને જવાબદારીનો અભાવ, એ બધાયમાંથી સ્પર્ધા પેદા થાય તેવા જ પ્રયત્નો આજે ચાલી રહ્યા છે. માર્ક, પરીક્ષા અને હરિફાઈ એ એવી પરિસ્થિતિમાં ઉભા કરવામાં ભારે મોટી સહાય કરે છે. આવા સ્પર્ધાવાળા વાતાવરણમાં સહકાર તો કયાંયે દેખાતો નથી. નમ્ર સત્ય રજુ કરવાની રજા મળે તો હું એટલે સુધી કહું કે વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે, શિક્ષક શિક્ષક વચ્ચે, અને શિક્ષક વિદ્યાર્થી વચ્ચે આ સ્પર્ધાએ ઝેરવેરનાં ભયંકર બીજ રોપ્યાં

છે. ઈર્ષાના આ અગ્નિમાંથી કોઈ બચી જતું હોય તેમ નથી દેખાતું. ઈર્ષા નિશાળમાંથી બહાર જઈને સમાજમાં પણ પહોંચી છે. વેપારીઓ કે બીજા ધંધાદારીઓ ઈર્ષા કરે છે એટલું જ નહિ, પરંતુ હવે તો શાળાઓ પણ અંદર અંદર સ્પર્ધા કરવા લાગી છે. આ ઈર્ષામાં જન્મેલો ઈર્ષાગ્નિ મનુષ્યને મનુષ્ય મિટાવી દે છે. એક શાળા બીજી શાળા સાથે નાની મોટી સ્પર્ધામાં ઉતરવા લાગે છે ત્યારે તો તે તે શાળાનો શિક્ષક ઘડીભરને માટે શિક્ષકપણું ગુમાવી દેતો આપણને દેખાય છે. આમ જ્યાં જુઓ ત્યાં ઈર્ષાએ પોતાનું સામ્રાજ્ય જમાવી દીધું છે. આવા સંયોગોમાં સહકારનું નામ સરખું પણ આપણને સંભળાય નહિ એ તદ્દન સ્વાભાવિક છે. શાળાઓમાં સહકાર ઉભો કરવા માટે ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તોપણ આજે આપણને તે દેખાતો નથી. આપણી સહકારની વાતો જંગલમાંની બૂમો માફક નિરર્થક જતી દેખાય છે. શાળાઓમાં સહકારનું વાતાવરણ કેવી રીતે ઉભું કરવું તેની આપણને સૂઝ નથી પડતી. જ્યાં વર્ગો હોય, વર્ગશિક્ષણપદ્ધતિ હોય, સમયપત્રકની બેડીઓ હોય ત્યાં વાતાવરણજ એકબીજા વચ્ચે ઈર્ષા ઉત્પન્ન કરાવે છે. અનિષ્ટ સાધનોથી ઇષ્ટ ફળો પેદા કરવા જેવા આપણા પ્રયત્નો છે. એ પ્રયત્નોને ડાલ્ટન યોજનાએ ઉઘાડા પાડ્યા છે અને સહકાર ઉભો કરવા માટે સાચી પરિસ્થિતિ જન્માવી છે. એ પરિસ્થિતિના પરિણામે શાળાનું વાતાવરણ ઈર્ષાયુક્ત મટી જઈ વિશેષ પ્રમાણમાં સહકારયુક્ત કરવા માંડે છે. ડાલ્ટન યોજનાએ પરીક્ષાઓ, ગુણો વગેરે કાઢી નાખ્યાં નથી, છતાંયે પ્રયોગમંદિર પદ્ધતિથી જે વાતાવરણ પેદા થાય છે તે વાતાવરણ સહકારવાળું બને છે. અલબત્ત પરીક્ષાઓ, ગુણો વગેરે ન હોત તો ઈર્ષાને હાંકી કાઢવા માટે અને શુદ્ધ સહકાર ઉત્પન્ન કરવા માટે વધારે અનુકૂળતાઓ ઉભી થાત. ડાલ્ટન યોજનામાં પ્રયોગમંદિરોની રચના, સ્વાધ્યાયોની વ્યવસ્થા અને અભિરુચિ પ્રમાણે ગમે તે વિષય પસંદ કરવાની છૂટ વગેરે એવી રીતે તૈયાર કરવામાં આવ્યાં હોય છે કે વિદ્યાર્થી વિદ્યાર્થી વચ્ચે વ્યક્તિગત અને સમૂહગત સહકાર ઉભો થયા વિના રહે નહિ.

સહકાર માટે આ યોજનામાં ભાષણો નથી કરવાનાં હોતાં, કે સૂચનાઓ આપવાની નથી હોતી. પ્રયોગમંદિરોમાં કામ કરતા છુટા છુટા વિદ્યાર્થીઓ અથવા તો નાની નાની ટોળીઓ જરૂર પડ્યે એકબીજાનો સાથ મેળવી લે છે. નીચલી શ્રેણીના વિદ્યાર્થીને મદદની જરૂર પડે ત્યારે શિક્ષકને રોકાએલો જોઈ ઉપલી શ્રેણીના વિદ્યાર્થી પાસે તે જાય છે. ઉપલી

શ્રેણીનો વિદ્યાર્થી સ્વતંત્ર રીતે કામમાં પરોવાએલો હોવાથી મદદ કરવા માટે સંકોચાતો નથી. તેની મદદથી તેને એક પ્રકારનો આનંદ અને સંતોષ પણ થાય છે. એક પ્રયોગમંદિરમાંથી બીજા પ્રયોગમંદિરમાં અભ્યાસાર્થે જતી વ્યક્તિઓ કે મંડળીઓ બીજી વ્યક્તિ કે મંડળી સાથે કરવાના કામની મંત્રણાઓ ચલાવે છે. જે સ્વાતંત્ર્ય અને જવાબદારી સોંપવામાં આવ્યાં હોય છે, તેને પુરો ન્યાય કરવા માટે એક એકબીજાના સહકારની અપેક્ષા તમામને પ્રતીત થાય છે. એવી અપેક્ષામાંથી સાચો સહકાર જન્મે છે. આવી જાતનો સહકાર દિવસ જતાં વિદ્યાર્થીના સ્વભાવમાં રૂઢ થઈ જાય છે; અને એક વખત સહકારનાં મિષ્ટ ફળો ચાખ્યા પછી સ્પર્ધાની જાળમાં બનતાં લગી તે નથી ફસાતો. આપણી શાળાઓમાં અત્યારે જે સ્થિતિ પ્રવર્તે છે, તેમાં ભારે મોટા ફેરફારો કર્યા વિના આ પ્રયોગમંદિરપદ્ધતિને દાખલ કરી દેવામાં આવે તો સ્પર્ધાને સ્થાને સહકારનું વાતાવરણ થોડી તકલીફે આપણે ઉભું કરી શકીએ.

ડાલ્ટન યોજનાના ઉપર ગણાવ્યા તે ત્રણ મુખ્ય સિદ્ધાંતો છે. એ ત્રણે તત્ત્વો નવીન કેળવણીના સ્વરૂપનાં પ્રાણસમાં છે. એ ત્રણે તત્ત્વો નૂતન શિક્ષણના આત્માસમાં છે. તેમાંથી ફલિત થતા નાના મોટા ઉપસિદ્ધાંતોથી આપણી શાળાઓનું વાતાવરણ ભરપૂર બની જશે ત્યારે સાચા અર્થમાં ભણનાર વ્યક્તિ વિકસી શકશે, સાચા અર્થમાં સમાજ વિકસી શકશે, અને સાચા અર્થમાં વ્યક્તિ અને સમાજનો સન્માનભર્યો તથા પ્રેમભર્યો મેળ જામી શકશે.

ડાલ્ટન યોજનાને વ્યક્તિવાદ પોષનારી યોજના માનવાની ભૂલ કરવાની કોઈએ જરૂર નથી. કોઈપણ સાચી શિક્ષણયોજના કેવળ વ્યક્તિવાદ ઉપર ટકી શકેજ નહિ. વ્યક્તિએ સમાજનું અનિવાર્ય અંગ બની રહેવાનું છે. વ્યક્તિ સમાજથી એકલી અટૂલી રહી ન શકે; એટલા માટે ઉત્તમ સમાજના એક અંગ તરીકે પોતાની જાતને સમાજ સાથે બંધબેસતી કર્યા વિના વ્યક્તિને ચાલે તેમ નથી, પરંતુ એનો અર્થ સમાજનું દમન કે જોહુકમી વ્યક્તિ ઉપર હમેશાં ચાલ્યા જ કરે એવો ન થાય; એટલા માટેજ શિક્ષણની યોજના વ્યક્તિ-સમષ્ટિનો સાચો સમન્વય કરનારી હોવી જોઈએ. આવો સમન્વય ડાલ્ટન યોજનાએ સાધ્યો છે. આખા દિવસના કાર્યક્રમમાં લગભગ અર્ધો ભાગ સમૂહશિક્ષણને આપવામાં આવે છે. આ યોજનાને સંમેલનનું નામ અપાય છે. સમૂહશિક્ષણની યોજના પાછળ કેવળ

શક્તિ કે સમયની કરકસરનો મુદ્દો નથી. દિવસના બધા ભાગોમાં ભણનાર વ્યક્તિને કેવળ સ્વાતંત્ર્ય આપીને વિકસવાની જે તક આપવામાં આવે છે, તેવી જ તક સમૂહમાં સાથે રહીને ત્યાગ કરવાની ભાવના પેદા કરવા માટે આવાં સંમેલનોદ્વારા તેને આપવામાં આવે છે. વ્યક્તિએ સમૂહમાં સાથે રહીને કામ કરતી વખતે કેટલું છોડવાનું હોય છે તેનું ભાન આવાં સંમેલનોમાં તેને થાય છે, વ્યક્તિવાદ અને સમષ્ટિવાદનો શિક્ષણમાં આવો સુંદર સમન્વય કરવાનું માન આ ડાલ્ટન યોજનાને ઘટે છે.

ડાલ્ટન યોજનાનો વ્યવહાર કરનારને આ સિદ્ધાંતોના જ્ઞાન ઉપરાંત બીજી ઘણી નાની મોટી વ્યવહારૂ વિગતો જાણવાની જરૂર રહે છે. આ યોજનામાં વિદ્યાર્થીઓનાં અને પ્રયોગમંદિરોનાં સમયપત્રકો કેવાં હોવાં જોઈએ, પ્રયોગમંદિર અને વિદ્યાર્થીઓનાં પ્રગતિપત્રકો એટલે શું, આચાર્યનું પ્રગતિપત્રક આપણી શાળાના વિકાસ ઉપર કેવી દૃષ્ટિ ફેંકે, સ્વાધ્યાયોનો અર્થ શો અને તેની રચના કેવી હોવી જોઈએ, વગેરે ઝીણી-મોટી વિગતો યથાર્થ સ્વરૂપમાં જાણી લેવા માટે ડાલ્ટનયોજનાનું પુસ્તક વાંચવાની જરૂર છે એ પુસ્તકમાં આ બધી વિગતોને સવિસ્તર ચર્ચવામાં આવેલી છે. સંમેલનના દિવસો દરમિઆન અહીં પણ આપણે વખત મળશે તે પ્રમાણે તેની ચર્ચા કરવાના છીએ.

ડાલ્ટન યોજનાનાં તત્ત્વોનું જેટલા વધારે પ્રમાણમાં આપણી શાળાઓમાં અનુકરણ થાય, તેટલે વધારે અંશે આપણી માધ્યમિક શાળાઓ કેળવણીની સાચી દિશાના પ્રગતિ સાધી શકે. શિક્ષણની કોઈ-પણ યોજના કે પદ્ધતિની રૂઢ ઘરેડને વળગી રહેવાની હું આપને સલાહ નથી આપતો. કોઈપણ પદ્ધતિ કે યોજનાનો આત્મા તેની પાછળનાં તત્ત્વોમાં રહેલો હોય છે. તે તત્ત્વો માનસશાસ્ત્રની અદ્યતન વિચારણા સાથે સુમેળવાળાં હોય છે અને જીવનશાસ્ત્રના ઊંડા અભ્યાસ ઉપર રચાએલાં હોય છે. તત્ત્વો આપણા થઈ જાય એટલે પદ્ધતિઓ તો તેને પગલે પગલે અનુસરનારી બને છે. આપણા સંયોગો અને આપણી મર્યાદાઓને લીધે એ યોજનાની બધી જ વિગતો આપણને બંધબેસતી ન આવે, પણ એ યોજનામાં ઘટતા ફેરફારો કરવા માટે આપણને કોઈ રોકી શકે નહિ.*

---

* શ્રી હરભાઈ ત્રિવેદીના ભાષણ ઉપરથી.

## એક ખોવાએલી નગરી (તક્ષશિલા)

તક્ષશિલામાં સૌથી પહેલીવાર વૈશંપાયને અહીં જનમેજય રાજાના સર્પસત્ર યજ્ઞપ્રસંગે મહાભારત કથા કહી હતી.

અહીં એક સમયે જગવિખ્યાત વિદ્યાપીઠ હતી, જ્યાં વ્યાકરણાચાર્ય પાણિનિ, અર્થશાસ્ત્રના પ્રણેતા ચાણક્ય, સમ્રાટ અશોક, વૈદ્યવર જીવક, કાશીરાજ અને અનેક વિદ્વાનો અને રાજાઓ અભ્યાસ કરી આગળ વધ્યા હતા. ચીન અને મધ્ય એશિઆમાંથી જ્ઞાનપિપાસુ ઘણા વિદ્યાર્થીઓ અહીં અભ્યાસ અર્થે આવેલા હતા એ સંબંધી ઉલ્લેખો પણ મળી આવે છે.

**નગરીની શોધ અને ખોદકામ:**—આ નગરીના અસ્થિઅવશેષો સદીઓથી ખોવાઈ અને વીસરાઈ ગએલા તે કેમ જડયા તે કથા સાંભળવી રસપ્રદ છે. એક અંગ્રેજે તક્ષશિલા વિષે શાસ્ત્રો વાંચેલા, ચીના મુસાફરનાં વર્ણનોનો અભ્યાસ કરેલો, અને બીજા ઉલ્લેખો જોઈ કાઢેલા. ઇ. સ. ૧૮૬૩ ની એક સવારે તેણે જાહેર કર્યું કે "એ ખોવાએલી નગરી આખરે મને જડી છે." આ સ્થળ વાયવ્ય પ્રાંતની સરહદ ઉપર રાવળપીંડીથી ૨૦ માઇલ ઉત્તરપશ્ચિમે આવેલું છે.

ભારતની આ પ્રાચીન ભૂમિ પુસ્તકો ઉપરથી આમ શોધી કાઢવાનું ભાગ્ય સર એલેક્ઝાંડર કનિંગહામ જેવા વિદેશી પંડિતને પ્રાપ્ત થયું. એ વાતને પણ વરસો વીત્યાં. પછી ભૂગર્ભના ઉંડાણમાંથી તે નગરીના અસ્થિઅવશેષો શોધી કાઢી જગતને ચરણે રજુ કરવાનો યશ પણ બીજા વિદેશી પુરાતત્ત્વ પંડિત સર જ્હોન માર્શલને શિરે જાય છે. સરકારના શોધખોળ ખાતા તરફથી ઇ. સ. ૧૯૧૩–૧૪ થી સર જ્હોન માર્શલની સરદારી નીચે આ સ્થળનું ખોદકામ ચાલુ છે. મકાનોના પાયાની પરંપરા, ભવ્ય અને મનોહર મૂર્તિઓ, સોનારૂપા અને માણિક્યના અલંકારો મળી આવ્યા અને ખોદકામ ચાલુ રહ્યું.

**ઇતિહાસ**—તક્ષશિલાની પ્રાચીન કાળની સમૃદ્ધિ અને વિદ્યાવિલાસિતાના છુટાછવાયા ઉલ્લેખો સિવાય, એલેક્ઝાંડરની ચડાઈ પહેલાંની ઇતિહાસની સામગ્રી ઘણી ઓછી મળે છે. ઇ. સ. પૂર્વે પાંચમી સદીમાં ઇરાની સામ્રાજ્યમાં તેનો સમાવેશ થયો હતો એમ જણાય છે. અહીંથી ઇરાની સામ્રાજ્યની અસરનો એક રસિક અવશેષ મળેલ છે તે ઇ. સ. પૂર્વે ચોથીથી પાંચમી સદીનો એરેમિક અક્ષરોમાં લેખ છે. એરેમિક લિપિનો હિંદભરમાંથી આ એકજ લેખ મળ્યો છે.

ઇ. સ. પૂર્વે ૩૨૬ માં એલેક્ઝાંડરે તક્ષશિલા છતું અને પોરસ ઉપર હલ્લો કર્યો તે પહેલાં તે થોડા વખત અહીં થોભ્યો જણાય છે. તેના સમકાલીનો અને સહચારીઓનાં લખાણ ઉપરથી જણાય છે કે તે સમયે એ શહેર સમૃદ્ધ, વસ્તીમાં સારૂં અને સુશોભિત હતું. તે વખતે અહીં આંભી રાજ્ય કરતો હતો, જેને પોરસ સાથે વારેવારે લડાઈ કરવી પડતી. તે સિકંદરને તાબે થયો અને તેને સત્કાર્યો તથા સાથ આપવા પ્રવૃત્ત થયો. આથી તેનું રાજ્ય તેની પાસે રહેવા દીધું હતું અને તેને બીજો પણ કેટલોક મુલક મળ્યો.

એલેક્ઝાંડરના મૃત્યુ પછી આસરે ઇ. સ. પૂર્વે ૩૧૭ માં ગ્રીક ગવર્નરને હિંદ બહાર લડાઈમાં મદદ કરવા જવું પડ્યું, ત્યારે ચંદ્રગુપ્તે મગધની રાજ્યધાની સાથે તક્ષશિલા અને પંજાબ ભેળવ્યાં. ગ્રીક સરદારે તેના પરગણા લેવા ફરીથી આવતાં, ચંદ્રગુપ્ત પાસે રહ્યો. તેના પુત્ર બિંદુસારના કાળમાં મગધની ધુંસરી તક્ષશિલાએ ઉખેડી નાંખી, પરંતુ રાજપુત્ર અશોકે પુનઃ તે મેળવ્યું અને અહીં વાઇસરોય તરીકે રહ્યો. બુદ્ધધર્મ આ કાળે વધુ પ્રવર્તો જણાય છે. અશોકના રાજ્યકાળમાં પણ બંડ થયું હતું. તે વખતે તેનો પુત્ર કુણાલ અહીં સુબાગીરી ઉપર આવ્યો. અશોકના મૃત્યુ પછી તેનું સામ્રાજ્ય કડકડવા માંડ્યું, અને તક્ષશિલાએ પોતાનું સ્વાતંત્ર્ય મેળવ્યું, પરંતુ ફક્ત તે થોડા વખત માટે; કારણ બેક્ટ્રિઆમાંથી ગ્રીક લોકો ચઢી આવ્યા. એકાદ શતક બેક્ટ્રિઅન ગ્રીક રાજ્ય આવ્યું, જેમાં ડેમેટ્રિઅસ, યુક્રેટાઇડિસ, એપોલોડોટસ, મીનાંડર, એન્ટીયાલસીડસ વગેરે રાજાઓ હતા. પછી સિથીઅન કે શક લોકો ચઢી આવ્યા હતા. લગભગ ઇ. સ. પૂર્વે ૮૫ માં શક વીર મોઝે તક્ષશિલા જીત્યું જણાય છે. તેના પછી એઝીસ પહેલો ઇ. સ. પૂર્વે ૫૮ માં ગાદીએ આવ્યો. તેની સત્તા યમુનાપ્રદેશ સુધી વિસ્તરી. સત્રપોથી રાજ્ય કરવાની ઇરાની પદ્ધતિ તેણે દાખલ કરી. તેના વંશજો એઝીલીસીસ, અને એઝીસ બીજા પછી પાર્થિઅન ગોન્ડોફાર્નીસના અમલ તળે આ નગર ગયું. આ રાજાએ કાબુલના રાજા હર્મિઅસને પણ હરાવ્યો. હર્મિઅસે નાસી છુટી, કુશાન સત્તાવાહક કાજુલ કડફીસીસને મદદ આપી, કાબુલ, ગાંધાર અને તક્ષશિલા જિતાવ્યાં. આમ કુશાન અમલ તળે તક્ષશિલા આવ્યું. કાજુલ પછી વીમાકાડફીસીસ આવ્યો અને રાજ્ય વિસ્તાર્યું. સોટર મેગાસના સિક્કા આ કાળના જડે છે. તે ઘણુંકરીને તેના પછીનો રાજા હશે. બીજા સૈકામાં મહાન અને શક્તિવંત રાજા કનિષ્ક થયો, જેણે મધ્ય એશિઆથી બંગાળ સુધી રાજ્ય

ક્રિસ્તાર્યું: તેના પછી હવિષ્ક અને વાસુદેવ થયા. ત્રીજા સૈકામાં વાસુદેવના મૃત્યુ પછી કુશાનોની સત્તા ઓછી થતી ગઈ, જો કે પંજાબમાં હજી તેનું શાસન હતું. અણનોંધાએલા સેસિનિઅન હલ્લાથી આ સત્તા ઓછી થઈ હશે, કારણ ઘણા સેસિનિઅન સિક્કાઓ તક્ષશિલામાંથી મળ્યા છે. પાંચમી સદીમાં શ્વેતહૂણના આક્રમણથી કુશાન સત્તાનો અંત આવ્યો. આ જંગલી શ્વેત હૂણોએ તક્ષશિલાના વિશાળ બુદ્ધવિહારો અને શહેરનો નાશ કર્યો હશે. આ વિપત્તિ પછી તક્ષશિલા ફરી કદી ન ઉઠી શક્યું. જ્યારે વિખ્યાત ચીનો મુસાફર હુએનસંગ અહીં આવ્યો ત્યારે તક્ષશિલા કાસ્મીરનું ખંડીઆ રાજ્ય હતું. સ્થાનિક સરદારો એકબીજા સાથે અદાવતથી વર્તતા અને મકો જર્જરિત અને પરિત્યક્ત હતા. ઇ. સ. પૂર્વે પાંચમી સદી અને ઇ. સં. ની પાંચમી સદી વચ્ચે જુદી જુદી સાત પ્રજાના શાસન તળે તક્ષશિલા હોવાનું જણાય છે–ઇરાની, મેસિડોનિઅન, મૌર્ય, બેક્ટ્રિઅન ગ્રીક, સિથિઅન, પાર્થિઅન અને કુશાન આ બધી પ્રજાએ કળાનાં અંશો અને અસર તક્ષશિલામાં મૂક્યાં છે.

**ભીર ટેકરી:**—શોધખોળ થઈ તે પહેલાં છુટાછવાયા સ્તૂપોના થોડાઘણા ભાગ દેખાતા, તે સિવાય બધું ભૂમિગત હતું. સ્ટેશન અને ત્યાંથી થોડે દૂર તામ્રાનાલા કરીને એક ઝરણું વહે છે. તેની વચ્ચે એક ભાગમાંથી મકાનો અને તેમાંથી પુરાતન વસ્તુઓ મળી છે, તે ભાગને 'ભીર ટેકરી' કહેવામાં આવે છે. અત્યારસુધીની શોધખોળથી એવું જણાયું છે કે તક્ષશિલાનું શહેર જુદે જુદે ત્રણ ઠેકાણે જુદા જુદા કાળમાં વિદ્યમાન હતું. તે પૈકી આ ભીર વિભાગ અહીંથી મળેલી પુરાતન વસ્તુઓ વગેરે પરથી જુનામાં જુનો માલમ પડે છે. આ સ્થળ ગ્રીકોનાં આગમન પહેલાં ઘણાં વરસથી અસ્તિત્વમાં હશે અને બીજા સૈકાના પ્રારંભકાળમાં ત્યજાયું હશે.

**સીરકાપ:**—ભીર ટેકરીથી ઓળખાતા સ્થળનો નાશ થયા પછી ત્યાંથી થોડે દૂર એ શહેર વસ્યું જણાય છે, જે સ્થળને સીરકાપ કહેવામાં આવે છે. તેની આસપાસ ગઢ હતો, જેના પાયાની પહોળાઈ ૧૫ થી ૨૧॥ ફુટ જણાય છે. આ ગઢની ઉત્તર દીવાલ બહાર એક પરું પણ હતું કે જે હાલ કચ્ચાકોટ તરીકે ઓળખાય છે. આ સીરકાપ ઇંડો-ગ્રીક સત્તાકાળમાં, ઇ. પૂર્વે બીજા સૈકામાં વસ્યું હશે અને સિથોપાર્થિઅન તથા કુશાન કાળમાં વીમાકાડફીસીસના રાજ્ય સુધી રહ્યું હશે. ત્યા બુદ્ધ અને જૈન ધર્મનાં કેટલાંક ખંડેરો જણાય છે. અહીં એક મોટું મકાન

મળેલું છે કે જેની વિશાળતા ઉપરથી તે રાજમહેલ હોય તેમ જણાય છે. બાંધણી ઉપરથી સિથોપાર્થિઅન કાળ હોવાનું મનાય છે, અને દિવાનેખાસ, દિવાનેઆમ, અતિથિનિવાસ, રક્ષકનિવાસ, મંત્રણાગૃહ, જનાનખાનું વગેરે તેના વિભાગો પણ કલ્પાયા છે. જો કે આ મહેલ અણશણગારેલો છે. મેસોપોટેમિઆના એસિરિઅન મહેલો સાથે તે ખૂબ સામ્ય ધરાવે છે.

આ શહેરમાંથી વિવિધ કાળના સિક્કાઓ, મૂર્તિઓ, અરેમિક લેખ, અને આભૂષણો વગેરે અનેક પ્રાક્કાલીન વસ્તુઓ મળી છે. ખોદતાં જણાયું છે કે ઘરોના ઓરડાઓમાં અરસપરસ બારણાં છે, પરંતુ શેરીમાં નથી માલમ પડતા. તેમ જે ભાગ મળેલો છે તે ઉંચી બેસણી માત્ર હોય; અને બારીબારણાં તેની ઉપર હોય તથા નીચેનો ભાગ ભંડકીઆં હોય. બહારથી એકજ માળ દેખાય પણ અંદરથી તપાસતાં બે હોય, એમ ફીલોસ્ટ્રેટસ વર્ણન કરે છે અને જણાવે છે કે અંદરના ભંડકની ઉંચાઈ પણ ઉપરના જેટલી છે. આને તે 'તહખાના' કહે છે.

**શિરસુખ:**——કનિષ્કકાળમાં વસાએલું આ શહેર, ઉપર્યુક્તમાં ત્રીજું અને છેલ્લું છે. તેને ૧૮।। ફુટ જાડાઈનો કીલ્લો છે. કેટલાક સિક્કાઓ મળ્યા છે, પરંતુ સવિશેષ ખોદકામ થવું હજી બાકી છે.

આ ત્રણે શહેરો બીરટેકરી, સીરકાપ, અને શિરસુખ ઉપરાંત આસપાસના પ્રદેશમાં બૌદ્ધ સ્તૂપો અને મઠો છુટાછવાયા અને ખૂબ વેરાએલા છે. તક્ષશિલા ખીણના દક્ષિણ પ્રદેશમાં બુદ્ધ અવશેષો વધુ છે.

**ધર્મરાજાક સ્તૂપ:**—આ મોટા સ્તૂપ અને તેની આસપાસના અનેક સ્તૂપો અને તેની મૂર્તિઓ ઇત્યાદિનું કલાવિધાન આકર્ષક છે. ભગવાન બુદ્ધ કે કોઈ પવિત્ર સાધુનાં હાડકાંના ટુકડા, દાંત, કે કોઈ અવશેષ ઉપર તેના સ્મરણ માટે પવિત્ર જગાએ બૌદ્ધ લોકો સ્તૂપ બંધાવે છે. ત્રીસ ફુટ જેટલું ખોદતાં આ ધર્મરાજાક સ્તૂપના અવશેષો સાંપડ્યા છે. આ સ્તૂપ સિથો-પાર્થિઅન સમયમાં ચણાવ્યો હશે. ચોથા સૈકામાં તેનો પુનરુદ્ધાર થયો હોય તેમ તેના શૃંગાર અને કલાથી જણાયું છે. તેને વિશાળ પ્રદક્ષિણાપથ છે. જેની ઉપરથી મળેલી ઘણી પુરાતત્ત્વ વસ્તુઓ પૈકી ગાંધારકળાના નમુના અને વિવિધ રાજાઓના સિક્કાઓ છે. એક બોધિસત્ત્વની મૂર્તિ છે જે છત્ર નીચે અભય મુદ્રામાં ઉભી છે. બાજુના નાના સ્તૂપોમાંથી કેટલીક વસ્તુઓ અને અવશેષ કરંડકો મળ્યા છે. આ જગ્યાના એક સ્તૂપના મધ્યમાંથી નીકળેલો છત્રવાળો નાનકડો સુવર્ણ સ્તૂપ અને અવશેષ એ

ઇ. સ. ૧૯૧૭માં તત્કાલીન વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડે સિલોનના બુદ્ધોને ભેટ આપેલો છે, અને તે હાલ કેંડીના વિખ્યાત દંતમંદિરમાં વિરાજે છે. આવી કેટલીક અવશેષ પટીઓ જુદા જુદા સ્તૂપોની અંદરથી પણ મળેલી છે. કેટલાક ગુપ્તકાળના અક્ષરોથી **ये धर्महेतुप्रभवः**ની ભાવના લખેલાં સીલો, સુવર્ણઅલંકારો, જુદા જુદા પ્રકારનાં મોતીઓ, તથા ઘણી વસ્તુઓ મળી છે, જે પૈકી સં. ૧૩૬ ના અશાડ શુ. ૫ (ઇ. સ. ૭૮)નો ખરોષ્ટ્રી લિપિનો એક લેખ મહત્વનો છે. તેમાં જણાવાયું છે કે "તક્ષશિલાના તનુવા પ્રદેશમાં, ધર્મરાજક સ્તૂપના બોધિસત્વ મંદિરમાં એક ગૃહસ્થે મહાન કુશાન રાજાના સ્વાસ્થ્ય અર્થે, ભગવાન બુદ્ધના માનમાં, અર્હતોના માનમાં, પ્રાણીમાત્રના ભલા માટે, માતાપિતા, મિત્રો, સલાહકારો, સગાવહાલાં વગેરેના પુણ્ય અર્થે અને પોતાના સ્વાસ્થ્ય અર્થે આ અવશેષો અહીં રાખ્યા છે. આ કાર્યો નિર્વાણપંથ આપો !"

આ સ્થળેથી મળેલી મૂર્તિઓ ગાંધારકળાના નાદર નમુનાઓ છે. કોઈ કોઈ મૂર્તિઓ તો અતિ ભવ્ય છે. એક ખંડિત મૂર્તિનો ગોઠણ નીચેથી અંગુઠા સુધીનો ભાગ મળ્યો છે જે સવાપાંચ ફુટ છે. જે ઉપરથી તે મૂર્તિ ૩૫ ફીટ ઉંચી હશે. ' ઘણીની રજા લેતો કંથક અશ્વનો પ્રસંગ પણ આબેહુબ આલેખાયો છે. અર્ઘ્ય અર્પતા ત્રણ સ્ત્રીભક્તો, બીજા ચાર પુરુષભક્તો તથા વજ્રપાણિ સહિત બુદ્ધનું અભય મુદ્રામાં આલેખન રમ્ય છે. બનારસના મૃગઉદ્યાન (મૃગદાવ)માં ધર્મચક્રપ્રવર્તન કરતા ભગવાન બુદ્ધના પ્રથમ પ્રવચનનો પ્રસંગ ભાવવાહી રીતે અંકિત થયો છે. મૂર્તિઓ કંજુર પત્થરની, માટી કે માટી પત્થરના મિશ્રણની છે. મૂર્તિઓનાં વસ્ત્રોની કરચલીઓ પણ આબેહુબ રીતે દર્શાવવામાં આવી છે. લાલ અને કોઈ સ્થળે સોનેરી ઢોળ તેના ઉપર હજી ચોંટયો છે.

કુણાલ સ્તૂપ:—ચીના મુસાફર હુએનસંગે કુણાલ સ્તૂપનો ઇતિહાસ પોતાના પ્રવાસવર્ણનમાં આપ્યો છે. અશોકની રાણી તિષ્યરક્ષિતાના પ્રપંચથી રાજપુત્ર કુણાલની* જે સ્થળે આંખો ગઇ હતી, ત્યાં સમ્રાટે આ સ્તૂપ બંધાવ્યો એમ જણાવે છે. આ સ્તૂપની બેસણી સહજ અંતર્ગોળ છે, જે સ્થાપત્યની દષ્ટિથી જોનારનેજ જણાઈ આવે. જોનારના દષ્ટિપથમાં પ્રથમ દર્શને સ્તૂપ યથાસ્થિત દેખાય તેવી માન્યતાથી એવી રચના યોજી જણાય છે. તેની ઉપર એક ભાગે બીજો નાનકડો સ્તૂપ છે. સ્તૂપની પશ્ચિમે ૧૯૨×૧૫૫ ફુટ માપનો એક મઠ છે. અંદર ચતુઃશાળા વગેરે છે.

**મોરા મોરાદુ અને જોલીયાંના સ્તૂપો:**—ઉત્તર પશ્ચિમના કલાનીતરતા ઐતિહાસિક અવશેષોમાં ખાસ નોંધને લાયક આ સ્તૂપો તક્ષશિલા પ્રદેશમાં મોરા મોરાદુ અને જોલીયાં નામના ગામો નજીક આવેલા છે. તે ભૂગર્ભમાં સુરક્ષિત હતા, પરંતુ કનિંગહામની શોધખોળ પછી પુરાણી વસ્તુ વેચીને પૈસા કૂટી ખાનારા માણસોએ આ ભવ્ય સ્તૂપોના કેટલાક કલાભર્યા નમુના વેચી ખાધા છે.

મોરા મોરાદુની બુદ્ધની મૂર્તિ, બોધિસત્ત્વ વગેરેની પ્રતિમાઓ, તેની ઉપરની હાથી કે અન્ય કોતરકામથી દીપતી તોરણમાળાઓ, વગેરે કળાના ઉત્કૃષ્ટ નમુનાઓ છે. આ સ્તૂપની પાસે મઠ છે, જેમાં સ્નાનગૃહ (જંટાગૃહ) સભાસ્થાન (ઉપસ્થાન શાળા), રસોડું (અગ્નિશાળા), ઉપાહાર શાળા, કોઠાર (કોષ્ઠ) વગેરે વિભાગો પણ હતા તેમ જણાવ્યું છે.

મોરા મોરાદુથી એકાદ માઇલ અને જોલીયાં ગામથી અર્ધો માઇલ દૂર એક ભવ્ય સ્તૂપના પ્રેક્ષણીય ભગ્નાવશેષો છે, જે સ્તૂપ હાલ જોલીયાં સ્તૂપ નામથી ઓળખાય છે. આ સ્તૂપનું મૂર્તિવિધાન મોરા મોરાદુ કરતાં પણ વધુ અલંકારભર્યું છે. ત્રીજા સૈકાના પ્રારંભમાં શિરસુખમાં રાજધાની આવી, અને ભીર તથા સીરકાપ ત્યજાયેલા હતા તે સમયે શિરસુખના વિકાસકાળમાં આ જોલીયા, મોરા મોરાદુ, બાદળપુરના સ્તૂપો રચાયા હોય એમ જણાય છે. ધર્મરાજક અને બીજા પશ્ચિમના સ્તૂપો સીરકાપના કાળના જણાય છે.

**અન્ય સ્તૂપો:**—આ સ્તૂપો ઉપરાંત, ભલ્લર સ્તૂપ જેનું વર્ણન હુએનત્સંગે કરેલું છે તે કુણાલ સ્તૂપને મળતો છે. બાદલપુરનો સ્તૂપ ભેરા ગામ પાસે છે, જે તક્ષશિલાનું અનેરૂં સ્મારક હતો. ઇતિહાસને ભોગે પણ પુરાણી વસ્તુ ચોરી વેચી ખાનારા લોકોએ તે તોડી, તેના અવશેષો યથેચ્છ રીતે ઉપાડી તેને શોભાહીન હાડપિંજર જેવો બનાવી દીધો છે. તેના મઠમાંથી કનિષ્ક, હવિષ્ક, વાસુદેવ રાજાઓના સિક્કા પ્રાપ્ત થયા છે. આ ઉપરાંત હસન અબ્દલ પાસેનો સ્તૂપ અને બીજા કેટલાક સ્તૂપોના અવશેષો પ્રાપ્ત થાય છે.

**સંગ્રહસ્થાન:**—અહીંથી નીકળતી અસંખ્ય પ્રાક્કાલીન વસ્તુઓને સંગ્રહવા, સંરક્ષવા અને જિજ્ઞાસુ દૃષ્ટાઓના નિરીક્ષણ અર્થે, સુંદર સંગ્રહસ્થાન

---

* રાજકુમારનું નામ તો ધર્મવિવર્ધન હતું, પરંતુ તેનાં ચક્ષુઓ, નાનાં, સુંદર અને હિમવત પક્ષી જેવાં હતાં, તેથી સમ્રાટ અશોકે તેને 'કુણાલ'નું ઉપનામ વાત્સલ્યથી આપ્યું હતું. તે અહીં વાઇસરોય તરીકે રહેતો.

સંસ્કારના શોધખોળ ખાતાએ બનાવ્યું છે, અને તે મી૦ ગુપ્તા નામના બંગાળી પુરાતત્ત્વ રસિકની દેખરેખ નીચે વ્યવસ્થિત ગોઠવાયું છે. આમાં ભાવભરી, કલાનીતરતી અનેક ભવ્ય મૂર્તિઓ, સોનાચાંદીનાં આભૂષણો, માણેક, પત્થર, પન્ના, ચીપ, નીલમણિ, હીરા, ગુરુ, મોતી, શની, અકીક, શંખ, દાંત, ભરત ભરવાના સોયા, હેરપીન્સ, બોચ, સાડીપીન્સ, સ્ફટિક વગેરેનો ઉપયોગ, વિવિધ પ્રકારની તકલીઓ, ત્રાક, વણકર લોકોને વણવાનો કાંઠલો (શટલ), ઐતિહાસિક સીલો, માટીનાં વિવિધ પ્રકારનાં વાસણો, સોની વગેરેનાં ઓજારો, બચ્ચાંનાં રમકડાં ઇત્યાદિ અનેક પ્રાક્કાલીન વસ્તુઓ પ્રાપ્ત થઈ છે. કેટલીક નાની વસ્તુઓ પણ તે કાળના સંસ્કારનું સચોટ ભાન કરાવે છે. તક્ષશિલા હિંદની સરહદ ઉપર આવેલું હોઈ ઘણાં આક્રમણોનો ભોગ તે સહુથી પહેલાં થઈ પડયું છે. ત્યાંથી મળી આવતા અસંખ્ય સિક્કાઓ, હિંદપરની વરસોની વિદેશી ધુંસરીના અચૂક પુરાવા છે.

રામાયણ અને મહાભારતમાં ઉલ્લેખાએલી આ નગરીમાંથી વૈદિક કાળના જાણવા જેવાં સંસ્મરણો મળ્યાં નથી. આર્ય ધર્મની પ્રાચીનતાના અનેક પુરાવા આ શહેરે આપવા જોઈતા હતા, પણ નામના અપવાદ સિવાય કોઈ મૂર્તિ કે યજ્ઞકુંડ કે અન્ય કોઈ ઉક્ત સંસ્કારદર્શક નિશાની હજુ સુધી દેખાઈ નથી.

(તા. ૧૮-૧૧-૧૯૩૪ ના 'ગુજરાતી'માંના **શ્રી. પ્રતાપરાય ગીરધરલાલ** મહેતાના લેખ ઉપરથી.)

---

## સર્વદેશીય શિક્ષણ (સ્કાઉટિંગ)

વર્તમાન યુગ પરિવર્તનનો છે. સર્વ બાબતમાં પરિવર્તન થયાં છે અને થશે તો એની અસર કેળવણીને પણ થાય છે. કેળવણી કેટલી અગત્યની છે તે ઘણા વિદ્વાનો કહી ગયા છે પણ એ કેળવણી કેવી અને કઈ આપવી કે જેથી બાળમાનસનો વિકાસ તથા સ્વાતંત્ર્ય વધે, એ પ્રશ્ન આજે સૌને મૂંઝવી રહ્યો છે.

અમારા ગામમાં "નૂતન કેળવણી મંડળ" સ્થાપવાની હીલચાલ થઈ રહી છે. તેના વિદ્વાન સભ્યો ઘણીવાર એવા કૂટ પ્રશ્નોની ચર્ચા કરે છે. એક દિવસ એક કેળવણી કોન્ફરન્સ ભરાયું હતું. તેમાં સ્કાઉટિંગના પ્રયોગો ઘણા સારા થયા હતા. ત્યાં ઘણા કેળવણીરસિક ભાઈઓ અને બહેનો

આવેલાં હતાં. ત્યાં જે સ્કાઉટ શિક્ષક આવ્યા હતા. તેમણે એક સ્કાઉટની ઉત્પત્તિ, વિકાસ, અને ઉપયોગિતા વિષે અસરકારક વિવેચન કર્યું હતું.

અમારા ગામના આગળ પડતા શિક્ષિત ભાઈ વિનોદરાયે સ્કાઉટ શિક્ષકને પાસે બોલાવ્યા. તેમની સાથે ચર્ચા ચલાવી તે નીચે મુજબ છેઃ—

વિનોદરાય—સ્કાઉટોનું ધ્યેય શું હોવું જોઈએ ?

સ્કાઉટ માસ્તર—સ્કાઉટિંગના બાપુ–ઉત્પાદક લૉર્ડ બૅાડન પોવેલ કહે છે તેમ "આપણો જન્મ ઈશ્વરને માટેજ છે અને છેવટે આપણે ઈશ્વરની પાસેજ જઈએ છીએ," દરેક માણસ આવો મુદ્રાલેખ રાખે તો કુસંપ નાશ થશે અને ઐક્ય વધશે.

વિનોદરાય—આવા ઐક્યથી શો લાભ થશે ?

સ્કા. મા.—આપણો (હિંદુસ્તાન) દેશ આવા ઐક્યથી એક આબાદ સુસંગ્રથિત દેશ બનશે. દરેક હિંદીની એવી ધગસ હોવી જોઈએ કે આપણો દેશ સુખ, સમૃદ્ધિ, વિદ્યા–વિજ્ઞાન, વગેરેથી ઉન્નત બને. એવી દિશામાં બધાએ સુપ્રયત્ન કરવો જોઈએ. સ્કાઉટનું ધ્યેય પણ એવુંજ છે.

વિનોદરાય—હિંદમાં પહેલા એવું શિક્ષણ હતું કે નહિ ?

સ્કા. મા.—કાશી કે નર્મદા કાંઠે પ્રાચીન ઋષિમુનિઓ એવુંજ શિક્ષણ આપતા. હિંદની આગળની ઉજ્જવળ કીર્તિ એવા ઋષિમુનિઓનેજ આભારી છે. ત્યારપછી રજપુતોનુ શૌર્ય, વફાદારી અને ધીરજ એ ગુણો ખરા વીરને શોભાવે એવા હતા. એક ક્ષત્રિય વીર ખરો સ્કાઉટ–વીર હતો.

વિનોદરાય—બાલવીરની પ્રવૃત્તિ શાને માટે છે ?

સ્કા. મા.—લડાઈ કરવા કે વેપાર માટે રાજ્ય કરવા કે સ્વાર્થ માટે નથી એ ખચિત ધ્યાનમા રાખવું. એ પ્રવૃત્તિ જનસમાજના હિત માટે અને ઐક્ય માટેજ છે. એને રાજકીય બાબત સાથે બીલકુલ સંબંધ નથી, અને મૂળમુદ્દો દુનિયામાંની તમામ વસ્તી એકબીજા સાથે પ્રેમની નજરે જુએ અને ખભેખભા મિલાવી રહે એ છે.

વિનોદરાય—એમાં કેવી રીતે શિક્ષણ આપવામાં આવે છે ?

સ્કા. મા.—વનવિદ્યા એ એનું મુખ્ય અંગ છે. ૩૦–૪૦ વિદ્યાર્થીને જંગલમાં રાખી ત્યાંની પરિસ્થિતિ પ્રમાણે તેમની શક્તિનો, અને માનસનો વિકાસ થાય તેવું શિક્ષણ આપવામાં આવે છે. ખાસ કરીને કુટુંબિક જીવન જીવવામાં કેટલો આનંદ છે તે માલમ પડે છે.

વિનોદરાય—શિક્ષણમાં કઈ પદ્ધતિ રાખવામાં આવે છે ?

સ્કા. મા.—પ્રત્યક્ષ કામ કરાવીને, રમતો રમાડી અને હરિફાઈ, સ્પર્ધા કરાવીને શિક્ષણ આપવામાં આવે છે.

વિનોદરાય—બાળવીરના ઉંમર પ્રમાણે કેટલા ભાગ પાડેલા છે?

સ્કા. મા.—ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે.

(૧) વુલ્ફ કબ્ઝ—૭ થી ૧૨ વર્ષ દરેક જણની માનસિક અને શારીરિક ખીલવણીને ઉત્તેજન.

(૨) બૉયસ્કાઉટસ્—૧૧ થી ૧૮ વર્ષ ચારિત્ર અને સમાજસેવા-ભાવનાઓની ખીલવણી માટે.

(૩) રૅાવર સ્કાઉટસ્—૧૭ અથવા ૧૮ વર્ષ. શહેરી તરીકે સ્કાઉટ ભાવનાઓના અભ્યાસ માટે.

આવા ભાગ અરસપરસ એકબીજાના લાભ માટેજ છે. વુલ્ફકબ્ઝ એ બૉયસ્કાઉટ્સની પૂર્વ તૈયારી છે તેમ બૉયસ્કાઉટ્સ એ રોવર સ્કાઉટ્સની પૂર્વ તૈયારી છે.

વિનોદરાય—એ શિક્ષણના મુખ્ય પ્રકાર કેટલા?

સ્કા. મા.—(૧) સ્કાઉટિંગ એજ મેળવવાની તાલીમ.

(૨) હાથ ઉદ્યોગ અને વિનોદની કલાઓ.

(૩) શારીરિક તંદુરસ્તી.

(૪) સમાજની સેવાઓ:—જેવું કે આગ બુઝાવવાનું કામ, અકસ્માતમાં તાત્કાલિક મદદ, ઉપદેશકનું કામ અને જાહેર ફરજ.

વિનોદરાય—શરૂઆતમાં કેટલા છોકરા રાખવા?

સ્કા. મા.—૭ કે આઠ સારા હોશિયાર છોકરાથી શરૂઆત કરવી. પછી તેમાંથી સંખ્યા વધારી આઠ આઠ છોકરાના દળ પાડવાં.

વિનોદરાય—દળ પાડી કેવી રીતે શિક્ષણ આપવું?

સ્કા. મા.—આખા દળનો એક દળનાયક નીમવો. એ પ્રમાણે આખા ટ્રૂપનો એક સેનાનાયક નીમવો. દળનાયક અને સેનાનાયક ઉપરજ ઉત્કર્ષનો આધાર છે.

મેદાનમાં કસરત કરવી, વ્યૂહમાં ગોઠવવું, રમતો રમાડવી, વંદન કરાવવું, જુદી જુદી ગાંઠોનો મહાવરો કરાવવો, કોથળી અને ચામડાનાં બટન બનાવવાં, ઘાસની સાદડી, ગોદડાં, ટોપલી બનાવવી, અંગ કસરતો કરવી, અને દરેક બાલવીરે પોતાની ઉંચાઈ, આંગળીની લંબાઈ, કાંડાનું

માપ, પગની પાટલીનું માપ, ડગલાંનું માપ અને પોતાની લાકડીનું માપ નોંધી રાખવું.

વિનોદરાય—દળને ઓળખવાં કેમ ?

સ્કા. મા.—પહેલાં દરેક દળને જુદાં જુદાં નામ આપવાં. દા. કાગદળ, મયુરદળ, શ્વાનદળ, વ્યાઘ્રદળ, વગેરે અને તેની નિશાની માટે જુદા જુદા રંગની લુગડાંની પટી દળવાર સ્કાઉટોએ ખમીસના ડાબા ખભાપર લટકાવવી.

વિનોદરાય—દળનાં નામ પ્રાણીનાં કેમ રાખે છે ?

સ્કા. મા.—જંગલમાં એવાં પ્રાણીઓ વસે છે, માટે તેની બોલીઓ (અવાજ) આવડવી જોઇએ. દરેક દળને તેની બોલી આવડવી જોઈએ. બીજા દળની બોલી અચૂક બોલવી નહિ.

વિનોદરાય—સ્કાઉટો કેમ્પમાં સાંજે અને રાત્રે શું કરે છે ?

સ્કા. મા.—સાંજે અડધો કે એક કલાક સત્કાર્ય કરે છે, અને રાત્રે કેમ્પ ફાયર કરે છે.

વિનોદરાય—કેમ્પ ફાયર એટલે શું ?

સ્કા. મા.—કેમ્પ ફાયર એટલે સાંજના વાળુ કર્યા પછી બધા સ્કાઉટો ભેગા ગોળ કુંડાળું કરી બેસે છે અને વચ્ચે ધુણી (અગ્નિ) સળગાવે છે. અહીં આખા દિવસનો થાક ઉતરે છે અને આનંદ મળે છે. કાર્યક્રમમાં અગ્નિ સળગેલો જાહેર કરવો. પછી નાટયપ્રયોગો કરવા, સારૂં ગાયન ગાવું, દાંડીઆ રાસ રમવો, સારી વાતો કરવી, તથા એક દૈનિક પેપર કાઢવું, અને તેના સારા લેખો વાંચવા. જ્યાં શાળામાં કે ગામમાં સ્કાઉટ ટ્રૂપ હોય તેમણે મહીનામાં એક વખત કેમ્પ ફાયર કરવો. એનાથી હાસ્ય-વિનોદ ખૂબ મળે છે.

વિનોદરાય—બાળવીર પ્રવૃત્તિની શરૂઆત ક્યાંથી થઈ ?

સ્કા. મા.—૧૯૦૧–૦૨ માં દક્ષિણ આફ્રિકામાં લડાઈ થઈ ત્યારે મેફેકિંગ નામના પરગણામાં એકદમ ચઢાઇ થઈ તે વખતે પુરતી લશ્કરી તૈયારી હતી નહિ અને અણીને વખતે નાનાં બાળકોએ સંદેશા લાવવા, ખબર આપવી, વગેરે કામ એક શુરા સૈનિક જેવું કર્યું અને તેને લીધે તેમની જીત થઈ. આથી માલુમ પડ્યું કે બાળકોને શાળાના બહારના શિક્ષણની પણ જરૂર છે. નિશાળનું જ્ઞાન અપૂર્ણ અને ખંડિત છે. બહારના શિક્ષણથી તેનામાં અદ્દભુત હિંમત અને સાહસ, ફરજ અને બહાદુરી

બતાવવાની શક્તિ આવે છે અને બાળક પોતાના રાજા અને રાષ્ટ્રને વફાદાર રહે છે.

વિનોદરાય—એ પ્રવૃત્તિનો ઉત્પાદક કોણ છે ?

સ્કા. મા.—ઉપરની લડાઈ વખતે જેણે જોયું, જાણ્યું અને અનુભવ્યું તે સ્કાઉટિંગના આદ્ય પિતા લૉર્ડ બૅાડન પોવેલ છે. તે હાલમાં જીવે છે. તેમણે દુનિયાના સર્વ દેશ જોયા છે. હિંદુસ્તાનમાં ૧૫ વરસ સુધી રહ્યા છે. ૩૪ વરસમાં એ પ્રવૃત્તિ આખી દુનિયામાં ફેલાઈ ગઈ છે અને લાખોની સંખ્યામાં એના વિદ્યાર્થી બની રહ્યા છે એ પ્રવૃત્તિની લોકપ્રિયતા અને સર્વદેશીયતાની ખાતરી કરાવે છે.

વિનોદરાય—બધા દેશના બાળવીરો મળે છે ખરા ?

સ્કા. મા.—હા, દરવરસે સ્કાઉટોની જંબુરી ભરાય છે. ઈ. સ. ૧૯૩૧ ની સાલમાં આસ્ટ્રિઆ-હંગરીમાં ભરાઈ હતી ઈ. સ. ૧૯૩૫ માં ઑસ્ટ્રેલિઆના મેલબોર્ન શહેરમાં જાન્યુઆરિમાં ભરાવાની છે. હિંદુસ્તાનના બાલવીરો પણ ભેગા મળે છે. એકવાર મુંબઈમાં ભેગા મળ્યા હતા ત્યારે ના. ઈરવીન સાહેબે એ જંબુરી ખુલ્લી મૂકી હતી. જંબુરી વખતે બધા સ્કાઉટો જુદી જુદી પ્રવૃત્તિઓ લોકોને બતાવે છે.

વિનોદરાય—આગળના વખતમાં કયા કયા સ્કાઉટો થઇ ગયા છે ?

સ્કા. મા.—અશોકના કર્મવીર ધર્મપ્રચારકો, હિંદના જગત વીર ક્ષત્રિયો, તેમજ બીજા વીર પુરુષોએ નહિ કલ્પેલી અડચણો વેઠી છે. બ્રિટિશ સામ્રાજ્યમાં બ્રિટિશ સાહસિકો, સંશોધકો અને પ્રજાના વીરપુત્રોએ (બાળવીરોએ) હજારો વર્ષથી ભોગ આપ્યો છે. લૉર્ડ બૅાડન પોવેલ એક જગ્યાએ લખે છે કે "બેકર અને લિવિંગ્સ્ટને આફ્રિકામાં જંગલી માણસોથી વસેલાં વેરાનો અને જંગલમાં પ્રવાસ ખેડીને રસ્તો કાઢયો છે. ડેવિસ, ફ્રેંકલીન, અને રાસે એ ઉત્તર મહાસાગરનો બરફ અને ફ્રાનો માર્ગ ખેડયો છે. તેમજ હાલમાં સ્કૉટ, અને શેકલ્ટને દક્ષિણ મહાસાગરમાં સાહસ ખેડવામાં પોતાનો અજોડ અને અમર ભોગ આપ્યો છે." એ બધા અજોડ સ્કાઉટો છે.

વિનોદરાય—પ્રાચીન હિંદની કઈ સ્ત્રીઓએ હિંદની સંસ્કૃતિ મોખરે મૂકી છે ?

સ્કા. મા.—પન્નાએ બાળરાણા માટે પોતાના છોકરાનો ભોગ આપ્યો, અને બાળ રાણાને બચાવવા અગણિત અકલ્પ્ય અને અકથ્ય દુઃખો વેઠયાં.

અને જગતને માનવતાનો, આત્મત્યાગનો તથા સ્વામિભક્તિનો-સેવાનો અજોડ પાઠ આપ્યો.

સીતા અને દ્રૌપદી એ બહાદુર વીર વીરાંગનાઓ હતી. પોતાના પતિ સાથે જંગલમાં વાસ કર્યો. યુરોપમાં એવીજ બાઈ ગ્રેસ ડાર્લિંગ, માંદાઓની આરવાર કરનાર ફ્લોરેન્સ નાઈટિંગેલ, આફ્રિકાની સંશોધક કુમારી-કીંગ્સલે તથા લેડી લીગાર્ડ, એ બધી સ્ત્રીઓ ખરેખરી વંદનીય સ્ત્રીશક્તિ હતી.

વિનોદરાય—આવી તાલીમ વિજ્ઞાનમાં કામ આવે છે?

સ્કા. મા.—સર વિલ્યમ ક્રુકસ કહે છે કે હવા, અજવાળું, અને એવી બીજી શોધો કરનારા વિજ્ઞાનશાસ્ત્રીઓને પણ આ તાલીમ ઉપયોગી થઈ પડે છે.

વિનોદરાય—દુઃખમાં એ વિદ્યા શું કામ આવે છે?

સ્કા. મા.—શિવાજીની વાત વાંચો. એને જ્યારે ઔરંગજેબે કપટથી બંદીવાન બનાવ્યો ત્યારે શિવાજીએ ખૂબ ધીરજ અને સહનશીલતા રાખી ઉપાય શોધી કાઢ્યો. બિંદુમાંથી સિંધુ સર્જનાર, અદૃશ્યમાંથી દૃશ્ય કરનાર, જાગીરદારમાંથી રાજા, રાજામાંથી મહારાજા અને મહારાજામાંથી છત્રપતિ થનાર એ સત્તરમી સદીના સમર્થ શસ્ત્રધારી જગતવીર શિવાજી ખરેખરા સ્કાઉટવીર હતા. એમનું જીવન વાચનાર સર્વને એ સ્પષ્ટ વાત સમજાશે. પ્રતાપ રાણો મહેલોમાં રહેતો. તેને જંગલમાં ૨૦ વરસ સુધી રહેવું પડ્યું. એનું સાદાઈભરેલું જીવન સ્કાઉટોને અદ્‌ભુત અને જીવતું જાગતું અને જ્વલંત દૃષ્ટાંત અતિ ઉપયોગી છે અને એ બાબતમાં "હિંદી બાલવીર વિદ્યા" નામની ચોપડીમાં પા. ૧૦ માં લખેલી 'કિમ' નામના બાલવીરની કથા વાચવા જેવી છે. એક નાનો બાળક આગળ જતાં કેવો અવલોકનકાર, ચિકિત્સક બની લોકોને કેટલો લાભ કરે છે તે ખૂબ મનન કરવા જેવું છે.

વિનોદરાય—ટુંકમાં બાળવીરમાં કયા કયા ગુણ જોઈએ?

સ્કા મા.—પહેલાં તેણે ત્રણ પ્રતિજ્ઞા લેવી જોઈએ.

(૧) વિશ્વેશ, નરેશ, અને સ્વદેશ પ્રત્યે બનતું કરીશ:
(૨) બીજા લોકોને બધી વખતે મદદ કરવી.
(૩) બાળવીરના ધર્મોને આધીન રહેવું.

આ પ્રતિજ્ઞા સ્વમાનથી અને હિંમતથી લેવી.

નીચેની બાબતો આવડવી જોઈએ—

(૧) વનનિવાસ, (૨) વીરત્વ, (૩) જિંદગી બચાવવી, (૪) સહનશીલતા, (૫) સામ્રાજ્યનો વાવટો ફરકાવવો, (૬) સ્વદેશાભિમાન, (૭) (૮) અનુમાન તથા વીરભાવ, ધૈર્ય, તત્પરતા, તંદુરસ્તી, બળ, અને દયાભાવનો ગુણ હોવો જોઈએ?

વિનોદરાય—હવે અભ્યાસક્રમ વિષે કંઈ કહો?

સ્કા. મા.—બાળવીર થતાં પહેલાં કોમળપાદનો અભ્યાસ પાસ કરવો પડે છે. સ્કાઉટના નિયમો, છુપી નિશાનીઓ, અને વંદન તે જાણે છે. યુનિયન જેકની રચના અને તે કેમ ફરકાવવો તે જાણે છે.

ખરીગાંઠ, સફરગાંઠ, ઘોડાગાંઠ, માછીનીગાંઠ, જડગાંઠ, ટૂંકગાંઠ, વગેરે બાબત તેણે જાણવી જોઈએ. ફેંટો સફાઈથી અને ઝડપથી બાંધી જાણવો જોઈએ. આટલી ખાતરી પછી કોમળપાદને ચાંદ આપવામાં આવે છે તે ખમીસની ડાબી બાજુએ (સ્કાઉટનો પોશાક હોય ત્યારે) રાખવો.

વિનોદરાય—બાળવીરના ધર્મો કયા?

સ્કા. મા.—(૧) બાળવીરનું વચન વિશ્વાસને પાત્ર હોવું જોઇએ.

(૨) બાળવીર રાજા, અધિકારી અને માબાપ તરફ વફાદારીથી વર્તે છે.

(૩) બાળવીરનો ધર્મ બીજાને ઉપયોગી થવાનો અને સૌ કોઈને સહાય કરવાનો છે.

(૪) બાળવીર બધાનો મિત્ર છે.

(૫) બાળવીર વિનયશીલ છે.

(૬) બાળવીર જાનવરનો પણ મિત્ર છે.

(૭) માબાપ, નાયક અને શિક્ષકોની આજ્ઞા પાળે છે.

(૮) સઘળી મુશ્કેલીમાં આનંદી રહે છે.

(૯) બાળવીર કરકસરી છે.

(૧૦) વિચાર, વાણી અને કર્મમાં પવિત્ર છે.

વિનોદરાય—બાળવીર વંદન કેમ કરે છે?

સ્કા મા.—ત્રણ આંગળીથી સલામ કરે છે. એ ત્રણ પ્રતિજ્ઞાનું સ્મરણ કરે છે.

વિનોદરાય—બાળવીરનો પોશાક કેવો જોઈએ?

સ્કા મા.—સઘળી મુશ્કેલીઓ ધ્યાનમાં રાખી બાળવીરનો પોશાક બાંધી રાખેલો છે. સગવડ, સરળતા, અને સંજોગ પ્રમાણે એ ઉપયોગી છે. માથા ઉપર લીલા રંગનો ફેંટો કે "સોલા" ટોપી પહેરી શકે છે. ગળામાં ગળેબંધ રાખે છે. તેનો રંગ લીલો કે આસમાની રાખવો. મોજાં કે બૂટ

વગર ચાલી શકે છે. સાથે પોતાની ઉંચાઈ જેટલો દંડો રાખવો. તે ઉપર ફૂટ ઈંચના માપ પાડવાં.

વિનોદરાય—ઉપરની બધી વસ્તુનો ઉદ્દેશ શો?

સ્કા. મા.—લાકડી સ્વરક્ષણ કરે છે. રસ્તો શોધે છે તથા તેનાથી આગ ઓલવવાનું કામ સરળ થાય છે. તેનાથી પૂલ બને છે. ફેંટાથી માણસને પાણીમાં બૂડતો બચાવી શકાય છે. સાપથી રક્ષણ થાય અને કામચલાઉ સ્ટ્રેચર કે ડોળી બનાવી શકાય છે. ગળેબંધથી પાટા બંધાય છે. એજ પ્રમાણે બાળવીરની દરેક વસ્તુ કંઈને કંઈ સુહેતુ સાધવા માટેજ રાખેલી છે.

વિનોદરાય—બાળવીર કૂચ કરતાં કઈ કઈ નિશાનીઓ કરે છે?

→ આ રસ્તે જાઓ.

3→ ત્રણ પગલાં દૂર વસ્તુ સંતાડેલી છે.

× આ રસ્તે જવું નહિ.

○ હું ઘેર ગયો છું.

આવી ઘણી જાતની નિશાની રસ્તે ઝાડના થડ પર, પાંદડાં પર કે રસ્તાની જમીન ઉપર કરે છે. રાત્રે મશાલ સળગાવી જોવું. એનાથી નિરીક્ષણ શક્તિ વધે છે અને ધારી ધારીને જોતાં આવડે છે.

વિનોદરાય—સ્કાઉટો રમતો કેવી રમે છે?

સ્કા. મા.—બુદ્ધિની, કલ્પનાની, અને યાદશક્તિ વધે તેવી રમતો રમે છે. દા. એક ટેબલપર ૨૫ જાણીતી વસ્તુઓ છે. તેને ૧ મિનિટ જોઈ યાદદાસ્ત પ્રમાણે લખી લાવવી. એવીજ બીજી કીમતી રમત, સંદેહવાહક, વાદવિવાદ, કચેરીનો કેસ, વગેરેની રમત રમાડવી, યુદ્ધનૃત્ય પણ કરાવવું.

વિનોદરાય—એ સિવાય બીજું શું શીખવવામાં આવે છે.

સ્કા. મા.—ઉઘાડા મેદાનમાં રહેવું પડે છે. નવા પ્રદેશો શોધવા જળમાં સ્નાન કરવું, હોડીમાં મુસાફરી કરવી, પર્વતપર ચઢવું. હિંદુસ્તાનમાં ઘણા પર્વતો છે. તેની શોધ કરવાથી કંઈને કંઈ નવું મળશે. માર્ગ શોધવો, દિશા ઓળખવી, હોકાયંત્રનો ઉપયોગ જાણવો. નદીની પહોળાઈ માપવી, આકાશમાં ધ્રુવનો તારો, તથા નક્ષત્રો અને રશિઓ ઓળખવી, વગેરે ખુલ્લા મેદાનમાં શીખવવામાં આવે છે.

વિનોદરાય—બાળવીર છુપી ખબર શી રીતે આપે છે?

સ્કા. મા.—છુપા કાગળથી, કરપલ્લવીથી, શબ્દથી, વાવટાથી, તથા સિસોટીથી પણ આપી શકાય છે. કેટલાક દેશમાં દિવસે ધુમાડાથી અને

રાત્રે અગ્નિના ભડકાથી સંદેશા આપે છે. છત્રપતિ શિવાજીના વખતમાં રાત્રે અગ્નિના ભડકાથી ડુંગરોના શિખર ઉપરથી સંદેશા અપાતા હતા. આ કારણથી પણ કિલ્લાની અગત્ય વિશેષ હતી. તાર મોકલવાની પદ્ધતિને મોર્સ પદ્ધતિ કહે છે, અને વાવટાથી સંદેશા આપવાની પદ્ધતિને સેમેફોર પદ્ધતિ કહે છે. આ પદ્ધતિ સરળ અને સાદી છે.

વિનોદરાય—જંગલમાં કેમ્પ વખતે બાળવીરો શું કરે છે?

સ્કા. મા.—ઝુંપડી બાંધવી, ગાંઠો વાળવી, કામચલાઉ પુલ બાંધવા, અંતરનું અનુમાન જાણવું, રાંધવું તથા કપડાં ધોવાં વગેરે તે પોતાની જાતેજ કરી લે છે. જાતેજ રાંધવાનું, જાતેજ કપડાં ધોવાનાં, તથા બીજો કેમ્પનો આનંદ જિંદગીનો મહામુલો પ્રસંગ છે, એમ સૌ કેમ્પમાં ગએલાનો આત્મા કબુલ કરે છે. ખરી મઝા કેમ્પિંગ જીવનમાંજ આવે છે. એ ઉપરાંત તંબુ બાંધતાં, હોડી બનાવતાં, આવડવું જોઈએ. સ્કાઉટોને એકાદ કામ સુથારીકામ કે વીજળીનું કામ કે બીજું કંઈ કામ સારામાં સારૂં આવડવું જોઈએ કે તેનું જીવન સારી રીતે જીવી શકે.

છાવણીમાં એકજ વાત ખુબ ધ્યાન ખેંચે છે. છાવણીની જગ્યા એક રાજમહેલ જેટલી સ્વચ્છ અને આકર્ષક લાગે છે. જરા જેટલો કચરો હોતો નથી. વ્યવસ્થા પણ એવીજ રહે છે. ભલે એ જગ્યા સાદી છે, છતાં સ્વચ્છતા અને વ્યવસ્થાથી એક સ્વર્ગ જેવી સુમધુર લાગે છે. આ ઉપરથી નક્કી થાય છે કે બાળકમાં, ક્રિયાશક્તિ, અને બુદ્ધિશક્તિ છે, પણ તેનો વિકાસ આવી વ્યવસ્થા ન હોવાથી થતો નથી.

“ અમીરને ગરીબ થતાં વાર લાગતી નથી ” એવી કહેવત છે. માટે અમીરે પણ ગરિબાઈનું જીવન જાણવું જોઈએ. છાવણીમાં સર્વ કામ જાતે કરવાનું, છે પણ તે ઓછામાં ઓછા ખર્ચે તે ચલાવવાનું છે. વર્તમાન જમાનાના ગોરજીઓ અને નકલી વ્રુવાનોને એ ભેલા અને અનુભવવા લાયક છે. “ રોબીનસન ક્રૂઝો ”ની ચોપડી વાંચવા જેવી છે. તેમાં એક મુસાફર પોતાની જરૂરિઆત ધીરે ધીરે કેવી રીતે પુરી કરે છે તે જાણવાનું મળે છે. છાવણીનું જીવન બાળકને વ્યવસ્થા અને આદર્શનો પાઠ આપે છે. હિંદમાં મંદવાડ, ગંદવાડ, અજ્ઞાન અને ગરિબાઈ છે તે બાળવીર ધારે તો વખત જતાં દૂર કરી શકે.

વિનોદરાય—છોકરાઓ માટે આવી યોજના છે, પણ છોકરીઓ માટે કંઈ છે?

સ્કા. મા.—છોકરીઓ માટે પણ છે. તે પ્રવૃત્તિનું નામ "ગર્લગાઇડ" છે. તેનું શિક્ષણ અને સિદ્ધાંત સ્કાઉટિંગના જેવાજ છે, પણ કેટલીક વાતમાં કાર્યપ્રદેશ જુદા હોવાથી કેટલીક બાબત જુદી પડે છે. યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં એ પ્રવૃત્તિ જોસબંધ ચાલે છે. એથી છોકરીઓમાં દયા, હિંમત, ધીરજ, ફરજનો ખ્યાલ, ખંત, કાળજી અને પ્રેમ વધે છે. એક આદર્શ ગૃહિણી તથા ગૌરવવંતી સમાજસેવિકા બનવાના અમૂલ્ય ગુણ આવે છે. હિંદુસ્તાન જેવા દેશમાં જ્યાં અભણ સ્ત્રીઓમાં વહેમ, શંકા, ડાકણ, ભૂત, વગેરેનું અસ્તિત્વ છે તે દૂર કરવાનું અને આવતી કાલનો સ્ત્રી-સમાજ બળવાન બનાવવા, તેના બાળકોની સંભાળ સારી લે તથા બાળકને સારી કેળવણી મળે તે માટે ગર્લગાઇડની પ્રવૃત્તિ અગત્યની છે. હિંદના વિશાળ સ્ત્રીસમુદાયને કેળવવા માટે વ્યાપક પ્રવૃત્તિની ખાસ જરૂર છે. હાલમા સુરત જિલ્લામાં બારડોલી તથા વાલોડ મહાલમાં એ પ્રવૃત્તિ ખૂબ જોસભેર ચાલે છે. તેના સંચાલકોને જરૂર ધન્યવાદ ઘટે છે. એઓ હજુ એ પ્રવૃત્તિને વ્યાપક અને લોકઉપયોગી બનાવવા પોતાની કિંમતી મદદ આપશે એમ આશા રાખવામાં આવે છે.

વિનોદરાય—તમારી આવી સચોટ અને મુદ્દાસર દલીલો સાંભળી મને તમારે માટે તથા સ્કાઉટ પ્રવૃત્તિ માટે ખૂબ માન ઉત્પન્ન થયું છે. હું પણ એક સ્કૂલનો મુખ્ય શિક્ષક છું અને હું જરૂર એ પ્રવૃત્તિ શરૂ કરીશ. મારા ગામમાં કન્યાશાળા છે ત્યાં ગર્લગાઇડની પ્રવૃત્તિ શરૂ કરાવીશ. ટૂંકમાં તમારી લોકસેવાથી તમારૂં શિક્ષણ અને પ્રતિષ્ઠા વધુ ગૌરવવાળાં અને ઉજ્જવળ બનશે એ વાત નક્કી છે. એમ કહી પોતાને ગામ ગયા અને સ્કાઉટ માસ્તર પણ તેમના સ્કાઉટોને લઈ તેમને ગામ ગયા.

વેગામ.
જિ. સુરત.

સ્કાઉટ શિક્ષક

ભીખુભાઈ કશનજી નાયક

---

## પંચ પુષ્પ

### ૧. શિક્ષક અને પ્રગતિ

આ શબ્દોમાં દ્વિરુક્તિ દોષ નથી ? શિક્ષક એટલે પંતુજી તો હરગીઝ નહિ એમ સ્વીકારીએ તો શિક્ષક એટલેજ પ્રગતિ એવો અર્થ નિષ્પન્ન થાય છે. પ્રવૃત્તિ એટલે પ્રગતિ નહિ, અને પંતુજી એટલે શિક્ષક નહિ.

પંતુજી તો બાપડો સ્વાર્થનો માર્યો વૈતરો છે–વેઠીઓ છે. મહેતાગીરી કરીને પેટીઉં કાઢવાનો ધંધો લઈ બેઠેલો તે પંતુજી. પછી તેને પદવી અને હોદ્દાઓની ઉપાધિ લાંબી કે ટુંકી હોય તેની કશી પરવા નથી. રોજ રોજ એકનું એક કરીને ઘરડાઈ ગએલો, સડી ગએલો શિક્ષક આ કક્ષાનો છે, એટલે તે પંતુજી છે. રોજંદી કામગીરી આડે ઉંચું માથું ન કરી શકે. પડેલા ચીલામાંથી ઉંચો ન ચડી શકે તેવો કાર્યદગ્ધ–કર્મઠ શિક્ષક પ્રગતિનું માહાત્મ્ય નથી જ સમજી શકવાનો.

હંમેશાં એકનું એક કામ કરવાથી જે હથોટી શિક્ષક મેળવે છે તેને તે પ્રગતિ સાધી નૈપુણ્ય મેળવ્યું એમ સમજે છે, પણ ખરી રીતે તો એ પ્રગતિ નહિ પણ ભ્રામક પ્રવૃત્તિ છે. 'રળીઆ ગદની ઘેરના ઘેર ને ભડકા ભેર' જેવી એની દશા થાય છે.

જ્યાંસુધી પ્રવૃત્તિ અને પ્રગતિના ભેદ પરખાયા નથી, ત્યાંસુધી એ શિક્ષક જ રહેવાનો. હમેશ એકનું એક કામ એકજ ઘરેડમાં કરનારમાં યાંત્રિકતા અને યાંત્રિક આધીનતા આવી જાય છે, અને તેની હથોટી આવી એટલે શિક્ષણનો ખાં થઈ ગયો એવી ખુમારી અને ભ્રમ તેનામાં પેદા થવાનાં. આવી ખુમારીને લીધે એ ખરો શિક્ષક–શાસક બની શકતો નથી અને પ્રજાના ભાવિ શાસનમાં–ભાગ્યવિધાનમાં પોતાનો ફાળો આપી શકતો નથી; અને તે વ્યક્તિત્વ નષ્ટ માનવકીટ રૂપે જીવન નહિ પણ માત્ર હસ્તી ભોગવે છે. આવા કોયલા જેવા મસાલા ભરેલા મુર્દા જેવા શિક્ષકો સમાજને ઉગારનાર નહિ પણ ઉતારનાર નીવડયા છે, એવો બુલંદ પડઘો ઇતિહાસ પાડી રહ્યો છે.

શિક્ષક જો પ્રગતિની ઘૃણા સેવે–પ્રગતિ સામે આંખમિચામણાં કરે તો રાષ્ટ્રઘાત કરે છે. શિક્ષક એ કોઈ સ્વાર્થી વ્યક્તિ નથી. એ જો કોઈ એવો એકલડોકલ પ્રાણી હોત તો એની પાછળ સાહી ખુટાડવાની જરૂર ન પડત; પરન્તુ એ સામાજિક પ્રાણી છે–વ્યક્તિ છે. સમાજનો ઘડનાર–જવાબદાર સામુદાયિક પ્રાણી છે, નિશાળને જો માનવબાળોની પાંજરાપોળ બનાવી ન દેવી હોય તો શિક્ષકે સર્જક થવું પડશે.

પ્રવૃત્તિ અને પ્રગતિ વચ્ચે પડતી અને ચડતી જેટલો ભેદ છે. મુઆ અને જીવતા વચ્ચે જેટલો ભેદ છે તેટલો સાધારણ અને સાચા શિક્ષક વચ્ચે છે.

પ્રગતિ એટલે પ્રજારો, ઝણઝણાટી કે તમતમાટી નથી, એટલે તે શિક્ષક કેવળ વાચાળ હોય–પોલો હોય–દંભી કે ધતીંગ રૂપ–એવો સેભાગ્ય શિક્ષક બાળકને યોગ્ય કેળવણી આપતો નથી.

શિક્ષણ એટલે તો કળા, અને કળા સ્થિરતા, મિતતા, વ્યવસ્થિતતા અને ઉત્કટ છે. સ્નેહ અને સંયમ વિના કંઈ થોડી જ તે વ્યક્ત થાય છે? શિક્ષક પોતાની બુદ્ધિનાં ટાંકણા વડે વિદ્યાર્થીના દિમાગ કોતરે છે અને પોતાના હૃદયના રંગ વડે એના દિલને રંગે છે. શિક્ષક અને શિષ્યનો બિંબ-પ્રતિબિંબ જેવો સંબંધ છે. આવું કળાત્મક કામ આસ્તે છતાં મક્કમપણે, સ્થિર બુદ્ધિ છતાં દીર્ઘદૃષ્ટિથી, દઢતાથી તેમજ કોમળતાથી થવું ઘટે. ઘણીવાર એવું બને છે કે પ્રગતિ પ્રવૃત્તિ જેવી દેખાય તેટલી ધીરી અને એકધારી હોય છતા પ્રગતિ તે પ્રગતિ છે. સાચી પ્રગતિ પેચગતિક (સ્ક્રૂ) જેવી હોય છે. જેમ સ્ક્રૂના આંટા લગભગ ગોળ જેવા દેખાવા છતાં ત્રાંસા બનતા બનતા ઉંચા ચડે છે, તેમ સાચી પ્રગતિમાં ચડવાનું હોય છે. મૃત્યુ જેવી સ્થિતિ-ચુસ્તતા હોતી નથી. સ્થિતિચુસ્તતા એજ અપમૃત્યુ છે એમ સમજી ઉન્નત પથગામી શિક્ષક પ્રગતિશીલ રહે છે.

હરરોજ જલતી ફીટસન, પેટ્રોમૅકસ કે વીજળીની રોશનીમાં ભલેને તે ગમે તેટલી દેદીપ્યમાન હોય તોપણ કદીએ નવીનતા કે આકર્ષણ જણાતું નથી. જ્યારે સૂર્ય તો એકનો એક ઉગવા છતાં ઝરણ, વનસ્પતિ ઇત્યાદિથી સમૃદ્ધ લાગે છે. સૂર્ય એ પ્રગતિનો દ્યોતક છે. ખરૂં પૂછો તો શિક્ષકનું આદિમ લક્ષણ પ્રગતિપ્રેમ છે. જેનામા જેટલી પ્રગતિશીલતા તેટલો તે શિક્ષક.

વ્યક્તિમાત્રની કીમત તે કઈ જમાનાની છે એ ઉપરથી અંકાય છે. તમારા જમાનાની સાથે હો તો તમે માણસ છો, તેથી પાછળ હો. તો જડ છો અને આગળ હો તો પહેલવાન છો. શિક્ષકો સમાજના સાચા પથપ્રદર્શક થશે ત્યારે તેઓ સમાજના મોખરે ચાલશે અને દોરશે.

**૨. સામાન્ય જ્ઞાન. —**

મૂલ્યપરિવર્તનના આ જમાનામાં ખાસ કરીને જેમ બુદ્ધિને સ્થાને સામાન્ય અક્કલની સવિશેષ કીમત ઉપજે છે, તેમ એકજ વિષયના દૂધમાંથી પોરાં કાઢે તેવા અથવા વાળ ચીરવાની ખાયેશ ધરાવે તેવી વૃત્તિના માનવીનો કોઈ ભાવ પૂછતું નથી. આવા માણસને વેદીઓ કે પંડિત મૂર્ખ જેવાં અભિધાનોથી નવાજવામાં આવે છે. આવા માણસો બિચારા અપંગ નહિ તો એકાંગી પ્રાણી હોઈ દયાપાત્ર લેખાય; છતાં જટિલ સમાજ અને સંસ્કૃતિના આ જમાનામાં કોઈ એક વિષયને પોતાનો કરવા જેટલી તલ-સ્પર્શિતા સાધવી એ સ્પૃહણીય નહિ તો લાભપ્રદ તો છે જ.

ઉપયોગવાદના આ રોકડીઆ જમાનામાં અનેકવિષયતા અનિવાર્ય થઈ પડી છે. તેના લાભાલાભ સંસ્કૃતિ અને ઉલ્લાસની કસોટીએ કસ્યા

વિના એટલું કહી શકાય કે અનેકવિષયતાને બદલે એકવિષયવિશિષ્ટતા ખીલે તો વધારે સારૂં; કારણ એથી એક વિષયમાં મજ્જન કરવાનો લાભ મળે છે અને બીજા અનેક વિષયો પ્રતિ ઘૃણા જન્મતી નથી. ડ્રાઇડન સારો કવિ હતો; પરંતુ ગણિતની ગુંગાલમાં એવો તો સંડોવાઈ ગયો કે પછીથી તેનાં કાવ્યઝરણ ગણિતની મરુસ્થલીમાં સૂકાઈ ગયાં. આવા એક વિષયતા–એકાંગિક વિકાસના ઉદાહરણ આપણને જ્યાં ત્યાં નજરે પડે છે. જ્યારે એથી ઉલટું ગ્લેડસ્ટન રાજનીતિમાં ગુંથાઈ ગયો છતાં કાવ્ય અને કળા જેવા અનેકવિધ વિષયોમાં પોતાનો રસ જાળવી શક્યો અને તે એટલે સુધી કે એનું માથું છેક ઘડી સુધી પણ વધતું ગયું અને તેના દરજીને દરેક વખતે એની હૅટ–ટોપાનું–માપ વધારવું જ પડતું. મતલબ કે એક વિષયને બદલે એકપ્રધાનવિષયતાની જરૂર છે.

માણસ જો સામાન્ય જ શક્તિનો હોય છે અને જો તેનું ચિત્ત અત્યંત ચંચળ હોય છે તો કાગડાની માફક તે વિષયના સડતા ફળોમાં ચાંચ માર્યા કરે છે અને પરિણામે કાગડો જો કે ધરાય છે તોપણ આવી વૃત્તિના માણસ તો મૂર્ખ બની જાય છે. આવા અનેક ઉકરડા આજોટતા જડ મનુષ્યો નકામા છે, એટલે છીછરાપણું એ કાગળના હોડકા જેવું હોવાથી એનાથી જ્ઞાનના સાગર નથીજ તરી શકાતા. આ રીતે જોતાં ઉપરચોટીઆપણું હાંસીપાત્ર છે. વેદીઆપણું દયાપાત્ર છે અને એક-વિષયપ્રાધાન્ય કાંઈક લાભપ્રદ છે; પણ એ લાભ કદાચ જેટલો આર્થિક હશે તેટલો સાંસ્કારિક તો નહિ જ હોય.

જ્ઞાન એ શક્તિ છે, એ સોક્રેટિસનું વિધાન એકવિષયપ્રાધાન્ય પરત્વે નથી એમ સમજી શકાય તેમ છે. જ્ઞાનનાં બાહુલ્ય અને વૈવિધ્ય એ બે અંગો છે. ઉંડાઈ સાથે ઉંચાઈ અને વિશાળતા સાથે વિવિધતા જોઈએ.

આજે જ્યારે ગુફાઓને સ્થાને બાવન મજલી મહેલાતો અને તતુડીને સ્થાને રેડીઓ ગુંજી રહ્યો છે, તેવા દોડધામ અને ચમકતા જમાનામાં જ્ઞાનની વિવિધતા–સામાન્ય જ્ઞાન બહુ જ જરૂરની વસ્તુ થઈ પડે છે. આપણા ગ્રેજ્યુએટો, ડબલ ગ્રેજ્યુએટોને જીવનની અનેક નાની બાબતોમાં હાસ્ય અને દયા ઉપજે તેવું ભયંકર અજ્ઞાન બતાવતા આપણે ઘણીવાર જોઈએ છીએ. ખરૂં કહીએ તો અત્યારનું ભણતરજ એમને ઘુવડીઆ બનાવી મૂકે છે, જેથી એમના વિષય સિવાય એ જરાયે આઘે જોઈ શકતા નથી. આ રીતે જોઈએ તો અભણ લોકો સામાન્ય જ્ઞાનની બાબતમાં એમનાથી ઉતરે તેવા નથી.

પશ્ચિમના દેશો અને જાપાન જેવામાં હિન્દથી જુદી વસ્તુસ્થિતિ છે. ત્યાંનો એક મજુર કે ઝાડુ વાળનાર ઘણા ઘણા વિષયો ઉપર ઘણી ઘણી માહીતી ધરાવે છે; કારણકે લોકસમુદાયને ઉપયોગી થાય એવું શિક્ષણપ્રદ વાતાવરણ ત્યાં હોય છે; તેથી તેમની દૃષ્ટિ તીવ્રતા–વેધકતાને નથી પામતી તો વિસ્તારને તો પામે જ છે; એટલે તેમનું જીવન રમણીય બની શકે છે. નૂતનતા અને વિવિધતાનો એ સહેજે ભોક્તા બને છે. ત્યાંનાં પ્રદર્શનો, સંગ્રહસ્થાનો, સહેલગાહો,-ઉત્સવો, સિનેમા, રેલવે, શાળાઓ, વગેરે સાધનો તેમની પાસે આખી દુનિયાના જ્ઞાનની છાબ ધરે છે, અને તેમાંથી તે ગમ્મત સાથે જ્ઞાન મેળવી લે છે.

સામાન્ય જ્ઞાન મેળવવાનાં સાધનો દેશમાં સામાન્ય થઈ પડવાં જોઈએ, પણ હિન્દમાં હજી તેમ બનતું નથી એ કમભાગ્ય લેખાય. ગમે તે હો પણ તેનો અકસીર અને ટુંકો માર્ગ શાળા છે. જે સ્વાધીનતંત્ર અને પ્રગતિશીલ શાળા હોય તેણે તો બાળકોના વાતાવરણમાં, શિક્ષણમાં, પરીક્ષામાં ને નિરીક્ષણમાં સદા, સર્વત્ર, સર્વથા સામાન્ય જ્ઞાનનાં બીજે ખોબે અને ધોબે વેરવાં જોઈએ.

સામાન્ય જ્ઞાન અલબત માહીતીપ્રધાન છે, એટલે એ જ્ઞાનથી ઉતરતું છે, છતાં તેથી તેની જીવનમાં કોઈ પ્રકારે મહત્તા ઘટતી નથી. ઉલટું જ્ઞાન એ સામાન્ય જ્ઞાનથી ઓર ઝળકે છે. સામાન્ય જ્ઞાન વિના જ્ઞાન અધુરૂં અને અડુલું લાગે છે એ બહુ જાણીતી વાત છે; એટલે સામાન્ય જ્ઞાનને પરમ નહિ પણ પ્રથમ સ્થાન તો મળવું જ જોઈએ. વળી બાળકોને જ્ઞાન કરતાં સામાન્ય જ્ઞાન માટેની રુચિ, સમજ અને જરૂર વધારે હોય છે. છોકરાં મોપાઠ લે કે પલાખાં બોલે કે પોપટની માફક ગોખે તે કરતાં સામાન્ય જ્ઞાન તેના મગજને તેની માગ પ્રમાણે વિચારપ્રેરક રૂપે પુરૂં પડાય તો ઘણું હિતાવહ અને ફળપ્રદ બને. ખરી રીતે જોઈએ તો સામાન્ય જ્ઞાન વિશાળ જ્ઞાનની ભૂમિકા રચે છે, અને તેથી તેનો પૂર્વપીઠિકા તરીકે ઉપયોગ સાધી લે તો શિક્ષણમાં પણ ઘણું સધાય.

જ્ઞાન માટેની ઉમર પકવ નથી હોતી ત્યારે પણ સામાન્ય જ્ઞાન માટેની બાળકની ગ્રાહક શકિત અને ધારણા બન્ને તાજુબ કરે તેવી મજેદાર હોય છે. અનુભવથી એમ જણાયું છે કે બાળકનો આ કુતૂહલકાળ કે જ્યારે ચિકિત્સક બુદ્ધિનાં ઝરણ વહે છે તે વખતનો લાભ લેવાય તો બાળક પુષ્કળ આગળ વધી જાય છે; કેમકે કુતૂહલવૃત્તિ સંતોષવા તેણે મેળવેલી માહીતી તેને વિચારનો ખોરાક પૂરો પાડે છે, અને જો આમ

ન બને તો તેના. મગજનાં ખાસ કરીને અવલોકન, તુલના, વિચારણાનાં ખાનાં પુરતાં ખીલતાં નથી. તે ભાગ અતિયોગ અને અનુપયોગથી કુંઠિત બની ચીમળાઈ જાય છે. વળી જો પદ્ધતિપૂર્વક માહીતી આપવામાં આવે તો બાળકની બાળબુદ્ધિ એ જ્ઞાન ઉપર ઉન્મેષ રચે અને સામાન્યની આસપાસ વિશેષનાં વર્તુલ રચાતાં જાય અને આખરે જ્ઞાનપુષ્ટ બની રહે. જો એમ નથી બનતું તોય બાળકનો મનોમર્કટ સખણો તો બેસતો જ નથી અને ગમે તે રીતે ગમે તે જાતની વાતો અને બીનાઓ એ શીખી લે છે. આ રીતે ઘણો કચરો અને ઝાંખરાં તેની મનોભૂમિમાં ઉગી નીકળવાનાં તે તો ચોક્કસ; માટે જે કરવું તે સારૂં કરવું, એ સમજી જ્ઞાનનું વિસ્તરણ પદ્ધતિસર શાને ન કરવું? कार्यमेव सुकार्यम्.

આમ સામાન્ય જ્ઞાન પછી જો જ્ઞાન મળે છે તો વિશાળ દૃષ્ટિ અને સાચું દૃષ્ટિ-બિન્દુ સાંપડે છે, અને આમ એ પગથીઆં ચઢાયાં હોય તો જ્ઞાન પછીનાં પ્રજ્ઞા અને સમજના પગથીઆં ચઢવાં સહેલાં થઈ પડે છે. આ રીતે શિક્ષણની દૃષ્ટિએ જોતાં પણ સામાન્ય જ્ઞાનની અગત્ય અને હિતાવહતા સમજાશે. માત્ર એ જ્ઞાનની પસંદગી ક્રમિક, સ્વાભાવિક અને હેતુસાધક હોવી જોઈએ.

સામાન્ય જ્ઞાન એ હાજતરૂપ બનતું જાય છે. જમાનો ધોધમાર આગળ વધે છે. સામાન્ય જ્ઞાન વગરનો જ્ઞાની વિદ્વાન પણ ગમાર લેખાશે અને દુઃખી થશે. માણસે વિદ્વાન પણ બનવું જોઈએ. બહુશ્રુત વિદ્વાન જગત માગી રહ્યું છે, માટે સામાન્ય જ્ઞાનને વેળાસર સ્થાન આપવું જોઈએ. ખરી રીતે જોઈએ તો માણસના ધોરણે જ્ઞાન મેળવવું જોઈએ, અર્થાત્ પ્રત્યેક વિષયનું કેટલુંક પણ તે કેટલુંક તો પુરૂં અને પાકું જોઈએ; તેમાં કાચું ન ચાલે, નહિતર એ કાચું કાપે યા તો ભાંગરો વાટે. નીમ હકીમ ખતરે જાન, એ આપણે ક્યાં નથી જાણતા? ટુંકામાં पक्के तुं कंठ प्रमाणं, अन्ये तु जानु प्रमाणं એક વિષયમાં ગળાબૂડ તૃપ્તિ મેળવવી પણ અન્યમાં ગુંઠણ સુધીના છબછબીઆ પાણીમાં જ્ઞાનક્રીડા તો સાધવીજ. એકાંગિતા એ અપંગતા છે. વિવિધનો સમન્વય એ જ્ઞાનનો ફાયદો છે. જેમ નાનાની બાબતમાં તેમ મોટાની. સામાન્ય જ્ઞાનનો નિયમ નાના મોટા સહુને સરખો લાગુ પડે છે; કારણ જ્ઞાન તો અખૂટ છે. માત્ર વિશિષ્ટ જ્ઞાન બધા વિષયનું બધું મેળવવા માટે તો મોટું મેથુસેલા જેવડું આયુષ્ય પણ અલ્પ થઈ પડે. માત્ર બહુ વિષયના માનવી જ બહુ તો

એકી સાથે અનેક વિષયને સારો ઇન્સાફ આપી શકે. બીજાથી તો પહોંચી ન વળાય અને પરિણામે સર્વદગ્ધ બની જાય.

વય અને અનુભવ સાથે જીવનની ક્ષિતિજ મર્યાદા વધે તેમ સામાન્ય જ્ઞાનની કક્ષા પણ વિસ્તરે છે, એટલે એની આસપાસ પણ ઉન્મેષ રચવો રહ્યો. સામાન્ય જ્ઞાન નાના છોકરાને ફોસલાવવા, સમજાવવાના ઓજારઓરાં નથી. એ મોટાને માટે પણ એક સરખું ઉપકારક અને આવશ્યક છે. પણ મોટાઓએ એક બાબતમાં ચેતવાનું છે. સામાન્ય જ્ઞાનમાંજ તે અટવાઈ રહેવો ન જોઈએ. એ રીતે સામાન્ય જ્ઞાનની જ્ઞાન ખાતર કશી કિંમત નથી. સામાન્ય જ્ઞાન તો એ રીતે શૂન્ય જેવું છે, પણ જ્ઞાનના આંકડા પાછળ એ આવે તો સામાન્ય જ્ઞાન વગરના કેવળ જ્ઞાનવાન કરતાં વધી જાય છે.

સામાન્ય જ્ઞાન અને સાધારણ સમજ મળવાથી અસામાન્ય માણસાઈ આવી જાય છે. આ બધું સામાન્ય માણસને લાગુ પડે છે તેથી વધુ શિક્ષકોને લાગુ પડે છે; કારણ શિક્ષક એજ જ્ઞાનગંગાનું ઉગમ-મૂળ છે. એનામા સંકીર્ણતા ન હોય, અલ્પ સતોષિતા ન હોય, મિથ્યા અભિમાન-ડંફાસ ન હોય, પણ વિનય, ઉત્સાહ ને જ્ઞાનપિપાસા હશે તો એ જ્ઞાનપાન કર્યા જ કરશે; અને પછી તો એના જ્ઞાનકૂપમાંથી જ્ઞાનની સરવણીઓ આપોઆપ ફુટી નીકળશે. કૂવામાં હશે તો જ હવાડામાં આવશે. દર દૈગયે અસ્ત દર ચમચે આયદ માની શિક્ષકે જ્ઞાનનું ટાંકું નહિ, પણ જ્ઞાનનો કૂપ, જ્ઞાનવાપી બનવું જોઈશે. સામાન્ય જ્ઞાન, સામાન્ય સમજ તથા સામાન્ય હાસ્ય વિના શિક્ષક વિદ્વાન છતાં વેદીઓ દરશે.

### ૩ યોજનાપદ્ધતિ (પ્રોજેક્ટ મેથડ).—

શિક્ષણમાં કોઈપણ પદ્ધતિ તો સ્વીકારવી જ પડે છે. સર્વ પદ્ધતિઓની વિશિષ્ટતા નિરનિરાળી હોય છે. એ સર્વ પદ્ધતિઓમાં કેટલીક વિષયલક્ષી હોય છે અને તે સારા પરિણામ કે સારી પ્રક્રિયા સાધે છે. જ્યારે કેટલીક વિદ્યાર્થીલક્ષી-પાત્રલક્ષી હોય છે. વિષયલક્ષી કરતાં વિદ્યાર્થીલક્ષી પદ્ધતિ હમેશા ચઢિઆતી ગણાય. ખરી રીતે જોઈએ તો જેમ અધ્યાત્મ શાસ્ત્રમાં તેમ શિક્ષણ શાસ્ત્રમાં પણ **विषयान् विषवत् त्यज** સૂત્ર એક રીતે સ્વીકારાવા માંડયું છે તે સદ્ભાગ્યની નિશાની લેખાશે.

કોઈપણ ઉમદામાં ઉમદા વિષય કરતાં વિદ્યાર્થી પોતે વધારે ઉમદા છે એમ જે પદ્ધતિ સ્વીકારે છે તે પદ્ધતિ વધુ ઉમદા છે. શિક્ષણ એટલે

જ જીવન અને જીવન એટલેજ શિક્ષણ એ સૂત્રને લક્ષીને રચાએલી કોઈ પણ પદ્ધતિ ખરેખાત ઉમદા જ ગણાય. 'પ્રોજેક્ટ મેથડ' એટલે યોજના-પદ્ધતિ. એ એક ઉમદા પદ્ધતિ છે. ડાલ્ટન પ્લાન વગેરે તો કેવળ પ્લાન-તરફીઓ માત્ર છે, પણ એના વિશાળ ઉદરમાં અનેક પ્લાનો અને પદ્ધતિઓને પણ સમાવે તેવી અફાટ અગાધ છતાં સરળ અને જીવનસ્પર્શી જીવનલક્ષી પદ્ધતિઓની મહારાણી સમી આ યોજનાપદ્ધતિ છે. અમેરિકામાં આ પદ્ધતિ ઉદ્ભવ પામી છે અને હિંદમાં પણ એ ઠીક ઠીક પ્રચાર પામવા લાગી છે. ખાસ કરીને ખ્રિસ્તી કેળવણીની સંસ્થાઓએ એનો અખતરો અહીં આદર્યો છે અને સફળતા મેળવી છે. મોઘામાં (પંજાબ) પણ એ પદ્ધતિ શરૂ થએલી માટે મોઘા મેથડ તરીકે પણ એ ઓળખાય છે. એના વિષે થી દક્ષિણામૂર્તિ ત્રૈમાસિકની ફાઇલમાં એક સવિસ્તર લેખ છે. એ તરફ વાચકોનું લક્ષ ખેંચીએ છીએ. એનું સાહિત્ય વસાવી કાંઈક વિવેક અને સાવચેતીપૂર્વક ક્યાંક ક્યાંક અને ક્યારેક ક્યારેક આદરી જોવાય તો ઘણું લાભપ્રદ થઈ પડે અને **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्**, એ ન્યાયે ઘણું થઈ શકે. પ્રયોગશાળા પદ્ધતિ જેવીજ આ પદ્ધતિ છે, અને શિક્ષણને જીવનસાત્ કરવા માટે આ પદ્ધતિ અતિ ઉમદા અને ઉંચી છે.

**૪. ભાષાશુદ્ધિ. —**

શુદ્ધપ્રેમ એ સંસ્કૃતિનું ચિહ્ન છે. જેનામાં શુદ્ધિ અશુદ્ધિનું ભાન જાગ્યું નથી તે જડસુ ખોથડ અને અવિનયી ગણાય. શુદ્ધિ, આચાર, વિચાર અને ઉચ્ચાર પર્યંત જીવનના તમામ ક્ષેત્રમાં હોવી જોઈએ. ઉચ્ચારની શુદ્ધિ એ કાંઈ નકામી વસ્તુ નથી. ઉચ્ચારની અશુદ્ધિ ગ્રામ્યતા, સ્ત્રૈણતા, રૂઢિદોષ, જડતા ઇત્યાદિ આપણી અંદર બેઠેલા દાનવોને લીધે દેખાય છે. એ દાનવોને હણી માનવ બનવાનો પ્રત્યેક ભાષાભક્તનો ધર્મ છે.

અલબત્ત આદતઆળ એ મોટી વસ્તુ છે, અને પરંપરાગત દોષો એવા તો જડ ઘાલી બેઠા હોય છે, કે તેનુ ઉન્મૂલન કરવું સહેલું થઈ પડતું નથી; એટલે પહેલેથી જ એ બાબત તરફનું દુર્લક્ષ ટળવું જોઈએ. બાળકો પાસે જેવા ઉચ્ચારના નમુના રજુ થાય છે, અને જેવા ઝીલી લે છે અને તેમના મુકુરો તેના નેત્ર અને શ્રવણ પટ ઉપર ઉઠે છે, યા તો જે સંસ્કારો તે વાચન અને શ્રવણદ્વારા મેળવે છે, તે તેના નાજુક ગગજમાં ભરાઈ બેસે છે. પછી તે ઉખેડવા મુશ્કેલ થઈ પડે છે. અશુદ્ધિદોષ બાળકની આંખ, કાન કે મુખદોષને લીધે જન્મે છે. ખોટું વાંચવાની, સાંભળવાની કે બોલવાની

ટેવ પડી જાય છે. આ દોષને પોષનારૂં વાતાવરણ-પ્રત્યેક ગૃહ અને શાળામાં ન હોય તો કેવું સદ્‌ભાગ્ય ? પણ અફસોસ એજ છે કે એ વાતાવરણ-એને રોકનારૂં નહિ પણ એ દોષોને રોપનારૂં જ હોય છે; એટલે ઘરના મોટેરાઓ અને ખાસ કરીને શાળાના શાસકોની તો એને પહેલેથીજ ખાળવા અને ટાળવાની ફરજ થઈ પડે છે. જેમ થાકી ગએલો માણસ પોતાના કામમાં વધુ સાધવાની કળા કે ઉસ્તાદી દાખવી શકતો નથી, તેમ નિરાશા ને બેપરવાઈ સેવતાં માબાપો અને શિક્ષકો પણ એવી બાબત તરફ શિથિલ રહે છે. શૈથિલ્ય રૂઢ થતાં સામાન્ય સ્ખલનો પણ આરૂઢ દોષો રૂપે આપણી વાણીમાં જડ ઘાલે છે. પછી તો શાળા, મહાશાળા ને વિદ્યાપીઠના ઉમરા ઓળંગતો થાય, તોપણ કદાચ સહેજે આ દોષો આપોઆપ ઓસરી જતા નથી. આ બીના પણ હરકોઈની જાણ બહાર નથી. પુરાવા તરીકે અંગ્રેજીની કદાપિ સુલલિત ઉચ્ચારણ શૈલીવાળા અધ્યાપકો પણ માતૃભાષામા ઉચ્ચારણમાં એવા શિથિલ હોય છે કે તેઓની ભાષામાં ખાસ ઓજસ્ કે વીર્ય ઝળહળતાં નથી એટલું જ નહિ, પણ આગળ વધીને કહીએ તો મોટા મોટા સાક્ષરો, લેખકો અને શિક્ષકોનાં માતૃભાષાનું વાચન અને વાચચીત એવાં તો છેક કંગાળ અને સદોષ હોય છે કે એથી હરકોઈ સહૃદયીને આઘાત થયા વિના રહે નહિ. **ગુર્જરાણાં મુખે ભ્રષ્ટ** એ લાછન ટાળવા વર્તમાન ઉત્થાન કાળમાં સહુ કોઈએ કટિબદ્ધ થવું જોઈએ. ભાષાનું શુદ્ધીકરણ એ નાના સુના પુણ્ય અને પુરુષાર્થનું કામ નથી.

વળી 'સું સા પૈસા ચાર' એવું જે ગુર્જરી ઉપરનું કાળજુનું આળ છે તે ટાળવા કેવળ શુદ્ધિ ઉપરાંત અર્થાનુસારી ભાવવાહિતા, ભારવાહી અવરોહ અને આરોહનું ભાનપણ જાગૃત થવું જોઈએ, તોજ સંપૂર્ણ અને સર્વાંગ શુદ્ધિ સાધી શકાય. પ્રાન્તીયતામાં મધુર વ્યક્તિત્વની ત્યાં ત્યાં જેટલી સદોષતા જણાય ત્યાં તેટલી ટાળવી જ રહી. વળી ખોબા જેવડો ગુજરાત જ મૂળે પ્રાન્ત છે ત્યાં પ્રાન્તીયતાને સ્થાન પણ ઓછું રહે. જિલ્લા, કસ્બાના. ભેદપ્રભેદ બને તેટલા ગળી જાય એ દૃષ્ટિ છે. આ કામ ભણેલાં સહૃદયી-ઓ ખાસ કરી શકે. ત્યારે શાળા શું કરે તે વિચારી લઈએ. શાળા પહેલાં ઉચ્છેદન કાર્ય કરે. કુટેવો સુધારવામાં લક્ષ આપે એટલા માટે જે ભાષા સંસ્થામાં વપરાય તે ધીમેથી, દૃઢતાથી, ચીવટથી, અને ગંભીર ભવ્યતાથી બોલાય કે જેથી વિદ્યાર્થીઓમાં દોષભાન ને દોષઘૃણા પેદા થાય અને શુદ્ધિનું અનુશીલન થવા લાગે.

સામુદાયિક ધોરણે આમાં ઘણું સાધી શકાય; ઉપરાંત વર્ગ અને વ્યક્તિવાર પણ સંસ્થાનું શુદ્ધિ એ ધ્યેય અને ધોરણ હોવું જોઈએ. ખાસ કરીને પહેલાં બે ત્રણ વર્ષમાંજ બીજ રોપાય તો ઘણું સાધી શકાય. આ કામ પાછળ લાંબી જહેમત ઉઠાવવાની રહેતી નથી. છતાં આની સામે મોરચા મંડાય તો જ સહેલાઈથી અને જલદીથી આ સવાલ હાથપર લઈ શકાય.

ઉચ્ચારશુદ્ધિ જેટલીજ મહત્ત્વની લેખનશુદ્ધિ છે, એ પણ યાદ રહેવું ઘટે. આ માટે ભાષાના ઉત્સર્ગનું, તત્સમ શબ્દોનું, ઐતિહાસિકતા અને વ્યુત્પત્તિનું જ્ઞાન હોવું જોઈએ. ભારવાહિતાનો ગુણ તો ગુજરાતીમાં ખાસ દાખલ થવો જોઈએ અને ગ્રામીણતાના દોષને જલદી રૂખસદ મળવી જોઈએ. સાંકડા પહોળા ઉચ્ચાર, વિચિત્ર અને શિથિલ ઉચ્ચાર, તેમજ ગૌરવહીન અને ગ્રામ્ય એવા ઘૃણાસ્પદ શબ્દો–શબ્દાપશબ્દોનો વાપર પ્રયત્નપૂર્વક બંધ થાય એ જરૂરનું છે. જડસાજેવી, તોછડી, ખડબચડી, અને નેર્માલ્ય બોલી કે ભાષાને સ્થાને ગૌરવ, પ્રસાદ, વિશદતા, મધુરતા, ભાવવાહિતા પ્રગટાવે એવી બોલી અને ભાષાનું ઘડતર થવું જોઈએ.

સંસ્થાના નોટિસ બોર્ડ ઉપર આવા શબ્દોની યાદીઓ વારંવાર ...કાય તો સામુદાયિક સુધારણા થાય. માતાને મેલી ઘેલી જોવા કે માતાને ...દી ગોબરી બનાવવા કયો સપુત હિંમત કરે? છતાંય આપણે આપણી ...તૃભાષા ગુર્જરીની કાંઈક એવી જ દશા પ્રમાદ અને અજ્ઞાનને વશ ...ર્તિને નથી કરી રહ્યા શું? જોડણી એ પણ નિરુપયોગી અંગ નથી. ...્દશુદ્ધિ એ માતૃપૂજનની પહેલી અર્ચના છે એ ન ભૂલીએ, અને ...ક્તિશઃ અને બહુશઃ એકલા અને સાથે મળીને આપણે તાબડતોબ શક્ય ...પ એ સંધણું કરી છુટીએ.

## શિસ્ત. —

શિસ્ત અથવા નિયમનનો સવાલ ખૂબ ચર્ચાતો રહ્યો છે; પણ ...લ એ છે કે નિયમન એ આંતર વસ્તુ છે કે બહિર્ એનો નિર્ણય ...વિચાર સરખો કર્યો પહેલાં શિસ્તવાદીઓને સજા, ભય, ત્રાસના જંગલી- ...ાનો આશ્રય શોધ્યા સિવાય બીજો ઉપાય નહોતો જડ્યો. શિસ્ત- ...ઓ તો ભાનભૂલ્યા ભીંતભૂલ્યા માનવીઓ છે. એ બાપડાઓની દયા ...ી રહી. અલબત વ્યક્તિગત અને સામુદાયિક વ્યવસ્થાની વાત નિરા- ...ળી છે, અને સામુદાયિક તંત્રમાં વ્યવસ્થાની સવિશેષ જરૂર રહે છે

એ ખરી વાત, પણ વ્યવસ્થા અને નિયમન એ એક વસ્તુ નથી. વ્યવસ્થા પરિણામ છે, નિયમન સાધન છે. વ્યવસ્થા માનવ હૃદયની આકાંક્ષા અને સ્વભાવ છે એ આપણે ક્યારે સમજીશું? **सत्यं हितं प्रियं** રીતે જ પ્રત્યેક જીવાત્મા વર્તવા તલસતો હોય છે. એમ જો સમજાય તો નિયમનમાં મારફાડ, રંજાડ કે દાબની આટલી બધી જરૂર ન રહે.

નિયમન એ પરલક્ષી વસ્તુ નથી પણ સ્વલક્ષી વસ્તુ છે; એટલે જ્ઞાન, ચારિત્રવિકાસની માફક તેને બહારથી લાદવાની વસ્તુજ નથી. ઘોડા પરનો ચાબુક કાંઈ મારનારની ઇચ્છા કે શક્તિ ઘોડાને આપતો નથી, પણ ઘોડામાં હોય તો ઇચ્છા અને શક્તિ બળાત્કારે અને ભયથી બહાર કઢાવે છે. તેમજ નિયામક પણ સજાના ઘેરણથી નિયત બાળકને નિચોવે છે, કચડે છે અને પાડે છે.

ખરી રીતે જોઈએ તો સ્વયંનિયમન–સ્વતઃ નિયમન એજ સાચું નિયમન છે, અને નિયમન અંદરથી ઉગે છે, કાંઈ બહારથી ચોડાતું નથી. આ વાત નીતિવાદી તેમજ નિયમનવાદી બન્નેએ સમજી લેવાની છે. ડૉ. મૅડમ મોન્ટીસોરીએ, એ. એસ. નીલ જેવા કેળવણીના વિપ્લવવાદીએ અને એડમન્ડ હોમ્સ જેવા વિનિત કેળવણીકારોએ બાહ્યનિયમનની પેટ ભરીને ઠેકડી કરી છે, અને એ ભ્રમ દૂર કરી સાચી નીતિ અને વ્યવસ્થા બાળકોના જીવનમાં પ્રગટતાં બતાવી આપ્યાં છે. હુંજાતાઈ જાય તો જ સારૂં, નહિતર હુંજાતાઈથી યાંત્રિક–દાંભિક અધીનતા જન્મે છે.

જો નિયામક અને નીતિવાદીમાં બાળક માટે ખરે જ પ્રેમ હશે, તેના ધંધા ઉપર પ્રેમ હશે, તેના પોતાનામાં જ નીતિનિયમ અને આવડત હશે તો વ્યવસ્થા, પ્રેમ અને નીતિની ભાવના બાળકોમાં આપોઆપ ઉગી નીકળશે. એની શ્રદ્ધા અને પ્રેમનો ચેપ એ બાળકોમાં લાગશે અને બહારથી દાબ મૂકવાની અને નિરાશ થવાની જરૂર રહેશે નહિ.

નીતિવાદી કે નિયામકને પોતાને પોતાનામાં ઓછી શ્રદ્ધા છે, એટલે જ તેને એવા બાહ્ય ઉપાયો લેવા પડે છે. બાળકોની કોમળતા, સ્વમાન, વ્યવસ્થા, પ્રેમના હૃદયતારોને સ્પર્શમાથી પરિણામ ઉલટું વધારે આશાજનક અને જાયુકનું આવે છે, એમ સ્વીકારવું અને અનુભવવું જોઈએ. શિસ્ત અને નીતિનાં બણગાં ફૂંકવા કરતાં મૌન, પ્રેમ, સામાજિકતા અને વાસ્તવિકતાનો આશ્રય લેવાવો જોઈએ.

હાલના પશ્ચિમના નિયમન અને નીતિના ખ્યાલ કાઢીને વિનમ્ર ને ઉદાત્ત જાતની મનોવૃત્તિ દાખવવામાં આવશે તો જલદી દેશની અને આત્માની ઉન્નતિ આવી પહોંચશે એવી ખાતરી રાખવી.

જ્યાં પ્રેમ નથી ત્યાં પ્રગતિ નથી. વિકાસ નથી; માત્ર પ્રવૃત્તિ છે, ચુંથણાં છે. મનમનામણાં અને આંખમિંચામણાં છે એમ ખાતરી રાખવી.

આ બધી સામાન્ય શિક્ષકો અને શિષ્યો માટેની સામાન્ય બાબત થઈ. હા, મોટા વહી ગએલા વંઠી ગએલા વિદ્યાર્થીઓને સામાન્ય વિદ્યાર્થીઓની ઉપલી ચિકિત્સા પુરેપુરી લાગુ ન પડે એ બનવા યોગ્ય છે. છતાં તેમાંએ વિવેકભર્યું અનિવાર્ય શાસન થાય તો પરિણામ સારૂં આવે. શિસ્તમાં તીવ્રતા, ડંખ, સજા, ઉન્માદ ન હોવાં જોઈએ. તેમાં સૌમ્ય, દીર્ઘ દષ્ટિ, સમજાવટ અને સ્નેહ જ હોવાં જોઈએ એ જ સાર છે. ઉપલી તો માત્ર તે માટેની દલીલ છે.

નેણવલ, રાણપુર } ડાભાઈ હ. જાની.

## 'ગુરુજીનાં સંભારણાં'

(૧)

થાયે પ્રભાત રવિ સ્વચ્છ નભે ઉગે ને,
પંખી મૃદુ સ્વર વડે ગીત ગાય મીઠાં;
ઉઠાડી ઊંઘ થકી આપતી, પેણુ પાટી,
'નિશાળમાં ઝટ જજે, ભઈ' કે'તી માતા.

(૨)

જ્યાં જોઉં છું શિશુ જતાં નિર્દોષ, ભોળાં,
શાળા તણા દિવસ ત્યાં સહુ સાંભરે છે;
ને એ બધા દિવસમાં દિન એક જુદો,
સંભારતાં મુજ દગો હજુએ દ્રવે છે.

(૩)

સાહેબ કોઈ દિન એક પધારીઆ'તા
પૂછ્યું મ્હને કરી ઉભો બતલાવી નક્શો;
'ક્યાં છે ભઈ ભરત દેશની રાજધાની?'
હું તો ગયો ચયરતો નકશા કને ત્યાં

( ૪ )

ત્રિનેત્રશી નયનની થઈ લાલિમા ને,
રક્તાંગ, ક્રોધજ્વર તપ્ત ઊભા ગુરુજી;
સાહેબની મુંઢળથી ઉંચી અંગુલિથી,
દેખાડતા ભરત દેશની રાજધાની.

( ૫ )

સુઝયું ન કૈં, વિફલ સર્વ થયા પ્રયત્નો,
સાહેબ હાસ્ય સહ ત્યાંથી ગયા ઉઠીને;
ખીજ્યા ગુરુ, કહણુ દંડ લગાવી બોલ્યા,
'જા, બેસી જા, મુરખ શું ભણવા ટળો છો?'

( ૬ )

કેવા હતા વિમલ હા! દિવસો પુરાણ,
વિદ્યાર્થીને ગુરુજી પુત્ર સમાન જોતા;
પ્રાર્થું પ્રભો! ચિર કૃપાર્વાધ રાખ છુટો,
ને પ્રેર સૌ સદય ભાવ ગુરુ ઉરોમાં.

ખંભાત
તા. ૧-૧૧-૧૯૩૪ } ચંદ્રકાન્ત મણિશંકર શુકલ

## શિક્ષક!

( ઓરપાડ તાલુકા શિક્ષણ જ્ઞાન-પ્રચારક-મંડળમાં રજુ થએલું )

" છપ્પો. "

શિક્ષક તે કહેવાય, જે શિક્ષા પાઠ પઢાવે,
શિક્ષક તે કહેવાય, જે નહિ બાળક બિવાડે;
શિક્ષક તે કહેવાય, જે આદર્શ ઉંચો ધરાવે,
શિક્ષક તે કહેવાય, જે આગે અનુભવ લેખવે.
વળી નામ મોટું કામ લેવું, શિક્ષકનું છે સર્વદા,
બોલ્યા નવલરામ નિશ્ચે, અનુભવી કંઇ એકદા. (૧)
શિક્ષક તે કહેવાય, જે વિદ્યા વ્યસન વધારતો,
શિક્ષક તે કહેવાય, જે પ્રભુમય શિશુ પ્રમાણતો;
શિક્ષક તે કહેવાય, જે સંતોષી, ધીર, ગુણગ્રાહી છે,
શિક્ષક તે કહેવાય, જે અક્રોધી ને આનંદી છે.

શિક્ષક વીર નિજધર્મથી, પ્રભુ પાસ પણ પેખાય છે,
શિક્ષક તણાં સત્કાર્યથી, સુખ સ્વર્ગના ઉભરાય છે. (૨)
શિક્ષક તે કહેવાય, જે ત્રાજવા સમ સત્ય છે,
શિક્ષક તે કહેવાય, જે પરમાર્થે સ્વારથ સાધતો;
શિક્ષક તે કહેવાય, જે ભવિષ્ય જગત શુભ રાચતો.
ગૌરવ ક્ષેત્ર શિક્ષકતણું, અભિમાનથી ઉજાળતો,
છે કર્મ નહિ ફળ અધિકાર મારો ગીતા સૂત્ર વિચારતો. (૩)

તા. ૨૧-૯-૩૪.

લલ્લુભાઈ પટેલ
હેડમાસ્તર, કરંજ સ્કૂલ.
જિ. સુરત.

---

## સન ૧૯૩૪ના માર્ચમાં લેવાએલી છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સૂચનાઓ સાથે.

ભાષા—ન જોઈતી બાબતોથી વિષયને ભરપુર કરવાની ટેવ વિદ્યાર્થીઓને પડેલી છે. વિદ્યાર્થીઓ સમજુતી આપતી વખતે શબ્દોના પર્યાય મૂકી દેતા હતાં, એટલે તેઓ સમજુતી સારી આપી શક્યા નહોતા. વ્યાકરણ, પૃથક્કરણ અને વિરામચિહ્નો ઉપર લક્ષ આપવામાં આવ્યું નથી.

મુખપાઠઃ—ઘણા વિદ્યાર્થીઓ અસ્પષ્ટ રીતે અને ઉતાવળથી વાંચતા હતા. વાંચતી વખતે તેઓ યોગ્ય શબ્દસમૂહ પાડી શક્યા નહોતા. કવિતાનો મુખપાઠ સંતોષકારક હતો. હસ્તલેખોનું વાચન ખામીવાળું હતું.

સૂચનાઃ—શિક્ષકોએ ગદ્યપદ્ય પાઠોની પહેલાં સમજુતી આપવી અને પછી એવી રીતના તેમને પ્રશ્નો પૂછવા કે જેથી તેમને વિચાર કરવાની જરૂર પડે. વિદ્યાર્થીઓને માર્ગદર્શક થઈ પડે એવા સવાલોના ઉત્તર નમુના રૂપે તેમની સમક્ષ રજુ કરવા. પ્રશ્નોના ઉત્તર આપવાનાં કેટલાંક મનોયત્નો તેમને મહાવરો પાડવા માટે આપવાં. વિદ્યાર્થીઓની જે જવાબની નોંધો હોય અને જે નમુનારૂપ હોય તે પાછળ પડી ગએલા વિદ્યાર્થીઓને ઉત્તેજન મળે એવા હેતુથી વર્ગમાં મૂકી રાખવી.

જુદા જુદા હસ્તલેખોનું વાચન વારંવાર થવું જોઈએ, જેથી તેઓ સરળતાથી અને ઝડપથી વાચન કરી શકે, અને ટુકાં બાંધેલાં મથાળાં વિસ્તારથી સમજાવવાં જોઈએ.

કવિતાઓ જુદા જુદા રાગ પ્રમાણે યોગ્ય સ્વરોથી શિક્ષકોએ ગાઈ બતાવવી જોઈએ.

ભાષાશિક્ષણના અંગ તરીકે વ્યાકરણ અને પૃથક્કરણ શીખવવાં જોઈએ અને જુદી જુદી યુક્તિઓદ્વારા તેમજ બુદ્ધિપૂર્વક પ્રશ્નો યોજીને તે વિષયોમાં શિક્ષકોએ વિદ્યાર્થીઓને રસ લેતા કરવા જોઈએ. વ્યાકરણ કે પૃથક્કરણ નિરાળા વિષય તરીકે શીખવવું નહિ.

**નિબંધ:**—નિબંધલેખન સાધારણ હતું. ઘણા વિદ્યાર્થીઓએ મુદ્દાસર લખ્યું નહોતું. નિબંધનો વિષય કેટલાક વિદ્યાર્થીઓ સારી રીતે સમજ્યા નહોતા. પરિણામે 'મુસાફરીનાં સાધન વિષે લખવાને બદલે 'મુસાફરીના ફાયદા' વિષે લખી નાખ્યું હતું.

**સૂચના:**—વિશેષ વાચન જેમ બને તેમ વધારે થવું જોઈએ. જુદા જુદા વિષય સંબંધી સારી રીતે લખાએલી વાર્તાઓ અને નિબંધો વિદ્યાર્થીઓને સરળતાથી પ્રાપ્ત થાય એવી યોજના કરવી જોઈએ. શિક્ષકે થોડાક મુદ્દા આપવા અને પછી નિબંધના રૂપમાં તેઓ તે મુદ્દાઓને વિસ્તારી લખે. નિબંધમાં થતી ભૂલો તેમજ લેખનશૈલી સંબંધી તેમને માહીતી આપવી જોઈએ. વર્ગ સમક્ષ વર્ણનાત્મક ગદ્યપદ્ય પાઠો હોય તે તે વાંચી બતાવવા જોઈએ અને વિચાર પ્રદર્શિત કરવાની જે ખૂબી તેમાં હોય તે તેમને ટીકા કરી સારી રીતે સમજાવવી જોઈએ.

**શ્રુતલેખન:**—કામ એકંદર સંતોષકારક હતું. કેટલાક વિદ્યાર્થીઓએ શ્રુતલેખન વખતે કેટલાક શબ્દો પડતા મૂકી દીધા હતા.

**સૂચના:**—પાઠો સમજાવતી વખતે પણ શબ્દોની જોડણી ઉપર યોગ્ય ભાર મૂકવો જોઇએ. જુદા જુદા પાઠોમાંથી કેટલાક ફકરાઓનું અનુલેખન અથવા તેનો ઉતારો કરવાનું તેમને કહેવું જોઈએ. અને તેમ કરી તેમને શુદ્ધ લેખન કરવાનો વારંવાર મહાવરો આપવો જોઈએ. શિક્ષકોએ કાળા પાટીઆનો યોગ્ય ઉપયોગ કરી અઘરા શબ્દોની નોંધ તે ઉપર કરવી અને વિદ્યાર્થીઓને તે બરાબર અવલોકવા કહેવું જોઈએ. વિરામચિહ્નો અને અક્ષરના મરોડ ઉપર પણ લક્ષ આપવું જોઈએ.

**ગણિત અને નામું:**—એકંદર રીતે કામ ઠીક હતું. કેટલાક વિદ્યાર્થીઓનું કામ બુદ્ધિ વિનાનું હતું. કેટલાક વિદ્યાર્થીઓ પ્રશ્નો વાંચીને બરાબર સમજ્યા નહોતા એમ જણાયું હતું, એટલે ગમે તેમ હિસાબ ગણી કાઢયા હતા. તેઓનું જ્ઞાન યાંત્રિક હતું એટલે ખરી રીતે જવાબ આપી શકયા નહોતા. નામાના પ્રશ્નનો ઉત્તર સંતોષકારક હતો.

**સૂચના:**—વિદ્યાર્થીઓને ગણિતનાં મૂળભૂત સિદ્ધાંતોનું પાકું જ્ઞાન

હોવું જોઈએ. શિક્ષકોએ બધી જાતના હિસાબ વિદ્યાર્થીઓ સમક્ષ ગણી બતાવવા જોઈએ અને અંદર આપેલા સિદ્ધાંતો તર્કસિદ્ધ પદ્ધતિથી સમજાવવા જોઈએ. તર્ક અને સમજશક્તિનો વિકાસ નમુનારૂપ યોગ્ય મનોયત્નો આપીને કરવો જોઈએ. તમામ જાતનું યાંત્રિક અને ગોખણ-પટ્ટીનું કામ ચાલવા દેવું જોઈએ નહિ. દાખલાની રકમ પહેલાં બરાબર સમજી લેવી જોઈએ અને પછી ક્રમિક પગથીઆંથી દાખલો ગણવો. પહેલાં તો શિક્ષકે જે દાખલો ગણવા આપ્યો હોય તે સંબંધી કેટલાક કસોટીના પ્રશ્નો વિદ્યાર્થીઓને પૂછવા અને તેઓ બરાબર સમજ્યા છે કે નહિ તે નક્કી કરવું, અને પછી જ્યાં ભૂલ થતી હોય ત્યાં તે સુધારવી.

**ભૂગોળ:**—કામ એકંદર સંતોષકારક હતું. વિદ્યાર્થીઓ આબોહવા, વનસ્પતિ અને માનવ જીવનના મુખ્ય ભૌગોલિક સિદ્ધાંતો બરાબર સમજ્યા નહોતા. નકશાનું જ્ઞાન સંતોષકારક નહોતું. વિદ્યાર્થીઓએ જે જવાબ આપ્યા હતા તે ઉપરથી એમ જણાય છે કે તેઓએ તે વિષયને ગોખી નાખ્યો હતો. ચીન, જાપાન અને યુનાઇટેડ સ્ટેટ્સની સ્થિતિ હિંદુસ્તાનના નકશા ઉપર બતાવી હતી તેથી એમ જણાય છે કે નકશો જોવાની તેમને ટેવ નથી. જુની પદ્ધતિ પ્રમાણે વિષયશિક્ષણ થયું જણાય છે.

**સૂચના:**—શિક્ષકોએ આ વિષયના શિક્ષણની નવીન પદ્ધતિઓ વિષે માહીતી મેળવી લેવી જોઈએ. શિક્ષણમાં માનવ તત્વ ઉપર ભાર મૂકવો જોઈએ. કાર્યકારણના સિદ્ધાંતોની દૃષ્ટિએ વિષય હંમેશાં શીખવવો જોઈએ. મનુષ્યજીવન અને પ્રાકૃતિક પરિસ્થિતિનો પરસ્પર સંબંધ સંપૂર્ણ રીતે સમજાવવો જોઈએ. મનુષ્યના જીવન તેમજ પ્રાકૃતિક રચનાનાં તત્ત્વોનું વર્ણન કરી વિદ્યાર્થીઓમાં રસ ઉત્પન્ન કરવો જોઈએ. નકશા અને ચિત્રો અથવા આકૃતિઓનો હંમેશાં ઉપયોગ કરવો જોઈએ અને નકશામાં હકીકત પુરવી, ચિત્રો કાઢવાં તથા સાદી આકૃતિઓ કાઢવી એમ ભૂગોળનું પ્રાયોગિક કામ તેમને સોંપવું જોઈએ. પહેલેથી બુદ્ધિપૂર્વકની પ્રશ્નોની યોજના વિદ્યાર્થીઓ સમક્ષ વિષયના અભ્યાસ માટે મૂકવી જોઈએ. પછીથી શિક્ષકે તેમના અભ્યાસ માટે વધારાની હકીકત આપવી. વિદ્યાર્થીઓના જ્ઞાનમાં વધારો થાય એવા હેતુથી ભૂગોળનાં કેટલાંક પુસ્તકો વાંચવાની તેમને ભલામણ કરવી જોઈએ. હાલનું ભૂગોળનું જ્ઞાન કેવા પ્રકારનું જોઈએ તે સંબંધી ખ્યાલ એકજ પાઠ્યપુસ્તક વાંચવાથી આવી શકશે નહિ.

**ઇતિહાસ:**—વિદ્યાર્થીઓને જાતે વિચાર કરી નિર્ણય ઉપર આવવાની તાલીમ મળેલી જણાતી નથી. મુદ્દાસર લખવાને બદલે તેઓએ બનાવો સંબંધી લંબાણપૂર્વકની હકીકત લખી નાખી હતી, પણ એ માગ-

વામાં આવી નહોતી. ઘણા વિદ્યાર્થીઓએ વાક્યરચના તેમજ વિરામચિહ્નો સંબંધી ભૂલો કરી હતી. સુધારા સંબંધી પ્રશ્નના ઘણા થોડા વિદ્યાર્થીઓ જવાબ આપી શક્યા હતા. પરિણામ ઉપરથી એમ જણાય છે કે શાળામાં હજુપણ ગોખણપટ્ટી ચાલે છે.

**સૂચના:**—ઇતિહાસમાંથી નકામી બાબતો શિક્ષકે છોડી દેવી જોઈએ. ભૂતકાળના અનુભવથી મનુષ્યજાત પ્રગતિ કરી શકે છે એ શાસ્ત્ર તરીકે ઇતિહાસનું શિક્ષણ થવું જોઈએ, અને શિક્ષકોએ આ સિદ્ધાંત સ્પષ્ટ કરતા વિષયો ઉપર વિશેષ ભાર મૂકવો જોઈએ. વિષય શીખવવામાં સુખકારક વિષયોને પહેલાં શીખવી પછીના જે બનાવો બન્યા હોય તેનો તેની સાથે સંબંધ જોડવો જોઈએ. તવારીખો સમૂળગી વિસારી દેવાની નથી, કારણ કે તે વડે બનાવોનો કાળક્રમ યથાયોગ્ય યાદ રાખી શકાય છે. નકશા અને વંશવૃક્ષો તૈયાર કરી કરાની ભીંતો ઉપર ટાંગવા જોઈએ કે જેથી વિદ્યાર્થીઓ તેમાંથી જ્ઞાન મેળવી શકે તેમજ સ્મૃતિને તે જોઈ તાજી કરી શકે. વિષયશિક્ષણમાં સંગ્રહસ્થાન અગત્યની બાબત છે. વિદ્યાર્થીઓની મદદથી સંગ્રહ કરવો જોઈએ. પ્રજાની આર્થિક અને સામાજિક તેમજ રાજકીય પ્રગતિને અગત્ય આપવી જોઈએ.

**આરોગ્ય:**—પોશાકની બાબતમાં રેશમ, શણ અને રૂના શા શા ગુણ છે તેનું વિદ્યાર્થીઓ બરાબર વર્ણન કરી શક્યા નહોતા. ખોરાકનાં મુખ્ય તત્ત્વો અને વિટામીન-જીવન તત્ત્વો-એ બંને વચ્ચેનો ભેદ વિદ્યાર્થીઓ કહી શક્યા નહોતા.

**સૂચના:**—ખોરાકનાં તત્ત્વો તેમજ વિટામીનના નકશા તૈયાર કરવા જોઈએ. જાદુઈ ફાનસનો છુટથી ઉપયોગ થવો જોઈએ. ખોરાક અને આરોગ્ય સંબંધી જુદી જુદી દિશામાં જે જે અખતરાઓ થઈ રહ્યા હોય તેનું જ્ઞાન વિદ્યાર્થીઓને આપવું જોઈએ. કોઈ પાસેના સ્થળે આરોગ્ય પ્રદર્શન ભરાય તો તેનો લાભ લેવો જોઈએ. નકશા અને શરીર સંબંધી ચિત્રપટોનો જો યોગ્ય ઉપયોગ થાય તો તે ઘણા કીમતી થઈ પડશે.

**સૃષ્ટિજ્ઞાન:**—ઉત્તર એકંદર સંતોષકારક હતા. ઘણી શાળાઓમાં ખગોળ ઉપર જોઈએ તેવું લક્ષ આપવામાં આવ્યું નથી એમ જણાય છે, કારણકે ઘણીજ થોડી છોકરીઓએ ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપ્યો હતો. વિદ્યાર્થીઓનો વરસાદમાપક તેમજ ગરમીમાપક યંત્રો સંબંધી ખ્યાલ ઘણો નબળો હતો.

**સૂચના:**—વિદ્યાર્થીઓને નિરીક્ષા કરવાની ટેવ પાડવી જોઈએ. તેઓએ જે જે કાંઈ જુએ તેનાં ચિત્રો તથા આકૃતિ પાડવાં જોઈએ. જે

અભ્યાસ થયો હોય તેની. નોંધ તૈયાર કરી લેવી જોઈએ અને એ નોંધ શિક્ષકે વખતોવખત તપાસવી જોઈએ. ગોખણપટ્ટીથી આ વિષયનો વિદ્યાર્થીઓને સચોટ ખ્યાલ આવી શકશે નહિ.

**સીવણકામ:**—કેટલાક વિદ્યાર્થીઓએ માત્ર ખભાનું સીવણ કરી જાકીટના નમુના બતાવ્યા હતા. પીઠના દોરા ભરવાનું કામ તેમજ બખીઆનું કામ સંતોષકારક નહોતું.

**સૂચના:**—જુદી જુદી જાતના દોરા ભરી સીવણકામનો પાકો મહાવરો પાડવો જોઈએ અને નમુના પણ બતાવવા જોઈએ. માપ પ્રમાણે વેતરવાનું કામ બને તેટલું સંપૂર્ણ હોવું જોઈએ.

**ચિત્રકામ:**—કામ સંતોષકારક હતું.

**સંગીત:**—વાચનમાળાની કવિતાઓ રાગ અને તાલમાં ગાવી જોઈએ. વિદ્યાર્થીઓનું મોઢાનું સંગીત બરાબર નહોતું. તેમને વાદ્ય વગાડવાનો સારો મહાવરો હોવો જોઈએ.

## ઉર્દુ ઉમેદવારો

**ભાષા:**—ઘણા થોડા વિદ્યાર્થીએ પાઠનો સંબંધ આપી શકયા હતા. તેઓ સમજુતી બરાબર સંતોષકારક રીતે આપી શકયા નહોતા. માત્ર શબ્દોના અર્થજ આપી શકયા હતા. વ્યાકરણ ઉપર ઘણું થોડું લક્ષ આપવામાં આવ્યું છે.

**શ્રુતલેખન:**—લખાણ સુધારવાની જરૂર છે.

**નિબંધ:**—નિબંધ જો કે ઠીક લખવામાં આવ્યો હતો તોપણ વિચાર-યોજના પદ્ધતિપૂર્વક ન હોતી.

**ગણિત અને નામુ:**—દાખલા ગણવામાં પદ્ધતિ, સ્વચ્છતા અને ચોકસાઈની ખામી જણાતી હતી. અપૂર્ણાંક અને લઘુતમ સાધારણ ભાજકનો વહેવારુ ઉપયોગ ઘણા થોડા વિદ્યાર્થીઓ જાણતા હતા.

આ વિષયના શિક્ષણમાં સ્વચ્છતા અને પદ્ધતિ સંબંધી ઘણો સુધારો થવાની જરૂર જણાય છે.

**ઇતિહાસ:**—હિંદનો પ્રાચીન ઇતિહાસ વિસારી દેવામાં આવ્યો હતો. વિદ્યાર્થીઓને સુધારા, સભાઓ, ગોળમેજી પરિષદ અને શ્વેતપત્રનો બીલકુલ ખ્યાલ નહોતો.

**આરોગ્ય:**—એકંદર કામ સાધારણ હતું.

**સૃષ્ટિજ્ઞાન:**—કોઈપણ વિદ્યાર્થીએ ખગોળના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહોતો. ગરમીમાપક યંત્ર સંબંધી જ્ઞાન થોડાકજ વિદ્યાર્થીઓને હતું. એકંદર કામ સાધારણ હતું.

## પંચાંગ—ઈ૦ સ૦ ૧૮૯૫ સંવત ૧૯૫૧-૫૨

| | જાન્યુઆરિ | | | ફેબ્રુઆરિ | | | માર્ચ | | | એપ્રિલ | | | મે | | | જુન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | માગશર—પોષ | | | પોષ—મહા | | | મહા—ફાગણ | | | ફાગણ—ચૈત્ર | | | ચૈત્ર—વૈશાખ | | | વૈશાખ—જેઠ | | |
| તારીખ | તિથિ | વાર | મુ.તા. | તિથિ | વાર | મુ.તા. | તિથિ | વાર | મુ.તા. | તિથિ | વાર | મુ.તા. | તિથિ | વાર | મુ.તા. | તિથિ | વાર | |
| ૧ | ૧૧ | મંગળ | ૨૪ | ૧૩ | શુક્ર | ૨૬ | ૧૧ | શુક્ર | ૨૪ | ૧૩ | સોમ | ૨૬ | ૧૩ | બુધ | ૨૭ | ૦)) | શનિ | ૨ |
| ૨ | ૧૨ | બુધ | ૨૫ | ૧૪ | શનિ | ૨૭ | ૧૨ | શનિ | ૨૫ | ૧૪ | મંગળ | ૨૭ | ૦)) | ગુરુ | ૨૮ | ૧ | રવિ | ૨ |
| ૩ | ૧૩ | ગુરુ | ૨૬ | ૦)) | રવિ | ૨૮ | ૧૩ | રવિ | ૨૬ | ૦)) | બુધ | ૨૮ | ૧ | શુક્ર | ૨૯ | ૨ | સોમ | ૧ |
| ૪ | ૧૪ | શુક્ર | ૨૭ | ૧ | સોમ | ૨૯ | ૧૪ | સોમ | ૨૭ | ૧ | ગુરુ | ૨૯ | ૨ | શનિ | ૩૦ | ૩ | મંગળ | ૨ |
| ૫ | ૦)) | શનિ | ૨૮ | ૨ | મંગળ | ૩૦ | ૦)) | મંગળ | ૨૮ | ૨ | શુક્ર | ૧ | ૩ | રવિ | ૧ | ૪ | બુધ | ૩ |
| ૬ | ૧ | રવિ | ૨૯ | ૩ | બુધ | ૧ | ૨ | બુધ | ૨૯ | ૩ | શનિ | ૨ | ૪ | સોમ | ૨ | ૫ | ગુરુ | ૪ |
| ૭ | ૩ | સોમ | ૧ | ૪ | ગુરુ | ૨ | ૩ | ગુરુ | ૧ | ૪ | રવિ | ૩ | ૫ | મંગળ | ૩ | ૬ | શુક્ર | ૫ |
| ૮ | ૪ | મંગળ | ૨ | ૫ | શુક્ર | ૩ | ૪ | શુક્ર | ૨ | ૫ | સોમ | ૪ | ૬ | બુધ | ૪ | ૭ | શનિ | ૬ |
| ૯ | ૫ | બુધ | ૩ | ૬ | શનિ | ૪ | ૫ | શનિ | ૩ | ૬ | મંગળ | ૫ | ૭ | ગુરુ | ૫ | ૮ | રવિ | ૭ |
| ૦ | ૬ | ગુરુ | ૪ | ૭ | રવિ | ૫ | ૬ | રવિ | ૪ | ૭ | બુધ | ૬ | ૮ | શુક્ર | ૬ | ૯ | સોમ | ૮ |
| ૧ | ૭ | શુક્ર | ૫ | ૮ | સોમ | ૬ | ૭ | સોમ | ૫ | ૮ | ગુરુ | ૭ | ૮ | શનિ | ૭ | ૧૦ | મંગળ | ૯ |
| ૨ | ૮ | શનિ | ૬ | ૯ | મંગળ | ૭ | ૮ | મંગળ | ૬ | ૯ | શુક્ર | ૮ | ૯ | રવિ | ૮ | ૧૧ | બુધ | ૧૦ |
| ૩ | ૯ | રવિ | ૭ | ૧૦ | બુધ | ૮ | ૯ | બુધ | ૭ | ૧૦ | શનિ | ૯ | ૧૦ | સોમ | ૯ | ૧૨ | ગુરુ | ૧૧ |
| [illegible] | ૧૦ | સોમ | ૮ | ૧૧ | ગુરુ | ૯ | ૧૦ | ગુરુ | ૮ | ૧૧ | રવિ | ૧૦ | ૧૧ | મંગળ | ૧૦ | ૧૩ | શુક્ર | ૧ |
| | ૧૧ | મંગળ | ૯ | ૧૨ | શુક્ર | ૧૦ | ૧૧ | શુક્ર | ૯ | ૧૨ | સોમ | ૧૧ | ૧૨ | બુધ | ૧૧ | ૧૪ | શનિ | ૧ |
| | ૧૨ | બુધ | ૧૦ | ૧૩ | શનિ | ૧૧ | ૧૨ | શનિ | ૧૦ | ૧૩ | મંગળ | ૧૨ | ૧૩ | ગુરુ | ૧૨ | ૧૫ | રવિ | ૧ |
| ૭ | ૧૩ | ગુરુ | ૧૧ | ૧૪ | રવિ | ૧૨ | ૧૩ | રવિ | ૧૧ | ૧૪ | બુધ | ૧૩ | ૧૪ | શુક્ર | ૧૩ | ૧ | સોમ | ૧ |
| ૮ | ૧૪ | શુક્ર | ૧૨ | ૧૫ | સોમ | ૧૩ | ૧૩ | સોમ | ૧૨ | ૧૫ | ગુરુ | ૧૪ | ૧૫ | શનિ | ૧૪ | ૨ | મંગળ | ૧ |
| ૧૯ | ૧૫ | શનિ | ૧૩ | ૧ | મંગળ | ૧૪ | ૧૪ | મંગળ | ૧૩ | ૧ | શુક્ર | ૧૫ | ૧ | રવિ | ૧૫ | ૩ | બુધ | ૧ |
| ૨૦ | ૧ | રવિ | ૧૪ | ૨ | બુધ | ૧૫ | ૧૫ | બુધ | ૧૪ | ૨ | શનિ | ૧૬ | ૨ | સોમ | ૧૬ | ૪ | ગુરુ | ૧ |
| ૨૧ | ૨ | સોમ | ૧૫ | ૩ | ગુરુ | ૧૬ | ૧ | ગુરુ | ૧૫ | ૩ | રવિ | ૧૭ | ૩ | મંગળ | ૧૭ | ૫ | શુક્ર | |
| ૨૨ | ૩ | મંગળ | ૧૬ | ૪ | શુક્ર | ૧૭ | ૨ | શુક્ર | ૧૬ | ૪ | સોમ | ૧૮ | ૪ | બુધ | ૧૮ | ૬ | શનિ | |
| ૨૩ | ૪ | બુધ | ૧૭ | ૫ | શનિ | ૧૮ | ૩ | શનિ | ૧૭ | ૫ | મંગળ | ૧૯ | ૫ | ગુરુ | ૧૯ | ૭ | રવિ | |
| ૨૪ | ૫ | ગુરુ | ૧૮ | ૬ | રવિ | ૧૯ | ૪ | રવિ | ૧૮ | ૬ | બુધ | ૨૦ | ૬ | શુક્ર | ૨૦ | ૮ | સોમ | |
| ૨૫ | ૬ | શુક્ર | ૧૯ | ૭ | સોમ | ૨૦ | ૫ | સોમ | ૧૯ | ૭ | ગુરુ | ૨૧ | ૮ | શનિ | ૨૧ | ૯ | મંગળ | |
| ૨૬ | ૬ | શનિ | ૨૦ | ૮ | મંગળ | ૨૧ | ૬ | મંગળ | ૨૦ | ૮ | શુક્ર | ૨૨ | ૯ | રવિ | ૨૨ | ૧૧ | બુધ | |
| ૨૭ | ૭ | રવિ | ૨૧ | ૯ | બુધ | ૨૨ | ૭ | બુધ | ૨૧ | ૯ | શનિ | ૨૩ | ૧૦ | સોમ | ૨૩ | ૧૨ | ગુરુ | |
| ૨૮ | ૮ | સોમ | ૨૨ | ૧૦ | ગુરુ | ૨૩ | ૮ | ગુરુ | ૨૨ | ૧૦ | રવિ | ૨૪ | ૧૧ | મંગળ | ૨૪ | ૧૩ | શુક્ર | |
| ૨૯ | ૯ | મંગળ | ૨૩ | ... | ... | ... | ૯ | શુક્ર | ૨૩ | ૧૧ | સોમ | ૨૫ | ૧૨ | બુધ | ૨૫ | ૧૪ | શનિ | |
| ૩૦ | ૧૦ | બુધ | ૨૪ | ... | ... | ... | ૧૧ | શનિ | ૨૪ | ૧૨ | મંગળ | ૨૬ | ૧૩ | ગુરુ | ૨૬ | ૦)) | રવિ | |
| ૩૧ | ૧૨ | ગુરુ | ૨૫ | ... | ... | ... | ૧૨ | રવિ | ૨૫ | ... | ... | ... | ૧૪ | શુક્ર | ૨૭ | ... | ... | |

સંપાદકઃ—મનસુખલાલ દયાળજીભાઈ મહેતા

# હીજરી સન ૧૩૫૩-૫૪

| જુલાઇ ાડશ્રાવણ | | ઑગસ્ટ શ્રાવણ ભાદરવો | | | સપ્ટેમ્બર ભાદરવો આસો | | | ઑક્ટોબર આસો કારતક | | | નવેમ્બર કારતક માગશર | | | ડિસેમ્બર માગશર-પોષ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વાર | ઈં. તા. | તિથિ | વાર | ઈં. તા. | તિથિ | વાર | ઈં. તા. | તિથિ | વાર | ઈં. તા. | તિથિ | વાર | ઈં. તા. | તિથિ | વાર | ઈં. તા. |
| સોમ | ૨૯ | ૨ | ગુરુ | ૧ | ૩ | રવિ | ૨ | ૪ | મંગળ | ૨ | ૫ | શુક્ર | ૪ | ૬ | રવિ | ૪ |
| મંગળ | ૩૦ | ૩ | શુક્ર | ૨ | ૪ | સોમ | ૩ | ૫ | બુધ | ૩ | ૬ | શનિ | ૫ | ૭ | સોમ | ૫ |
| બુધ | ૧ | ૪ | શનિ | ૩ | ૫ | મંગળ | ૪ | ૬ | ગુરુ | ૪ | ૭ | રવિ | ૬ | ૮ | મંગળ | ૬ |
| ગુરુ | ૨ | ૫ | રવિ | ૪ | ૬ | બુધ | ૫ | ૭ | શુક્ર | ૫ | ૮ | સોમ | ૭ | ૯ | બુધ | ૭ |
| શુક્ર | ૩ | ૬ | સોમ | ૫ | ૭ | ગુરુ | ૬ | ૮ | શનિ | ૬ | ૯ | મંગળ | ૮ | ૧૦ | ગુરુ | ૮ |
| શનિ | ૪ | ૭ | મંગળ | ૬ | ૮ | શુક્ર | ૭ | ૯ | રવિ | ૭ | ૧૦ | બુધ | ૯ | ૧૧ | શુક્ર | ૯ |
| રવિ | ૫ | ૮ | બુધ | ૭ | ૯ | શનિ | ૮ | ૧૦ | સોમ | ૮ | ૧૨ | ગુરુ | ૧૦ | ૧૨ | શનિ | ૧૦ |
| સોમ | ૬ | ૯ | ગુરુ | ૮ | ૧૦ | રવિ | ૯ | ૧૧ | મંગળ | ૯ | ૧૩ | શુક્ર | ૧૧ | ૧૩ | રવિ | ૧૧ |
| મંગળ | ૭ | ૧૦ | શુક્ર | ૯ | ૧૧ | સોમ | ૧૦ | ૧૨ | બુધ | ૧૦ | ૧૪ | શનિ | ૧૨ | ૧૪ | સોમ | ૧૨ |
| બુધ | ૮ | ૧૧ | શનિ | ૧૦ | ૧૨ | મંગળ | ૧૧ | ૧૩ | ગુરુ | ૧૧ | ૧૫ | રવિ | ૧૩ | ૧૫ | મંગળ | ૧૩ |
| ુરુ | ૯ | ૧૨ | રવિ | ૧૧ | ૧૩ | બુધ | ૧૨ | ૧૪ | શુક્ર | ૧૨ | ૧ | સોમ | ૧૪ | ૧ | બુધ | ૧૪ |
| ુક્ર | ૧૦ | ૧૩ | સોમ | ૧૨ | ૧૫ | ગુરુ | ૧૩ | ૧૫ | શનિ | ૧૩ | ૨ | મંગળ | ૧૫ | ૨ | ગુરુ | ૧૫ |
| ાનિ | ૧૧ | ૧૪ | મંગળ | ૧૩ | ૧ | શુક્ર | ૧૪ | ૧ | રવિ | ૧૪ | ૩ | બુધ | ૧૬ | ૩ | શુક્ર | ૧૬ |
| વિ | ૧૨ | ૧૫ | બુધ | ૧૪ | ૨ | શનિ | ૧૫ | ૩ | સોમ | ૧૫ | ૪ | ગુરુ | ૧૭ | ૪ | શનિ | ૧૭ |
| ામ | ૧૩ | ૧ | ગુરુ | ૧૫ | ૩ | રવિ | ૧૬ | ૪ | મંગળ | ૧૬ | ૫ | શુક્ર | ૧૮ | ૫ | રવિ | ૧૮ |
| ગળ | ૧૪ | ૨ | શુક્ર | ૧૬ | ૪ | સોમ | ૧૭ | ૫ | બુધ | ૧૭ | ૬ | શનિ | ૧૯ | ૬ | સોમ | ૧૯ |
| ધ | ૧૫ | ૩ | શનિ | ૧૭ | ૫ | મંગળ | ૧૮ | ૬ | ગુરુ | ૧૮ | ૭ | રવિ | ૨૦ | ૭ | મંગળ | ૨૦ |
| રુ | ૧૬ | ૪ | રવિ | ૧૮ | ૬ | બુધ | ૧૯ | ૭ | શુક્ર | ૧૯ | ૮ | સોમ | ૨૧ | ૮ | બુધ | ૨૧ |
| ક્ર | ૧૭ | ૫ | સોમ | ૧૯ | ૭ | ગુરુ | ૨૦ | ૮ | શનિ | ૨૦ | ૯ | મંગળ | ૨૨ | ૯ | ગુરુ | ૨૨ |
| નિ | ૧૮ | ૭ | મંગળ | ૨૦ | ૮ | શુક્ર | ૨૧ | ૯ | રવિ | ૨૧ | ૧૦ | બુધ | ૨૩ | ૧૦ | શુક્ર | ૨૩ |
| વિ | ૧૯ | ૮ | બુધ | ૨૧ | ૯ | શનિ | ૨૨ | ૧૦ | સોમ | ૨૨ | ૧૧ | ગુરુ | ૨૪ | ૧૧ | શનિ | ૨૪ |
| મ | ૨૦ | ૯ | ગુરુ | ૨૨ | ૧૦ | રવિ | ૨૩ | ૧૧ | મંગળ | ૨૩ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૨ | રવિ | ૨૫ |
| ળ | ૨૧ | ૧૦ | શુક્ર | ૨૩ | ૧૧ | સોમ | ૨૪ | ૧૧ | બુધ | ૨૪ | ૧૩ | શનિ | ૨૬ | ૧૩ | સોમ | ૨૬ |
| | ૨૨ | ૧૧ | શનિ | ૨૪ | ૧૨ | મંગળ | ૨૫ | ૧૨ | ગુરુ | ૨૫ | ૧૪ | રવિ | ૨૭ | ૧૪ | મંગળ | ૨૭ |
| | ૨૩ | ૧૨ | રવિ | ૨૫ | ૧૩ | બુધ | ૨૬ | ૧૩ | શુક્ર | ૨૬ | ૧૪ | સોમ | ૨૮ | ૦)) | બુધ | ૨૮ |
| | ૨૪ | ૧૩ | સોમ | ૨૬ | ૧૪ | ગુરુ | ૨૭ | ૧૪ | શનિ | ૨૭ | ૦)) | મંગળ | ૨૯ | ૧ | ગુરુ | ૨૯ |
| | ૨૫ | ૧૪ | મંગળ | ૨૭ | ૦)) | શુક્ર | ૨૮ | ૦)) | રવિ | ૨૮ | ૧ | બુધ | ૩૦ | ૨ | શુક્ર | ૩૦ |
| | ૨૬ | ૦)) | બુધ | ૨૮ | ૧ | શનિ | ૨૯ | ૧ | સોમ | ૨૯ | ૨ | ગુરુ | ૧ | ૩ | શનિ | ૧ |
| | ૨૭ | ૧ | ગુરુ | ૨૯ | ૨ | રવિ | ૩૦ | ૨ | મંગળ | ૧ | ૩ | શુક્ર | ૨ | ૪ | રવિ | ૨ |
| ળ | ૨૮ | ૧ | શુક્ર | ૩૦ | ૩ | સોમ | ૧ | ૩ | બુધ | ૨ | ૫ | શનિ | ૩ | ૫ | સોમ | ૩ |
| | ૨૯ | ૨ | શનિ | ૧ | ... | ... | ... | ૪ | ગુરુ | ૩ | ... | ... | ... | ૬ | મંગળ | ૪ |

ાસ્તર મોડાસા (ડિસ્ટ્રિક્ટ—અમદાવાદ.)

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

### ઉત્તર ભાગ

### નંબર ૮૯૯૨

ઇ. સ. ૧૯૩૬ ની સાલમાં થનારી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છેઃ—

પહેલો વિષયઃ—વર્નાક્યુલર (ગુજરાતી)—

ગદ્યઃ—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના સઘળા પાઠો.

પદ્યઃ—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જામાંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬ અને ૩૦, એ ૭ પાઠો.

પહેલો વિષયઃ—વર્નાક્યુલર (ઉર્દુ)—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ છઠ્ઠી ચોપડી (સને ૧૯૩૨ ની પાંચમી આવૃત્તિ)—પાઠોઃ—૧, ૨, ૩, ૪, ૬, ૭, ૮, ૯, ૧૨, ૧૬, ૧૭, ૧૯, ૨૩, ૨૪, ૨૭, ૨૯, ૩૧, ૩૨, ૩૪, ૩૬, ૩૯, ૪૧, ૪૨, ૪૪, ૪૫, ૪૬, ૪૭ અને ૪૮ (બધા મળી ૨૮ પાઠો).

પદ્યઃ—કેળવણીખાતાની ઉર્દુ છઠ્ઠી ચોપડી (સને ૧૯૩૨ ની પાંચમી આવૃત્તિ)—પાઠોઃ—૫, ૧૦, ૧૫, ૨૦, ૨૫ અને ૩૦ (બધા મળી ૭ પાઠો).

ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ અમદાવાદ, તા. ૨૫—૧૦—૧૯૩૪.

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૬—૧૧—૧૯૩૪ના પત્ર નંબર ૧૦૪૦૪ માં કરેલી સૂચનાનુસાર )

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

### ઉત્તર ભાગ

નં. ૧૦૮૯૦ સને ૧૯૩૬ માં થનારી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છેઃ—

### ગુજરાતી

પહેલો વિષય—ગુજરાતી—

ગદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી ( એપ્રિલ ૧૯૩૪ ની આવૃત્તિ ):—

પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (એપ્રિલ ૧૯૩૪ ની આવૃત્તિ):—

પાઠો : ૩, ૭, ૧૨, ૨૪, ૨૮, ૪૦, ૪૪, ૫૧ અને ૫૩ (નવ પાઠ)

## ઉર્દુ-ગુજરાતી

પહેલો વિષય-ઉર્દુ—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૪ ની ૫ મી આવૃત્તિ):—

પાઠો : પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૪ ની ૫ મી આવૃત્તિ):—

પાઠો : ૯, ૧૦, ૧૬, ૨૩, ૨૯, ૩૨ અને ૩૫ (૭ પાઠ).

છઠ્ઠો વિષય-ગુજરાતી (ઐચ્છિક)—

કેળવણીખાતાની પાંચમી ચોપડી (એપ્રિલ ૧૯૩૪ની આવૃત્તિ):—

પાઠો : ૨, ૩, ૬, ૮, ૧૬, ૨૧, ૨૮, ૩૩, ૩૫, ૩૬, ૪૦, ૪૧, ૪૨, ૪૩, ૪૭, ૪૯, ૫૦, ૫૧, ૫૨ અને ૫૫ (બધા મળી ૨૦ પાઠ).

## ગુજરાતી-ઉર્દુ

પહેલો વિષય-ગુજરાતી—

ગદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (એપ્રિલ ૧૯૩૪ની આવૃત્તિ):-

પાઠો : ૧, ૪, ૫, ૬, ૮, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૫, ૧૭, ૧૮, ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯, ૩૦, ૩૧, ૩૩, ૩૪, ૩૫, ૩૭, ૩૮, ૩૯, ૪૧, ૪૨, ૪૩, ૪૫, ૪૬, ૪૭, ૪૯, ૫૦, ૫૨ અને ૫૪ (બધા મળી ૩૫ પાઠ).

પદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (એપ્રિલ ૧૯૩૪ની આવૃત્તિ):-

પાઠો : ૩, ૭, ૪૦, ૪૪ અને ૪૮ (૫ પાઠ).

છઠ્ઠો વિષય-ઉર્દુ—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૪ ની ૫ મી આવૃત્તિ):—

પાઠો : ૧, ૭, ૧૫, ૧૮, ૧૯, ૨૧, ૨૨, ૨૪, ૨૫, ૩૦, ૩૧, ૩૩, ૩૬, ૩૮ અને ૩૯ (૧૫ પાઠ).

પદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૪ ની ૫ મી આવૃત્તિ):—

પાઠો : ૧૦, ૧૩, ૧૬, ૨૯ અને ૩૨ (૫ પાઠ).

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૩૦-૧૧-૧૯૩૪. (અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩૦-૧૧-૧૯૩૪ના પત્ર નં. ૧૦૮૯૨ માં કરેલી સૂચનાનુસાર )

---

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ નં. ૧૧૮૩૬

આથી જાહેર કરવામા આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા તા. ૨૯ મી માર્ચ ૧૯૩૫ ને શુક્રવારે અને તે પછીના ( રવિવાર તા. ૩૧ મી માર્ચ ૧૯૩૫ સીવાયના ) દિવસોએ ઉત્તર ભાગમાં નીચેનાં સ્થળોએ લેવામાં આવશે:—

અમદાવાદ ભરુચ
નડિઆદ સુરત
ગોધરા

૨. સદરહુ પરીક્ષા તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ના નં. ૨૨૮૮ ની કેળવણીખાતાની સરકારી જાહેરખબરમાં જણાવ્યા મુજબ અને તે પછી સુધારેલી તા. ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના મુંબાઈ ગવર્ન્મેન્ટ ગેઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૧૯૬૮ થી ૧૯૭૧ સુધીમાં પ્રગટ કરેલી જાહેર ખબર મુજબ લેવામાં આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરુચ અને સુરતની સરકારી હાઇસ્કૂલોના હેડમાસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલું છાપેલું ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૩) જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૨૫ મી ફેબ્રુઆરી ૧૯૩૫ સુધીમાં કે તે પહેલાં મોકલી આપવી. તે તારીખ પછી મળેલી અરજીઓ સ્વીકારવામાં આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીનું ફોર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ તા. ૨૧ મી ડિસેમ્બર ૧૯૩૩ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ બીજાના પૃષ્ઠ ૨૬૧૦ માં પ્રગટ કરવામાં આવ્યાં છે.

૬. દરેક પુરુષ વિદ્યાર્થીનું તા. ૧ લી એપ્રિલ ૧૯૩૫ સુધીમાં ૨૫મું વર્ષ પુરૂં થએલું હોવું જોઈએ નહિ, અને જે જિલ્લામાં પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામાં છેલ્લા ૭ માસ સુધી તે રહ્યો હોવો જોઈએ.

૭. ઉમેદવારોની પરીક્ષામાં બેસવાની લાયકાત, અભ્યાસક્રમ તથા પરીક્ષા સંબંધી સંપૂર્ણ વિગત વગેરે સદરહુ બીજા પેરામાં જણાવ્યા મુજબના મુંબઈ સરકારી ગેઝેટમાં પ્રગટ કરેલા નિયમોમાંથી મળી આવશે.

૮. તા. ૩૦ મી જુન ૧૯૨૮ ના નં. ૪૩૪૮ ના કેળવણીખાતાના સરકારી હુકમની રૂએ મંજુર કરવામાં આવેલાં અને તા. ૫ મી જુલાઈ ૧૯૨૮ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૧લાનાં પૃષ્ઠ ૧૩૬૯–૧૩૮૫માં પ્રગટ કરેલાં ઉર્દુ-ગુજરાતી અને ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં લેવાની, ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ બધાં સ્થળોએ તેજ વખતે લેવામાં આવશે.

૯. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૫ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ સુધારેલા ખેતીકામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપનાર ઉમેદવારોની પરીક્ષા અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરુચ અને સુરત એ સ્થળોએ તેજ સમયે લેવામાં આવશે.

| | |
|---|---|
| ઉ. ભા. ના. મે. એ. ઇ. સાહેબની ઓફિસ, અમદાવાદ. તા. ૨૪ મી ડિસેમ્બર ૧૯૩૪. | (અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી એજ્યુકેશનલ ઈન્સ. ઉત્તર ભાગ. |

(ઉ. ભા. ના. મે. એ. ઇ. સાહેબના તા. ૨૪-૧૨-૩૪ ના પત્ર નં. ૧૧૮૩૭ ના હુકમ અનુસાર.)

## ઇનામપત્રક

### અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઓટા | નડિઆદના દેસાઈ મોતીભાઈ હરિભાઈ તથા ઈશ્વરભાઈ શીવાભાઈએ | ૧૫—૦—૦ | જર્મનના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| નારણપુરા | પા. બહેચરભાઈ હરગોવિંદદાસે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામ તરફથી | ૧૫—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| સાકરીઆ | માલપુરના રાવળજી સાહેબ ગંભીરસિંહજીના લગ્ન પ્રસંગે | ૨૨—૦—૦ | પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| પરબડી | આસી. માસ્તર મગનલાલ ઓઘડલાલ રાવળે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| હીરાપુર | વાળંદ શના બહેચરે | ૩—૦—૦ | કન્યાશાળામાં લાકડથી લાડુ વહેંચ્યા. |
| ચોરવડોદરા | મિ. ગગાખાન જાબાતખાને | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વિસલપુર | પટેલ અમથાભાઈ ચેલદાસે | ૧૮-૧૨—૦ | છોકરા તથા છોકરીઓને જર્મન સિલ્વરનાં પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| કાવીઠા | સોની નારણભાઈ છગનભાઈએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | કુંભાર લલ્લુભાઈ ગોવિંદભાઈએ | ૨૬—૦—૦ | ,, તથા પતાસાં વહેંચ્યાં. |
| વાસણકેલીઆ | પા. આત્મારામ દેસાઈભાઈ એ | ૪૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. કાશીરામ પ્રાણદાસે | ૪૦—૦—૦ | ,, |
| હીરાપુર | પા. ચતુરભાઈ વહેરીદાસે | ૧—૦—૦ | ,, પતાસાં વહેંચ્યાં. |
| | પા. સોમાભાઈ રણછોડભાઈએ | ૧—૦—૦ | ,, |
| | કુંભાર રણછોડ જગાભાઈ એ | ૧—૦—૦ | ,, |
| | હેડમાસ્તર મણિલાલભોળાનાથે | ૧—૦—૦ | ,, |
| જલાલપુર | લીંબાસીના પા. ડાહ્યાભાઈ તળસીભાઈ એ | ... | પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૫—૦—૦ | સ્કૂલફંડમાં આપ્યા. |
| ઓઢા | મહીસાના માધવલાલ પીતાંબરદાસ જોષીએ | ૭—૦—૦ | છોકરા છોકરીઓને પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| જમાલપુર | શેઠ ચીમનલાલ હરિલાલ નગરીવાળાએ | ૨૧—૦—૦ | કન્યાશાળામાં પેંડા વહેંચ્યા |
| કેરાળા | કમીટીના મેમ્બર પા. આશારામ પ્રભુદાસે | ૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| સૈજપુર | બોઘા-પટેલ વિઠ્ઠલદાસ નથ્થુભાઈએ | ૨૫—૦—૦ | ,, |
| | મોદી જમનાદાસ હરગોવિંદદાસે | ૨૫—૦—૦ | ,, |
| | રાજરા ધુળાજી બહેચરજીએ | ૨૫—૦—૦ | ,, |
| | પટેલ જીવાભાઈ આંબા તથા પટેલ મંગનલાલ બોઘદાસે | ૨૫—૦—૦ | ,, |
| ખસ | આસી. બેનકુંવર પ્રભાશંકરે તેમના પિતાશ્રીના પુણ્યાર્થે | ૨—૦—૦ | કન્યાશાળામાં પરબ માટે પિત્તળનો લોટો નં. ૧ તથા પ્યાલા નં. ૬ ભેટ આપ્યા. |
| | મુખ્ય સ્કૂલના આસી. ભોગીલાલ હરિશંકર ભટ્ટે તેમનાં માતુશ્રીના સ્મર્ણાર્થે | ૧૨—૦—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| ધંટાડી | પટેલ કરશનદાસ પૂંજાભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ કરશનદાસ ગોકળદાસે | ૧૩—૦—૦ | ,, |
| આગીઓલ | શા. પુરુષોત્તમ કસ્તુરચંદના અવસાન નિમિત્તે | ૧૨—૦—૦ | છોકરા તથા છોકરીઓને પ્યાલા રકાબી વહેંચ્યા તથા |
| | | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | | ૧—૦—૦ | તથા સાકર વહેંચી. |
| | બાસાહેબ શ્રી સુરજ કુંવરબાએ | ૧૨—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભડીઆદ | સીંધરેટના ઠાકોર દલપતસિંહજી ધ્રુવરણાવાના ચિ. નટવરસિંહના લગ્ન પ્રસંગે | ૨૦—૦—૦ | બંને સ્કૂલોમાં પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| વગાદ | વ્યાસ મગનલાલ જેશંકરભાઈએ | ૪૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | જાની લલ્લુભાઈ ગણપતરામે | ૨—૦—૦ | સ્કાઉટ ફંડમાં આપ્યા. |
| | વ્યાસ ખોડાભાઇ વજેરામે | ૨—૦—૦ | ,, |
| | સોડત્રાના પટેલ આશાભાઈ શિવાભાઈએ | ૫—૦—૦ | ,, |
| | ,, | ૨—૦—૦ | મુખ્ય સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| કાસંદ્રા | ગીરમથાના શેઠ કેશવલાલ હઠીસંગ તરફથી તેના પુત્ર ભોગીલાલના લગ્ન પ્રસંગે | ૨૦—૦—૦ | કન્યાશાળામાં ઘડિયાળ ભેટ આપ્યું. |
| ખેરોલ | મોદી હરગોવન ખેમચંદ તરફથી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સાકરીઆ | સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી | ૨—૮—૦ | પેંડા વહેંચ્યા. |
| | ગામના આગેવાન સદ્‌ગૃહસ્થોએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| લાંભા | મિ. રણછોડભાઇ નારણભાઇએ | ૧૫—૦—૦ | ,, ,, |
| ઉતારસદ | ગં. સ્વ. લાલાભા રણછોડભાઈ અમથાભાઈની વિધવાએ | ૧૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |



## વસ્તુ દરેક શાળામાં જોઈએજ

ગાંડીવના બાળસાહિત્યનો પૂર્ણ સેટ. બાવન ચોપડીઓ બહાર પડી છે. તેમાંની ૪૯ મંજુર થઈ ગએલી છે ને બીજી મંજુર થવા ગઈ છે. ચોપડીઓ સસ્તી, સુંદર સુબોધક અને સર્વ પ્રશંસિત છે. આખો સેટ લગભગ ૧૩) રૂ.નો થાય છે. લિસ્ટ મંગાવ્યાથી મોકલાય છે. અથવા આગલાં શાળાપત્ર જુઓ.

(૨)

**ગાંડીવ** બાળપખવાડિક દર ૧લી અને ૧૬મીએ ટકોરાબંધ બહાર પડે છે. લવાજમ ફક્ત રૂ. પાંચ ટ૦ ખ૦ તથા ભેટ પુસ્તક સાથે ઇતિહાસ, ભૂગોળ, ગણિતગમ્મત, કોયડા, વાર્તાઓ જે જુએ છે, ને વખાણે છે ને મંગાવે છે. માત્ર નિશાળો-નેજ નમૂનો મફત.

(૩)

**ચાલો ભજવીએ:** આ ચોપડીમાં ભજવી શકાય એવાં ત્રણ નાટકો ભજવવા માટેની સૂચનાઓ અને સલાહ સાથે આપ્યાં છે. માત્ર ૦-૫-૬ ની ટિકિટ બીડી આ ચોપડી મંગાવો: મેળાવડા વખતે ખૂબજ કામ લાગશે.

**ગાંડીવ**
ભાગાતળાવ
**સુરત**

**—: ગાંડીવની ચોપડી સૌ કોઈ વાંચે :—**

ભૂગોળશિક્ષણ ઉપર નવીન પ્રકાશ પાડવા માટે નીચેનાં ભૂગોળનાં પુસ્તકો વાપરો.

## મુંબઈ ઇલાકો.

કર્તા

**અમૃતલાલ મોહનલાલ પરીખ, બી. એ.**

હેડમાસ્તર, ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટયુશન,

**કિંમત ૦-૫-૦**

ભૂગોળ શિક્ષણની આધુનિક ભાવના મુજબ પ્રદેશીય પદ્ધતિ પ્રમાણે ગ્યાએલી ભૂગોળ. ઇલાકાના સામાન્ય વર્ણન સાથે પ્રાકૃતિક ભૂગોળની હકીકત આપેલી છે. જિલ્લાને રાજકીય વિભાગ પ્રમાણે ગોઠવ્યા નથી, પણ એક કુદરતી વિભાગમાં આવેલા જિલ્લાઓ સાથે લીધા છે. આ પદ્ધતિથી વિદ્યાર્થીઓ દરેક કુદરતી વિભાગની આબોહવાની અને તેના પાકની હકીકત સારી રીતે સમજી શકશે. આખા ઇલાકાનું વર્ણન કર્યા પછી પ્રાકૃતિક રચના, આબોહવા, પાક, હુન્નરઉદ્યોગ, લોકો અને વેપાર વિષે હકીકત આપેલી છે.

આ પુસ્તકમા મુંબઈ ઇલાકાની સાથે ગુજરાતની સંપૂર્ણ હકીકત આપેલી હોવાથી ત્રીજા અને ચોથા ધોરણમા બે જુદા પુસ્તકો ખરીદવાની જરૂર પડશે નહિ

ઉત્તર વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના પત્ર નં ૧૧૦૩૪ તા ૫-૧૨-૩૪ થી આ પુસ્તક પ્રાથમિક શાળાઓ માટે પાઠ્યપુસ્તક તરીકે મંજુર કરવામા આવેલુ છે.

ગુજરાતી ધોરણ ૫ થી ૭ માટે

## દુનિયાની સરળ ભૂગોળ.

કર્તા-

**અમૃતલાલ મોહનલાલ પરીખ, બી. એ.**

**કિંમત ૧-૨-૦.**

પુસ્તકના પહેલા ભાગમા હિંદુસ્તાન અને દુનિયાના ખંડોની હકીકત પ્રદેશીય પદ્ધતિ પ્રમાણે સરળ ભાષામા આપેલી છે. દુનિયાના કુદરતી વિભાગો, મનુષ્યજીવન અને મનુષ્યના ધંધા ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યુ છે પુસ્તકના બીજા ભાગમા પ્રાકૃતિક ભૂગોળની સંપૂર્ણ હકીકત આપેલી છે.

પ્રગટકર્તા,

**લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપની લિમિટેડ.**

૫૩, નિકલ રોડ, મુંબઈ.

તા. ક. આ પુસ્તકો સંબંધી પત્રવ્યવહાર પ્રગટકર્તા સાથે કરવો.

Registered No. B. 43.

પુસ્તક ૭૪ ]

[ અંક ૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ફેબ્રુઆરિ સને ૧૯૩૫

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણીપર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)
હીરાલાલ ત્રિકમલાલ ધોધારી બી. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



ધી "રાયચંદ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ રતીલાલ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | વ્યાખ્યાનપદ્ધતિ ... | ૬૦ |
| ૨ | ધ્યાન અને તે આપવાનાં કારણ ... | ૬૨ |
| ૩ | શાળામાં નાટ્યપ્રયોગ ... | ૬૫ |
| ૪ | નાટ્યપ્રયોગ ... | ૭૦ |
| ૫ | નર્સરી સ્કૂલ–બાલમંદિર ... | ૭૯ |
| ૬ | અમારૂં પર્યટન ... | ૮૨ |
| ૭ | શિક્ષક ઉપર અવલંબતું ... | ૮૪ |
| ૮ | સને ૧૯૩૪ ના એપ્રિલમાં લેવાએલી વ. ફા. પ. બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના. ... | ૮૪ |
| ૯ | શિક્ષકવર્ગ–આમોદ ... | ૯૦ |
| ૧૦ | ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડ, સુરત ... | ૯૩ |
| ૧૧ | છોકરીઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ | ૯૫ |
| ૧૨ | ઇનામપત્રક ... | ૧૦૩ |
| ૧૩ | ખાનગી જાહેરખબર ... | ૬ |

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૪ ]     ફેબ્રુઆરિ ૧૯૩૫     [ અંક ૨ જો

## વ્યાખ્યાનપદ્ધતિ

શિક્ષણની બે પદ્ધતિઓ છે: એક વ્યાખ્યાનપદ્ધતિ અને બીજી પ્રશ્નપદ્ધતિ છે. જે શીખવવાનું હોય તે શિક્ષક પોતે કહી જાય તે **વ્યાખ્યાનપદ્ધતિ** છે. તે મોટી ઉંમરના કોલેજના વિદ્યાર્થીઓને વધારે અનુકૂળ છે; કારણ કે તેઓ વધારે ધ્યાન આપી શકે છે અને તેથી તેઓ યાદ રાખી શકે છે. યાદદસ્તની માતા ધ્યાન છે, એ ખાસ જાણવાની જરૂર છે. શાળામાં જે કંઈ શીખવવામાં આવે છે તે જો યાદ રહે નહિ, તો તેનું કંઈ સાફલ્ય આવતું નથી. વિદ્યાર્થીઓ બરાબર ધ્યાન આપે છે તો તે તેમને બરાબર યાદ રહી જાય છે.

વ્યાખ્યાનપદ્ધતિમાં શિક્ષક ઉપદેશ કરે છે અને વિદ્યાર્થીઓ સાંભળે છે. તેમાં જ્ઞાનની ક્રિયા તથા પ્રતિક્રિયા થતી નથી, પણ વિષયના સળંગ વિવેચનને લીધે વિદ્યાર્થીઓ તે વિક્ષેપ વગર યાદ રાખી શકે છે. વળી તેનાથી તેનામાં રસવૃત્તિ જાગ્રત થાય છે. થોડો વખત વધારે કામ કરવાનો ફાયદો વ્યાખ્યાનપદ્ધતિમાં છે; વળી ઘણા માણસોને કંઈ શીખવવાને બદલે ઉપદેશદ્વારા તેમનામાં પ્રેરણા, લાગણી કે ઉત્સાહ ઉત્પન્ન કરવાનો હોય છે, ત્યાં આ પદ્ધતિ જરૂરની છે. તેમાં પ્રશ્ન પૂછવાના નહિ હોવાથી હકીકત કહીને કે વ્યાખ્યાન આપીને શીખવવું વધારે ફાયદાકારક છે. ખરી રીતે જોઈએ તો વ્યાખ્યાનપદ્ધતિમાં હકીકત કહેવા ઉપર ખાસ ભાર મૂકવામાં આવે

છે. પ્રશ્નપદ્ધતિમાં હકીકત યોગ્ય રીતે રજુ કરવામાં આવે છે અને તેને લીધે વિદ્યાર્થીની વિચારશક્તિનો વિકાસ થાય છે. વ્યાખ્યાનથી અમુક માહિતી મળે છે અને પ્રશ્નથી તેનો ઉપયોગ કરવામાં આવે છે.

નાની ઉંમરનાં બાળકો લાંબો વખત ધ્યાન આપી શકતાં નથી. તેમનું ચિત્ત આમતેમ ભટકતું હોવાથી તેઓ વધારે વખત એક ચિત્તે શિક્ષકનું કહેલું સાંભળતાં નથી. આ કારણને લીધે તેમને શીખવતી વખતે પ્રશ્નનો જે ઉપયોગ કરવામાં આવે છે અને બાળકો તેનો જવાબ આપે છે તે **પ્રશ્નપદ્ધતિ** છે. આ તેમને વધારે અનુકૂળ અને ઉપયોગી છે.

શિક્ષણમાં કેવળ વ્યાખ્યાનપદ્ધતિ પ્રયોજવા જોગ નથી. તેમાં વિદ્યાર્થીને બદલે શિક્ષક બધું કામ કર્યા જાય છે. વિદ્યાર્થી તો સ્વપ્રયાસ વિના તૈયાર કરેલું જ્ઞાન ગ્રહણ કરે છે. જ્ઞાન સંપાદન કરવા માટે માનસિક ક્રિયા થવી જોઈએ. તે નહિ થવાથી વિદ્યાર્થી તે ગોખીને યાદ રાખે છે, કારણ કે તે બીજાએ શોધેલાં સત્ય અથવા નિર્ણય સ્વીકારી લે છે. તે જ્ઞાન મેળવવાને જાતે મહેનત કરતો નથી, તેથી તેનો બુદ્ધિવિકાસ ઓછો થાય છે. ખરી રીતે તો શિક્ષકને બદલે વિદ્યાર્થીએ વિચારની ક્રિયા વડે જ્ઞાન મેળવવું જોઈએ. વ્યાખ્યાનપદ્ધતિથી શિક્ષકને જે કંઈ શીખવવાનું હોય છે તે કહીને તે શિખવાડે છે. તેની ઇચ્છા થોડા વખતમાં વધારે શિખવાડવાની એટલે મગજમાં જ્ઞાન ભરવાની હોય છે. જેમ ચાવ્યા વગરના ખોરાકનું બરાબર લોહી થતું નથી અને તેથી શરીરને પોષણ મળતું નથી, તેમ બીજાએ મેળવેલું જ્ઞાન બુદ્ધિની ક્રિયા સિવાય પોતાનું થઈ શકતું નથી, અને તેથી તેની શક્તિનો કંઈ વિકાસ થતો નથી. વ્યાખ્યાનપદ્ધતિમાં શિક્ષક જે કંઈ બોલે તે વિદ્યાર્થી સાંભળે છે એટલે તેને તે બાબત યાદ રાખવી પડે છે. તેમાં કેવળ કાનનો ઉપયોગ થાય છે તેથી જ્ઞાન મેળવવાને માટે બીજી ઇન્દ્રિયોની મદદ મળતી નથી. ફક્ત સાંભળેલી હકીકત યાદ રાખવા માટે તેને ઘણી મહેનત પડે છે. તેમાં બીજી કોઈ સરળ અને રસિક રીતનો ઉપયોગ થતો નથી. માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં વ્યાખ્યાનપદ્ધતિમાં બાળમનને એક જડ નિષ્ક્રિય વસ્તુરૂપ ગણવામાં આવે છે, એ એક મોટી ભૂલ છે. આ પદ્ધતિ મુજબ બાળક શિક્ષકનું કહેલું સાંભળીને જેટલું બને તેટલું જ્ઞાન મગજમાં ભરે છે. આ પદ્ધતિદ્વારા મેળવેલા જ્ઞાનનો ઉપયોગ થતો નથી પણ તે જ્ઞાન તેના મગજમાં નિષ્ક્રિય પડી રહે છે. તેને લગતી શંકા થાય અથવા તેનો પ્રયોગ કરવામાં આવે તો તેને તે સંબંધી વિચાર કરવો પડે છે અને તેથી બુદ્ધિનો વિકાસ થાય છે. જ્યારે વિચારશક્તિ ખીલે છે

ત્યારેજ જ્ઞાનની શોધખોળ કરી તેમાં વધારો થઈ શકે છે. બાળકની બુદ્ધિશક્તિનો વિકાસ થાય અને તેને સ્વતંત્ર વિચાર કરવાની ટેવ પડે, તે સત્યનો બાળશિક્ષણમાં અમલ કરવો જોઈએ.

અમુક બાબતનું વર્ણન કર્યા પછી વચમાં કોઈ કોઈ પ્રશ્ન પૂછવા જોઈએ. વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવા માટે થોડાક સવાલ પૂછવાની જરૂર છે. જો કે નાનાં બાળકો માટે પ્રશ્નપદ્ધતિ જરૂરની છે તોપણ વાર્તા, પાઠનો સાર કવિતાની મતલબ, ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયો કે જેમાં વર્ણનદ્વારા બાળકોને સચોટ ખ્યાલ આપવાનો છે, ત્યાં વ્યાખ્યાનપદ્ધતિનો ઉપયોગ કરવાની જરૂર છે. ફક્ત સવાલ પૂછવાથી વિષયનો સંબંધ રહિત ખ્યાલ આવે છે, તેથી શિક્ષકે પાઠ થઈ રહ્યા પછી બે કે ત્રણ છોકરા પાસે પાઠનો સંબંધપૂર્વક અહેવાલ તેમની પાસે કહેવરાવવો જોઈએ. પાઠનો સાર, કવિતાની મતલબ વગેરે વિષયોમાં વર્ણન કરવા માટે વ્યાખ્યાનપદ્ધતિ જરૂરની છે અને તેથી છોકરા પાસે તે બાબતો છેવટે સંબંધપૂર્વક કહેવરાવવી. વિષયને અનુસરીને બંને પદ્ધતિનો ઉપયોગ કરવો જોઈએ.

## ધ્યાન અને તે આપવાનાં કારણ

જે વિષય રસિક રીતે શીખવવામાં આવે છે તે ઉપર બાળક સ્વભાવિક રીતે ધ્યાન આપે છે. ધ્યાનને લીધે તેઓ સારી રીતે યાદ રાખી શકે છે, તેથી શાળાનું શિક્ષણ જેમ બને તેમ રસિક થવું જોઈએ. હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે રસને લીધે ધ્યાન રહે છે કે ધ્યાનને લીધે રસ જામે છે, તે બાળકની પ્રવૃત્તિ ઉપરથી જણાઈ આવે છે. એક બાળક નારંગી જુએ છે એટલે તે લેવાનું તેને મન થાય છે. પછીથી તે તેને ખાય છે. ખાતી વખતે તેને તેમાં મઝા પડે છે, તેથી બીજી કોઈ બાબત ઉપર તે ધ્યાન આપતું નથી અને તે કાર્યમાં તે મશગુલ રહે છે. બાહ્ય ઉત્તેજકને લીધે બાળકને ખાવામાં જે રસ પડે છે તેને લીધે તે ધ્યાન આપે છે. બીજું એક બાળક હિસાબ ગણે છે. તે અઘરો હોવાથી તેને તેમાં વધારે માથાકૂટ પડે છે, પણ ધ્યાન એકાગ્ર કરીને ફરી ફરીને તે દાખલો કરે છે. છેવટે તેનો જવાબ આવવાથી તેને આનંદ થાય છે. તેને લીધે હવે ફરીથી તેવા બીજા દાખલા કરવા તે પ્રેરાય છે. વારંવાર તેવા દાખલા કરવાથી તેને તે કામમાં હવે રસ પડે છે. પહેલાં જે કામથી તેને કંટાળો આવતો હતો, તે કામ

હવે તેને પસંદ પડે છે. આ દૃષ્ટાંતમાં બાળક તેની આંતર ઇચ્છાથી ધ્યાન ચોટાડે છે અને અભ્યાસના પરિણામ તરીકે તેને તે કામમાં રસ પડે છે. આ પ્રમાણે રસને લીધે ચિત્ત એકાગ્ર થાય છે અને તે ટકે છે એ સર્વ કોઈ જાણે છે. તેમજ ધ્યાન વારંવાર આપવાથી રસનો નિર્વાહ થાય છે, પણ તેને લીધે રસ ઉત્પન્ન થતો નથી, એ ઉપરના દૃષ્ટાંતમાં આપણે જોઈ ગયા; તેથી રસને લીધે ધ્યાન આપી શકાય છે. હવે ધ્યાન શું છે તે જોઈએ.

એક બાળક ચળકતો લખોટો જુએ છે, એટલે તે તરફ તેનું ચિત્ત જાય છે અને તે તેને જોયાં કરે છે. ચિત્તની આવી સ્થિરતાને ધ્યાન કહેવામાં આવે છે. આપણા સર્વ મનોવ્યાપારમાં ધ્યાનની ક્રિયા હોય છે. બાળક લખોટો જુએ છે ત્યારે તેને તેનું જ્ઞાન થાય છે એમ કહેવામાં આવે છે. તેને જોયા પછી તેને તે લેવાનું મન થાય છે, એ તેની લાગણી છે. હવે તે લેવાને તે હાથ લંબાવે છે એ તેની ઇચ્છાબળનું પરિણામ છે. આ ત્રણે માનસિક ક્રિયામાં ધ્યાન ઓછાવત્તા પ્રમાણમાં જોવામાં આવે છે. [illegible]રી રીતે ધ્યાન વગર મનની કોઈપણ ક્રિયા થઈ શકતી નથી. જ્યારે એક [illegible]ાળક કુરકરીઉં જુએ છે ત્યારે તે તેના ઉપર તેનું ચિત્ત ચોટાડે છે, એટલે [illegible]ના ચિત્તના મધ્ય પ્રદેશમાં તે વસ્તુ આવી રહે છે; તેથી તેના મગજ પર કુરકુરીઆની છાપ સચોટ અને ઊંડી પડે છે. આપણા મગજ ઉપર [illegible]નેક પદાર્થ અને ફેરફારની છાપ પડે છે; પણ જે વસ્તુ આપણું ધ્યાન [illegible]ાકર્ષે છે તે સ્પષ્ટ રીતે જાણવામાં આવે છે. આવી રીતે ધ્યાનની એકા[illegible]તાને લીધે ચિત્તની શક્તિ વધે છે. જેમ સૂર્યના કિરણ એક જગાએ [illegible]કાગ્ર કરવાથી તેની સમગ્ર શક્તિ વધે છે અને તેથી ત્યાં વિશેષ તાપ [illegible]ાગે છે, તેવી રીતે ચિત્ત સ્થિર કરવાથી ધ્યાન એકાગ્ર થાય છે, એટલે [illegible]સ્તુની છાપ મગજ ઉપર આબેહુબ અને સુસ્પષ્ટ પડે છે. ધ્યાનની એકા[illegible]તા એ દરીઆના મોજાની ઉચી શિખા (ઉપલો અણીદાર ભાગ) જેવી [illegible] અને તેનો પહોળો નીચલો ભાગ (પાયો)એ ચિત્તની સાધારણ સ્થિતિ [illegible]ર્શાવે છે. એક બાળક વાચનનો પાઠ ભણે છે, ત્યારે તેનું ધ્યાન વાંચતી [illegible]ખતે તેમાં મગ્ન હોવાથી તેના અક્ષરોની છાપનું ભાન તેને સ્પષ્ટ હોય છે; [illegible]ણ તેની આસપાસ પડેલું દફતર, ખડીઓ, સ્લેટ, કાગળ વગેરે વસ્તુઓ તેના ચિત્તની મર્યાદામાં અસ્પષ્ટ અને ઝાંખી સ્થિતિમાં પડેલી હોય છે. જ્યારે તેનો ભાઈ શાહીનો ખડીઓ ઉંધો વાળે છે, ત્યારે તે વખતે તેનું ધ્યાન તે તરફ ખેંચાવાથી હવે તે વસ્તુઓ તેને સ્પષ્ટ જણાય છે.

જે બાબત આપણને સમજાતી હોતી નથી તે ઉપર ધ્યાન આપવા-

થી તે તરત સમજી શકાય છે. જે સંસ્કાર પ્રથમ ઝાંખા હોય છે તે ધ્યાન એકાગ્ર કરવાથી સ્પષ્ટ થાય છે. જ્યારે બાળક રમતું હોય છે, ત્યારે તેનું ચિત્ત એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર જલદીથી ફરે છે. મોટા માણસો જ્યારે આરામ લે છે ત્યારે તેમના ચિત્તની સ્થિતિ વિસ્તાર પામેલી હોવાથી તે વ્યગ્ર અવસ્થામાં હોય છે. તે પ્રસંગે મનને ધ્યાન નહિ આપવાનું હોવાથી તેને કંઈ મહેનત પડતી નથી; કારણકે ઇચ્છાબળથી ચિત્તને એક ઠેકાણે લાવવા જરૂર રહેતી નથી: તે તો પતંગીઆની માફક ગમે તેવા વિચારની પરંપરાનો આશ્રય લે છે. જ્યારે બાળકના મગજમાં ચિત્તની વ્યગ્ર સ્થિતિને લીધે વિચારનો પ્રવાહ તેની ઇચ્છાનુસાર વહે છે ત્યારે તેને **તરંગ** કહે છે. તે વખતે બાળકનું મન વિચારને પરવશ હોવાથી તેના સ્વૈર વિહાર મુજબ તેના મગજમાં વિચારો ઉદ્ભવે છે.

નાનાં છોકરાંના પાઠ ૨૦ મિનિટ અને મોટાં છોકરાંના ૩૦ કે ૪૦ મિનિટથી વધારે લાંબા હોવા જોઈએ નહિ. જો વધારે વખત ધ્યાન આપવું પડે છે તો તેઓ ધ્યાન આપવાનો ઢોંગ કરે છે અને તેથી તેમને આમ બેલક્ષ રહેવાની ટેવ પડે છે. વળી તેને બાહ્ય ઉત્તેજકની વિશેષ જરૂર હોવાથી શિક્ષકે પદાર્થ તેમજ ચિત્રોનો ઉપયોગ કરી તે તરફ તેનું ધ્યાન ખેંચવું જોઈએ. તેને જલદી થાક લાગે નહિ એટલે તે વધારે વખત ધ્યાન આપે તે માટે વિષયની ગોઠવણ તે મુજબ થવી જોઈએ. ગણિત પછી મુખપાઠ હોય તો બાળકને વધારે તસદી પડતી નથી. શિક્ષક કેટલીક વાર ઘણી બાબતો એક સાથે શીખવવા માંડે છે. એક બાબત સારી રીતે ઠસાવ્યા પછી બીજી લેવાથી બાળકનું ચિત્ત ગુંચવાઈ જતું નથી, અને તે ઉપર તે બરાબર ધ્યાન આપે છે. વળી બાળકોમાં સ્પર્ધા ઉત્પન્ન કરવાથી તેઓ વિશેષ ધ્યાન આપવા આકર્ષાય છે, કારણ કે જ્ઞાન મેળવવા માટે તે પ્રબળ ઉત્તેજક છે. શિક્ષકની મહેરબાની, વધારે માર્ક મેળવવાની ઇચ્છા તથા શિક્ષાના ભયને લીધે પણ બાળક વધારે ધ્યાન આપે છે. જેમ જેમ તેની ઇચ્છા મુજબ ધ્યાન આપવાનો મહાવરો થાય છે, તેમ તેમ તે વધારે ઐચ્છિક ધ્યાન આપે છે. આ પ્રમાણે ધ્યાન આપવાની ટેવથી અનૈચ્છિક ધ્યાનનો વિકાસ ઐચ્છિક ધ્યાનમાં થાય છે. બાળકની ધ્યાનશક્તિમાં જે ઓછોવત્તો ભેદ જોવામાં આવે છે તેનાં કારણો નીચે પ્રમાણે છે:—

(૧) બાળકો સવારમાં સારું ધ્યાન આપે છે અને તેઓ બપોરે થાકી જાય છે એ જાણીતી બાબત છે, કારણ કે તે વખતે તેમનામાં શક્તિ વધારે હોય છે.

(૨) જે બાળકોનું શરીર નબળું હોય છે તે વધારે વખત ધ્યાન આપી શકતાં નથી; કારણ કે વધારે વખત કામ કરવાની શક્તિ તેમનામાં હોતી નથી.

(૩) રંગીન ચાક વધારે ધ્યાન આકર્ષે છે, કારણ કે સફેદ ચાક કરતાં તે વધારે પ્રબળ ઉત્તેજક છે.

(૪) જે બાળકને ભણવાનો શોખ હોય છે અને જેનામાં ઉપલો નંબર રાખવાની અભિલાષા હોય છે, તે સારું ધ્યાન આપે છે.

(૫) જ્યારે કામ કરવાનો હેતુ બાળકને પુરો પાડવામાં આવે છે, ત્યારે તેઓ વિશેષ ધ્યાન આપે છે. દા. શિક્ષક કહે કે આજે આપણે જમીનના આકાર જોવા બહાર જવાના છીએ તો તેની દૃષ્ટિ તેવા આકારો ઉપરજ ઠરશે અને તે તેઓ યાદ રાખશે.

(૬) જ્યારે બાળકનું મન તત્પર હોય છે એટલે નવો પાઠ શીખવા તે તૈયાર હોય છે, ત્યારે મનની આતુરતાને લીધે તે વધારે જ્ઞાન ગ્રહણ કરી શકે છે, કારણ કે મનની પૂર્વ તૈયારીને લીધે સાંભળવાને કે જોવાને ધ્યાન વધારે એકાગ્ર થએલું હોય છે.

(૭) જ્યારે બાળકની ધ્યાનશક્તિ વિકાસ પામે છે ત્યારે તે પોતે ચિત્તને સ્થિર કરી શકે છે. શિક્ષક કે માબાપને ખુશ કરવાની તેની ઇચ્છા જેવા આંતર ઉત્તેજકથી બાળક વધારે ધ્યાન આપી શકે છે.

(૮) શિક્ષાની બીકથી અથવા શિક્ષકના ઠપકાને લીધે યા નીચો નંબર જવાના ભયને લીધે પણ બાળકો વિશેષ ધ્યાન આપે છે. બાળક જ્યારે ધ્યાન આપે છે ત્યારે તેના શરીરની અમુક સ્થિતિ પ્રાપ્ત થાય છે. શરીરની ગમે તેવી સ્થિતિથી ધ્યાન આપી શકાતું નથી. આંખ, હાથ અને ડોકની યોગ્ય સ્થિતિ હોય તોજ ચિત્ત સ્થિર થઈ શકે છે, તેથી વર્ગમાં બાળક કેવી રીતે બેસે છે તે ઉપરથી તેના ધ્યાનની સ્થિતિ જાણી શકાય છે.

## શાળામાં નાટ્યપ્રયોગ

બાળક જે કંઈ શીખે તે જો તેને યાદ રહે નહિ, તો તેને કંઈ કામનું નથી. શીખવેલી બાબત તે બરાબર યાદ રાખી શકે તેને માટે તેના મગજમાં જે કંઈ છાપ પડે તે દૃઢ થવી જોઈએ. જે સંસ્કાર ઝાંખા પડે છે તે તરત ભુંસાઈ જાય છે, તેથી તેને વધારે દૃઢ કરવાને માટે તેના જુદા જુદા પ્રયોગ કરવામાં આવે છે. શિક્ષક 'પારદર્શક' શબ્દ શીખવે છે.

છોકરાંઓ તે વધારે યાદ રાખે માટે તે શબ્દ કાળા પાટીઆ પર લખેલો જોવાને માટે તે કહે છે: પછી તે પ્રમાણે તે બોલવામાં આવે છે, અને તેને વધારે દૃઢ કરવાને માટે લખાવવામાં આવે છે. આ પ્રમાણે નવા શબ્દની છાપ કાયમ કરવા માટે આંખ, જીભ અને હાથનો ઉપયોગ થાય છે, તેથી તે છાપ મગજમાં સારી રીતે દૃઢ થાય છે, એટલે તે બાબત ભૂલી જવાતી નથી. આવી રીતે જે કંઈ શીખવવામાં આવે તેની છાપ જુદી જુદી રીતે પ્રકટ કરવાથી તે વધારે વખત યાદ રહી શકે છે.

શાળાનું શિક્ષણ વધારે રસિક કરવાને માટે અને તે યોગ્ય રીતે આપવાને માટે નાટ્યપ્રયોગને તેના એક જરૂરી અંગ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. શાળામાં ઇનામનો મેળાવડો હોય કે કોઈ અવનવો પ્રસંગ હોય ત્યારે વિદ્યાર્થી નાટ્યપ્રયોગ કરે છે. તેની તૈયારી ઘણા દિવસ પહેલાં કરવામાં આવે છે. પસંદ કરેલા વિષયો ઘણુંખરૂં અભ્યાસક્રમને લગતા હોતા નથી: સુપ્રસિદ્ધ નાટક, કાવ્ય કે સાહિત્યમાંથી તે બાબતો પસંદ કરવામાં આવે છે. કોઈ કોઈ વખત શાળાના શિક્ષકો અમુક પ્રયોગ યોજી કાઢે છે, અને બાળકો પાસે તે તૈયાર કરાવે છે. આ પ્રમાણે નાટ્યપ્રયોગ બાહ્ય પ્રવૃત્તિ હોવાથી વિદ્યાર્થીના હૃદય ઉપર તેની જોઈએ તેવી સારી અસર થતી નથી. અમુક પ્રસંગ માટે તૈયાર કરેલા વિષયની ઊંડી અસર તેના મન ઉપર થતી નથી. આડંબર અથવા સભાને રંજન કરવાનો મુખ્ય હેતુ હોવાથી કેળવણીની દૃષ્ટિથી તેવા નાટ્યપ્રયોગો બહુ આવકારદાયક ગણવા જોઈએ નહિ. અલબત તેને લીધે વિદ્યાર્થીની ભાષા સુધરે છે. તે અમુક લલિત પદો યાદ રાખી શકે છે, તેની શબ્દશક્તિ વધે છે, તે અભિનયની કળા શીખે છે તથા સભાક્ષોભથી તે મુંઝાતો નથી. અમુક પાત્રની સાથે તેના માનસનું અભેદ–તાદાત્મ્ય થવાથી તે ભાવ કે લાગણી તેટલો વખત તે અનુભવે છે, અને તેનું હૃદય તેટલે અંશે કોમળ થાય છે. નાટ્યપ્રયોગના આ બધા લાભો શાળામાં નિયમિત રીતે જુદા જુદા વિષયને લગતા પ્રયોગ કરવાથી મળે છે; પણ તે ઉપરાંત શાળાના હમેશના જીવનમાં નાટ્યપ્રયોગને તેની આંતર પ્રવૃત્તિ ગણવાથી બાળકોને અનેરો આનંદ લાગે છે. આ પ્રમાણે નાટ્યપ્રયોગથી વિષયમાં વિશેષ રસ પડે છે, અને તે તેના જીવનમાં ઓતપ્રોત થઈ રહે છે. આવી રીતે નાટ્યપ્રયોગને કેળવણીની દૃષ્ટિથી શાળાના જીવનમાં સ્થાન મળવું જોઈએ.

બાળકમાં નકલ કરવાની પ્રબળ પ્રેરણા હોય છે, તેથી તે જે જુએ છે કે સાંભળે છે તે બધાનો અનુભવ કરવાને આતુર હોય છે, તેથી તેણે

જે બાબત જોએલી કે સાંભળેલી હોય તેનો ભાવ ક્રિયા કરીને અનુભવવામાં આવે તો તેને **નાટ્યપ્રયોગ** કહે છે. બાળકોને અમુક પાત્રનો વેશ ભજવી બતાવવાનું બહુ ગમે છે. કોઈ પણ જાતની ક્રિયા કરવાની કુદરતી પ્રેરણા તેનામાં હોય છે. જે કંઈ સાંભળ્યું કે જોયું હોય તેને કહી દેવાની સ્વાભાવિક લાગણી તેને થાય છે. આ બધાં કુદરતી કારણને લીધે વિદ્યાર્થીઓને નાટ્યપ્રયોગ કરવાનો ગમે છે. ભાગ્યેજ કોઈ એવો વિદ્યાર્થી હશે કે જેને નાટ્યપ્રયોગ કરવો ગમતો હોય નહિ. કેટલીક વખત શરમાળ બાળકો શિક્ષકોની રૂબરૂ નાટ્યપ્રયોગ માટે આનાકાની કરે છે. જે બાળકો આગળ પડતા હોય છે તે તરત 'હા' કહે છે. શરમાળ બાળકો પણ ધીમે ધીમે તેમાં જોડાઈ જાય છે અને સારૂં કામ કરી બતાવે છે. તેમની પાસે શિક્ષકે કુનેહથી કામ લેવું જોઈએ.

સૌ કોઈએ નાનાં બાળકોને રમતાં જોયાં હશે. તેઓ તેમની આસપાસ જે બનાવો હંમેશાં બને છે તેમને નાની નાની રમતોથી ભજવી બતાવે છે. મોટાં માણસોની જે પ્રવૃત્તિઓ હોય છે તેની નકલ બાળરમતોમાં [...]તી જોવામાં આવે છે. ગાડી, દુકાન, ઢીંગલાઢીંગલી, ઘોડાની, વગેરે તેમની [...]મતો એ નાટ્યપ્રયોગના બીજરૂપ છે. તે વખતે તેઓ નિખાલસપણે [...]ને ખરા ઉમંગથી જે વેશ ભજવવાનો હોય છે તે ભજવી બતાવે છે. [...]માં તેમને અપૂર્વ આનંદ થાય છે. થઈ ગએલા દૂરના બનાવને કલ્પના-વડે રમતદ્વારા તેની સમક્ષ તાજા કરી તેનો અનુભવ તે કરે છે. વળી તે કલ્પનાની મદદથી અમુક પાત્ર ભજવી બતાવી ઘણો આનંદ મેળવે છે. કોઈ કોઈ વખત તો સમૂહમાં પ્રયોગ કરવાથી આપણને અજાયબી લાગે તેવું કામ તેઓ કરી બતાવે છે. આ પ્રમાણે રમતદ્વારા તેઓ નાટ્યપ્રયોગ કરે છે, અને તેને લીધે તેની સર્જકશક્તિ પોષાય છે અને શરીર તથા બુદ્ધિની શક્તિઓ ખીલે છે. આવી રીતે બાળવિકાસમાં નાટ્યપ્રયોગ અગત્યનું સ્થાન ભોગવે છે. જ્યારે શાળાની બહાર બાળકો નાટ્યપ્રયોગ કરવા પ્રેરાય છે ત્યારે તેવી સહજ વૃત્તિનો શાળામાં શા માટે લાભ લેવો જોઈએ નહિ? ઉપર જણાવ્યા મુજબ શાળામાં તો જ્ઞાનની સાથે ગમ્મત થઈ શકે એમ છે. નાટ્યપ્રયોગમાં કાટેલો વખત નકામો જાય છે એ દલીલ ટકી શકે એમ નથી. તેને લીધે કલ્પનાશક્તિનો વિકાસ થાય છે અને નકલ, ક્રિયા તથા બોલવાની લાગણીનો સક્રિય ઉપયોગ થવાથી તેને ઘણો આનંદ મળે છે. જો તેવા કામની સમજણ હોય નહિ, તો શરૂઆતમાં

કેટલોક વધારે વખત જાય; પણ જેમ તે દિશામાં અનુભવ થતો જાય છે તેમ તેમ તે કામ સરળ થઈ જાય છે.

સાધારણ માન્યતા એવી છે કે ઇતિહાસના વિષયમાં જ નાટ્યપ્રયોગ થઈ શકે. ઇતિહાસમાં નાટ્યપ્રયોગની વધારે અનુકૂળતા છે એ ખરું છે. તેમાં આવતાં વિવિધ પાત્રો તથા થએલા દીલ ઉશ્કેરનારા આકર્ષક બનાવોને લીધે તેમાં વધારે રસ પડે એ સ્વાભાવિક છે; પણ બીજા વિષયોમાં તેના પ્રયોગો થઈ શકે એમ છે. વાર્તા કહી રહ્યા પછી તે બીજે પ્રસંગે ભજવી બતાવવામાં આવે તો વિદ્યાર્થીને ઘણો આનંદ થાય છે, અને તેથી તે યાદ રહી જાય છે. વાચનમાળામાં કેટલાક પાઠ એવા છે કે જેમાં બે કે વધારે વિદ્યાર્થીઓ જુદાં જુદાં પાત્રોનો વેશ ભજવી શકે. 'કેરી અને સાકર' એ પાઠ વંચાવતી વખતે એક વિદ્યાર્થીએ પોતે કેરી હોય એમ તેને લગતું લખાણ વાંચવું જોઈએ અને બીજાએ 'સાકર'ની બાબત વાંચવી જોઈએ. આવા સંવાદો અવશ્ય જુદા જુદા પાત્રની ગોઠવણથી વંચાવવા જોઈએ. 'પશુમાં પડી એક તકરાર' એ કવિતાનો મુખપાઠ કરતી વખતે અમુક અમુક છોકરાને એક એક પાત્રનો ભાગ બોલી જવા કહેવું જોઈએ. આવી રીતે વાચન કે મુખપાઠ કરાવવાથી બાળકો સારી રીતે તેનો અર્થ સમજે છે અને તેમને વળી આનંદ થાય છે. વાચનમાળાના કેટલાક પાઠને સંવાદ કે નાટ્યપ્રયોગમાં ફેરવી શકાય એમ છે. તેવે પ્રસંગે તેમાં શિક્ષકે ઇચ્છાનુસાર ફેરફાર કરવો જોઈએ. વસ્તુસંકલના ઉત્તમ રીતે થાય એ ઉદ્દેશને અનુસરી ફેરફાર કરવો જોઈએ. 'ગામડાના અમલદારો' એનો નાટ્યપ્રયોગ સારી રીતે થઈ શકે છે. ઇતિહાસના પાઠ નાટ્યપ્રયોગના રૂપમાં ફેરવી શકાય એમ છે, પણ શિક્ષકનામાં યોજકબુદ્ધિ હોવી જોઈએ. જે પ્રસંગો વધારે આકર્ષક લાગતા હોય તેના નાટ્યપ્રયોગ કરવા ઠીક છે. 'વનરાજ અને ચાંપાની મુલાકાત,' 'રૂપસુંદરીનું વનમાં જવું,' 'ભુવડે સુરપાળને આપેલી લાલચ' વગેરે. આવી રીતે જે કંઈ ઐતિહાસિક બનાવ રસિક હોય તેનો નાટ્યપ્રયોગ થઈ શકે એમ છે.

ભૂગોળના વિષયમાં પણ કોઈ કોઈ પ્રસંગે નાટ્યપ્રયોગ થઈ શકે છે. 'ગુજરાતની નદીઓ કે પર્વતો' એ વિષય માટે જુદા જુદા વિદ્યાર્થી અમુક નદી કે પર્વતનું વર્ણન વાદવિવાદના રૂપમાં બોલી જાય તો બાળકોને તે વિષયમાં રસ પડે છે. વળી જમીન ઉપર ગુજરાત કે મુંબઈ ઇલાકાનો મોટો નકશો કાઢી કાગળની રેલ્વેગાડી બતાવી તેમાં વિદ્યાર્થી એક પછી એક જુદા જુદા મુસાફરી કરતા જાય અને ત્યાંની ભૂમિરચના, આબોહવા,

વનસ્પતિ, પ્રાણી વગેરે બાબતોનું ચિત્રો કે નમુનાની મદદથી વર્ણન કરે તો તેથી બાળકોને તેમાં રસ પડે છે અને તેઓને ભૂગોળ પરત્વે કંટાળો આવતો નથી. એક વિદ્યાર્થી કાગળની હોડીમાં જાણે બેસીને દરીઆના કિનારાનું સચોટ વર્ણન કરે તો તે બાબત વધારે સ્પષ્ટ થાય છે. કોઈ કોઈ વખત દેશના જુદા જુદા ભાગના રહેવાસીઓનો નાટ્યપ્રયોગ થઈ શકે. તેમની બોલી, પહેરવેશ તેમના દેશમાં બનતી ચીજો તથા વેપારરોજગારનો અહેવાલ તેઓ તાદૃશ્ય રીતે આપે તો બાળકોને તેમાં ઘણો આનંદ પડે છે. કોલંબસની અમેરિકાની શોધનો સારી રીતે નાટ્યપ્રયોગ થઈ શકે. તેમજ જુદા જુદા ધર્મનો સ્પષ્ટ ખ્યાલ આપવા માટે જુદા જુદા વિદ્યાર્થીઓને તેને લગતો પહેરવેશ પહેરાવી તેઓ તેનાં પવિત્ર સ્થળનું વર્ણન કરે તો તેથી બાળકોને તેની સારી સમજણ પડે છે. કેટલાંએક બાળકોને હિંદુસ્તાન દેશરૂપજણી તેમને કરાંચી, અમદાવાદ, પુના, મદ્રાસ, કલકત્તા, રંગુન, કાશી, દિલ્હી, આગ્રા લાહોર, પેશાવર વગેરે શહેરોનાં ચિહ્ન રૂપ એક એક બાળકોને નીમવો અને તે જાણે કે મુસાફરી કરતો હોય એમ તે સ્થળનું વર્ણન કરે, તો તેથી બધી હકીકતનું રસપૂર્વક પુનરાવર્તન થઈ જાય છે. ગણિતના વિષયમાં પણ નાટ્યપ્રયોગ કરવાથી વિદ્યાર્થીઓને કેટલીક કઠણ અમૂર્ત બાબતોની સ્પષ્ટ સમજણ પડે છે. આણપાણના સરવાળા તથા બાદબાકી દુકાનદારીની રીતથી સરળ રીતે શીખવી શકાય છે. શેર અને લોનની રીત શેર બજાર ઉભું કરીને શીખવી શકાય. શેર તથા લોન શું છે તથા તેનું વેચાણ કેવી રીતે થાય છે તેનો સચોટ ખ્યાલ નાટ્યપ્રયોગદ્વારા લેવડદેવડથી થઈ શકે છે. તેમાં વિદ્યાર્થીઓ ઉત્સાહથી કામ કરે છે. તેમજ વ્યાજ, બીલ, ડિસ્કાઉન્ટ, પંત્યાળો, શેરનું વ્યાજ, નફોતોટો વગેરે અનેક બાબતો જુદી જુદી રીતે નાટ્યપ્રયોગથી શીખવવામાં આવે તો વિદ્યાર્થીઓને તે વિષય સરળ અને રસિક થાય છે. તેવી રીતે સૃષ્ટિજ્ઞાન કે પદાર્થપાઠમાં પણ કંઈક તેનો ઉપયોગ થઈ શકે છે. તાંબુ અને પિત્તળ, કલાઈ અને રૂપું, જેવા પદાર્થપાઠ પ્રથમ તેની હકીકત શીખવ્યા પછી સંવાદના રૂપમાં લઈ શકાય. તેમજ ઘઉં કે બાજરી તથા તુવેર કે મગના છોડનું આત્મવૃત્તાંત છોકરાઓ રસિક રીતે બોલી શકે એમ છે. કન્યાવાચનમાળા પુસ્તક પહેલામાં આપેલી "વનસ્પતિની વાત" માં જુદી જુદી જાતનાં ઝાડ પોતાના ગુણનું બહુ રસિક રીતે વર્ણન કરે છે. તે ધ્યાનમાં રાખવા જેવો પાઠ છે. હાલમાં બાળસાહિત્યને અંગે જે જોસબેર પ્રવૃત્તિ ચાલી રહી છે, તેમાં જુદી જુદી જાતના નાટ્યપ્રયોગો થઈ શકે

એવું ઘણું સાહિત્ય જોવામાં આવે છે. કેટલાક લેખકોએ શિક્ષકનું કામ સરળ કરવાને તેવાં પુસ્તકો પણ પ્રસિદ્ધ કર્યાં છે. કેટલાંક એકાંકી નાટકો તેવા ઉદ્દેશથી બહાર પડેલાં છે. ટુંકામાં અભ્યાસ કરવામાં નાટ્યપ્રયોગની ઉપયોગિતા સ્વીકારવામાં આવે અને જો શિક્ષકવર્ગ તેનો કંઇક ઉપયોગ કરે તો વિદ્યાર્થીની નિત્યની પ્રણાલિકામાં રસમય ફેરફાર ઉપજે છે અને તે ઉપરાંત ઉપર જણાવેલા લાભો પણ તેમને મળે છે. વળી સુંદર કવિતા તથા ફકરાઓ મોઢે કરવાથી તેઓ ભાષાની ખૂબી સારી પેઠે સમજે છે, અને તેમને સાહિત્ય ઉપર વિશેષ રુચિ થાય છે અને આગળ ઉપર તેમાંના કોઈ કોઈ તો સાહિત્યના ક્ષેત્રમાં સારો ફાળો આપી શકે એવી આશા રાખી શકાય.

## નાટ્યપ્રયોગ

## બીજની અશ્વવિદ્યા

### પ્રવેશ પહેલો

**સ્થળ:**—અણહીલપુર પાટણનું પાદર

**પાત્રો:**—

૧ રાજ, ૨ બીજ, ૩ દંડક — કલ્યાણપતિ ભુવડના વંશજ, ભુવનાદિત્ય રાજાના કુંવરો

રાજ, બીજ અને દંડક સાધુના વેશમાં પ્રવેશ કરે છે.

*બીજ*—મોટાભાઈ! આપણે સોમનાથ પાટણથી નીકળી બરાબર બે મહીને આજે અણહીલપુર પાટણ આવી પહોંચ્યા. જુઓ, એ ભવ્ય શહેર દૂરથી કેવું શોભાયમાન દેખાય છે!

*રાજ*—હા ભાઈ, આ અણહીલપુર પાટણ અરવી ગુજરાતની રાજધાનીનું શહેર છે. ચાવડાવંશના મૂળ પુરુષ જયશિખરીના પ્રતાપી પુત્ર વનરાજે એ વસાવ્યું હતું. તે પહેલાં ગુજરાતનું પાટનગર પંચાસર હતું.

*દંડક*—એ પંચાસરને આપણા પૂર્વજ ભૂપતિ ભુવડે ઘેરો ઘાલ્યો હતો, અને યુદ્ધમાં ગુર્જરેશ્વર જયશિખરીને મારીને ગુજરાતનું રાજ્ય જીતી લીધું હતું.

રાજ—હાં ભાઈ, ઇતિહાસ કહે છે કે ગુર્જરેશ્વર જયશિખરીનું શૌર્ય હેરત પમાડે એવું હતું. તેણે એકલે હાથે ભુવડના અનેક અંગરક્ષકોને ભોંય-ભેગા કરી, ભુવડની છાતીમાં લાત મારી તેને પૃથ્વી પર પછાડયો હતો. વળી વધારે નવાઈની વાત તો એ છે, કે જયશિખરીનું ડોકું કપાઈ ગયા પછી તેનું ધડ ત્રણ દિવસ સુધી લડયું હતું!

બીજ—માથા વગરનું ધડ ત્રણ દિવસ સુધી રણમાં ઝૂઝયું, એ કંઈ જેવું તેવું શૌર્ય કહેવાય! ધન્ય છે એ શુરા રાજવીના શુરાતનને! આપણા પૂર્વજ ભુવડે પણ તેના શૌર્યનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં! અને તે શુરા રાજાના સ્મારક તરીકે પંચાસરને પાદરે ગુર્જરેશ્વર મહાદેવનું ભવ્ય દેવાલય બંધાવ્યું હતું!

રાજ—આપણા પૂર્વજનું એ કાર્ય દાના દુશ્મનને છાજે એવું હતું! યુદ્ધનું ઘમસાણ મચ્યું તે પહેલાં જયશિખરીએ પોતાની રાણી રૂપસુંદરીને તેના ભાઈ સુરપાળ સાથે વનમાં મોકલી દીધી હતી. તે રાણીએ વનમાં એક કુંવરને જન્મ આપ્યો હતો. જયશિખરીના એ પ્રતાપી પુત્ર વનરાજે પોતાના પિતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું. વળી તેણે પાયમાલ થએલા પંચાસરને બદલે ગુજરાતની રાજધાનીને માટે આ અણહીલપુર પાટણ વસાવ્યું હતું. તે વનરાજનો વંશજ રાજા રત્નાદિત્ય હાલમાં ગુર્જરેશ્વર છે.

દંડક—પ્રભાસપાટણમાં લોકોને મોંએ સાંભળ્યું હતું કે ગુર્જરેશ્વર રત્નાદિત્ય પોતાની પ્રજાની દાઝ જાણનારો, સત્યવાદી, ભલો, પરાક્રમી અને એકવચની રાજા છે. તેણે પોતાની પહેલાંના નબળા રાજાઓના વખતની ગુજરાતના રાજ્યમાં ઘર કરી બેઠેલી ગેરવ્યવસ્થા દૂર કરી છે.

રાજ—એ વાત ખરી છે, પરંતુ 'દીવા પાછળ અંધારૂં' એ કહેવત પ્રમાણે રાજા રત્નાદિત્યનો યુવરાજ સામંતસિંહ તેના બાપની કીર્તિને કલંક લગાડે એવો પાકયો છે. રત્નાદિત્યમાં જેટલા સદ્‌ગુણ છે, તેટલા સામંતસિંહમાં દુર્ગુણ છે! તેને દારૂનું બુરૂં વ્યસન વળગ્યું છે, એટલે હવે ચાવડા વંશની પાયમાલીનાં પગરણ મંડાયાં છે એમ સમજવું.

બીજ—દારૂ જેવી બુરી ચીજ જગતમાં બીજી કોઈ નથી. શ્રીકૃષ્ણ જેવા સમર્થ નેતા હતા, છતાં દારૂના બુરા વ્યસનથી યાદવોનો નાશ થયો. આપણે યાત્રા કરી આવ્યા એજ પ્રભાસના પવિત્ર તીર્થક્ષેત્રમાં યાદવો દારૂ પીને ભાન ભૂલ્યા, અને પરસ્પર લડીને કપાઈ મુઆ! દારૂની બોંકાણથીજ પ્રભાસપાટણનું પવિત્ર સ્થળ યાદવાસ્થળી બન્યું! ખરેખર, દારૂનો ઉપાસક પોતાની દૂર રહેલી દુર્દશાને પાસે બોલાવે છે! એટલે

દારૂના પંજામાં સપડાએલા સામંતસિંહની પણ નજીકના ભવિષ્યમાં દુર્દશા થયા વિના રહેવાની નથી.

દંડક—એ તો વિનાશકાળે વિપરિત બુદ્ધિજ સૂઝે.

બીજ—ઓહો ! આપણે તો વાતોમાં ને વાતોમાં છેક પાટણના પાદરમાં આવી પહોંચ્યા. મોટાભાઈ! જુઓ તો ખરા ! પાટણને પાદરે આ સાગર જેવું સુંદર તળાવ કેવું મનોહર છે !

મંદાક્રાન્તા

શોભે પાણી મળવગરનું કાચ જેવું તળાવે,
ખીલેલાં છે કમળ જળમાં મુગ્ધ હૈયું બનાવે;
આવે ટાઢો જળ ઉપરથી વાયુ આનંદ આપે,
થાક્યાં પાક્યાં શરીર મનના તાપ સંતાપ કાપે.

રાજ—વાહ ! ભાઈ વાહ ! તારી કવિત્વશક્તિ તો ભલભલા કવિઓને પણ પાણી ભરાવે એવી છે ! ગુજરાતની સુંદર રાજધાનીની શોભામાં વધારો કરનાર આ રમણીય તળાવનું તેં અચ્છું વર્ણન કર્યું !

બીજ—મારી કવિતા આપને પસંદ પડી તેથી મને ઘણો આનંદ થાય છે. મોટાભાઈ! જુઓ આ તળાવને તીરે જાણે કબીર વડની હરિફાઈ કરતો હોય એવો વિશાળ વડ કેવો ઝૂકી રહ્યો છે ! આપની ઇચ્છા હોય તો તેની શીતળ છાયામાં આપણે મુકામ કરીએ.

રાજ—ભાઈ! મુકામ કરવા યોગ્ય આવું ઉત્તમ સ્થાન બીજે ક્યાં શોધવા જઈશું ! ચાલો, આજે આપણે અહીંજ અલેક જગાવીએ ! અલખ નિરંજન ! જય સોમનાથ !

બીજ-દંડક—અલખ નિરંજન ! જય સોમનાથ ! જય ગુરુદેવ !

(તળાવને તીરે વડના ઝાડ નીચે સાધુવેશધારી ત્રણ ભાઈઓ મુકામ કરે છે )

રાજ—ભાઈઓ, આ ગુજરાતના પાટનગરને પાદરે આપણે મુકામ તો કર્યો, પણ આપણે ખૂબ સાવચેતી રાખવાની જરૂર છે. છુપા રહેવા માટે લીધેલો આ સાધુનો વેશ ઉઘાડો પડી જશે તો કોઈ અણધારી પીડા ઉભી થશે !

બીજ—મોટાભાઈ ! એવી ચિંતા આપણે શા માટે કરવી ! એ ચિંતાનો ભાર તો આપણે આપણા ઇષ્ટદેવ શ્રી સોમનાથ ભગવાનને સોંપવો, જે દયાળુ ઇષ્ટદેવે પ્રભાસની યાત્રા નિર્વિઘ્ને કરાવી તેજ આપણું રક્ષણ કરશે.

જય સોમનાથ ! આહા ! શંકર ભગવાનનું એ મનોહર દિવ્ય જ્યોતિર્લિંગ અહીં પણ મારી નજર સામે તરવરી રહ્યું છે. આપણે તો પુરેપુરા ભાગ્યશાળી કે દેવને પણ દુર્લભ એવા એ પુણ્યતીર્થની યાત્રા થઈ !

ઇંદ્રવજ્રા

શ્રી ઇષ્ટ ગંગાધર સોમનાથ,
પ્રભાસમાં જ્યોતિર્લિંગ ખ્યાત;
શોભા નિહાળી, નજરે અનેરી,
યાત્રા થઈ પૂર્ણ પ્રભાસકેરી.

**રાજ**—ખરી વાત, ભાઈ, હિંદુસ્તાનનાં બાર જ્યોતિર્લિંગમાંના આ પશ્ચિમના પ્રખ્યાત જ્યોતિર્લિંગની જાત્રા કરીને આપણે કૃતાર્થ થયા છીએ. શ્રી સોમનાથ મહાદેવની પાંચ હાથ ઉંચી ભવ્ય અને તેજસ્વી મૂર્તિ ખરેખર અલૌકિક છે! એ વિશ્વવિખ્યાત દેવાલયના પાછલા ભાગને અરબી સમુદ્રના મહાન મોજાં અહોનિશ અથડાયા કરે છે. એ રમણીય દૃશ્ય એક વાર પણ જોનારને જિંદગીભર નજર આગળથી ખસે એવું નથી !

**દંડક**—દેવાલયમાં મોટા ઘંટ સાથે બાંધેલી પેલી ૨૦૦ મણ સોનાની સાંકળ ત્યાંની અપાર સમૃદ્ધિનો ખરેખરો ખ્યાલ આપે છે ! વળી આરતી વખતે તે સાકળ સાથે સાંધેલી અનેક ઘંટડીઓનો મધુર નાદ પેલા મોટા ઘંટના ભવ્ય નાદ સાથે ભળીને થતા અજબ અવાજના ભણકારા હજુ પણ મારા કાનમા ગાજી રહ્યા છે! શંકર ભગવાનને સ્નાન કરાવવા માટેના ગંગાજળની કાવડ હેઠ કાશીથી દરરોજ નિયમિત વખતે આવી પહોંચે એવી ખાસ ગોઠવણ કરેલી છે.

**બીજ**—હવે આપણે આ સુધા સમો મધુર વાર્તાલાપ બંધ કરવો પડશે! જુઓ, પેલા જતા આવતા નગરજનો આપણી તરફ તાકી તાકીને જુએ છે ! તેઓ આપણી પધરામણીના સમાચાર આખા શહેરમાં પવન વેગે પહોંચાડી દેશે ! ગુજરાતના લોકો મહાત્માના દર્શન માટે પડાપડી કરે એવા છે. એટલે ઘડી બેઘડીમાં આપણા દર્શન માટે અહીં ભાવિક જનોની ઠઠ જામશે! માટે આપણે આ લીધેલો વેશ બરાબર ભજવવો પડશે !

**રાજ**—એમાં વેશ શો ભજવવાનો છે? લોકો દર્શન કરી કરીને ચાલ્યા જશે.

**બીજ**—બધા ચાલ્યા નહિ જાય ! કેટલાંક રોગથી રીબાતાં, કેટલાંક ગરિબાઈથી ઘેરાએલાં અને કેટલાંક સંતાન વિનાનાં સ્ત્રીપુરુષો પોતાની કાર્યસિદ્ધિની આશાએ કલાકોના કલાકો સુધી અહીં બેસશે. તે બધાંને

સંતોષ આપવા માટે આપણે ખરેખરો ખેલ ભજવવો પડશે! મોટાભાઈ! તમે અમારા ગુરુ બની જાઓ, અને અમે બે તમારા ચેલા બની જઈએ.

રાજ—પછી શું કરશો ? આપણી પાસે એવી કોઈ સિદ્ધિ નથી કે જેને જે જોઈએ તે આપીએ ! ભાઈ! એવું નાટક મારાથી તો નહિ ભજવી શકાય !

બીજ—સિદ્ધિને શું કરવી છે ! આ ધુણી સળગાવી છે. તેની રાખ એ આપણી સિદ્ધિ ! એ રાખની ચપટી કેવું આબાદ કામ કરે છે, તે તમે જો જો ! મોટાભાઈ! બધું નાટક હું ભજવીશ. તમે તો માત્ર મૌન ધારણ કરીને અમારા ગુરુ તરીકે બેસી રહેજો ! એક શબ્દ પણ બોલશો નહિ.

રાજ—સારું ભાઈ, એટલું તો હું કરી શકીશ.

બીજ—ભાઈ દંડક ! તારે પણ જરૂર જેટલુંજ બોલવું, અને હું કહું તેટલું જ કામ કરવું.

દંડક—બહુ સારું.

બીજ—જુઓ, પેલા નગરજનો આપણી તરફ આવે છે. માટે હવે આપણે વાતચીત બંધ કરીએ.

---

## પ્રવેશ બીજો

**સ્થળઃ**—અણહીલપુર પાટણમાં મહાદેવનું દેવાલય

**પાત્રોઃ**—

(૧) શંકરપ્રસાદ—મહાદેવનો પુજારી
(૨) શ્યામસુંદર—પાટણના નગરશેઠનો પુત્ર
(૩) બંસીલાલ—શ્યામસુંદરનો મિત્ર
(૪) પ્રેમશંકર—પાટણના વયોવૃદ્ધ પુરાણી
(૫) દેવશંકર—પાટણની સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રી
(૬) શંભુપ્રસાદ—શંકરપ્રસાદનો નાનો ભાઈ

શ્યામસુંદર અને બંસીલાલ આવે છે. મહાદેવનાં દર્શન કરે છે.

શ્યામસુંદર—પુજારી મહારાજ ! આજે મારી વરસગાંઠ છે, માટે સાંજે ફૂલમંડળી ભરવાની છે. લો આ પાંચ રૂપીઆ. ( પુજારીને પાંચ રૂપીઆ આપે છે. )

શંકરપ્રસાદ—(રૂપીઆ લે છે) શ્યામસુંદરભાઈ! ધન્ય છે તમને, કે તમે પણ તમારા ધર્મનિષ્ઠ પિતાશ્રીને પગલે ચાલીને શ્રી શંકર ભગવાનની

સેવા કરો છો! બાકી આજકાલના જુવાનીઆ તો 'દેવ ગયા ડુંગરે' એમજ માની બેઠા છે.

**બંસીલાલ**—વાહરે પુજારી મહારાજ! તમે પણ બીજાની નિંદા કરીને શ્યામસુંદર શેઠની ઠીક ખુશામત કરી! કહો, બીજી કંઈ નવાજુની છે કે?

**શંકરપ્રસાદ**—બંસીલાલભાઈ! બીજી નવાજુની તો કંઈ નથી, પણ તળાવને કાંઠે વડ નીચે ત્રણ મહાત્મા આવ્યા છે. પાટણના લોકો ત્રણ દિવસથી ત્યાં ઉલટયા છે. તમે દર્શન કરી આવ્યા કે નહિ?!

**બંસીલાલ**—આપણને તો એવા મહાત્માઓમાં ઝાઝી શ્રદ્ધા નથી! પણ આ શ્યામસુંદરના આગ્રહથી હું તેની સાથે ગયો હતો. એક મહાત્મા તો માત્ર મૌન ધારણ કરીને જ બેઠા છે. એક મહાત્મા એક આંખે કાણા છે, તે બહુ ધાંધલીઆ છે. ત્રીજા મહાત્મા પેલા કાણા મહાત્મા કહે છે, તે પ્રમાણે કર્યા કરે છે.

**શ્યામસુંદર**—બંસીલાલ! તું માને કે ન માને, પણ આ તો કોઈ અલૌકિક મહાત્માઓ છે! ત્રણ દિવસમાં તો તેમણે પાટણની પ્રજાને ઘેલી બનાવી દીધી છે!

**બંસીલાલ**—ભોળી અને અંધ શ્રદ્ધાવાળી ગુજરાત તો સહેજમાં ઘેલી બની જાય એવી છે! એને તો કોઈ ઝુકાવનાર જોઈએ! જો કોઈ ઝુકાવનાર મળે, તો તે આંખો મીચીને કુવામાં પણ ઝંપલાવે! એટલા માટે તો તેને 'ગાંડી ગુજરાત'નું ઉપનામ મળ્યું છે!

ઉપજાતિ

દંભી ઠગારા જન જ્યાં ઝુકાવે,
ભોળી બિચારી ગુજરાત ઝૂકે;
પડે કુવામાં નિજ બુદ્ધિ છાંડી,
તેથી ગણાયે ગુજરાત ગાંડી.

**શ્યામસુંદર**—વાહરે બંસીલાલ, ગુજરાતી થઈને તેં ગુજરાતને બહુ સારો શિરપાવ આપ્યો! પરંતુ ગુજરાત તો 'ગરવી ગુજરાત' કહેવાય છે તેનું શું?

**બંસીલાલ**—તે પણ ખરૂં! ગુજરાત ગાંડીએ ખરી અને ગરવીએ ખરી!

**શ્યામસુંદર**—શી રીતે?

**બંસીલાલ**—ગુજરાત ભોળી, અંધ શ્રદ્ધાળુ તથા ગાડરીઆં પ્રવાહમાં તણાય એવી હોવાથી ગાંડી કહેવાય અને માયાળુ, દયાળુ તથા વિવેકી હોવાથી ગરવી (શાણી) પણ કહેવાય, સમજ્યો?

**શ્યામસુંદર**—એ તો સમજ્યો; ત્યારે શું આ ત્રણ મહાત્મા કોઈ વેશધારી ધુતારા હશે?

**બંસીલાલ**—એ તો નીવડે વખાણ! જે હશે તે થોડા વખતમાં જણાઈ જશે?

**શંકરપ્રસાદ**—બંસીલાલ ભાઈ! તમે ભલે શંકાની નજરે જુઓ, પણ આ મહાત્માઓનો ચમત્કાર તો મેં મારી નજરો નજર જોયો. મારા રામશંકર કાકાના કનુભાઈને પાંચ વરસથી તાણનો રોગ હતો. તેને પરમ દિવસે ત્યાં લઈ ગયા હતા. ત્યાં લઈ ગયા પછી તરતજ તેને તાણ આવી, એટલે પેલા કાણા મહાત્માએ તેમની ધુણીમાંથી રાખની એક ચપટી લઈને તેના કપાળ ઉપર ઘસી એટલે ભાઈ, આજની ઘડી અને કાલનો દહાડો! તેનો તાણનો રોગ મટી ગયો! દહાડામાં દસ દસ વખત તાણો આવતી હતી, પણ આ ત્રણ દિવસથી બીલકુલ તાણ આવી નથી!

**શ્યામસુંદર**—સાંભળ્યું બંસીલાલ! હવે તું જ કહે કે આ પ્રમાણે બન્યું તે મહાત્માનો ચમત્કાર ખરો કે નહિ!

**બંસીલાલ**—ચમત્કાર બમત્કાર કશુંએ નહિ! એ તો 'કાગડાનું બેસવું અને તાડનું પડવું'! તાણના રોગની અવધ આવી રહેલી, તેથી રાખની ચપટી જશ ખાટી ગઈ!

**શંકરપ્રસાદ**—બંસીલાલ ભાઈ! એકાદ બાબતમાં કદાચ કાગડાનું બેસવું અને તાડનું પડવું એવું બની જાય, પરંતુ પેલા વયોવૃદ્ધ પ્રેમશંકર પુરાણી પાઠ કરે છે તેમને પૂછી જુઓ. તેમણે પણ આ મહાત્માનો ચમત્કાર નજરે જોયો છે.

**બંસીલાલ**—પુરાણી કાકા! તમે શો ચમત્કાર જોયો!

**પ્રેમશંકર**—બંસીલાલ! મારો ભત્રીજો ગાંડો થઈ ગયો હતો-એ તો તને ખબર છેને? તેને ગઈ કાલે અમે મહાત્મા પાસે લઈ ગયા હતા. તેણે તો ત્યાં જબરૂં તોફાન મચાવ્યું, એટલે પેલા કાણા મહાત્માએ ધુણીમાંથી રાખની ચપટી લઈને 'અલખ નિરંજન' બોલી તેના માથા ઉપર ભભરાવી કે તરતજ તે ડાહ્યો દેવ જેવો થઈ ગયો! અરે ભાઈ! મારી પોણો સો વરસની ઉંમર થઈ, પણ આવા ચમત્કારી મહાત્મા તો મેં કદી પણ જોયા નથી! સૂર્યના પ્રકાશ જેવું તો એમના લલાટનું તેજ છે!

**બંસીલાલ**—પુરાણી કાકા! તમારી આંખે તો ધખાય નમઃ છે, અને તમે મહાત્માના લલાટનું તેજ શી રીતે જોયું?

**પ્રેમશંકર**—બેસ, બેસ, ચબાવલા! મારી આંખો તો દીવા જેવી છે! બંસીલાલ! આવા દેવ જેવા મહાત્માની તું અવગણના કરે છે, પણ કોક દહાડો ખત્તા ખાઈ બેસીશ! એવા મહાત્મા ગુસ્સે થાય તો ફૂંક મારીને ચકલી બનાવી દે! સમજ્યો?

**બંસીલાલ**—ચકલી બનાવી દે, તો ભોગ મળે! પણ આ દેવશંકર શાસ્ત્રીજી કેમ કંઈ બોલતા નથી! શાસ્ત્રી બાવા! તમે કંઈ આ મહાત્માનો ચમત્કાર જોયો કે નહિ?

**દેવશંકર**—ભાઈ બંસીલાલ! મને તો બે વરસ ઉપર એક મહાત્માનો કડવો અનુભવ થયો છે, તેથી હું તો હવે એવી બાબતમાં ઝાઝો રસ લેતો નથી!

**બંસીલાલ**—એ તો દૂધનો દાઝ્યો છાશ ફુંકી ફુંકીને પીએ તોજ સુખી થાય! શાસ્ત્રીજી! આપને શો કડવો અનુભવ થયો તે કહો તો ખરા!

**દેવશંકર**—ભાઈ! 'લોભીઆ હોય ત્યા ધુતારા ભૂખે ન મરે' એવું મારે થયું હતું!

**બંસીલાલ**—ખરી વાત છે. લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે મરે જ નહિ!

### ભુજંગી

વસે લોભીઆ લોભના સેવકો જ્યાં,
ધુતારા કદીએ ન ભૂખે મરે ત્યાં;
કરી દંભ તે મોહ જાળે ફસાવે,
ફસે લોભીઆ ગાદનુંએ ગુમાવે!

શાસ્ત્રીજી! આપ પણ લોભને વશ થઈ, કોઈ ધુતારા મહાત્માના ફંદમાં ફસાયા હશો!

**દેવશંકર**—હા, ભાઈ. બે વરસ ઉપર એક બાડા સાધુ અહીં આવ્યા હતા. તે સોનું બનાવવાનો કીમીઓ શીખવવાને બહાને મારૂં બે હજાર રૂપીઆનું ઘરેણું લઈને પલાયન થઈ ગયા!

**બંસીલાલ**—કેમ શ્યામસુંદર, સાંભળ્યું બાડા મહાત્માનું પરાક્રમ! 'બાડા બત્રીસ લક્ષણા અને કાણીઆ કોઈક સાધુ' એ કહેવત પ્રમાણે આ કાણા મહાત્મા ખરા સાધુ હશે કે વેશધારી સાધુ હશે તેની કોને ખબર છે!

**શ્યામસુંદર**—બંસીલાલ! એ તો નરસા ભેગું સારૂંએ વગોવાય! શું, બહુરત્ના વસુંધરામાં કોઈ ખરા મહાત્મા હશેજ નહિ?

**બંસીલાલ**—હશે તો ખરા, પણ લાખમાં એકજ! ખરા બ્રહ્મનિષ્ટ મહાત્મા તો આવી ઉપાધિમાં કદી પડેજ નહિ. એ તો આત્મદર્શનના આનંદમાંજ મગ્ન રહે. એવા મહાત્માની પાસે આઠ પ્રકારની સિદ્ધિઓ હાથ જોડીને ઉભી રહે તોપણ તે તેમની સામે નજર સરખીએ ન કરે! કોઈ પણ તપસ્વી સિદ્ધિની લાલચમાં લપટાય તો તેની જરૂર અધોગતિ થાય! એવા ઘણાએ તપસી લપસી પડયાના દાખલા પુરાણોમાં મોજુદ છે!

**શ્યામસુંદર**—સિદ્ધ મહાત્મા જો તેમની સિદ્ધિનો ઉપયોગ સ્વાર્થને માટે કરે તો તે જરૂર લપસી પડે, પરંતુ કેવળ નિઃસ્વાર્થપણે લોકકલ્યાણને માટે કરે તો તેને કંઈ હરકત ન આવે. આ મહાત્માના સંબંધમાં પણ એવુંજ છે. તેઓ કોઈની પાસેથી કંઈ પણ આશા રાખ્યા વિના દુઃખીઆંનાં દુઃખ દૂર કરે છે.

**શંકરપ્રસાદ**—હા ભાઈ! તમારૂં કહેવું ખરૂં છે. તે કોઈની પાસેથી એક રાતી પાઈ પણ લેતા નથી. ગઈ કાલે મહારાજા રત્નાદિત્ય તેમનાં દર્શન કરવા ગયા હતા. તેમણે મહાત્માને સારી ભેટ આપવા માંડી, પરંતુ તેમણે તે નહિ સ્વીકારતાં પાટણની ચોરાસી જમાડવાનું કહ્યું.

**બંસીલાલ**—ત્યારે તો પાટણના ભૂદેવોના ભાગ્યે જોર કર્યું! એ તો ઠીક, પણ મહારાજા રત્નાદિત્યે મહાત્માના દર્શન કર્યા; પરંતુ યુવરાજ સામંતસિંહ તેમનાં દર્શન કરવા ગયા હતા કે નહિ?

**પ્રેમશંકર**—યુવરાજ સામંતસિંહ તો દારૂ પીતાં પરવારે ત્યારે દર્શન કરવા જાય ને! મહારાજા રત્નાદિત્ય તો સવારના પહોરનું નામ છે, પરંતુ યુવરાજ સામંતસિંહ તો દેવતાના દીકરા કોલસા પાકયા છે!

**શંકરપ્રસાદ**—એ પુરાણી કાકા! લુલીબાઈને વશ રાખો! વાડ નહિ ને વાડનો કાંટો સાંભળશે તો તમારે આ જતે જન્મારે જેલ જાત્રાએ જવું પડશે! યુવરાજને કાને આવી વાત જશે તો તે તરતજ તમને વગર ભાડાની કોટડીમાં પુરી દેશે! તે તમારી વૃદ્ધાવસ્થા સામું જરાએ નહિ જુએ!

**બંસીલાલ**—પુજારી મહારાજ! તમે કહો છો તે ઠીક છે, પણ પુરાણી કાકાનું કહેવું તો જરાએ ખોટું નથી!

**શંકરપ્રસાદ**—ખોટું તો નથી, પણ કાણાને કાણો કહીએ અને તેનાં હાથમાં સત્તા હોય તો આપણી બન્ને આંખો ફોડી નાખે, એટલે આપણે

લેસ, વગેર બાંધવી અને છોડવી, જુદી જુદી જાતનાં બટનો ઘાલવાં અને બંધ કરવા, પાકીટ અને દફતરનાં બક્કલની કડીઓ ઉઘાડવી અને બંધ કરવી તે દરેક શીખવવા માટે અનેક સાધનો હોય છે. તે ઉપરાંત કાનની કેળવણી માટે જુદા જુદા અવાજની દાબડી, મ્યુઝિકલબેલ, વગેરે હોય છે. લીસું, સુંવાળું, મોટું, નાનું, ભારે, હલકું એનું જ્ઞાન સ્પર્શથી અને આંખે પાટા બાંધીને થાય તે માટે ઘણાં સાધન છે. રંગનું પદ્ધતિસર ઓળખાણ થાય તે માટે જુદા જુદા રંગનાં છાપા અને રંગની તકતીઓ હોય છે. આ બધું બાળક પોતાની જાતે જ કરે છે, અને તેઓ પોતાની શક્તિઓ ખીલવે છે.

આ ઉપરાત કીન્ડરગાર્ટનની ચીસ બક્ષીસો છે, તે દરેકનાં સાધનો લઈ પ્રત્યક્ષ બતાવી તેના ઉપયોગ અને લાભ સમજાવ્યા હતા. કીન્ડરગાર્ટનના સાધનોથી બાળકોની માનસિક કલ્પનાશક્તિઓનો ઘણો વિકાસ થાય છે. તેનાં દરેક સાધનોવડે ટુંકમા રૂપરેખા સમજાવી હતી. બાળકોનાં કાઢેલા રંગીત ચિત્રો પણ બતાવવામાં આવ્યાં હતાં.

આ સાધનોની રમતથી બાળકો થાકે ત્યારે તેમને ગોળ કુંડાળામાં બેસાડી બાળકોને ગમે તેવી વાતો હાવભાવ સાથે—નાટ્યપ્રયોગથી કહેવામાં આવે છે. તેવી એક વાત ભાઈ જોશીએ બ્હેનોને કહી બતાવી હતી. વાર્તામાં અડધો કલાક ગાળ્યા પછીથી તેમને બહાર કંપાઉંડમાં કેટલીક રમતો રમાડવામા આવે છે. તે દરમિઆન કેટલાક બાળકોની મદદથી નાસ્તા માટે ટેબલ ખુરસીઓ ગોઠવાઈ જાય છે. દરેક નાના ટેબલ આસપાસ ચાર બાળક તેમની નાની નાની ખુરસીઓ ઉપર બેસે છે. દરેક ટેબલ ઉપર એક એક નાનું ફ્લાવર વાઝ મૂકવામાં આવે છે. પછીથી દરેકને બાળકો પોતે પીરસે છે. પહેરેલાં કપડા બગડે નહિ માટે છાતી પર રાખવા ખાસ તૈયાર કરાવેલાં કપડા પહેરાવવામાં આવે છે. પછીથી કેવી રીતે ખાવું તે શિખવાય છે. બધા જમી રહે એટલે દરેક પોતાના હાથ સાબુથી બેસીનમાં ધોઈ પોતાના રૂમાલથી સાફ કરે છે. પછીથી જેને આરામ કરવો હોય તે તેમને માટે તૈયાર કરાવેલી કેબીઓમા તેમજ આરામચેરમાં બેસી આરામ લે છે. કેટલાક સાયકલ પર બેસી કંપાઉંડમાં રમે છે. ત્યારબાદ બધાં ભેગાં થઈ બાળગીત ગાય છે અને અગીઆર વાગે ઘેર જાય છે. ઘેર જતાં શિક્ષકોને નમન કરી સભ્યતા શીખે છે. બપોરના ત્રણથી સાડાચાર સુધીમાં સંગીત, ચિત્રકળા, ડ્રીલ અને રમતોથી તેમનો વખત આનંદમાં ગાળે છે.

આવી રીતે બાળકો માનસિક તથા આત્મિક શક્તિઓનો વિકાસ રમત-ગમતદ્વારા કરી ખરી કેળવણી મેળવે છે. વળી આવી સ્કૂલમાં કેટલાંક પ્રાણી પણ રાખવામાં આવે છે અને બાળકોને તે ઘણા ગમે છે.

રા. રા. એમ. એમ. પરીખ તરફથી

---

## અમારૂં પર્યટન

---

અમને પર્યટન કરવા લઈ જવાની વાત જ્યારથી અમારા શિક્ષકે અમોને કહી, ત્યારથી અમારો હર્ષ ઉભરાઈ જતો હતો અને અમો જવાને માટે ટમટમી રહ્યા હતા. આ તરફ જોતાં પશ્ચિમઘાટ પર્વતનાં શિખરો પરનાં ઝાડો જાનનાં માણસોની પેઠે એકબીજાના ખભા ઉપર માથાં કરી જોઈ રહ્યાં હોય તેવાં દેખાયાં. એ જોઈ અમોને ઘણો આનંદ થયો. તે વખતે અમારા મહેતાજીએ ધોરણ પાંચમાની કવિ શ્રી દલપતરામની બનાવેલી કવિતાઃ—

ભલો દૂરથી દેખતા દીલ ભાવ્યો,
ચઢી જેમ આકાશમાં મેહ આવ્યો.

એ કવિતાની સમજુતી ઘણી સરસ રીતે શીખવી. ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક પાણીનો નાનો સરખો વહેળો નજરે પડયો. તેમાં નાની નાની માછલીઓ ઘણી ગમ્મત કરતી હતી. તે જોઈ અમોને ઘણો આનંદ થયો. બંને બાજુએ કોલમના પાકથી લચી રહેલા જરા પીળાશ પડતા ક્યારડા નજરે પડયા. રસ્તે ઘણા ખાડા ટેકરા, હતા પણ તે સર્વેને અમે ગણતા ન હતા. અમારો હર્ષ અમે કૂદીને, દોડીને બહાર પાડતા હતા, એટલામાં એક કેળની વાડી આવી. તેમાં શેરડી પણ હતી. શેરડી ઘણી નાની હતી. ત્યાંથી અમે દૂર નજર કરી એકદળ અને દ્વિદળ ઝાડો જોયાં. ત્યાં આંબાની શિતળ છાયા નીચે બેઠા. ત્યાં એકદળ અને દ્વિદળ ઝાડોનો મુકાબલો કર્યો. પાંદડાંના કર્તવ્ય વિષે માહિતી આપી. પછી અમારો સંઘ આગળ ચાલ્યો. થોડેક ગયા એટલે ઘણીજ ખાડીનો પત્થરનો પાકો બંધ બાંધેલો હતો તે જોયો. ત્યાં લીલ અને સેવાળ ફેલી હતી. તે વિષે અમને જ્ઞાન આપ્યું. એ અપુષ્પ વનસ્પતિ છે, એમ ધોરણ પાંચમાના વિદ્યાર્થીઓને કહ્યું. ત્યાંથી અમે આગળ ચાલ્યા, એટલે એક કલમની વાડી

આવી. કલમ સારી હતી. કેટલીક કલમો નીચે માંડવા હતા અને તે ઉપર કુંડાં હતાં અને કુંડાંમાંના રોપા સાથે કલમની નાની ડાળી બાંધેલી હતી. આવી રીતે બીજી કલમો ઉત્પન્ન કરે છે એમ અમોને અમારા શિક્ષકે કહ્યું. થોડેક ગયા એટલે કાવેરી નદીને કિનારે પંપ જોયો. એ પંપ કુવામાં મૂકેલો હતો. એ કુવામાં નીક વાટે કાવેરી નદીનું પાણી આવતું હતું. ત્યાં અમે બેઠા એટલે અમારા શિક્ષકે સંચાના કેટલા ફાયદા છે તે વિષે પુરતી માહિતી આપી. પંપથી થોડા વખતમાં ઘણું કામ થાય છે. એનો અમને ચોક્કસ ખ્યાલ આવ્યો. ત્યાંથી નદીને કિનારે કિનારે ચાલતાં અમને એક સીસમનું ઝાડ બતાવ્યું. તેની છાલ ખેરની છાલને મળતી આવતી હતી અને તે ઉપરથી જંગલનાં બીજાં કેટલાંક ઝાડોની માહિતી આપી. ત્યાંથી થોડેક ચાલ્યા એટલે દીવી ધોધના પાણીનો સુસવાટ અમોને સંભળાવા લાગ્યો; એટલે અમારા દીવી ધોધ જોવાના અધીરા બનેલા સંઘે ઝપાટાબંધ ચાલવા માડયું અને થોડા વખતમાં અમે દીવી ધોધ આવી પહોંચ્યા. દીવી ધોધ થોડા પાણી હોય ત્યારે ત્રણ નાળાંએ થઈને વહે છે. એની લંબાઈ આસરે સોએક ફૂટ હશે; ઉંચાઈ બધે ઠેકાણે સરખી નથી. કોઈ ઠેકાણે ૧૫ ફૂટ, તો કોઈ ઠેકાણે ૨૦ ફૂટ હશે. વળી ધોધનું પાણી બહુ સુસવાટ કરતું નીચે વહે છે. ત્યાં પત્થર પર પાણી અથડાઈ નીચે પડવાથી તેમા ફીણ થાય છે અને જાણે બધું રૂ પાથર્યું હોય તેવું દેખાય છે. ધોધનું પાણી પડવાથી તેમાં ફીણ થાય છે તે અજવાળી રાતે કેવું સુંદર લાગતું હશે તેનો વિચાર મનમા કરી લેવો જોઈએ. ધોધનો અવાજ અને આજુબાજુની શાંતિને લીધે મન પર કંઈક જુદીજ અસર થાય છે અને પ્રભુની અનંત શક્તિનું ભાન આવે છે. પછી અમારા શિક્ષકે ગેરસપ્પા અને સુરપાણના ધોધનું વિવેચન કર્યું. ધોધમાં અગાધ શક્તિ છે. એનાથી વિજળી ઉત્પન્ન થાય છે અને તેથી કારખાનાં ચાલે છે એમ અમારા શિક્ષકે કહ્યું. દીવી ધોધ નામ પડવાનું કારણ ખાસ સમજાતું નથી. અમોએ ચોક્ખું પાણી પીધું પછી થોડો વખત આરામ લીધો. પછી અમે ઘેર આવ્યા.

સાદકપોર, લો. બો સ્કૂલ; જિ. સુરત. } વિદ્યાર્થી ડાહ્યાભાઈ ઉકાભાઈ પટેલ. ધોરણ – ૬.

## શિક્ષક ઉપર અવલંબતું

### હરિગીત છંદ

શાળા રૂપી ઉપવન અગાધ, સુવાસને પ્રસરાવતું,
શિક્ષક રૂપી માળી તણી, શુભ સારવારે ઉછરતું;
શૈશવ રૂપી સુકુમાર વૃક્ષોથી, અનુપમ દીસતું,
વિદ્યા રૂપી જળ સિંચને, અણમોલ એ પ્રફુલ્લિત થતું. ૧
નિત નવલ શિક્ષણ રૂપ એ, નવ પુષ્પ પલ્લવ ધારતું,
શૈશવ રૂપી એ વૃક્ષ સમય, જતાં ગુરુત્વ પ્રકાશતું;
સમજુ સહુ કર્તવ્યને, નિજ દેશ સેવ બજાવતું,
જગ વાટિકામાં યશ રૂપી, પરિમલ રૂડી પમરાવતું. ૨
એ બાલ રૂપ લઘુ વૃક્ષનો, આધાર જગ સૌ રાખતું,
વિદ્યા રૂપી જળ સિંચને, આભારી એ કુમળું હતું;
સિંચન અને સંભાળનું, સહુ કામ શિક્ષકથી થતું,
માટે બધું માળી રૂપી, "શિક્ષક ઉપર અવલંબતું" ૩

જયસુખલાલ માનશંકર ત્રિવેદી
સરધાર, (કાઠિઆવાડ).

## સને ૧૯૩૪ ના એપ્રિલમાં લેવાએલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુધારા માટે સૂચનાઓ સાથે.

**ભાષા:**—કામ એકંદર આશાજનક જણાયું નહોતું. આપેલા ફકરાઓની સમજુતી બુદ્ધિ વગર આપેલી જણાતી હતી. કેટલાક વિદ્યાર્થીઓએ આખા પાઠો લખી નાખ્યા હતા ત્યારે કેટલાકે માત્ર શબ્દો ફેરવી સમજુતી આપવામાં સંતોષ માન્યો હતો. ભાગ્યેજ કોઈ વિદ્યાર્થીએ પાઠનો સંબંધ જણાવ્યો હતો અને કેટલાકના જવાબ મૂર્ખતાભરેલા હતા. વ્યાકરણ, વિરામચિહ્નો અને જોડણી છેક વિસારી દેવામાં આવેલાં જણાય છે.

**મુખપાઠ:**—વાચનમાં મંદતા હતી અને તેમાં બળ અને ખરી સમજુતીનો અભાવ જણાઈ આવતો હતો, તેમજ વાંચતી વખતે અવાજના

શ્રીયુત મુળજીભાઈ હીરાલાલ ચોકસીએ તેમનાં ઉચ્ચ આદર્શ અને ઉત્તમ કર્તવ્યનિષ્ઠા અને નાનથી આખીએ સંસ્થામાં ઉત્તમ પ્રકારના સ્વસંસ્કાર પાડયા છે. તેઓ એક સારા કેળવણીકાર છે. તેઓ નાનપણથીજ અભ્યાસવૃત્તિના છે. એમ. એ. સુધીનો અભ્યાસ કરી રહ્યા પછી પણ તેમનામાં જે અભ્યાસવૃત્તિ હતી તે તો કાયમજ રહી, અને તેના યોગે નોકરી કરતા હોવા છતા તેમના પ્રિય વિષયોના વાચનનો તેઓએ ત્યાગ કર્યો નથી. કેળવણી, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ભાષા વગેરે વિષયોનો તેઓએ સારો અભ્યાસ કર્યો છે, અને તેમાંએ વળી કેળવણી અને તત્ત્વજ્ઞાન એ તેમના બહુ પ્રિય વિષયો છે. ઉપરાંત તેમનામાં પ્રાથમિક કેળવણીની સુધારણાની તીવ્ર ધગસ પણ હતી; એટલે સરકારી હાઇસ્કૂલ, કે ટ્રેનિંગ ક્લાસ અથવા ટ્રેનિંગ સંસ્થાઓમાં એક મદદનીશ શિક્ષક તરીકે કે અધ્યક્ષ તરીકે કામ કરતા હતા તોપણ એમની બાળકેળવણી અથવા પ્રાથમિક કેળવણીની સુધારણાની મહદ્ ભાવના કોઈ દિવસ મંદ પડી નહોતી. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના અધ્યક્ષ તરીકે નિમાયા તે પહેલાં નડિઆદમાં ટ્રેનિંગ ક્લાસના તેઓ અધ્યક્ષ નિમાયા હતા. તે વખતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મિ. કૃષ્ણલાલ સુરજરામ વકીલે તેમને તે ઓદ્ધા માટે લાયક ગણી ચુંટી કાઢયા હતા, અને નડિઆદનો ટ્રેનિંગ ક્લાસ તેમને સોંપાયો હતો. આ પ્રસંગે તે વર્ગના કામકાજ નિમિત્તે તેમણે જે સમયપત્રક ઘડયું હતું તેમાં પણ બાળવર્ગના તેમજ બીજાં નીચલાં ધોરણના શિક્ષણ માટે ઉત્તમ યોજના ઘડી કાઢેલી જણાઈ આવી હતી. આ પ્રમાણે તેમના સ્વભાવ અને ઉદ્દેશાનુસાર તેમને તેમનો કાર્યપ્રદેશ સંપ્રાપ્ત થવાથી તેમનો અભિલાષ પાર પાડવાનો સમય તેમને મળી ગયો અને ટ્રેનિંગ વર્ગનું કામ પ્રશંસાને પ્રાપ્ત થયું હતું. ત્યારપછી સને ૧૯૨૬ માં તેઓ અમદાવાદમાં ટ્રેનિંગ કોલેજના અધ્યક્ષ તરીકે નિમાયા અને તે ઓદ્ધા ઉપર તેઓશ્રી આઠ વરસ ઉપરાંત રહ્યા. આ લાંબો સમય તેમની મહત્વાકાંક્ષાઓ પાર પાડવા માટે ઘણો અનુકૂળ થઈ પડયો. એક તો સંસ્થાને અંગે પ્રાથમિક શાળાઓના ભાવિ શિક્ષકોને ઉપદેશ અને શિક્ષણ આપવાનો પ્રસંગ મળ્યો, અને બીજું પ્રેકિટસિંગ સ્કૂલનાં બાળકો ઉપર શિક્ષણના નવીન પ્રયોગો અજમાવવાની અને નવીન પદ્ધતિ મુજબ શિક્ષણ આપવાની તેમને તક મળી; વળી શિક્ષણ સંબંધી જે નવામાં નવા વિચારો પાશ્ચાત્ય દેશોમાં પ્રચલિત થતા હતા અથવા રૂઢ થયા હતા તે શાળાપત્રના તંત્રી તરીકે પોતાના લેખોદ્વારા શિક્ષક વર્ગમાં જણાવવાની તક મળી. આવી રીતે ત્રણ કાર્યક્ષેત્ર તેમને હસ્તક આવ્યા.

સંસ્થાનો ચાર્જ લીધા પછી તેમના સમયમાં સંસ્થાનો કાર્યક્રમ બદલાયો અને સવાર અને બપોર, એમ બે અધિવેશન શરૂ થયાં. આ યોજનાની પાછળ એક આદર્શ હેતુ હતો અને તે એ કે પ્રાતઃકાળમાં શરીરમાં નવચેતન હોય ત્યારે શિક્ષણ આપવું એ વધારે શ્રેયસ્કર છે, અને બપોરના અધિવેશનમાં શિક્ષણનો ક્રિયાત્મક ભાગ લેવાય તે વખતે ચિત્તની એકાગ્રતાનો ઝાઝો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ હોવાથી તેવા વિષયોનો કાર્યક્રમ ગોઠવવો. સંસ્થાની આગલી પ્રણાલિકા તોડવાની પાછળ આ ઉચ્ચ આદર્શ સમાએલો હતો અને તે આદર્શને પાર પાડવા આ યોજના અમલમાં મૂકવામાં આવી હતી.

હવે શિક્ષણમાં શ્રીયુત ચોકસીએ ફેરફારો કર્યા. એ તો સુવિદિત છે કે પાશ્ચાત્ય દેશોની પચીસ વર્ષ પહેલાંની શિક્ષણપદ્ધતિમાં મોટા મોટા ફેરફારો થઈ ગયા હતા. શિક્ષણનું ધ્યેય બદલાઈ ગયું હતું. માનસશાસ્ત્રમાં મહત્ત્વના ફેરફારો થયા હતા અને એ નવીન માનસશાસ્ત્રના આધારે શિક્ષણના અખતરાઓ યુરોપ, અમેરિકા જેવા દેશોમાં ચાલુ થઈ ગયા હતા. વાચન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, સૃષ્ટિજ્ઞાન, હસ્તઉદ્યોગ વગેરે વિષયોની શિક્ષણપદ્ધતિઓ ફરી ગઈ હતી અને એ વિષયોનું શિક્ષણ નવીન પદ્ધતિએ સુધરેલા દેશોમા શરૂ થઇ ગયું હતું; તો પછી આપણી પ્રાથમિક શાળાના શિક્ષણમાં પણ તેવી રીતના મહત્ત્વના ફેરફારો થવા જોઈએ, અને જો તેવા ફેરફાર ન થાય તો આપણી કેળવણી પછાત પડી જાય એ નિર્વિવાદ વાત છે, આવા ઉદ્દેશથી તેમણે પોતાના વિશાળ વાચનના પ્રતાપે તેવી પદ્ધતિઓ આગળ જણાવી ગયા તે વિષયોના શિક્ષણમાં દાખલ કરી. સામાન્ય રીતે આપણી સ્થિતિચુસ્ત વૃત્તિ હોવાથી આ નવીન ફેરફારો પ્રત્યે આપણે ઉત્સાહની નજર નાખતા નથી, પણ અનેક અંતરાયો પણ નાખવા લલચાઈએ છીએ. પણ શ્રીયુત ચોકસીના સ્વભાવનું એક ખાસ લક્ષણ એ છે કે તેઓ આગ્રહી છે; અને સુયોગે તેમને આગ્રહ અને સહકાર બંને પ્રાપ્ત થયાં હતાં. એને પરિણામે તેઓ પોતાનો ઉદ્દેશ બર લાવી શક્યા હતા. સંસ્થામાંજ નવીન પદ્ધતિઓ દાખલ કરી તેઓ સંતુષ્ટ રહ્યા નહોતા. ટ્રેનિંગસંસ્થા એ પ્રાથમિક શિક્ષણપ્રથાનો પ્રદીપ છે. એ સિદ્ધાંત મુજબ તેમણે શાળાપત્રમાં લેખો આપવા માંડયા અને ગુજરાતી આલમને તે લખોદ્વારા શિક્ષણની નવી પદ્ધતિઓનો સચોટ ખ્યાલ આપ્યો. તેમના તંત્રીપણા નીચે આ પ્રમાણે શાળાપત્રે પણ નવું સ્વરૂપ

ધારણ કર્યું. વિશેષમાં શાળાપત્રને સચિત્ર કરવાનો શુભ આગ્રહ પણ રાખવામાં આવ્યો અને બની શકે ત્યારે તે સચિત્ર કરવામાં પણ આવતું. અલબત શાળાપત્રના લેખોમાં વિદ્વાનોની ગુર્વી ભાષા નહિ જણાય, પણ લેખોની પાછળ રહેલો નવીન આત્મા તો જણાયા વિના રહેશે નહિ. પ્રાથમિક શાળાના શિક્ષકો માટે અગમ્ય એવી ભાષામાં લેખો પ્રગટ કરવામાં કંઈ સાર્થકતા જોવામાં આવતી નથી. સાદી ભાષા પણ સચોટ વિચાર અને કેળવણીની નવીન દૃષ્ટિ, એ એમના લેખોમાં જણાઈ આવે છે. તેમના તંત્રીપણા નીચે કેળવણી વિષે તેમણે જે લેખો લખ્યા છે તેની એક નાની યાદી નીચે પ્રકટ કરવામા આવી છેઃ—

૧ ગામડાના ઉદ્ધારની યોજના
૨ ટેવ પાડવાના અને ટાળવાના ઉપાય
૩ કેળવણીમાં નવીન દૃષ્ટિ
૪ કેળવણીમાં ક્રિયાનું સ્થાન
૫ બાળક કેવી રીતે શીખે છે.
૬ હાલની કેળવણી સંબંધી કેટલાક વિચારો
૭ બાળસ્વભાવ
૮ કલ્પનાશક્તિ અને કેળવણી.
૯ વાચન કેવી રીતે સરળ થાય.
૧૦ ઇન્ગ્લેંડની શાળા
૧૧ કેળવણી અને સૂચન
૧૨ લંડનની કેળવણી સંબંધી કેટલીક જાણવાજોગ માહીતી
૧૩ કવિતા મોઢે કરવાની સહેલી રીત
૧૪ બાળકની ધ્યાનશક્તિ
૧૫ ગોખણપટ્ટી
૧૬ ભૂલી જવું એટલે શું ?
૧૭ ભૂગોળમાં નવીન દૃષ્ટિ
૧૮ શબ્દના અર્થ
૧૯ પાઠની સમજણ
૨૦ નિબંધ સંબંધી કેટલીક સૂચના
૨૧ ભાષાનો અને અવલોકનનો વિકાસ થાય તેવાં મનોયત્ન
૨૨ ઇતિહાસ—એક અખતરો
૨૩ બાળકની તાલીમ
૨૪ કેળવણીપર્યટન
૨૫ કેળવણી એ કળા છે.
૨૬ વ્યાકરણ શીખવવાની પદ્ધતિ
૨૭ શ્રુતલેખનની એક રીત
૨૮ એક શિક્ષકની નોંધપોથી
૨૯ બાળસ્વભાવનો અભ્યાસ
૩૦ બાળકના ચારિત્ર્યનું ઘડતર
૩૧ વાર્તા અને ચિત્ર
૩૨ ઇટાલીની ખેડુત શાળાઓ
૩૩ વ્યવસ્થા અને નિયમન
૩૪ વાચન સંબંધી કાંઈક
૩૫ બાળકોએ વાર્તા કહેવી જોઈએ?
૩૬ શિક્ષકનો અવાજ
૩૭ બાળકની શારીરિક સ્થિતિ
૩૮ ખરો ઇતિહાસ કોને કહેવો?
૩૯ વ્યાકરણ અને ભાષાજ્ઞાન
૪૦ ભૂગોળશિક્ષણ
૪૧ ભૂગોળનો ઇતિહાસ સાથે સંબંધ

૪૨ યાદદાસ્ત કેળવવાના નિયમો
૪૩ ભાષાનો અભ્યાસ
૪૪ નાટ્યપ્રયોગ
૪૫ બાળમાનસ
૪૬ ઇતિહાસશિક્ષણની શરૂઆત
૪૭ લેખનનો આરંભ
૪૮ બાળક
૪૯ બાળકનું શરીર
૫૦ બાળકનું આરોગ્ય
૫૧ બાળકનું મન
૫૨ બાળકનું ધ્યાન
૫૩ બાળકનું વાચન
૫૪ બાળવાર્તા
૫૫ બાળક અને રમત
૫૬ ભૂગોળમાં નકશાનુ સ્થાન
૫૭ ચિત્ર અને તેનો ઉપયોગ
૫૮ શહેરો શાથી આબાદ થાય છે.
૫૯ બુદ્ધિસંપત્તિ
૬૦ નિબંધશિક્ષણ
૬૧ પ્રાદેશિક ભૂગોળ
૬૨ કેળવણીની કસોટી
૬૩ બાળકને તેના અભ્યાસમાં રસ ઉપજાવનારી બાબતો
૬૪ બાળકેળવણીની અગત્ય
૬૫ બાળસ્વભાવ-રેખાચિત્ર
૬૬ એક અવલોકન
૬૭ શાળામાં આનંદ
૬૮ ભૂગોળનો આરંભ
૬૯ શક્તિ કે સાધન
૭૦ બાળકનો યુગ
૭૧ જ્ઞાનનું કુંડાળું
૭૨ કેળવણી અને ગ્રામોત્કર્ષ
૭૩ મન સંબંધી જુદા જુદા વિચાર
૭૪ આધુનિક માનસશાસ્ત્ર અને કેળવણી
૭૫ બાળશિક્ષણના નિયમો
૭૬ એક શાળામાં ડોકીઉં
૭૭ મારી નોંધપોથી
૭૮ શાળા એ સમાજનું અંગ છે.
૭૯ ભૂગોળશિક્ષણ અને હસ્તકામ.
૮૦ પ્રાચીન આર્યકેળવણી
૮૧ ગામડાંની કેળવણી
૮૨ વિશેષ વાચન
૮૩ વાચનપદ્ધતિ
૮૪ વાર્તા અને નીતિબોધ
૮૫ જો હું ઇન્સ્પેક્ટર હોઉં તો!
૮૬ એક આદર્શ બાળવર્ગ
૮૭ વાર્તા-ડ્રિલ
૮૮ કળાના સંસ્કાર
૮૯ મારી નોંધપોથી
૯૦ શિક્ષણમાં આંખનો ઉપયોગ
૯૧ વિદ્યાર્થી જીવનમાં ઉપયોગી બાબતો
૯૨ હોઠ બાળક
૯૩ શિક્ષણમાં હાથનો ઉપયોગ
૯૪ વાણીની અશુદ્ધિ
૯૫ ગુજરાતના એક સુપ્રસિદ્ધ કેળવણીકાર
૯૬ વિદ્યાર્થીનો અભ્યાસ
૯૭ જુનું અને નવું
૯૮ વ્યાકરણ શીખવવાની નવી રીત
૯૯ એક બાળવર્ગ
૧૦૦ બાળકેળવણી સંબંધી વિચારો

૧૦૧ ગણિતની તાલીમ
૧૦૨ વિજ્ઞાનની તાલીમ
૧૦૩ શિક્ષક અને શિષ્ય
૧૦૪ ભાષાશિક્ષણ
૧૦૫ જ્ઞાનની પ્રક્રિયા
૧૦૬ હાલનું ભૂગોળશિક્ષણ
૧૦૭ ઇતિહાસનો અભ્યાસ
૧૦૮ હસ્તકામ સંબંધી એક સૂચના
૧૦૯ કેળવણીનો એક અગત્યનો પ્રશ્ન
૧૧૦ ભાષાશિક્ષણ
૧૧૧ પરીક્ષાપદ્ધતિ
૧૧૨ કેળવણી સંબંધી સ્ફુટ વિચાર
૧૧૩ વ્યાખ્યાનપદ્ધતિ
૧૧૪ ધ્યાન અને તે આપવાનાં કારણ


આ યાદીમાં લેખોની નામાવલી વાંચતાં સહેજ માલમ પડી આવશે કે તેઓશ્રીએ દરેકે દરેક વિષયને યથાસ્થિત સ્વરૂપમાં આલેખવા યત્ન કર્યો છે. આ ઉપરાંત સંસ્થાના સ્ટાફ તેમજ અન્ય લેખકોને ઉત્તેજન આપી શાળાપત્રનો પ્રદેશ જેટલો બને તેટલો વિસ્તારવા શુભ યત્ન આદરેલો હતો. વળી કોઈ કોઈવાર તેઓ પોતે આખો અંક લખી નાખી પોતાની પાસે શિક્ષણપદ્ધતિની અને કેળવણી સંબંધી જે અખૂટ વિચારસામગ્રી હતી તે વાચકવર્ગ સમક્ષ રજુ કરી દેતા.

શાળાપત્રના છુટા છુટા લેખોદ્વારા આમ કેળવણીનું ઉદ્‌બોધન કરતાં તેમની ધગસ શાંત થઈ નહિ એટલે પ્રાથમિક શિક્ષકોના લાભાર્થે તેમણે શિક્ષણ પદ્ધતિ, શિક્ષક અને શાળા, અને બાળસ્વભાવ એવાં ત્રણ શિક્ષણને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ કરી શિક્ષકવર્ગના હાથમાં કીમતી સાધનો મૂક્યાં છે.

શાળાપત્રમાં લેખો લખવા છતાં, થોડી પણ જે ફુરસદ તેમને મળતી તેનો ઉપયોગ અન્ય માસિકોમાં લખવામાં કરતા અને તે માસિકોમાં તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર જેવા ગૂઢ વિષયો સંબંધી લેખો લખી મોકલતા. વળી શિક્ષણ અને બાળસ્વભાવ તેમજ માનસશાસ્ત્ર સંબંધી તેઓ સંસ્થામાં તેમજ અન્ય સ્થળે ભાષણો આપતા. અમે ઇચ્છીએ છીએ કે તંત્રીપણામાંથી વિમુક્ત થતાં તેઓ કેળવણીના વિષયને તેમના હૃદયથી અળગો નહિ કરે. અધિકારથી નિવૃત્ત થતાં તેમની સમક્ષ વિસ્તૃત કાર્યપ્રદેશ આવી પડયો છે. એ પ્રદેશમાં તેઓ યથાશક્તિ પોતાનો ફાળો આપશે અને જનસમાજને આગળ દોરશે એવી ઇચ્છા અમે આ સ્થળે પ્રગટ કરીએ છીએ.

તંત્રી

# મુંબઈની એક આદર્શ શાળા

આપણા ઇલાકામાં અનાશ્રિત, અનાથ બાળકોની સંખ્યા આજથી પાંચ વર્ષ પહેલાં જે હતી તેમાં દિનપ્રતિદિન ઘટાડો થતો જાય છે. એ અનાથ બાળકો યોગ્ય રક્ષણના અભાવે કુમળી વયેજ મવાલીઓના હાથમાં જઈ પડતાં અને કુમાર્ગે જઈ પોતાના જીવનને બરબાદ કરતાં; પરંતુ આ બાબત પર સરકારે સંપૂર્ણ વિચાર કરી એવાં બાળકો ભવિષ્યમાં એક સારા નાગરિક બને તે માટે આપણા ઇલાકામાં લગભગ ચારેક સંસ્થાઓ સ્થાપી. તેમાંની એક મુંબઈના પરાવિભાગમાં આવેલી માટુંગાની ડેવિડ સાસુન રેફર્મેટરી સ્કૂલ છે, કે જ્યાં ઉત્તમ પ્રકારનું શિક્ષણ તેમજ હુન્નરઉદ્યોગનાં કામો શિખવાય છે. આ શાળામાં દસથી સોળ વરસ સુધીનાં બાળકો રાખવામાં આવે છે. આ શાળા માટે ઇ. સ. ૧૮૫૭ માં ડેવિડ સાસુનના પુત્રોએ ઉદાર સખાવત કરી એટલે પ્રથમ લેમિંગટન રોડ પર હાલ જ્યાં પોલીસ ચોકી છે ત્યા એ શાળાની સ્થાપના થઈ. ઇ. સ. ૧૯૧૧ માં તે સ્થળ બદલી સંસ્થાને માટુંગા મુકામે ખસેડવામાં આવી.

આ સંસ્થાની દેખરેખ મુંબઈ સરકારનો એક અમલદાર-પછાતકોમો માટેનો અમલદાર રાખે છે, તેમજ નવ સભ્યોની મેનેજિંગ કમિટી એ સંસ્થાનું તંત્ર ચલાવે છે. ચેરમેન તરીકે મિ. આર. કે. ઈનીસ કામ કરે છે. આ સંસ્થાને એક આદર્શરૂપ બનાવવા ભગીરથ પ્રયત્નો થયા હોય તો તે એ સંસ્થાના હાલના સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. જમશેદજી મંચેરજી દેસાઈને આભારી છે, કે જેમણે એ સંસ્થાને એક ઉત્તમ પ્રકારની સંસ્થા બનાવી છે. આ શાળામા લગભગ ૩૭૫ થી ૪૦૦ વિદ્યાર્થીઓ રહી શકે એટલી સગવડ છે. તે માટે (૮) આઠ ડોરમેટરીઝ હૉસ્ટેલરૂપ બનાવવામાં આવી છે. ત્યા બાળકોને સુવા બેસવા તેમજ રહેવાની ઉત્તમ પ્રકારની સગવડ કરી આપવામાં આવી છે.

આ સંસ્થા એક વિશાળ કમ્પાઉન્ડમાં આવેલી હોવાથી તેમજ અંદર રમતગમતનાં મેદાનો અને બાગબગીચા હોવાથી બાળકો કેદખાનામાં છે એમ જરાપણ ભાસ થતો નથી. બાળકો પોતાને ઘેર જે સુખ અને મોજ-મઝા ભોગવતાં હોય તેથી પણ વિશેષ આ શાળામાં ભોગવે છે. અહીં બાળકો પોતાનાં સર્વ દુઃખો ભૂલી જઈ આનંદથી શિક્ષણ લે છે, તેમજ હુન્નરઉદ્યોગ શીખે છે. આ સંસ્થામાં અનેક જાતનાં બાળકો આવતાં

હોવાથી તેમના શિક્ષણાર્થે ગુજરાતી, ઉર્દુ અને મરાઠી એમ ત્રણ શાળાઓ છે. દરેક શાળામાં ટ્રેન્ડ અને અનુભવી શિક્ષકોદ્વારા ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે. અહીંનું શિક્ષકમંડળ આ શાળાને આદર્શરૂપ બનાવવા પોતાથી બનતા પ્રયત્નો કરે છે, તેમજ તેની ઉન્નતિ માટે તન અને મનથી પ્રયત્નો કરે છે. બાળકોને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે ને ભવિષ્યના ઉત્તમ નાગરિક બને એજ તેમનું ધ્યેય છે.

આ બાળકોને સરકારી તેમજ મ્યુનિસિપલ પરીક્ષામાં દરવરસે વધુ ને વધુ સંખ્યામાં ત્રણે શાળાઓમાંથી બાળકો મોકલવામાં આવે છે. લગભગ બધા વિદ્યાર્થીઓ પરીક્ષામાં સારા માર્ક્સ મેળવી પાસ થાય છે. આ બધાનું માન આ શાળાના સુપ્રિન્ટેન્ડેન્ટને અને તેમના સ્ટૂલસ્ટાફને ઘટે છે. આ ઉપરાંત મુંબઈની સર જે. જે. સ્કૂલ ઓવ આર્ટ્સની પ્રાથમિક અને મધ્યની ડ્રોઈંગ પરીક્ષામાં પણ બાળકોને મોકલવામાં આવે છે. પરિણામ સંતોષકારક આવે છે. તે ઉપરાંત અકસ્માત વખતે તાત્કાળિક ઉપાયની પરીક્ષા પણ બાળકો આપે છે. ગઈ પરીક્ષામાં ૪૦ માંથી ૪૦ પાસ થયા હતા.

આ સંસ્થામાં સિફ્ટસિસ્ટમ પ્રમાણે શિક્ષણ અપાય છે; એટલે કે એક ટુકડી અર્ધો દિવસ નિશાળમાં કામ કરે અને બાકીનો અર્ધો દિવસ કાર્યાલય (વર્કશોપ) માં કામ કરે. જ્યારે એક ટુકડી કાર્યાલયમાં કામ કરે ત્યારે બીજી ટુકડી નિશાળમાં જાય. આ જાતની વિભાગપદ્ધતિથી કામ ચાલે છે. વળી આનંદની વાત એ છે કે આ શાળામાં બાળકોને શરૂઆતથીજ સાથે સાથે અંગ્રેજીનું પણ શિક્ષણ આપવામાં આવે છે. તે ઉપરાંત ધાર્મિક શિક્ષણ માટે પણ યોગ્ય ગોઠવણ કરવામાં આવી છે. ખ્રિસ્તિ બાળકો માટે સેંટ ઝેવીઅર હાઇસ્કૂલના કાર્યકર્તાઓ તરફથી એક પાદરી આવે છે. મુસલમાન બાળકોને કુરાને શરીફનું શિક્ષણ આપવા એક મોલવી સાહેબ આવે છે, અને હિંદુ બાળકો માટે એક પંડિતજી આવે છે. ખ્રિસ્તિ બાળકોને દર રવિવારે દેવળમાં મોકલવામાં આવે છે, જ્યારે મુસલમાન બાળકો દરરોજ નિયમિત રીતે નમાઝ પઢે છે અને પવિત્રમાસ રમઝાનમાં ઉપવાસ પણ કરે છે. હિંદુ બાળકો માટે પણ પ્રાર્થના સારુ ગોઠવણ કરવામાં આવેલી છે.

આ શાળામાં વર્કશોપ જોવા જેવી છે. અહીં બાળકોને સુથારીકામ ચિત્રકામ, લુહારીકામ, કંસારાકામ, ફ્રેન્ચપૉલીશ કામ, સાઈન બોર્ડ્ઝ, નેતરનું ભરતકામ, રીપેરીંગકામ, દરજીનું કામ ઇત્યાદિ શીખવવામાં આવે છે.

જે બાળકોને ઉપલા કાર્ય માટે શોખ ન હોય તેમને ખેતીકામ, બાગકામ તેમજ મોટર, સાઇકલ વગેરેને લગતું કામ શીખવવામાં આવે છે. બાળકો ઉત્તમ કારીગરીનું ફરનીચર બનાવે છે. નેતરની ખુરસીઓ, ટોપલીનું કામ, મેજો, સોફાનાં અને લાકડાનાં પારણા, પલંગ વગેરે કામો કરે છે. દરેક કાર્ય માટે જુદો મિસ્ત્રી હોય છે. બાગબગીચામાં સૃષ્ટિજ્ઞાનનું શિક્ષણ આપવા એક અનુભવી શિક્ષક રાખવામાં આવ્યા છે. બાળકોને સૃષ્ટિજ્ઞાનનું શિક્ષણ આપવા ઉપરાંત ફળફળાદિ ઉગાડવાનું કામ શીખવવામાં આવે છે. બાગબગીચામાં થતી શાકભાજીનો ઉપયોગ શાળામાં કરવામાં આવે છે, તેમજ બહારની જનતાને પણ વેચવામાં આવે છે.

આ સંસ્થામાં શિક્ષણ લેતાં બાળકોનું ચારિત્ર્ય ઉત્તમ પ્રકારનું થાય તે માટે દરરોજ સવારે બોધરૂપ શિખામણ આપવામાં આવે છે, અને તે દરેક શિક્ષક વારાફરતી આપે છે. દર શનિ અને રવિવારે તેમજ રજાના દિવસોએ અનુક્રમે ડોરમેટરી પ્રમાણે બાળકોને બહાર સાંજે ફેરવવા લઇ જવામાં આવે છે. દિવાળી જેવા અને નાતાલ જેવા શુભ તહેવારોના દિવસોમાં મુંબઈમા જોવાલાયક સ્થળોએ તેમને મોકલવામાં આવે છે.

આ શાળામાં બાળકોની શારીરિક તંદુરસ્તી ઘણી સારી રહે છે. એ વિષે દેખરેખ રાખવા સ્થાયી દાક્તર રાખવામાં આવે છે. હાલમાં મિ. પટેલ દાક્તર તરીકે કામ કરે છે. તેઓ બાળકોની તંદુરસ્તી માટે ઘણીજ સંભાળ રાખે છે. દર મહીને દરેક બાળકને તપાસવામાં આવે છે. તેમના શરીરનું વજન લેવામાં આવે છે. કોઈપણ બાળકનું શરીર નબળું પડતાં તરતજ ચાંપતા ઇલાજ કરવામા ડૉ. પટેલ તત્પર રહે છે. અહીં માંદાં બાળકોની માવજત અર્થે માદાની ઓરડી અને દવાખાનાની એલાયદી ગોઠવણ કરવામાં આવી છે.

માજી ગવર્નર સાહેબ નામદાર સર લેસ્લી વિલ્સને બાળકોને માટે એક સ્નાનાગાર બંધાવી આપ્યો છે. તેમાં બાળકો દરરોજ સ્નાન કરે છે. આ શાળામા સ્કાઉટિંગનું કામ પણ શીખવવામાં આવે છે. આ સંસ્થાના માજી ચેરમેન મિ. ઈ. જે. બનબરીના નામ ઉપરથી "બનબરીટ્રૂપ" મિ. એ. ઓ. મહેતા ચલાવે છે. જ્યારે ઇશ્વિરદાસ અને દસ્તુર કબપેક મિ. આર. એસ પઠાણ અને મિ. આર. ટી. રેગે અનુક્રમે ચલાવે છે. દરવરસે મુંબઈની પાસે આવેલા અંધેરી સ્ટેશનથી ચાર પાંચ માઇલ દૂર દરીઆકિનારે આવેલા વેસાવા ગામમાં દાક્તર ડીમોન્ટીની વાડીમાં વાર્ષિક સ્કાઉટ કેમ્પ લગભગ એક માસ રાખવામાં આવે છે.

ત્યાં દરેક બાળક આનંદ અને રમત ગમત સાથે કેમ્પ ઉજવે છે અને વખતોવખત સંસ્થામાં પણ કેમ્પફાયર્સના પ્રોગ્રામ ગોઠવવામાં આવે છે.

શાળાના મેદાનમાં બાળકો ક્રિકેટ, ફૂટબોલ, હોકી, વોલીબોલ વગેરે રમતો રમે છે. તેમજ બીજી અનેક દેશી રમતોને પણ સ્થાન આપવામાં આવે છે. બહારની શાળાઓ સાથે દર શનિ, રવિ અને રજાના દિવસોએ રમતોની હરિફાઈ થાય છે. શાળામાં એક ડ્રિલ શિક્ષક મિ. શેખ મદારને નીમવામાં આવ્યા છે. જે પોતાના ખંતથી બાળકોને અનેક પ્રકારના વ્યાયામનું કામ શીખવે છે અને દરરોજ સવારે ડ્રિલ લે છે. ઉપરાંત મુક્કાબાજી માટે એક ખાસ શિક્ષક રાખવામાં આવ્યા છે. જેમના પ્રતાપે શાળાના વિદ્યાર્થીઓએ બહારની મુક્કાબાજીના દાવોમાં ભાગ લઈ અનેક ચાંદો મેળવ્યા છે.

આ ઉપરાંત બાળકોના મોજશોખમા વધારો કરવા ગ્રામોફોન અને રેડિઓની ગોઠવણ કરવામાં આવી છે. ત્યા દરરોજ સાજે તેમજ રજાના દિવસોમાં સવારે રેડિઓ સાંભળવાનો લાભ બાળકોને મળે છે. માનવંતા મુંબઈ ઇલાકાના નામદાર ગવર્નર સાહેબ દરવરસે હોળી ઉપર ઇનામનો મેળાવડો હોવાથી આવે છે અને જાતે ઇનામો બાળકોને વહેંચી આપે છે.

છેવટે આ સંસ્થાના કાર્યવાહકો બાળકોના લાભાર્થે પોતાનાથી બને તેટલું કાર્ય કરે છે. તેને માટે તેના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. આવું ઉત્તમ પ્રકારનું શિક્ષણ ડેવીડસાસુન સ્કૂલમાં અપાય છે.

પી. આર. ટ્રેનિંગ કૉલેજ<br>**અમદાવાદ** } **એમ. કે. બલસારી**<br>બીજું વર્ષ

---

# ગ્રામોદ્ધાર

---

ગયા વર્ષે ઉપર જણાવેલ વિષયપરત્વે નામદાર ગવર્નર સાહેબ સર ફ્રેડરિક સાઈકસે પોતાના વિચારોનું જનસમુદાયને દિગ્દર્શન કરાવ્યું હતું ને ત્યારબાદ તે બાબે અનેક વિચારો અનેક વ્યક્તિઓ તરફથી ચર્ચાયા. તેજ સ્થિતિ અમદાવાદ જિલ્લાના અધિકારીઓમાં ઉપસ્થિત થતાં તેમણે તે વિચારોનો અમલ કેમ થાય તે વિષે ઊંડો વિચાર કરી નીચે મુજબનો અમલ કરવા નિર્ણય કર્યો છે. હાલમાં તો શાળાઓ મારફત કેટલો અમલ થઈ શકે તેનો ખ્યાલ નીચેની યોજના પરથી આવી શકશે.

હાલમાં તો તે યોજનાનો અમલ જિલ્લાના અમુક ભાગમાંજ કરવા ઠરાવ્યો રાખ્યો છે, પણ તેનો અર્થ તેમ નથી કે તેટલાજ ભાગમાં તે યોજના સમાઈ જશે. આનો અમલ કરવા માટે સેવાભાવી બાળકોની ઘણી જરૂર પડશે, ને તે ખોટ શાળાઓની વીરસેના પુરી પાડશે તેમ માનવામાં આવે છે; તો ફક્ત જણાવેલ ભાગમાંજ અમલ થાય તે કરતાં જિલ્લાના જે જે મહાલ કે તાલુકામાં જ્યાં અનુકૂળતા હોય અથવા બને ત્યાં તે યોજના શિક્ષકવર્ગ તેમજ શિષ્યવર્ગ ઉપાડી લે તે આશાએજ યોજનાને શાળાઓની વ્યક્તિની સન્મુખ મૂકવામાં આવે છે. આ યોજના ગ્રામ્ય સુધારણા માટે બાળટુકડી બનાવવાની યોજના તરીકે લેખાશે. તેમનું શું કર્તવ્ય છે અથવા તેઓ શું કરી શકે તેની રૂપરેખા આપવામાં આવી છે. દરેક વ્યક્તિ જરૂર પ્રમાણે તેમજ સંજોગ પ્રમાણે જરૂરી ફેરફાર તેમા યોજી શકે છે.

ગ્રામ્ય સુધારામાં રસ લેતા વિદ્યાર્થીઓ પસંદ કરી બને ત્યાંસુધી એકાદ શિક્ષકની સરદારી નીચે તેમની એક ટુકડી બનાવવી. આ ટુકડીના અનેક સમૂહ પાડવા, ગ્રામ્ય સુધારણાના કામ અર્થે ઉત્તર અને દક્ષિણ દસકોઈ તાલુકા કે જે અમદાવાદ નજીકના છે તેમાંથી કેટલાંક ગામ પસંદ કરવાં. પછી દરેક વિદ્યાર્થીના સમૂહને અમુક ગામડાંનો સમૂહ નક્કી કરી આપવો, જ્યાં તે સમૂહ જે જાતની કામની રૂપરેખા બતાવી હોય તે પર કામ કરે અથવા એકંદરે વિદ્યાર્થીઓના પાંચ સમૂહ અને કાર્યના પાંચ પ્રકાર હોવાથી વિદ્યાર્થીઓનો પ્રત્યેક સમૂહ ક્રમવાર પ્રત્યેક ગામની મુલાકાત લે અને તેમને સોંપેલા પ્રકારનું કામ કરે અથવા વિદ્યાર્થીનો પ્રત્યેક સમૂહ તેમની ખાસ યોજનાના કામ માટે બે ગામ પસંદ કરે અને તેમાં પાચે પ્રકારનું કામ ચાલુ રાખે અથવા પ્રત્યેક સમૂહ એકજ પ્રકારનું કામ પસંદ કરી સમૂહના તમામ ગામોમા તે કામ ચલાવે. ઉપર જણાવેલા પૈકી કાર્યની ગમે તે પ્રથા અથવા પ્રણાલિકા હાથ ધરવામાં આવે, પરંતુ કાર્ય નિયમિત અને ચાલુ થયાં કરે તે ખાસ આવશ્યક છે. કાર્યક્રમ એવો રચવો જોઈએ કે અમુક વિદ્યાર્થી પ્રત્યેક ગામની દરરોજ અથવા દર અઠવાડીએ કે પખવાડીએ એકવાર મુલાકાત લે, પરંતુ ગોઠવણી મુજબ અમુક ગામે તેણે જવુંજ જોઈએ અથવા અનિવાર્ય ગેરહાજરીના પ્રસંગે બીજા યોગ્ય વિદ્યાર્થીને મોકલવાની ગોઠવણ કરી રાખે.

क. સૂચના:—

(૧) ગ્રામ્ય સ્વચ્છતા, સાર્વજનિક, આરોગ્ય, ખોરાકવિષયક, સહકાર,

કરકસર અને કેળવણી વિષયક બાબતોપર એકઠા મળેલા ગ્રામ્ય જનો સમક્ષ ભાષણ આપો;

(૨) અનુકૂળ ગામોમાં પુખ્ત ઉંમરનાઓ માટે શાળાઓ શરૂ કરે;

(૩) ગ્રામવાસીઓને સૌથી નજીકની શાળાઓમાં પોતાનાં બાળકોને મોકલવા સમજુત કરે.

ख. પ્રત્યક્ષ દૃષ્ટાંત રૂપે કાર્ય :—

(૧) ગામમાં કે ગામની નજીક પડતર જમીનમાં ઝાડ વાવવા ગ્રામવાસીઓને સમજાવવાને મદદ કરે;

(૨) નીચેનાં કાર્ય સંબંધી ગ્રામવાસીઓને સમજાવે ને મદદ કરે;

(क) ખાતર માટે ખાડા ખોદવા, ખાઈ ઓ ખોદવી, જાજરૂ ખોદવાં;

(ख) પાણી ભરાઈ રહેતું હોય ત્યાં ખાડા પુરવા;

(ग) ગામના રસ્તા સાફ કરવા;

(घ) ગામની અંદર તેમજ પાસેથી તન્દુરસ્તી બગાડે તેવા ઉગેલા ભાજીપાલા વગેરેનો નાશ કરવો અને કુવા તરફ જતા રસ્તા સાફ કરવા.

ग. આનંદવિનોદની ગોઠવણ :—

(૧) ગામના યુવકો માટે વિદ્યાર્થીઓ રમત ઇત્યાદિની યોજના કરે;

(૨) ગામડાઓમાં મોટા સેવકોની ( સ્કાઉટની ) યોજના કરે;

(૩) શહેરમાંથી જુની ચોપડીઓ ભેગી કરી થોડી થોડી સંખ્યામાં ગામડામાં વહેંચે. અમુક એક ગામને ગામડાંઓમાથી ચોપડીઓ કેવી રીતે ભેગી કરવી અને વાંચવા આપવી તે સમજાવે. જ્યારે એક ગામમાં પુસ્તકોનો અમુક જથો વંચાઈ રહે ત્યારે એ જથાને બીજે ગામ મોકલે;

(૪) ગામડાઓમાં જલસાઓ અને નાટ્યપ્રયોગોની યોજના કરે;

(૫) તેઓ કાયમના વિશ્રાંતિસ્થાનો જ્યાં જ્યાં અનુકૂળતા હોય ત્યાં ઉઘાડે અને ગ્રામવાસીઓને તે ચાલુ રાખવામાં મદદ કરે;

(૬) જ્યાં ગ્રામોફોન ન હોય તેવાં ગામોમાં પ્રસંગોપાત ગ્રામોફોનના સંગીતના જલસાઓ ગોઠવે. વિદ્યાર્થીઓનો સમૂહ જે જે કંઈ કરે તેમાં ગામમાંના સરકારી નોકરો જેવા કે મુખી, તલાટી વગેરેની સંપૂર્ણ મદદ તેઓએ લેવી. તાલુકાના અમલદારોએ પણ બને તેટલી સંપૂર્ણ મદદ આ બાબતમાં આપવી.

**મનુભાઈ મલુકચંદ પરીખ**
સુપરવાઈઝર–ડિ. સ્કૂલ બોર્ડ, અમદાવાદ.

## યુધિષ્ઠિરની ક્ષમા

### બાલનાટક પ્રયોગ

### ( मंगलाचरण )

[ પ્રથમ સૂત્રધાર તથા એક બાળક આવે છે. બંન્ને પ્રભુસ્તુતિ કરે છે. ]

( રાગ—ત્રિતાલ, કલ્યાણ )

ॐ જગવ્યાપક, સુખકર, દુઃખહર,
અમ અંતર કર, નિર્મળ હરદમ, વિકસાવી દિલ જીવન ઉન્નત કર,
પ્રગટ કરો, પ્રભુ પ્રેમ પરસ્પર—ॐ જગવ્યાપક૦
ભ્રાતૃભાવ ખીલવો ઈશ રગરગ, હરિ તમ શરણ સમર્પ્યાં તનમન-
જીવન પંથ શશિ સમ કર, ઉજ્જવળ—ॐ જગવ્યાપક૦

**બાળક**—મારા વહાલા મિત્ર! આજે આપણે શા વાસ્તે ભેગા મળ્યા છીએ?

**સૂત્રધાર**—બંધુ! પાંડવોના વડીલભ્રાતા, એ ધર્મની મૂર્તિ યુધિષ્ઠિર વા ધર્મરાજના જીવનચરિત્રનો થોડો ભાગ ભજવી બતાવવા માટે આપણે ભેગા થએલા છીએ. ચાલો, હવે કાર્યની શરૂઆત કરીએ. [બન્ને જાય છે.]

**દૃશ્ય ૧લું. ધર્મરાજની સભા.**

**પાત્રો–પાંચ પાંડવો**

[ પાંચે પાંડવો બેઠા છે. તેમાં યુધિષ્ઠિર સિવાય બીજા ભાઈઓ ઉદાસ દેખાય છે. ]

**યુધિષ્ઠિર**—અર્જુન દેવ ' હમણા તમે સર્વ ઉદાસ કેમ રહ્યા કરો છો?

**અર્જુન**—મોટાભાઈ! આપ બધુ જાણવા છતાં આવો પ્રશ્ન પૂછો છો, એ કેવી નવાઈ!

**ભીમ**—અને મને તો મુંઝવણજ રહ્યા કરે છે, કે આમને આમ મુંગા મોંએ ક્યાં સુધી રિબાઈ મરવું? ઓ ધર્મરાજ! આપનો ધર્મ હવે ક્યાં સુધી પકડી રાખશો? હવે ઓ મોટાભાઈ, (ક્રોધથી) એ દુર્યોધને હદ કરી છે. એ પાપીએ આપણને લાખના ઘરમાં પૂરીને સળગાવી દેવા માટે પણ એનાથી બનતું કર્યું; છતાં આપ ટંડા કલેજે બેસી રહ્યા છો!

**યુધિષ્ઠિર**—મારા પ્યારા બંધુઓ! આમ ક્રોધને વશ ન બનો. ઈશ્વરેચ્છા મુજબ સર્વ બન્યા કરે છે, માટે હંમેશાં ધીરજ રાખવી. ધીરજ એ વીરનું એક લક્ષણ છે.—

"વીર સાચો એજ જે, ધીરજ કદી તજતો નથી, "
" વીર સાચો કોઈ દિન, ઈર્ષ્યા થકી બળતો નથી; "
" નીતિ અને સદ્‌ગુણ ક્ષમાનો, વીરમા હરદમ વસે, "
" વીર એ સાચો સદા, સુખદુઃખ મહીં સરખું હસે. "

**ભીમ**—પણ ભાઈશ્રી! આપ નક્કી સમજજો, કે હવે તો આપણા જીવ પણ જોખમમાં છે. આવા વખતે તો **"शठं प्रति शाठ्यं कुर्यात्."** એ પ્રમાણે શઠ સામે લઢ ધરવાની રીતજ મને ઉત્તમ લાગે છે.

( સહદેવ પ્રત્યે )—કાં ભાઈ, સહદેવજી! તમારાં જ્યોતિષ શાસ્ત્રો શું કહે છે?

**સહદેવ**—ભીમભાઈ! મારા જ્યોતિષમા આવે છે, કે હજુ આપણા માથે બહુજ કષ્ટ પડવાનું છે.

**ભીમ**—તારા ટીપણામાં તો આવ્યું, પણ આ મોટાભાઈના મગજમાં કયાં એ આવે છે?

**યુધિષ્ઠિર**—ભાઈઓ! જો આપણા ભાગ્યમાં દુઃખનુંજ નિર્માણ થએલું હશે, તો એ ભોગવવુંજ પડશે; માટે આમ ચિંતા કર્યા કરવી, એ વીર ક્ષત્રીને ન છાજે. હવે સંધ્યાનો સમય થઈ ગયો છે, તો ચાલો.

**અર્જુન**—વડીલશ્રીની જેવી આજ્ઞા.

(સર્વે જાય છે.)

## દૃષ્ય ૨જું. દુર્યોધનની કચેરી

### પાત્રો—દુર્યોધન, શકુનિ, દુઃશાસન, ને પાંડવો

**દુર્યોધન**—ઓ-હો. મામા શકુનિ! આપણી તમામ બાજી ધૂળમાં મળે છે. એ મુફલિસ પાંડવો સળગતા ઘરમાથી પણ બચી ગયા. હાય, મામાશ્રી હવે શું કરવું? ( માથું કૂટે છે. )

**શકુનિ**—શા માટે આમ અકળાઓ છો! તેઓ પાંચજ છે, ને આપણે સો છીએ. પછી ડરવાનું શું પ્રયોજન?

**દુર્યોધન**—મામા બસ કરો. શું હું એમનાથી ડરૂં છું? ના, ના, મારી પાસે તો તેઓ મગતરાં છે.

(ક્રોધથી) " હું સિંહ છું-એ છે શિઆળો, શું પછી કરનાર એ? "
" એકજ ઝપાટો લાગતાં, પલવારમાં મરનાર એ. "
" ડરતો નથી હું દેવ દાનવથી, કદી મમ અંતરે, "
" આ સિંહની હાકલ થતાં, બ્રહ્માંડ આખું થરથરે. "

**દુઃશાસન**—બરાબર છે, ભાઈ, બરાબર છે. એ ભિખારીઓથી શું થનાર છે ? ફક્ત તમારી આજ્ઞા થાય એટલીજ વાર છે. બાકી એ પાંચેને પૂરા પડવા આ એક દુઃશાસન જ તૈયાર છે.

**દુર્યોધન**—ભાઈ! મારી આંખો તો એ પાંચેને રિબાતા જોવાનેજ તલસે છે, મરેલા જોવાને નહિ.

**શકુનિ**—તો ભાણાભાઈ, સાંભળો. યુધિષ્ઠિરને જુગાર બહુજ પ્રિય છે, એટલે તમે માગણી કરો. એ અવશ્ય કબુલ રાખશેજ, અને આપણી ચાલાકીથી તેમનું સર્વસ્વ તે હારી જશે, પછી તમારી ઇચ્છા પ્રમાણે એ લોકોને રિબાવી શકાશે.

**દુર્યોધન**—શાબાશ, મામાશ્રી શાબાશ, હવે તમો જાઓ, ને પાંડવોને કહો કે દુર્યોધન તમોને મળવા માટે બોલાવે છે. એ સરળ હૃદયના હોવાથી જરૂર આવશેજ. હું જુગાર તૈયાર કરૂં છું.

**શકુનિ**—જાઉં છું.

(શકુનિ પાંડવોને બોલાવવા માટે જાય છે.)

**દુર્યોધન**—ભાઈ દુઃશાસન! હમણાંજ એ લોકો આવશે. આપણે એ વખતે બહુજ નમ્ર બનવાનું છે.

**દુઃશાસન**—સાચી વાત છે. એ પાંડવો આપણા દંભથી અંજાઈજ જવા જોઈએ.

**શકુનિ**—(પ્રવેશ કરીને) ભાણાભાઈ, પાંડવો આવી પહોંચ્યા છે.

**દુર્યોધન**—મામાશ્રી! મારાં ધન્યભાગ્ય. આવવા દો, મારા એ વહાલા બંધુઓને.

(પાંડવો પ્રવેશ કરે છે.)

**દુર્યોધન**—અહોહો! પધારો, પધારો. ધર્મરાજ આદિ બંધુઓ! આ આસન પર બિરાજો. (સૌ બેસે છે.)

**યુધિષ્ઠિર**—(બેસતાં બેસતાં) વહાલા બંધુ કૌરવરાજ! આજે અમારી શી જરૂર પડી?

**દુર્યોધન**—ભાઈશ્રી! આજે તો સહજ આપને મળવાની ઇચ્છા થઈ આવી. તસ્દી માફ કરશો.

**ભીમ**—(ધર્મરાજને) મોટાભાઈ! શિઆળ, કાગડાનાં વખાણ કરે અને કાગડાને સારૂં લગાડે, એ કાગડાની પોળી પડાવવા માટેજ. તેથી જો જો આપણા સંબંધમાં એમ ન થાય!

**દુઃશાસન**—અસ્થા ભીમભાઈ! તારી તો આવી તર્કવિતર્ક કરવાની ટેવજ ન ગઈ!

**શકુનિ**—ઠીક, ચાલો, ધર્મરાજ! જો ઇચ્છા હોય તો આપણે આજે જુગાર ખેલીએ.

**યુધિષ્ઠિર**—જેવી તમારી ઇચ્છા (જુગાર રમવા માટે દુર્યોધન, શકુનિ અને યુધિષ્ઠિર, એ ત્રણ જણ બેસે છે.)

**દુર્યોધન**—ધર્મરાજ, પહેલો પાસો હું ફેંકું છું. બોલો શી હારજીત?

**ધર્મરાજ**—ભાઈ! અમારી કુલ લક્ષ્મી હું શરતમાં રજુ કરું છું. (દુર્યોધન પાસા ફેંકે છે ને તેની જીત થાય છે.)

**દુર્યોધન**—હારી ગયા. હવે તમો ફેંકો ને શરત રજુ કરો.

**ધર્મરાજ**—આ વખતે અમારી ધરેણાંની કુલમિલકત રજુ કરું છું. (ધર્મ ફેંકે છે ને તેમાં પણ હારી જાય છે.)

**દુર્યોધન**—ભાઈ! બીજી વખતે પણ આપ હારી ગયા. હવે?

**ભીમ** (વચ્ચેજ)—બસ કરો. ધર્મરાજ! જે ગયું તે ભલે ગયું, પણ હવે જે રહ્યું છે તેને રહેવા દો.

**અર્જુન**—વડીલશ્રી! હવે માફ કરો આ કૌરવરાજ આજે આપણને બાવા બનાવી દેશે.

**યુધિષ્ઠિર**—ભાઈઓ, શરૂ કરેલી રમત પુરીજ કરવી જોઈએ. પ્રભુ ઇચ્છા હશે તેમ થશે.

**શકુનિ**—બરાબર છે. સાચો ક્ષત્રી શરૂ કરેલી બાજી કદીપણ અધુરી ન રાખે. કહો ધર્મરાજ, હવે આપની શી ઇચ્છા છે?

**ધર્મરાજ**—આ વખતે તમે સામા બેસો, હું પાસા ફેંકું છું. શરત પણ તમેજ રજુ કરો.

**શકુનિ**—એમ નહિ. આ આપણો છેલ્લો પાસો છે, હું તે ફેંકું છું. શરતમાં કુલરાજપાટ રજુ કરું છું. કાં તો અમારું રાજ તમને મળે, ને કાં તો તમારું રાજ અમને મળે.

**યુધિષ્ઠિર**—કબુલ છે. ફેંકો પાસા. (શકુનિ પાસા ફેંકે છે. તેમાં તે જીતે છે.)

**દુઃશાસન**—શાબાશ, મામાશ્રી શાબાશ.

**દુર્યોધન**—બસ, ઓ યુધિષ્ઠિર! આજથી આ તમારું તમામ રાજ અમારું છે. એક રાજા તરીકે હું તમને પાંચે ભાઈઓને આજ્ઞા કરું છું, કે તમારે તેર વરસ વનવાસ ભોગવવો.

**ભીમ**—જણાઈ ગઈ, ઓ પાપી દુર્યોધન, તારી પ્રપંચબાજી સમજાઈ ગઇ.

**દુઃશાસન**—ચૂપ કર, ઓ ભીમડા ! હવે જો વધુ બોલીશ, તો હાથથી ઠાર થવું પડશે.

**ભીમ**—ઓ દુઃશાસન ! ભૂલ મા ભૂલ મા કે:—

"આ એજ પાંડવ જીવતા છે, ઝેર તેં દેવા છતાં,"
"આ એજ પાંડવ આ રહ્યા, લાખાગૃહે સળગ્યા છતાં;"
"ભ્રાતા તણી આજ્ઞા ન તેથી, ભીમ આ લાચાર છે,"
"તમ પાપીઓ સંહારવા, બડવીર આ તૈયાર છે."

**યુધિષ્ઠિર**—સબૂર ! ભીમદેવ, આપણી શક્તિનું આમ પ્રદર્શન કરવું તે યોગ્ય નથી. માટે ચાલો, વનવાસ માટે તૈયારી કરો.

**(દુર્યોધન પ્રત્યે)**—મહારાજા, અમો તમારી આજ્ઞાનુસાર ક્ષેજ રવાના થઈશું.

**દુર્યોધન**—પણ યાદ રાખજો કે તેર વરસ દરમિઆન નજરે પણ ચડવાનું નથી, ચાલ્યા જાઓ.

(ક્રોધથી દાંત કચકચાવતા ભીમ સહિત પાંડવો જાય છે.)

—(પાંડવો ગયા બાદ) મામાશ્રી ! આજે મારૂં સળગતું હૃદય કંઈક શાંત થયું છે. હવે કચેરી બરખાસ્ત કરો.

(સર્વ કૌરવો જાય છે.)

**દૃશ્ય ૩ જું. સ્થળ–જંગલ.**

**પાત્ર–વનવાસી પાંડવો.**

(સાધુ વેશમાં પાંચે પાંડવો જંગલમાં રહેલા છે.)

**અર્જુન**—વડીલશ્રી ! આપની સુકોમળ કાયા દુર્બળ બની ગઈ છે. જે ધર્મરાજ સિંહાસન પર બેસવા માટે યોગ્ય છે, તે અત્યારે દર્ભાસને બિરાજે છે. જે ધર્મના માથા પર રાજછત્ર ઝૂકી રહેલું, એજ ધર્મે આજે આ વૃક્ષ છત્ર માન્યું છે. ઓ પરમાત્મા, તેં આ બધો ન્યાય કઈ રીતે કર્યો છે ! મોટાભાઇ, આપના શરીર સામું જોતાં અમારાં હૃદયો સળગી જાય છે ! અહા, ઈશ્વર ન્યાયી છે કે અન્યાયી, તેજ સમજાતું નથી. ઓ પ્રભુ !

**ભીમ**—શું કરૂં ! લાચાર છું, કે મોટાભાઇ આજ્ઞા નથી આપતા. નહિ તો એ તમામ પાપી કૌરવોનો એકજ ક્ષણમાં ભૂકો કરી નાખું.

**યુધિષ્ઠિર**—હરિ ૐ, હરિ ૐ. બંધુઓ, શા માટે કલ્પાંત કરો છો ? પાપીને શિક્ષા કરનાર ઈશ્વર છે, આપણે નહિ. એની મહાન શક્તિથીજ

આ જગતનું બધું તંત્ર ચાલે છે. માટે એ બધું ભૂલી જાઓ, ને આ કુદરતના ખોળામાં આનંદ કરો. ભક્તરાજ નકુલજી, એકાદ પ્રભુનો મહિમા સંભળાવો.

**નકુળ**—વડીલશ્રીની જેવી આજ્ઞા—

રાગ—આશાવરી

દો દિનનો વ્યાપાર, જગત એ દો દિનનો વ્યાપાર. ટેક.
વેપારી એ પેઢીનો, સંચાલક જગદાધાર,
વાણોતર આ જગ છે એનું, સરવૈયાં એ જોનાર જગત એ....
થશે કમાણી જે પેઢીમાં, પુણ્ય અને શુભકાજ,
નોકર એ પેઢીનો અંતે, ભવસાગર તરનાર, જગત એ...
ન્યાય થકી વે'પાર કરી લો, સ્વર્ગતણો અધિકાર,
'કેશવ' રાંક રહેશે જ્યારે, જોશે લાભ અપાર, જગત એ....

**યુધિષ્ઠિર**—વાહ, વાહ! ભાઈઓ ચાલો, હવે સંધ્યાનો સમય થયો છે.
(સર્વ જાય છે.)

**દૃષ્ય ૪ થું. સ્થળ કૌરવવાસ.**

**પાત્ર—દુર્યોધન, દુઃશાસન, શકુનિવગેરે.**

**દુર્યોધન**—દુઃશાસન! એ જંગલવાસી પાંડવોના શા ખબર છે?

**દુઃશાસન**—ભાઈશ્રી! છુપો જાસુસ સમાચાર લાવ્યો છે, કે એ લોકો જંગલમાં પણ લહેર કરે છે અને અહીં કરતાં પણ ત્યાં વધારે સુખી હોય, એમ જણાય છે.

**દુર્યોધન**—એ...મ. ઠીક છે, જોઉં છું. આ મામાશ્રી, (શકુનિને) આપણે કાલેજ ત્યાં જઈએ અને માર મારી એ લોકોનાં હાડકાંનો ચૂરો કરી નાખીએ. પછી જોઉં કે એ કેવાં સુખી રહે છે!

**શકુનિ**—બરાબર છે, પણ મારી સલાહ એવી છે, કે આપણે અહીંથી જાત્રા કરવાના બહાને નીકળવું, એટલે લોકોમાં ચર્ચા થાય નહિ.

**દુર્યોધન**—વાહ, મામા! તમારી બુદ્ધિને ધન્ય છે. મામાશ્રી, ચાલો ત્યારે સર્વ તૈયારી કરીએ. (જાય છે.)

**દૃષ્ય ૫ મું. સ્થળ—જંગલનો રસ્તો**

**પાત્ર—ગંધર્વો ને કૌરવો.**

(ગંધર્વરાજ ચિત્રગુપ્તની છાવણી પડેલી છે, ત્યાં થઈ કૌરવો નીકળે છે અને એનો ઠાઠ જોઈ અદેખો દુર્યોધન મનમાં સળગી ઊઠી, ચિત્રગુપ્તને ક્રોધપૂર્વક મળે છે.)

**દુર્યોધન**—કોણ છે? કોણ છે, આ કેસરી, સિંહની ગુફામાં આવનાર શિયાળ? આ દુર્યોધન જેવા બળવાન ભૂપતિની ભૂમિમાં વગર રજાએ ઘુસી જનાર એ નરાધમ! તું કોણ છે?

**ચિત્રગુપ્ત**—ઓ રાજન્! વિવેકની હદ ના છોડ. સિંહની ગુફામાં તો સિંહજ પ્રવેશી શકે છે એ યાદ રાખ. હું તો અત્યારે મુસાફર છું, તેથી તારી સાથે તોફાન કરવા માગતો નથી. નહિતો તારા જેવા પાપીઓને નાશ કરવા માટેજ સજ્જ્ એલો આ ગંધર્વરાજા ચિત્રગુપ્ત છે, એ ભૂલતો ના.

**દુર્યોધન**—આ દુર્યોધનને છંછેડી શું તું મોત માગનાર છે?

**ચિત્રગુપ્ત**—(હસીને) નહિ, તારા જેવા કંઈકને ઠોકરે મારનાર આ ગંધર્વરાજ છે.

**દુર્યોધન**—હું કોણ? તું મને ઓળખે છે?

**ચિત્રગુપ્ત**—હા, બરાબર તને ઓળખું છું, સાંભળ:

પાપી અને લંપટ પુરો, કુત્કૃત્યનો કરનાર તું,
"એ ધર્મમૂર્તિ પાંડવોને, દુઃખનો દેનાર તું;"
"ભૂ ભાર હલકો પાડવા; આજે તને હણનાર હું,"
"મેં ઓળખ્યો તુજને ખરો, કાયર તણો સરદાર તું."

**દુઃશાસન**—ચુપ કર, ચાલ, પડ મેદાનમાં.

**ચિત્રગુપ્ત**—(પોતાના સૈનિકોને) સાવધાન, મારા શૂરાઓ, સાવધાન!

(લડાઈ થાય છે, ને બધા કૌરવો જમીનદોસ્ત થઈ જાય છે.)

**ચિત્રગુપ્ત**—મારા સેનાપતિ! હવે આ લોકને બાંધી, આપણી રાજધાનીમાં લઈ ચાલો, ને આ મોઘેરા મેમાનોથી આપણું કેદખાનું ભરી દો.

**સેનાપતિ**—મહારાજની જેવી આજ્ઞા. (કૌરવોને બાંધી ચિત્રગુપ્તની છાવણી ઉપડે છે.)

**દૃશ્ય ૬ ઠું. સ્થળ—જંગલ.**

**પાત્ર—પાંડવો**

(ભીમ સિવાય ચારે ભાઈઓ બેઠા છે, એવામાં ભીમ ખૂશ થતો પ્રવેશ કરે છે.)

**ભીમ**—ભાઈઓ, એક વધામણી લાવ્યો છું.

**અર્જુન**—કહો ભાઈ, શા સમાચાર છે?

**ભીમ**—ભાઈ! આજે મને બરાબર સમજાયું છે, કે પાપીને શિક્ષા કરનાર પ્રભુ છે-તો ખરોજ.

**યુધિષ્ઠિર**—કહી દે, ભાઈ! જલદી કહી દે, શું છે? મને કંઈક વિપરિત ભાસે છે.

**ભીમ**—ભાઈશ્રી, વિપરિત નહિ, પણ શુભ છે. સાંભળો, કૌરવો આપણને આથી પણ વધારે હેરાન કરવા અહીં આવતા હતા. રસ્તામાં પ્રભુએ ચિત્રગુપ્તનો ભેરો કરાવ્યો. આ ચિત્રગુપ્ત તેમને મુસ્કેટાટ બાંધી પોતાને ત્યાં લઈ ગયા છે. કહો, કેવા રૂડા સમાચાર છે!

**યુધિષ્ઠિર**—હરિ, હરિ! બિચારો આપણા બંધુઓ કેદમાં, અને આપણે અહીં સુખી રહીએ, એ કદી નહિ બને. ભાઈઓ! હું તમને એક કાર્ય સોંપું છું.

**ભીમ**—વડીલશ્રી! આપ આ શું બોલો છો? એ ભાઈ શેના? એ દુષ્ટોએ આપણને દુઃખી કરવામાં શું બાકી રાખ્યું છે? ભાઈશ્રી, આ વખતે આપ કૃપા કરી બેસી રહો. આજે એમના મોતે મરે છે તો મરવા દો.

**અર્જુન**—બરાબર છે, ભાઈશ્રી—

"એ કૌરવો છે જેલમાં, જે પાપથી ભરપૂર છે,"
"એ કૌરવો છે એજ, જે અભિમાનથી ચકચૂર છે;"
"આજે બધા એ પાપીઓ, નિજ મોતથી મરનાર છે,"
"મરતા ભલે, કરવો નથી, અપકાર પર ઉપકારને."

**યુધિષ્ઠિર**—રે, ભાઈ,

"ઉપકાર પર ઉપકાર કરવો, એ સદાએ સ્હેલ છે,"
"અપકાર પર ઉપકાર કરવો, એજ બહુ મુસ્કેલ છે;"
"પલવાર કરશો વાર તો, આ ભાઈની દુહાઈ છે,"
"આજે ગણાતા દુસ્મનો, આખિર તમારા ભાઈ છે."

બંધુઓ, બંધુઓ! (ગળગળા થઈને) લેશ પણ વાર કર્યા સિવાય જાઓ ને તમારી શક્તિ બરાબર અજમાવો. હું તમારી સાથેજ આવું છું, પણ જાહેર નહિ થાઉં. તમારી કસોટી માટેજ મારે આવવું થાય છે, એ સૌ યાદ રાખજો. વળી એટલું તો સમજી લેવું, કે જ્યારે તે આપણી સામા આવે, ત્યારે એ સો, ને આપણે પાંચ છીએ. પણ કોઈ બીજાજ શત્રુ સામે તો આપણે કુલ એકસો ને પાંચ છીએ, માટે જાઓ ભાઈઓ! પ્રાણની પણ પરવા ન કરશો.

**અર્જુન**—મોટાભાઈની જેવી ઇચ્છા. (પાંડવો સહુ જાય છે.)

દૃષ્ય ૭ મું. સ્થળ—ચિત્રગુપ્તની રાજધાની
પાત્રો—ગાંધર્વ, કૌરવો ને પાંડવો.

(જેલ પાસે આવીને મગરૂબ ચિત્રગુપ્ત દુર્યોધન આદિ કેદી કૌરવોને સંતાવે છે.)

**ચિત્રગુપ્ત**—કેમ છો, કૌરવરાજ, આપની તાકાતનું માપ લઈ લીધુંને?

**દુર્યોધન**—(જેલમાંજ) રહેવા દે, ઓ ગંધર્વરાજ! પિંજરે પડેલાં કેસરીને છંછેડવો રહેવા દે.

**ચિત્રગુપ્ત**—વાહરે વાહ! સાચા કેસરી આમ પિંજરાંજ શોભાવે?

**દુર્યોધન**—નાદાન! તું નક્કી ધારજે, કે આ પિંજરામાં પુરાએલો કેસરી એક દિન તારો જાન લેશે.

**ચિત્રગુપ્ત**—તે પહેલાં મારાજ હાથે તારે ગરદન મરવું પડશે.

(ચાર પાંડવો ભીમ, અર્જુન, સહદેવ, નકુળ એકાએક પ્રવેશે છે.)

**ભીમ**—કોણ છે, કોણ છે? એ કૌરવરાજને ગરદન મારનાર ઓ રાજન એમને જલદી છોડી દે.

**ચિત્રગુપ્ત**—કદી નહિ બને.

**અર્જુન**—મોતને શરણ થવું પડશે.

**ચિત્રગુપ્ત**—તમારા જેવા ભિખારીઓથી શું થઈ શકનાર છે?

**ભીમ**—તું મેદાનમા પડ એટલીજ વાર છે.

**ચિત્રગુપ્ત**—થાઓ તૈયાર.

(યુદ્ધ થાય છે, ચિત્રગુપ્ત હારે છે અને પાંડવોનો બંદીવાન થાય છે. પાંડવો, કૌરવોને છુટા કરે છે ને યુધિષ્ઠિર તરતમાં જ પ્રવેશે છે.)

**યુધિષ્ઠિર**—શાબાશ, મારા એકલોયા બાંધવો! શાબાશ.

**ચિત્રગુપ્ત**—આપ કોણ?

**યુધિષ્ઠિર**—આ અમારા કૌરવ બંધુઓના એમની દૃષ્ટિએ ગણાતા શત્રુ પાંડવો.

**ચિત્રગુપ્ત**—અને આપ ધર્મરાજ પોતે?

**યુધિષ્ઠિર**—જી હા. એજ હું યુધિષ્ઠિર. (ભીમને) ભાઈ, ચિત્રગુપ્તને બંધનમુક્ત કરો. (છોડે છે.)

**ચિત્રગુપ્ત**—માફ કરો. મેં આપને ખૂબ તકલીફ આપી. (કૌરવોને) જો અભિમાની દુર્યોધન, જો; સારાપણું અને ખરાબપણું, એ બેનો ભેદ તારી સગી આંખેજ જોઈ લે. (કૌરવો શરમાઈ જઈ નીચું જોઈ જાય છે.)

બાલા—જો આખું જગત આ રીતે સંપીલું અને નિર્માની બને તો સ્વર્ગ અહીંજ ખડું થાય.

સર્વે— — રાગ-ભૈરવી —
સંપથી સુખ તણો નહિ પાર,
અને દોર[1] બળવાનો ત્યારે, ઝાઝા મળશે તાર,[2]
બંધુ, તાળી જો પડશે ત્યારે, ભુજા બેય મળનાર, સંપથી૦...
ઉદ્યમ, આબાદી, ધન, સૌએ, એનાથી વધનાર,
ઉન્નત દેખાતા સૌ દેશો, સંપ થકી વખણાય, સંપથી૦...
નીતિ અને સંપથી ખિલવો, જીવન આ નિર્ધાર,
સંપ તણો શુભ ગુણ સર્વને, સ્વર્ગ સુખ દેનાર, સંપથી૦...

કેશવલાલ શંભુપ્રસાદ દવે
આસિ. શિક્ષક, ધોલેરા મેટ્રન સ્કૂલ

## " શિક્ષક હો તો એવા હો "

( રાગ—ગઝલ )

ભણાવે સ્નેહથી શિક્ષણ, જો શિક્ષક હો તો એવા હો;
સૂચવંતા નીતિનું શિક્ષણ, જો શિક્ષક હો તો એવા હો.
તજે આળસ અને તંદ્રા, વળી અભિમાન ને ફેશન;
શિખાડે પ્રેમથી લેસન, જો શિક્ષક હો તો એવા હો.
વિનયભરી વદે વાણી, ગુરુની ફરજ ને જાણી;
શિખામણ આપતા શાણી, જો શિક્ષક હો તો એવા હો.
ધરાવે બાળ પર મમતા, વધારે વર્ગ પર સમતા;
ભણાવે પાઠ મનગમતા, જો શિક્ષક હો તો એવા હો.
વધારે નીતિ ને રીતિ, વળી સત્કર્મ ને પ્રીતિ;
ચઢાવે જ્ઞાન ને સ્થિતિ, જો શિક્ષક હો તો એવા હો.
બનાવે બાળ ઉત્સાહી, કળા છે જે ગુરુ માંહી;
વધે સદ્‌ગુણ બધા ત્યાંહી, જો શિક્ષક હો તો એવા હો.
વસે ઉત્સાહ જ્યાં હરદમ, વસે સદ્‌ગુણ કુશળતા;
વસે (ત્યાં) વિદ્યાતણી પ્રભુતા, જો શિક્ષક હો તો એવા હો.
હશે જ્યાં શિક્ષકો આવા, કરે દુર્ગુણ શું દાવા ?
પ્રીતિથી બાળ સે લ્હાવા, જો શિક્ષક હો તો એવા હો.

ઓરપાડ તાલુકા સ્કૂલ } લલ્લુભાઈ પટેલ હેડમાસ્તર
કરંજ, તા. ઓરપાડ જી. સુરત

1 દોરડું. 2 તાંતણાં.

આવ્યા ? આપણે કેટલ [illegible] ની કિંમત કાઢવી છે ? ૭ મેજની કિંમત વધારે આવે કે ઓછી ? ત્યારે શું કરવું પડશે ? કોને કેટલાએ ગુણવા પડશે ? રૂ. ૨૧ ને ૭ વડે ગુણ્યા તો કેટલા આવ્યા ?

આ દાખલો સ્લેટમાં રીતસર જોઈને ગણવા કહેવું. (અગથીઆ ક્રમિક યાદ રહે તે માટે).

**ફ. દાખલો ગણવા આપવો. તપાસવો ખોટા હોય તેમને શીખવવો**

સાતમો દાખલો સ્લેટમા ગણવા આપવો. તપાસવો. ખોટા હોય તેમને ગણાવી શીખવવો. ગણવાની રીત, ચિહ્નો, ક્રમ વગેરે ખાસ જોવું.

**ફ. બાળકોની વિચારશક્તિની કસોટી કરવી.**

વિદ્યાર્થીઓ યાંત્રિક રીતે ગણી જાય છે, કે વિચાર કરે છે; તેની કસોટી કરવા ૮મો દાખલો ગણાવવો. ગોખે જવાબ માગવો. તેમને સમજાવવું કે આવા હિસાબ ગણાય નહિ. ૧૦૦ વરસનો ડોસો ૨૦૦ પુરી ખાઈ શકેજ નહિ.

**૩. પુનરાવર્તન. શિક્ષણ–સાફલ્ય.**

વધારે વસ્તુની કિંમત આપી હોય, તે પરથી ઓછી વસ્તુની કિંમત કાઢવા માટે શું કરવું? ઓછી વસ્તુની કિંમત ઉપરથી વધારે વસ્તુની કિંમત કેવી રીતે કાઢવી ? વગેરે પ્રશ્નોથી પાઠપરીક્ષા કરી [illegible] ચર્ચા કરવી.

---

મેજની કિંમત રૂ. ૮૪
૪ ,, ,,
∴ ૧ ,, રૂ. ૮૪÷૪=૨૧રૂ. (ઓછી વસ્તુ માટે ઓછી કિંમત)
∴ ૭ ,, રૂ. ૨૧×૭=૧૪૭રૂ. (વધારે વસ્તુ માટે વધારે કિંમત)

જવાબ:–૧૪૭ રૂપીઆ.

[૭] ૫ ગાયની કિંમત ૨૫૫ રૂ. તો
૯ ,, ,, ?

[૮] ૭ વરસની ઉંમરનો છોકરો એક દિ.માં ૧૪ પુરી ખાય; તો ૧૦૦ વરસની ઉંમરનો માણસ એક દિ. માં કેટલી પુરી ખાય ?

# જંબુસરની ગુજરાતી કન્યાશાળા માટે

## રૂ. ૧૫૦૦) નું મકાન ધર્માદા આપનાર દાનવીર સ્વર્ગસ્થ



સ્વર્ગસ્થ જંબુસરની વિશાલાડ વણિક જ્ઞાતિના એક અગ્રગણ્ય સદ્‌ગૃહસ્થ હતા. તેઓ વેપાર તથા વ્યવહાર બન્નેમાં ઘણા કુશળ હતા. સ્વપ્રયત્ને પ્રાપ્ત કરેલા દ્રવ્યને ધર્મકાર્યમાં વાપરી તેનો સદુપયોગ તેઓએ કર્યો છે. પ્રજામાં તેમનાં માત્ર એક પુત્રી બ્હેન લલિતા હાલમાં વિદ્યમાન છે અને બેન લલિતાને એક ભાઈ ચન્દ્રવદનલાલ નામે પુત્ર છે.

**શેઠ મગનલાલ બાલગોવિંદદાસ દલાલ, જંબુસર.**

| જન્મ | સ્વર્ગવાસ |
|---|---|
| સં. ૧૯૨૩ ના માગસર વદ પાંચમ ને વાર બુધ તા. ૨૬-૧૨-૧૮૬૬ | સં. ૧૯૭૩ ના આસો વદ પાંચમ ને વાર રવિ તા. ૪-૧૧-૧૯૧૭ |

એ પુણ્યાત્મા જંબુસર મ્યુ. માં લાંબા વખત સુધી સભ્ય હતા. તે દરમિઆનમાં તેમણે ગુજરાતી કન્યાશાળા માટે મકાનની પડતી મુશ્કેલી જોઈ હતી. તે મટાડવા માટે પોતાના મરણ વખતના વીલનામામાં રૂા. ૫) હજાર ગુજરાતી કન્યાશાળા માટે વાપરવા ઉલ્લેખ કર્યો હતો. તે આધારે સ્વર્ગસ્થનાં ધર્મપત્ની ગં. સ્વ. ચંચળબા તથા ધર્મજ્ઞ જમાઈ શેઠ રતિલાલ દયાળજીએ જંબુસરમાં અસ્તીફળીઆમાં એક મકાન રૂા. ૧૫૦૦) ના ખર્ચે તૈયાર કરાવી તા. ૨૦-૧-૧૯૩૫ ને રવિવારે જંબુસર ગુ. ક. શાળાના ઉપયોગ માટે ડિ. સ્કૂ. બો. ભરુચને બક્ષીસ આપ્યું છે. આવાં બીજાં ધર્મકાર્યોમાં તેમણે ઘણું દ્રવ્ય વાપર્યું છે. આવાં ઉત્તમ દાન કરવા માટે તેમને ધન્યવાદ ઘટે છે.

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા ( ઠેકાણા સહિત ) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | સુલભ આરોગ્યશાસ્ત્ર | મિ. ડી. એસ. જોષી અને મિ. ડી. બી. લોખંડે | મેસર્સ જોષી એન્ડ લોખંડે, નેપ્ટીગેટ રોડ, અહમદનગર | ૦–૧૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | સાહિત્યદર્શન પહેલું (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એ. એન. શાહ | મિ. એમ. બી. તલાટી, પોપ્યુલર હાઈસ્કૂલ, અમદાવાદ | ૦–૧૦—૦ | માધ્યમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૩ | સાહિત્યદર્શન બીજું (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦–૧૪—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજ માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૪ | અક્ષરગણિત (૧૯૩૩) | મિ. સી. કે. અમીન | મિ. સી. કે. અમીન, આસિ. માસ્તર, પી. આર. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ | ૦—૫—૦ | ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૫ | પૃથ્વીનો પરિચય (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. પી. જે. અંબાણી | મેચર મેઘજી એન્ડ સન્સ, પુરા બજાર, રાજકોટ | ૧—૮—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૬ | ગુજરાતી ભાષાનું સરળ વ્યાકરણ ભાગ ૧ (સને ૧૯૩૪ ની બીજી આવૃત્તિ) | મિ. આર. સી. દીવાન | મિ. આર. સી. દીવાન, આમલીરાન, સુરત | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૭ | ” ભાગ ૨ | ” | ” | ૦—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૮ | ધોળકા તાલુકાની ભૂગોળ (સને ૧૯૩૪ની બીજી આવૃત્તિ) | મિ. જી. ડી. વ્યાસ | મિ. ગુલામઅલી મુલ્લાં સાદકઅલી, ધોળકા | ૦—૨—૦ | પ્રાથમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | ખેડા જિલ્લાની ભૂગોળ (સને ૧૯૩૩ ની બીજી આવૃત્તિ) | — | સા. ...ચં. દવે ઍન્ડ કંો., આણંદ, જિલ્લે ખેડા | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલ માટે ... પુસ્તક તરીકે. |
| ૧૦ | નવયુગ વાચનમાળા પુસ્તક ૪થું | મિ. એન. ટી. વ્યાસ અને મિ. એલ. આર. દેસાઈ | ધી કર્નાટક પ્રેસ, મુંબઈ ૨. | ૦—૮—૦ | ,, |
| ૧૧ | સંગીત પુષ્પાંજલિ પ્રથમ પુસ્તક (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એ. એમ. શર્મા | મિ. એ. એમ. શર્મા, અમદાવાદ | ૦—૧૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લા. માટે. |
| ૧૨ | સંગીતસુધા (૧૯૩૩) | મિ. બી. ડી. કુલકરણી | મિ. એમ. એન. કુલકરણી, કર્નાટક પ્રેસ, મુંબાઈ ૨ | ૦—૮—૦ | ,, |
| ૧૩ | કિલ્લેદારની કન્યા | મિ. રસ્કીન | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૦—૧૨—૦ કાગળનું પુંઠું ૧—૦—૦ લુગડાનું પુંઠું | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૪ | કાવ્યપિયુષ (સને ૧૯૧૧ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. સી. ભટ્ટ | મિ. મણીલાલ છબારામ ભટ્ટ અમદાવાદ | ૦—૮—૦ | ,, |
| ૧૫ | મહાકવિ શ્રીભાસ પ્રણિત પ્રતિમાનાટક (સને ૧૯૩૧ ની બીજી આવૃત્તિ) | ,, | મિ. હરિભાઈ દલપતરામ પટેલ, અમદાવાદ | ૦—૧૨—૦ | ,, |
| ૧૬ | વૃદ્ધ ચાણક્યનિતી સમુચ્ચય (સને ૧૯૨૬ની બીજી આવૃત્તિ) | ,, | ,, | ૦—૮—૦ | ,, |
| ૧૭ | અનિરૂદ્ધ (સને ૧૯૧૫ ની ચોથી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૧૮ | રસપુંજ (સને ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. એન. ડી. પટેલ | ,, | ૦—૬—૦ | ,, |
| ૧૯ | સીતાહરણ (સને ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. સં... | ... | ૦—૧૨—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦ | આકેડું હૃદય (સને ૧૯૨૬ની ત્રીજી આવૃત્તિ) | મિ. જે. ડી. ત્રિપાઠી | મિ. જગન્નાથ દામોદર ત્રિપાઠી સરખેજ, જિલ્લે અમદાવાદ | ૧—૪—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૨૧ | સચિત્ર બાળલેખનમાળા ચાલો લખીએ ભાગ ૫ | મિ. એલ. આર. દેસાઇ અને મિ. જી. કે. દેસાઈ | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરીમાટે. |
| ૨૨ | ,, ભાગ ૬ | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૨૩ | ,, ભાગ ૭ | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૨૪ | જીવનપાલટો (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | — | સ્ત્રી સાહિત્યમંદિર, સુરત | ૦—૪—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૨૫ | સુખી ઘર ,, | — | ,, | ૦—૩—૦ | ,, |
| ૨૬ | નિબંધવિચાર ,, | મિ. એન. ડી. પટેલ | ધી પડાયતા બુકડીપો, અમદાવાદ | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે |
| ૨૭ | પ્રશ્ને પરણું (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. આર. એલ. સુતરીઆ | ગાંડીવ સાહિત્યમંદિર, સુરત | ૧—૦—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૨૮ | સુઘડતા અને સુંદરતા ,, | પરીન એદલજી મિસ્ત્રી | ,, | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૨૯ | રેલપાટા ,, | મિ. ઇશ્વરલાલ વીમાવાળા | ,, | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૩૦ | હાસ્યફુવારો ,, | મિ. હરિપ્રસાદ વ્યાસ | ,, | ૦—૮—૦ | ,, |
| ૩૧ | સલામતી પહેલીના બોધની બાળપોથી (૧૯૩૪) | — | લૉંગમેન્સ ગ્રીન એન્ડ કૉ, લિમિટેડ, મુંબઈ | ૦—૪—૦ | |
| ૩૨ | હૃદયપલટો (પહેલી આવૃત્તિ) | મિ. જી. એચ. બદામી | બદામી બ્રધર્સ, સુરત | ૦—૪—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | ગુજરાતી કહેવતસંગ્રહ (સને ૧૯૨૩ ની બીજી આવૃત્તિ) | મિ. એ. ડી. શાહ | મે. એન. એ. શાહ, માધવબાગ પાસે, અમદાવાદ | ૪—૦—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૩૪ | પ્રવાસનાં સંસ્મરણો (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. આર. એમ. ત્રિવેદી | મિ. આર. એમ. ત્રિવેદી, બ્રાહ્મણ મિત્રમંડળ સોસાયટિ, અમદાવાદ | ૧—૦—૦ | ,, |
| ૩૫ | હિંદનાં વિદ્યાપીઠો પ્રાચીન અને મધ્યકાલીન ભાગ ૧ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૮—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૩૬ | મોન્ટેસોરી સિદ્ધાંતોએ વ્યાકરણ શિક્ષણ (પહેલી આવૃત્તિ) | મિ. એસ. કે પટેલ | મિ. સોમાભાઈ કીશાભાઈ પટેલ, સુણાવ, જિલ્લે ખેડા | ૦—૧૨—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૩૭ | મોન્ટેસોરી સિદ્ધાંતોએ ગણિત શિક્ષણ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૩૮ | પીડિતાની કથાઓ ,, | મિ. રજનીકાન્ત મહેતા | નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ | ૧—૦—૦ કાગળનું પૂંઠું<br>૧—૪—૦ લુગડાનું પૂંઠું | ,, |
| ૩૯ | એડિસનનું જીવનચરિત્ર (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. જી. પી. ઓગલે | મિ. જી. પી. ઓગલે, ઓગલવાડી, જિલ્લે સતારા | ૨—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી.
ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

: ... મુખ્ય ઇન્સ. સાહેબના તા. ૨૯-૧૧-૧૯૩૪ ના પત્ર નં. ૧૦૮૪૦ માં કરેલી સૂચનાનુસાર.)

# છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ

ઉ. ભા. માં સને ૧૯૩૪ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદીઃ—

| નં | નામ | માર્ક | નં | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | અમદાવાદ સેન્ટર | | ૨૮ | અંબાલાલ જેઠાલાલ જોષી | ૩૨૦ |
| | | | ૨૮ | પુંજાભાઈ ધુળાભાઈ ખુએલ | ૩૨૦ |
| ૧ | મહમદભાઈ ઉમરભાઈ મુળીઆ | ૩૯૫ | ૩૦ | રતિલાલ મોહનલાલ શાહ | ૩૧૯ |
| | | | ૩૧ | ગીલ્બર્ટ યુસુફ કાર્પેન્ટર | ૩૧૮ |
| ૨ | ચંદુલાલ મોહનલાલ પંડ્યા | ૩૮૫ | ૩૨ | નટવરલાલ શંકરલાલ પંડ્યા | ૩૧૬ |
| ૩ | દરમાનભાઈ ત્રિકમભાઈ પટેલ | ૩૮૪ | ૩૩ | મોતીલાલ રણછોડ ખ્રિસ્તી | ૩૧૩ |
| ૪ | મુળશંકર નાગજી રાજગુરુ | ૩૮૧ | ૩૩ | શિવપ્રસાદ ગુણવંતરાય રાવળ | ૩૧૩ |
| ૫ | શામળદાસ રેવાભાઈ પટેલ | ૩૭૯ | ૩૩ | જીવા છવાભાઈ પટેલ | ૩૧૩ |
| ૫ | શાન્તિલાલ છોટાલાલ સોની | ૩૭૯ | ૩૬ | વીરસીંગ કલાવા ઝારેલ | ૩૧૨ |
| ૭ | સોભાગચંદ નરસિંહદાસ પરમાર | ૩૭૫ | ૩૭ | શંકરલાલ છગનલાલ ભટ્ટ | ૩૧૧ |
| ૮ | નાથુભાઈ મુળચંદભાઈ પટેલ | ૩૭૨ | ૩૮ | છોટાલાલ છગનલાલ ત્રિવેદી | ૩૧૦ |
| ૯ | મણીલાલ મોતીલાલ પંડ્યા | ૩૫૯ | ૩૮ | નટવરલાલ હીરાલાલ શેઠ | ૩૧૦ |
| ૧૦ | મગનલાલ ભગવાનદાસ જોષી | ૩૫૮ | ૩૮ | ત્રિકમલાલ મણીલાલ શાહ | ૩૧૦ |
| ૧૧ | શામનલાલ મોહનલાલ સોની | ૩૫૫ | ૪૧ | અંબાલાલ શંકરલાલ સાગર | ૩૦૯ |
| ૧૨ | મગનજી કાળાજી મેકવાણ | ૩૪૬ | ૪૧ | વિષ્ણુપ્રસાદ સાંકળેશ્વર પાઠક | ૩૦૯ |
| ૧૨ | વાડીલાલ લલ્લુભાઈ શાહ | ૩૪૬ | ૪૩ | મણિલાલ મગનલાલ ભટ્ટ | ૩૦૮ |
| ૧૪ | નર્મદાશંકર તુળશીરામ વ્યાસ | ૩૪૫ | ૪૪ | અમૃતલાલ મગનલાલ લલ્લુદાસ શાહ | ૩૦૭ |
| ૧૫ | હીરાલાલ ઓઘડલાલ જાની | ૩૪૩ | | | |
| ૧૬ | ધીરજલાલ દલસુખદાસ શાહ | ૩૪૦ | ૪૭ | મનોરજી ખેમાજી મકોડ | ૩૦૭ |
| ૧૭ | મુળજીભાઈ છગનલાલ પટેલ | ૩૩૯ | ૪૭ | નાનિએલ સાવધાન ચીદાણુ | ૩૦૭ |
| ૧૮ | ઈસાભાઈ ઈબ્રાહીમ ખુકઆઇન્ટર | ૩૩૮ | ૪૬ | રવાભાઈ ગોવાભાઈ સુતાર | ૩૦૫ |
| | | | ૪૮ | હરગોવન રણછોડદાસ શાહ | ૩૦૩ |
| ૧૯ | નર્મદાશંકર વલ્લભરામ જાની | ૩૩૭ | ૪૯ | પ્રભુરામ બળદેવરામ ઠાકર | ૩૦૧ |
| ૨૦ | મણીલાલ ડુંગરદાસ શાહ | ૩૩૬ | ૫૦ | માધુ શંકરભાઈ પટેલ | ૩૦૦ |
| ૨૧ | ધર્માભાઈ પાનાભાઈ પટેલ | ૩૨૯ | ૫૧ | નારણ કોવા પટેલ | ૨૯૮ |
| ૨૧ | રવિશંકર હરિશંકર પંડ્યા | ૩૨૯ | ૫૨ | નીતુભાઈ ડાહ્યાભાઈ શાહ | ૨૯૭ |
| ૨૩ | લાલજી કાળીદાસ પરમાર | ૩૨૭ | ૫૩ | પીતાંબર સીતારામ બારોટ | ૨૯૬ |
| ૨૪ | જ્યાનંદ લલ્લાશંકર જાની | ૩૨૬ | ૫૩ | રમણલાલ અમૃતલાલ જોષી | ૨૯૬ |
| ૨૫ | તીમોથી દલાજી ખ્રિસ્તી | ૩૨૩ | ૫૫ | ગીન્યાગીન લાલા પરમાર | ૨૯૫ |
| ૨૬ | રામાભાઈ ભાઈચંદ પટેલ | ૩૨૨ | ૫૫ | પુનમચંદ મુળજીદાસ ગાંધી | ૨૯૫ |
| ૨૭ | ગીલ્બર્ટ સુલેમાન ક્રિશ્ચન | ૩૨૧ | ૫૫ | રમણિક ગમાજી મકવાણા | ૨૯૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૮ | નવલસિંહ કાળુસિંહ રહેવર | ૨૯૪ | ૯૭ | પીટર ગલજી ભગાત | ૨૬૮ |
| ૫૮ | પ્રહ્લાદ સોકળચંદ નાયક | ૨૯૪ | ૯૭ | સોમચંદ શંકરલાલ શ્રીમાળી | ૨૬૮ |
| ૬૦ | હીરાજી માના કલાશવા | ૨૯૩ | ૯૭ | સુંદરલાલ કેશવલાલ ત્રિવેદી | ૨૬૮ |
| ૬૧ | સિસ્ટર ડાલ્યા દમેશા | ૨૯૧ | ૧૦૦ | હીંમતલાલ ઉમીઆશંકર દવે | ૨૬૬ |
| ૬૨ | માવા વજા અસારી | ૨૮૯ | ૧૦૦ | હીંમનલાલ નર્મદાશંકર રાવળ | ૨૬૬ |
| ૬૨ | જયશંકર ડાહ્યાશંકર ગોર | ૨૮૯ | ૧૦૦ | જીવાભાઈ રામચંદભાઇ પટેલ | ૨૬૬ |
| ૬૨ | મોતમલાલ મણીલાલ દવે | ૨૮૯ | ૧૦૦ | નારણભાઈ મથુરભાઈ પટેલ | ૨૬૬ |
| ૬૫ | નાથાભાઈ મોતીભાઈ પટેલ | ૨૮૭ | ૧૦૪ | ડાહ્યાલાલ જમનાદાસ | ૨૬૫ |
| ૬૬ | છબીલલાલ રેવાશંકર દવે | ૨૮૬ | | ભાવસાર | |
| ૬૬ | ગીરજાશંકર જેશંકર દવે | ૨૮૬ | ૧૦૪ | રમણલાલ હરગોવન ભટ્ટ | ૨૬૫ |
| ૬૮ | જોરાવરસિંહ માધુસિંહજી | ૨૮૪ | ૧૦૬ | ગફુર મહેમદ બાકરોલીઆ | ૨૬૪ |
| | ગઢોડ | | ૧૦૭ | અંબાલાલ માધવલાલ જોષી | ૨૬૩ |
| ૬૯ | રામરતનદાસ લક્ષ્મણદાસ સાધુ | ૨૮૩ | ૧૦૭ | મણીલાલ મોતીભાઈ | ૨૬૩ |
| ૬૯ | હીરાભાઈ રામાભાઈ પટેલ | ૨૮૩ | | મનોરભાઈ પટેલ | |
| ૭૧ | ઈશ્વરલાલ મોતીલાલ પટેલ | ૨૮૨ | ૧૦૯ | ચતુરજી જીવાજી મકવાણા | ૨૬૨ |
| ૭૧ | નરસિંહદાસ કાશીરામ વૈષ્ણવ | ૨૮૨ | ૧૧૦ | અંબાલાલ મુળજીભાઈ પાઠક | ૨૬૧ |
| ૭૩ | માર્કંડશંકર નાગણશંકર પંડયા | ૨૮૧ | ૧૧૦ | ભગવાનજી જીભાઈ બારોટ | ૨૬૧ |
| ૭૩ | શાંતિલાલ સોમેશ્વર શુકલ | ૨૮૧ | ૧૧૦ | નવીનચંદ્ર મણીલાલ પંડયા | ૨૬૧ |
| ૭૫ | પ્રભુભાઈ રણછોડભાઈ પટેલ | ૨૮૦ | ૧૧૩ | બાપુલાલ સારાભાઇ પટેલ | ૨૬૦ |
| ૭૬ | મીમનલાલ ગોપીનાથ જોષી | ૨૭૯ | ૧૧૩ | ગાબ્રીઅલ મંગળદાસ વિનોદ | ૨૬૦ |
| ૭૬ | ધુળાભાઈ જીવાભાઈ બારોટ | ૨૭૯ | ૧૧૫ | રસુલભાઇ ઉમરભાઇ મનસુરી | ૨૫૮ |
| ૭૬ | નારણભાઈ કેવળદાસ પટેલ | ૨૭૯ | ૧૧૬ | ધુળાભાઇ મગનલાલ જાની | ૨૫૭ |
| ૭૬ | સોમગર ગોપાળગર અતિત | ૨૭૯ | ૧૧૬ | પાઉલ રામાભાઇ વાઘેલા | ૨૫૭ |
| ૮૦ | અમૃતલાલ અંબાલાલ પટેલ | ૨૭૮ | ૧૧૬ | શંકરલાલ સાકળેશ્વર ત્રિવેદી | ૨૫૭ |
| ૮૦ | મંગળજી ધનેશ્વર અધ્વર્યુ | ૨૭૮ | ૧૧૯ | અનુપ્રસાદ ભાઇશંકર દવે | ૨૫૬ |
| ૮૨ | શંકરલાલ ચુનીલાલ દવે | ૨૭૭ | ૧૧૯ | આદિતરામ દામોદર | ૨૫૬ |
| ૮૩ | એરીક ગીરધરભાઈ પટેલ | ૨૭૫ | | ઉપાધ્યાય | |
| ૮૩ | પુરસોત્તમ મોહનલાલ ત્રિવેદી | ૨૭૫ | ૧૧૯ | મણિલાલ મંગળદાસ પટેલ | ૨૫૬ |
| ૮૫ | રમજુજી મહમુજી મુમ્ના | ૨૭૪ | ૧૧૯ | માનસીંગ ગણાજી સોલંકી | ૨૫૬ |
| ૮૬ | ગણપતરામ ત્રિકમજી જોષી | ૨૭૩ | ૧૨૩ | મણિલાલ નાથાલાલ પટેલ | ૨૫૪ |
| ૮૬ | નરસિંહદાસ સદારામ શ્રીમાળી | ૨૭૩ | ૧૨૩ | મહમદમીઆં ઉમરમીઆં | ૨૫૪ |
| ૮૬ | તુળસીદાસ નાગરદાસ કાતીઆ | ૨૭૩ | | મલેક | |
| ૮૯ | નરસિંહદાસ નાગરદાસ પરમાર | ૨૭૨ | ૧૨૩ | પનાલાલ મણીશંકર ઠાકર | ૨૫૪ |
| ૯૦ | કરસનદાસ વાઘજીભાઈ બારોટ | ૨૭૧ | ૧૨૩ | સોમાલાલ હીરાલાલ ગાંધી | ૨૫૪ |
| ૯૦ | કમળાશંકર કાંતીલાલ દવે | ૨૭૧ | ૧૨૭ | બહેચર કાળા ભરવાડ | ૨૫૨ |
| ૯૦ | વસંતલાલ પ્રેમચંદ શાહ | ૨૭૧ | ૧૨૭ | દેવશંકર બીજલાલ દવે | ૨૫૨ |
| ૯૩ | બબાજી રાયજી સોલંકી | ૨૭૦ | ૧૨૭ | નટવરલાલ જીવણલાલ પટેલ | ૨૫૨ |
| ૯૩ | મગનલાલ હીરાલાલ જોષી | ૨૭૦ | ૧૨૭ | રતનસંગ મોતીજી ચૌહાણ | ૨૫૨ |
| ૯૩ | પરસોતમ છગનભાઈ પટેલ | ૨૭૦ | ૧૨૭ | રૂપાજી રામાજી પટેલ | ૨૫૨ |
| ૯૬ | સોમાજી રૂપાજી મોથાળીઆ | ૨૬૯ | ૧૩૨ | વિરમશી રૈયા સંગાણી | ૨૫૧ |

| | | |
|---|---|---|
| ૧૩૩ | દીપાશંકર મોતીભાઇ દવે | ૨૫૦ |
| ૧૩૩ | મંગળદાસ મણીલાલ શાહ | ૨૫૦ |
| ૧૩૩ | મુળજીભાઇ સુંદરભાઇ વણકર | ૨૫૦ |
| ૧૩૩ | મોરલીધર છગનલાલ ઉપાધ્યાય | ૨૫૦ |
| ૧૩૩ | વહાલા લીલા પટેલ | ૨૫૦ |
| ૧૩૮ | લખાભાઈ રેવાભાઈ પટેલ | ૨૪૯ |
| ૧૩૮ | નરસિંહ હરગોવિંદ મહેતા | ૨૪૯ |
| ૧૪૦ | લખાભાઈ કરસનજી પરમાર | ૨૪૮ |
| ૧૪૦ | શોભચંદ કરસનદાસ ચાવડા | ૨૪૮ |
| ૧૪૦ | વેણા હાથી પટેલ | ૨૪૮ |
| ૧૪૩ | ગજાનન માણેકલાલ ભટ્ટ | ૨૪૭ |
| ૧૪૩ | લાલજી પીતાંબર પરમાર | ૨૪૭ |
| ૧૪૫ | છોટાલાલ માણેકચંદ ગાંધી | ૨૪૬ |
| ૧૪૫ | જેશીંગ ધીરાભાઇ દેસાઈ | ૨૪૬ |
| ૧૪૭ | છગનલાલ મોહનલાલ પટેલ | ૨૪૪ |
| ૧૪૭ | પરશોતમ છીબાભાઇ પટેલ | ૨૪૪ |
| ૧૪૭ | રમણલાલ જેઠાલાલ ભટ્ટ | ૨૪૪ |
| ૧૫૦ | ફૈજમહમદ સાહેબખાન નાગોરી | ૨૪૩ |
| ૧૫૦ | જેઠાલાલ પ્રભાશંકર દ્વિવેદી | ૨૪૩ |
| ૧૫૨ | નટવરલાલ મોહનલાલ પટેલ | ૨૪૧ |
| ૧૫૩ | ભોગીલાલ નહાલચંદ શાહ | ૨૪૦ |
| ૧૫૩ | ગીરધરભાઇ છગનભાઈ પટેલ | ૨૪૦ |
| ૧૫૩ | શીવાભાઇ રેવાભાઈ પટેલ | ૨૪૦ |
| ૧૫૬ | બાપુભાઈ ગંગારામ લોલડીઆ | ૨૩૯ |
| ૧૫૬ | ડાહ્યાભાઈ જયરામભાઇ પાગાંદ | ૨૩૯ |
| ૧૫૬ | ગીરધરલાલ નાથાલાલ ઠક્કર | ૨૩૯ |
| ૧૫૬ | દેસાંગ્ટન માર્ટીન ઠક્કર | ૨૩૯ |
| ૧૫૬ | ભોગાભાઇ ગબાચંદ મહેતા | ૨૩૯ |
| ૧૫૬ | રાજેશંકર અમૃતલાલ વ્યાસ | ૨૩૯ |
| ૧૬૨ | ભાગળદાસ પુજારામ પંડ્યા | ૨૩૮ |
| ૧૬૩ | ગજાનન શંકરલાલ મહેતા | ૨૩૭ |
| ૧૬૩ | મહેબુબમીઆં ઈમામબક્ષ તીરમીઝી | ૨૩૭ |
| ૧૬૩ | રઘનાથરાય નાથાલાલ વ્યાસ | ૨૩૭ |
| ૧૬૬ | ભવાનસીંગ રતનજી ઠાકોર | ૨૩૫ |
| ૧૬૬ | મોહનભાઈ કાળાભાઈ પટેલ | ૨૩૫ |
| ૧૬૮ | મહમદખાન મુગલખાન ઘોરી | ૨૩૩ |
| ૧૬૯ | કચરાભાઇ ત્રિકમલાલ પરમાર | ૨૩૨ |
| ૧૬૯ | રમણલાલ ચંદુલાલ ત્રિવેદી | ૨૩૨ |
| ૧૭૧ | ગીરજાશંકર ગૌરીશંકર રાવળ | ૨૩૦ |
| ૧૭૧ | હરગોવિંદ અમૃતલાલ પુરોહિત | ૨૩૦ |
| ૧૭૧ | માધુસિંહ કાળુસિંહ રાઠોડ | ૨૩૦ |
| ૧૭૧ | પોપટલાલ છગનલાલ ત્રવાડી | ૨૩૦ |
| ૧૭૫ | માધુલાલ વેણીદાસ પટેલ | ૨૨૮ |
| ૧૭૬ | કાંતિલાલ હરગોવિંદ ઉપાધ્યાય | ૨૨૭ |
| ૧૭૭ | લક્ષ્મીશંકર વનમાળીદાસ વ્યાસ | ૨૨૧ |
| ૧૭૮ | અંબાલાલ માધાભાઇ પટેલ | ૨૦૯ |

## ખેતીવાડી બાયસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | શંકરલાલ તળસીભાઈ પટેલ | ૩૬૫ |
| ૨ | રણછોડભાઇ કાળીદાસ પટેલ | ૩૪૯ |
| ૩ | મોહનલાલ નારણદાસ ઠક્કર | ૩૩૩ |
| ૪ | મગનભાઈ પુરુષોત્તમદાસ પટેલ | ૩૨૫ |
| ૫ | નટવરલાલ ઓત્તમભાઇ પટેલ | ૩૧૭ |
| ૬ | ચુનીલાલ કાશીભાઈ પટેલ | ૨૯૧ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | વલીમહમ્મદ નન્નુભાઈ મોમીન | ૩૦૧ |
| ૨ | નબીબક્ષ અહમદજી છીપા | ૨૭૪ |
| ૩ | અસારખા હસનઅલી શેખ | ૨૬૫ |
| ૪ | આલીમ મહમ્મદ વોરા | ૨૫૭ |
| ૫ | અબ્દુલરઝાક અબ્દુલરસુલ શેખ | ૨૪૨ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | માઇનુદ્દીન અબ્દુલરસુલ અનસારી | ૮૮૬ |
| ૨ | અહમદ યુસુફભાઈજી પટેલ | ૪૧૧ |
| ૩ | કરીમુદ્દીન સમસુદ્દીન મલેક | ૪૦૦ |
| ૪ | અસગરહુસેન સૈયદ અહમદ બુખારી | ૩૮૨ |
| ૫ | મનઝૂરહુસેન હૈદરહુસેન બુખારી | ૩૫૩ |
| ૬ | યાકુબખાન હુસેનખાન પઠાણ | ૩૨૨ |

| | | |
|---|---|---|
| ૭ | નવાંઝખાન ભીખાંખાન પઠાણ | ૩૧૮ |
| ૮ | મીયાભાઈ અમીજી શેખ | ૩૧૭ |
| ૯ | સૈયદ કાસમઅલી હસનઅલી બુખારી | ૩૦૯ |
| ૧૦ | ગ્યાસુદ્દીન ફ્ઝલુદ્દીન કાઝી | ૩૦૪ |
| ૧૧ | ડોસુમીઆં સદુમીઆં બાથી | ૩૦૨ |
| ૧૨ | સુલેમાન અલારખ સુતાર | ૩૦૦ |
| ૧૩ | મુસાબક્ષ ભાઈજી પટેલ | ૨૯૮ |
| ૧૪ | દીલાવર, જીવામીઆં શેખ | ૨૯૨ |
| ૧૫ | અહમદમીઆં, મહમદમીઆં ચૌહણ | ૨૮૭ |
| ૧૬ | સલાહુદ્દીન બનુમીઆં સૈયદ | ૨૮૧ |
| ૧૭ | ઉસમાન છદુભાઇ મલેક | ૨૭૫ |
| ૧૮ | આદમ ડોસાભાઈ અછાવા | ૨૭૦ |
| ૧૯ | ગુલામમહમ્મદ ઉસ્માનભાઈ ચુડગર | ૨૬૯ |
| ૨૦ | લાલામીઆં સરદારમીઆં મલેક | ૨૬૩ |
| ૨૧ | આબેદહુસેન સજાદહુસેન બુખારી | ૨૬૦ |
| ૨૨ | રસુલભાઈ અલીભાઈ ભાડ્રી | ૨૫૯ |

## નડિઆદ સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | શાંતિલાલ મોતીલાલ શાહ | ૪૫૦ |
| ૨ | છદુપ્રસાદ અંબાલાલ મહેતા | ૪૨૦ |
| ૩ | રમણલાલ સોમાભાઇ તલાટી | ૪૧૧ |
| ૪ | શ તિલાલ મોહનલાલ શાહ | ૪૦૬ |
| ૫ | છોટાભાઇ રામદાસભાઇ પટેલ | ૪૦૪ |
| ૬ | જેહાભાઇ ફુલાભાઇ પટેલ | ૪૦૧ |
| ૭ | કાંતિલાલ મોહનલાલ શાહ | ૩૭૬ |
| ૮ | મથુરભાઇ પુરષોત્તમ કુંભાર | ૩૬૭ |
| ૯ | નરસિંહભાઇ મોતીભાઇ પટેલ | ૩૬૬ |
| ૧૦ | ગોરધનભાઇ શનાભાઇ પટેલ | ૩૫૭ |
| ૧૧ | કનૈયાલાલ પુંજાલાલ શાહ | ૩૪૪ |
| ૧૧ | અમરીતલાલ માણેકલાલ ઠાકર | ૩૪૪ |
| ૧૩ | શનાભાઈ ત્રીકમભાઇ પટેલ | ૩૩૭ |
| ૧૪ | નરહરિલાલ હીરાલાલ શાહ | ૩૩૪ |
| ૧૫ | રમણલાલ ડાહ્યાભાઈ શાહ | ૩૩૨ |
| ૧૬ | ચોહાન યુલીઅસ કેથોલીક | ૩૨૯ |
| ૧૬ | ભાનુશંકર માણેકલાલ ચતુરવેદી | ૩૨૯ |
| ૧૮ | હરિભાઈ રણછોડભાઇ પટેલ | ૩૨૫ |
| ૧૯ | પાઉલ ચોહાન કેથોલીક | ૩૨૪ |
| ૧૯ | મંગળભાઈ શ્રીધરભાઈ પટેલ | ૩૨૪ |
| ૨૧ | થોમસ ફિલિપ કેથોલીક | ૩૨૩ |
| ૨૨ | છોટાભાઈ હરિભાઈ પટેલ | ૩૨૨ |
| ૨૩ | જશુભાઇ નારણલાલ ભટ્ટ | ૩૧૭ |
| ૨૪ | અંબાલાલા જેહાભાઇ પટેલ | ૩૧૬ |
| ૨૪ | ઉદેસીંગ વીરાભાઇ વડોદીઆ | ૩૧૬ |
| ૨૬ | બુધાભાઇ મંગળભાઇ બારૈયા | ૩૧૫ |
| ૨૬ | પુનમલાલ સાંકળેશ્વર જોષી | ૩૧૫ |
| ૨૬ | શંકરભાઇ જીવનભાઇ પટેલ | ૩૧૫ |
| ૨૯ | દેસાઈભાઇ મોટાભાઇ બારૈયા | ૩૧૨ |
| ૩૦ | કાળીદાસ સોમાભાઇ કુંભાર | ૩૧૧ |
| ૩૦ | ધીરજલાલ મંગળદાસ લુહાર | ૩૧૧ |
| ૩૦ | નારણભાઇ શીવાભાઇ પટેલ | ૩૧૧ |
| ૩૩ | મહીજીભાઇ ધુળાભાઇ સોલંકી | ૩૧૦ |
| ૩૪ | ફેલીક્સ વિક્ટર કેથોલીક | ૩૦૯ |
| ૩૪ | અંબાલાલ પ્રભુદાસ પટેલ | ૩૦૯ |
| ૩૪ | ભોગીલાલ દલપતરામ ઠાકર | ૩૦૯ |
| ૩૭ | ડોસુમીઆ વલીમીઆ કાઝી | ૩૦૮ |
| ૩૮ | અર્નેસ્ટ કહાનજી ખ્રિસ્તી | ૩૦૬ |
| ૩૮ | હરિહર મણીલાલ ત્રિવેદી | ૩૦૬ |
| ૪૦ | જગસિંહ અભેસિંહ રબારી | ૩૦૫ |
| ૪૦ | ધીરજલાલ ચીમનલાલ સોની | ૩૦૫ |
| ૪૦ | ચંદુલાલ છોટાલાલ ઠક્કર | ૩૦૫ |
| ૪૩ | કાંતિલાલ મથુરભાઇ પટેલ | ૩૦૪ |
| ૪૩ | મણિભાઇ વલ્લવભાઇ પટેલ | ૩૦૪ |
| ૪૫ | રતિલાલ હરગોવનદાસ શાહ | ૩૦૩ |
| ૪૬ | શનાભાઇ ખોડાભાઇ ભોઇ | ૩૦૨ |
| ૪૭ | મગનલાલ શંકરલાલ વાળંદ | ૩૦૧ |
| ૪૮ | ફુલાભાઇ પુંજાભાઇ બારૈયા | ૩૦૦ |
| ૪૮ | કાસમમીઆ બકોરમીઆ બેલીમ | ૩૦૦ |
| ૫૦ | રણછોડભાઇ શનાભાઇ ચાવડા | ૨૯૯ |
| ૫૦ | કાંતિલાલ શનાભાઇ પટેલ | ૨૯૯ |
| ૫૨ | શકરાભાઇ જેશંગભાઈ બારૈયા | ૨૯૮ |
| ૫૨ | સુનીલાલ ત્રીકમભાઇ પટેલ | ૨૯૮ |
| ૫૨ | મણિભાઈ કાળીદાસ પટેલ | ૨૯૮ |

| | | |
|---|---|---|
| ૫૫ | પાઉલ ઇમેનુએલ પરમાર | ૨૯૭ |
| ૫૫ | અબ્દુલભાઇ રેહમાનભાઇ વ્હોરા | ૨૯૭ |
| ૫૭ | નણિભાઇ ફુલાભાઇ પટેલ | ૨૯૬ |
| ૫૮ | અબ્બાસમીઆ અકબરમીઆ ચોહાણ | ૨૯૫ |
| ૫૮ | સોમાભાઇ ફુલાભાઇ ઠક્કર | ૨૯૫ |
| ૫૮ | મોહન પ્રેમદાસ વૈષ્ણવબાવા | ૨૯૫ |
| ૬૧ | રણછોડભાઇ મોટાભાઈ બારૈયા | ૨૯૩ |
| ૬૧ | કાંતિલાલ ગીરધરલાલ ભટ્ટ | ૨૯૩ |
| ૬૧ | નર્મદાશંકર દેવશંકર ભટ્ટ | ૨૯૩ |
| ૬૪ | ભીખાભાઈ કાભાઈ બારૈયા | ૨૯૨ |
| ૬૪ | નટવરલાલ ગોકળદાસ શાહ | ૨૯૨ |
| ૬૬ | રૂપાજી સોમાજી ગોહીલ | ૨૯૧ |
| ૬૬ | ચતુરભાઈ છોટાભાઈ પટેલ | ૨૯૧ |
| ૬૬ | રણછોડભાઈ મોતીભાઈ પટેલ | ૨૯૧ |
| ૬૯ | જયંતિલાલ છગનલાલ દવે | ૨૯૦ |
| ૬૯ | અંબાલાલ મોતીભાઈ પટેલ | ૨૯૦ |
| ૬૯ | બાબુભાઈ હીરાલાલ શાહ | ૨૯૦ |
| ૭૨ | રમણલાલ જેભાઇ બારોટ | ૨૮૯ |
| ૭૩ | રેહમાનભાઇ ભાઇલાલભાઇ પટેલ | ૨૮૮ |
| ૭૪ | ઇશ્વરલાલ નરોત્તમ ભટ્ટ | ૨૮૭ |
| ૭૪ | જ્યોર્જ સોમાભાઇ ખ્રિસ્તી | ૨૮૭ |
| ૭૪ | દાજાભાઈપાદસંગભાઇ પરમાર | ૨૮૭ |
| ૭૪ | નટવરલાલ ભોગીલાલ પટેલ | ૨૮૭ |
| ૭૪ | ગલાભાઈ કેશવલાલ શેલત | ૨૮૭ |
| ૭૯ | યેસફ ત્રિકમ કેથોલીક | ૨૮૬ |
| ૭૯ | હનુમાનભાઇ મંગળભાઇ પટેલ | ૨૮૬ |
| ૭૯ | ઇશ્વરભાઇ સોમાભાઇ પટેલ | ૨૮૬ |
| ૭૯ | ચંદુલાલ ચુનીલાલ ઠાકર | ૨૮૬ |
| ૭૯ | મણિલાલ પુરષોત્તમ ઠક્કર | ૨૮૬ |
| ૮૪ | રાયજી ફુલાજી ખાંટ | ૨૮૫ |
| ૮૪ | નટવરલાલ મણીલાલ શાહ | ૨૮૫ |
| ૮૪ | જીવણલાલ બાપુલાલ ઠક્કર | ૨૮૫ |
| ૮૭ | મગનજી સોમાજી બારૈયા | ૨૮૪ |
| ૮૭ | શિવાભાઈ જગનાથ દવે | ૨૮૪ |
| ૮૭ | ઇશ્વરભાઈ ખુશાલભાઇ પટેલ | ૨૮૪ |
| ૮૭ | શાંતિલાલ માણેકલાલ શાહ | ૨૮૪ |
| ૯૧ | ચંદુલાલ મણીલાલ ધોરા | ૨૮૩ |
| ૯૧ | રામભાઇ ઇશ્વરભાઇ પટેલ | ૨૮૩ |
| ૯૩ | હીરાલાલ નવજીભાઇ ગોહીલ | ૨૮૨ |
| ૯૩ | લક્ષ્મણસિંહ મોહનસિંહ રાવળજી | ૨૮૨ |
| ૯૩ | સોમાભાઇ બાપુજી શાહ | ૨૮૨ |
| ૯૩ | રામાભાઇ રણછોડભાઇ વાઘરી | ૨૮૨ |
| ૯૭ | અમીનમીઆ પુંજામીઆ મલેક | ૨૮૧ |
| ૯૭ | નાગરભાઇ હાથીભાઇ પરમાર | ૨૮૧ |
| ૯૭ | શાન્તિલાલ લલ્લુભાઇ શાહ | ૨૮૧ |
| ૧૦૦ | શંકરભાઈ જોઇતાભાઈ પટેલ | ૨૮૦ |
| ૧૦૧ | સુલેમાન મુળજીભાઇ ખ્રિસ્તી | ૨૭૯ |
| ૧૦૧ | કરમાનભાઇ ફુલાભાઈ કુંભાર | ૨૭૯ |
| ૧૦૧ | અંબાલાલ મનસુખરામ તપોધન | ૨૭૯ |
| ૧૦૪ | ગોરધનભાઈ ફુલાભાઈ પટેલ | ૨૭૮ |
| ૧૦૪ | ગુણવંતરાય બાપાલાલ પટેલ | ૨૭૮ |
| ૧૦૪ | મોહનલાલ ઝીણાભાઈ વાળંદ | ૨૭૮ |
| ૧૦૭ | ચુનીલાલ રણછોડદાસ કુંભાર | ૨૭૭ |
| ૧૦૭ | રાઇજીભાઇજીલમભાઈ સોલંકી | ૨૭૭ |
| ૧૦૭ | કંચનલાલ ભીખાભાઇ સોની | ૨૭૭ |
| ૧૦૭ | રમણલાલ કેશવલાલ સોની | ૨૭૭ |
| ૧૦૭ | અંબાલાલ રણછોડભાઈ ઠાકર | ૨૭૭ |
| ૧૧૨ | પ્રભાતસીંગ જીવાભાઈ ગરાશીઆ | ૨૭૬ |
| ૧૧૨ | માણેકલાલ ખોડીદાસ મેહતા | ૨૭૬ |
| ૧૧૨ | ભવાનીશંકર રામચંદ્ર પાઠક | ૨૭૬ |
| ૧૧૫ | ફુલાભાઇ સોમભાઇ બીન ખડુભાઇ પટેલ | ૨૭૫ |
| ૧૧૫ | જયંતિલાલ બાલાશંકર પાઠક | ૨૭૫ |
| ૧૧૭ | આશાભાઇ ચતુરભાઈ પટેલ | ૨૭૩ |
| ૧૧૭ | ઉસમાનમીઆ લાલમીઆ મેમદ | ૨૭૩ |
| ૧૧૯ | છોટાલાલ કાશીભાઈ બારોટ | ૨૭૨ |
| ૧૨૦ | કેશવલાલ સોમાભાઈ પટેલ | ૨૭૧ |
| ૧૨૦ | પુરષોત્તમભાઇ શીવાભાઈ પટેલ | ૨૭૧ |
| ૧૨૦ | અમૃતલાલ છોટાલાલ શાહ | ૨૭૧ |
| ૧૨૦ | નટવરલાલ કેશવલાલ શાહ | ૨૭૧ |
| ૧૨૪ | અંબાલાલ લલ્લુભાઈ પટેલ | ૨૭૦ |
| ૧૨૫ | ગાયાજી નારણજી બારૈયા | ૨૬૯ |
| ૧૨૫ | મોહનલાલ મોતીલાલ ચાંપા. | ૨૬૯ |
| ૧૨૫ | મણીલાલ માણેકલાલ જાની | ૨૬૯ |

| | | |
|---|---|---|
| ૨૬૬ | મોતીજી હાથીજી વાઘેલા | ૨૩૨ |
| ૨૬૬ | અબ્દુલભાઇ અરમલભાઇ વહોરા | ૨૩૨ |
| ૨૭૪ | ઇંદ્રસિંહ ઉદયસિંહ છાસટીઆ | ૨૩૧ |
| ૨૭૪ | ગાવાજી માનસંગ દોઢીઆ | ૨૩૧ |
| ૨૭૪ | મોહનભાઇ ભીખાભાઇ કાછીઆ | ૨૩૧ |
| ૨૭૪ | ફુલાભાઇ બાપુજીભાઈ પટેલ | ૨૩૧ |
| ૨૭૪ | કાન્તિભાઈ કાશીભાઇ પટેલ | ૨૩૧ |
| ૨૭૪ | પુરષોત્તમભાઇ નાથાભાઇ પટેલ | ૨૩૧ |
| ૨૭૪ | ગણેશ કાળાભાઇ વણકર | ૨૩૧ |
| ૨૮૧ | સુલેમાન લુકભાઈ ખ્રિસ્તી | ૨૩૦ |
| ૨૮૧ | સાઈલાલ ડાહ્યાભાઇ પટેલ | ૨૩૦ |
| ૨૮૧ | ડાહ્યાભાઈ પુરષોત્તમદાસ પટેલ | ૨૩૦ |
| ૨૮૧ | નાથાભાઇ ઇચ્છાભાઇ પટેલ | ૨૩૦ |
| ૨૮૧ | સોમાભાઈ શીવાભાઈ પટેલ | ૨૩૦ |
| ૨૮૧ | રતનલાલ શંકરલાલ વાળંદ | ૨૩૦ |
| ૨૮૭ | હીકમતમીઆ મહમદમીઆ મલેક | ૨૨૯ |
| ૨૮૭ | મીરસાબમીઆ પુંજામીઆ મલેક | ૨૨૯ |
| ૨૮૭ | રેવાજી શંકરજી પાટણવાડીઆ | ૨૨૯ |
| ૨૮૭ | અંબાલાલ મથુરભાઈ પટેલ | ૨૨૯ |
| ૨૮૭ | ચુનીલાલ ઝવેરભાઈ બીન હરિભાઇ પટેલ | ૨૨૯ |
| ૨૮૭ | મગનભાઇ બેહેચરભાઇ પટેલ | ૨૨૯ |
| ૨૮૭ | રણછોડભાઇ પુરષોત્તમભાઇ પટેલ | ૨૨૯ |
| ૨૮૭ | ઉદેસંગ દાજીભાઇ રાણા | ૨૨૯ |
| ૨૮૭ | રામજીભાઇ છગનભાઇ વાળંદ | ૨૨૯ |
| ૨૯૬ | કાન્તિલાલ હરિલાલ બ્રહ્મભટ્ટ | ૨૨૮ |
| ૨૯૬ | ભીમસીંગ રાયસીંગ રાવળજી | ૨૨૮ |
| ૨૯૬ | અંબાલાલ હેમાભાઇ વાળંદ | ૨૨૮ |
| ૨૯૯ | મોતીભાઇ જીગાભાઇ બારૈયા | ૨૨૭ |
| ૨૯૯ | અંબાલાલ ઝવેરભાઇ કણબી | ૨૨૭ |
| ૨૯૯ | શાલિગરામ મગનલાલ પંડ્યા | ૨૨૭ |
| ૨૯૯ | ઇશ્વરભાઇ હરમાનભાઇ પટેલ | ૨૨૭ |
| ૨૯૯ | સોમાભાઇ શંકરભાઈ પટેલ | ૨૨૭ |
| ૨૯૯ | ઉમીઆશંકર દામોદર વ્યાસ | ૨૨૭ |
| ૩૦૫ | સોમાભાઇ જેઠાભાઇ બારૈયા | ૨૨૬ |
| ૩૦૫ | જયંતિલાલ ચુનીલાલ દરજી | ૨૨૬ |
| ૩૦૫ | ઇસ્માઇલમીઆ અમીરમીઆ મલેક | ૨૨૬ |
| ૩૦૫ | ખુશાલભાઇ લલ્લુભાઇ પાણુવાડીઆ | ૨૨૬ |
| ૩૦૫ | અંબાલાલ ડાહ્યાભાઇ પટેલ | ૨૨૬ |
| ૩૦૫ | શંકરભાઇ નરસિંહભાઇ પટેલ | ૨૨૬ |
| ૩૧૧ | રામાભાઇ ઉમેદભાઇ પટેલ | ૨૨૫ |
| ૩૧૧ | શાંતિલાલ મનસુખરામ પુરોહિત | ૨૨૫ |
| ૩૧૩ | પ્રતાપસિંહ વહાલજી બારૈયા | ૨૨૪ |
| ૩૧૩ | બાવાજીભાઇ બકોરભાઇ બોઇ | ૨૨૪ |
| ૩૧૩ | ગોરધનભાઇ ગોકળભાઇ પટેલ | ૨૨૪ |
| ૩૧૩ | જશભાઇ ખુશાલભાઇ પટેલ | ૨૨૪ |
| ૩૧૩ | રસુલભાઇ હસનભાઇ વહોરા | ૨૨૪ |
| ૩૧૮ | રણછોડભાઇ રેવનદાસ કડીઆ | ૨૨૩ |
| ૩૧૮ | પુંજાભાઇ હરિભાઇ કુંભાર | ૨૨૩ |
| ૩૧૮ | નાથાભાઈ મુળજીભાઇ પાટણવાડીઆ | ૨૨૩ |
| ૩૧૮ | રાવજીભાઇ છોટાભાઇ પટેલ | ૨૨૩ |
| ૩૧૮ | શંકરભાઇ ધુળાભાઇ પટેલ | ૨૨૩ |
| ૩૧૮ | પુરષોત્તમદાસ ત્રિભોવનદાસ ઠક્કર | ૨૨૩ |
| ૩૧૮ | ભાઇલાલ મણીલાલ ત્રિવેદી | ૨૨૩ |
| ૩૨૫ | શનાભાઇ ડાહ્યાભાઈ ગોલા | ૨૨૨ |
| ૩૨૫ | જમાલભાઇ કરીમભાઇ મનસુરી | ૨૨૨ |
| ૩૨૫ | ઝવેરભાઇ ખોડાભાઇ પટેલ | ૨૨૨ |
| ૩૨૫ | પ્રભાતસિંહ જેઠીસિંહ રજપૂત | ૨૨૨ |
| ૩૨૫ | મંસીલાલ મણીલાલ ઠાકર | ૨૨૨ |
| ૩૩૦ | અંબાલાલ ભગવાનદાસ પટેલ | ૨૨૧ |
| ૩૩૦ | ડાહ્યાભાઈ રામાભાઇ પ્રજાપતિ | ૨૨૧ |
| ૩૩૨ | પાઉલ યાકુબ કેથોલીક | ૨૨૦ |
| ૩૩૨ | લલ્લુભાઇ લક્ષ્મણભાઇ પરમાર | ૨૨૦ |
| ૩૩૨ | અંબાલાલ સોમાભાઇ બીન ગલાભાઇ પટેલ | ૨૨૦ |
| ૩૩૨ | જીવાભાઇ બકોરભાઇ પટેલ | ૨૨૦ |
| ૩૩૨ | કાળીદાસ આશાભાઇ પટેલ | ૨૨૦ |
| ૩૩૭ | મંગળભાઇ શીવાભાઈ પટેલ | ૨૧૯ |
| ૩૩૭ | જીતસંગ અદેસંગ રાઠોડ | ૨૧૯ |

| | | |
|---|---|---|
| ૩૩૭ | ગોવિંદલાલ ગોરધનદાસ શાહ | ૨૧૯ |
| ૩૪૦ | અમૃતગીરી હીરાગીરી ગોસાઇ | ૨૧૮ |
| ૩૪૦ | હીરાલદાસ બહેચરામ પંચોળી | ૨૧૮ |
| ૩૪૦ | આશાભાઇ શનાભાઇ બીન જેઠાભાઇ પટેલ | ૨૧૮ |
| ૩૪૦ | દેસાઇભાઇ મંગળભાઇ પટેલ | ૨૧૮ |
| ૩૪૦ | હીરાભાઇ રામાભાઇ પટેલ | ૨૧૮ |
| ૩૪૦ | મણીભાઇ નાનાભાઇ રાજ | ૨૧૮ |
| ૩૪૦ | મણીલાલ છગનલાલ સુથાર | ૨૧૮ |
| ૩૪૭ | ગણપતરામ મુળાભાઇ રાવળ | ૨૧૭ |
| ૩૪૮ | અંબાલાલ આશાભાઇ કુંભાર | ૨૧૬ |
| ૩૪૮ | ગોવિંદલાલ ગોપાળભાઇ સુહાર | ૨૧૬ |
| ૩૪૮ | શંકરભાઇ દેવજી પટેલ | ૨૧૬ |
| ૩૪૮ | શંકરભાઇ સોમાભાઇ બીન લક્ષ્મીદાસ પટેલ | ૨૧૬ |
| ૩૪૮ | જેસીંગ રામસંગ રાજ | ૨૧૬ |
| ૩૪૮ | ઈશ્વરશંકર મગનલાલ ત્રિવેદી | ૨૧૬ |
| ૩૫૪ | ચંદ્રીલાલ જેશંકર ભટ્ટ | ૨૧૫ |
| ૩૫૪ | પુંજાભાઇ ફુલાભાઇ પરમાર | ૨૧૫ |
| ૩૫૪ | આશાભાઈ શનાભાઇ બીન ભલાભાઇ પટેલ | ૨૧૫ |
| ૩૫૪ | સુનીભાઇ જેઠાભાઇ પટેલ | ૨૧૫ |
| ૩૫૪ | હરગાનભાઇ હાથીભાઇ પટેલ | ૨૧૫ |
| ૩૫૪ | રાવજીભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૧૫ |
| ૩૬૦ | ભાઇલાલ ગદાશંકર શેલત | ૨૧૪ |
| ૩૬૦ | ઉમીઆશંકર નાથજીભાઇ ત્રવાડી | ૨૧૪ |
| ૩૬૦ | હરિશંકર પુરશોત્તમ ત્રિવેદી | ૨૧૪ |
| ૩૬૩ | યાસીનમીઆ બાપુમીઆ મલેક | ૨૧૩ |
| ૩૬૪ | હીરાભાઇ કલ્યાણ ઓઝા | ૨૧૨ |
| ૩૬૪ | ગોવિંદલાલ જટાશંકર પંડ્યા | ૨૧૨ |
| ૩૬૪ | રામસીંગ દાજીભાઇ પરમાર | ૨૧૨ |
| ૩૬૪ | પુરશોત્તમ વાઘજીભાઇ બીન ભાઇજીભાઇ પટેલ | ૨૧૨ |
| ૩૬૮ | જયંતિલાલ બાપુલાલ પરીખ | ૨૧૧ |
| ૩૬૯ | રતિલાલ મોતીરામ પંડ્યા | ૨૧૦ |
| ૩૬૯ | ચતુર કીશોરભાઇ પટેલ | ૨૧૦ |
| ૩૬૯ | ફતેસીંગ ચતુરભાઇ મોલંકી | ૨૧૦ |

| | | |
|---|---|---|
| ૩૭૨ | કીશોરભાઇ જીવાભાઇ પટેલ | ૨૦૯ |
| ૩૭૩ | કોદાભાઇ છગનભાઇ પટેલ | ૨૦૮ |
| ૩૭૪ | હુસેનખાન મહમદખાન પઠાણ | ૨૦૭ |
| ૩૭૪ | બાપુભાઇ ધુળાભાઈ રાઠોડ | ૨૦૭ |

## ખેતીવાડી બાયસ-કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | મથુરભાઈ કોહ્યાભાઈ પગી | ૩૪૬ |
| ૨ | લલ્લુભાઈ નાગરભાઈ પગી | ૩૨૮ |
| ૩ | મંગળભાઇ ઝીણાભાઈ વાઘરી | ૩૦૪ |
| ૪ | જશભાઈ ઉમેદભાઈ પટેલ | ૩૦૦ |
| ૫ | મહીજીભાઈ નારાભાઇ વાઘરી | ૨૯૯ |
| ૬ | શંકરભાઈ રામાભાઇ વાઘરી | ૨૮૬ |
| ૭ | રણછોડભાઇ રાઈજીભાઈ બોધ | ૨૭૧ |
| ૮ | જશભાઈ સુનીલાલ પટેલ | ૨૬૫ |
| ૯ | જીવાભાઈ કાભાઈભાઈ વાઘરી | ૨૬૪ |
| ૧૦ | અંબાલાલ ઝવેરભાઈ પટેલ | ૨૬૧ |
| ૧૧ | છોટાભાઈ છગનભાઈ પટેલ | ૨૫૮ |
| ૧૨ | સોમાજી રામાજી પગી | ૨૪૮ |
| ૧૩ | ભાથીભાઈ મંગળભાઈ પગી | ૨૪૨ |
| ૧૪ | જમનાદાસ ઘેરીભાઈ પટેલ | ૨૩૭ |
| ૧૫ | શિવાભાઇ ચતુરભાઈ પગી | ૨૩૬ |
| ૧૬ | મંગળભાઇ સોમાભાઈ વાઘરી | ૨૨૮ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | ગુલામહૈદર સફદરઅલી સૈયદ | ૨૬૨ |
| ૨ | અબ્દુલમજીદ મહમદહુસેન શેખ | ૨૬૦ |
| ૩ | મહમ્મદહુસેન ગુલામહુસેન શેખ | ૨૪૭ |
| ૪ | ગુલામહુસેન છહુમીઆં મલેક | ૨૪૦ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | રસુલમીઆં અહમદમીઆં ઠાકોર | ૩૯૭ |
| ૨ | સદરમીઆં મહમદમીઆં સૈયદ | ૨૮૦ |
| ૩ | સુબામીઆં અમીરમીઆં સૈયદ | ૨૭૯ |
| ૪ | ઇમામખાન ઉમરાવખાન પઠાણ | ૨૭૨ |
| ૫ | મહમદખાન નાથુખાન પઠાણ | ૨૬૩ |
| ૬ | અબ્દુલજબ્બાર અબ્દુલરેહમાન કાઝી | ૨૫૪ |

( અપૂર્ણ )

## ઇનામપત્રક

### ખેડા જિલ્લો

| ગામ | આપનાર | રકમ | વિગત |
|---|---|---|---|
| વાંદવાળી | મિ. કાળીદાસ લખાભાઈ મેમ્બરે | ૬—૬—૦ | કન્યાશાળાની બાળાઓને કાપડ વહેંચ્યું. |
| | મિ. છોટાભાઈ ખુશાલભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| | મિત્રમંડળ તરફથી | ૯—૧૧—૬ | સારૂં કામ કરનાર બાળાઓને પુસ્તકો તથા પ્યાલા વહેંચ્યા. |
| | ગામલોકો તરફથી | ૫૫—૦—૦ | દરેક સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| રાણીઆ | ઠાકોર સાહેબના કારભારી મિ. મનસુખલાલ સામળદાસ પટેલે | ૧૫—૦—૦<br>૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પુસ્તકો વહેંચ્યાં. |
| અરારી | મેમ્બર હનમાનભાઈ જીવાભાઈ પટેલે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સૈજપુર | પટેલ ફુલાભાઈ શંકરભાઇએ | ... | ,, |
| | ,, | ૯—૦—૦ | બાળાઓને કાપડ તથા પતાસાં વહેંચ્યાં. |
| ગામડી | પા. નારણભાઈ પરસોતમદાસે | ૨૮—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| અંધજ | પટેલ શનાભાઇ મથુરભાઈએ | ૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કહાનવાડી | પઢીયાર હાથીભાઇ ભગવાનભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| | પઢીયાર હીમતસીંગ કાળુબાવાએ | ૨૦—૦—૦ | ,, |
| | લુવાણા તળશીદાસ જગજીવને | ૨૦—૦—૦ | ,, |
| સોડપુર | પરમાર અનોપસંગ સોમાભાઈએ | ૩૫—૦—૦ | ,, તથા મિઠાઇ વહેંચી. |
| બોજકુવા | મિ. કાળીદાસ રણછોડભાઇ પટેલે | ૨૦—૦—૦ | ,, |
| | મિ. ગંગળભાઈ જીવરામસુથારે | ૧૫—૦—૦ | ,, |
| | બાઈ રૂપાં ગોસાઈ નારણગરની વિધવાએ | ૧૫—૦—૦ | ,, |
| | સુથાર સોમાભાઇ મોતીભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| | પા. હરમાનભાઇ ઝવરભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| | બારૈયા મોતીભાઇ સોમાભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| | ગામ લોકોએ | ૧૩—૦—૦ | ,, |
| | વઘાસીના પટેલ નારણભાઇએ | ૧૪—૦—૦ | પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| કણજરી | ચાંગાના પટેલ છગનભાઈ જેઠાભાઈના પુત્રના લગ્ન પ્રસંગે | ૮—૦—૦<br>૨—૦—૦ | બાળાઓને જર્મનના પ્યાલા તથા સીવણ ફંડમાં આપ્યા. |
| દેથલી | સ્વ. ધનલક્ષ્મીબેન ભાઈલાલના અવસાન નીમિત્તે | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સ્વ. મનસુખ કરસનદાસના અવસાન નિમિત્તે | ૮—૦—૦ | ,, |
| | સ્વ. ડાહ્યાભાઈ ધુળાજીના અવસાન નીમિત્તે | ૮—૦—૦ | ,, |
| | ઠક્કર અંબાલાલ લલ્લુભાઈએ | ૦—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | શા. ચુનીલાલ જેઠાલાલે | ૦—૧૨—૦ | ,, |
| | પુરોહિત લલ્લુરામ અંબારામે | ૧—૦—૦ | દૂધ છોકરાંને પાયું. |
| | સુથાર છોટાલાલ મોતીરામે | ૦—૮—૦ | ,, |
| ગામડી | બાઇ દિવાળી પા. ચતુરભાઇ ગીરધરભાઈની વિધવાએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દેવાતજ | ગામલોકોએ | ... | શાળાના વાર્ષિક સમારંભને દિવસે વિદ્યાર્થીઓને મિઠાઇ વહેંચી. |
| દેવકીવણસોલ | બારૈયા ગોપાળજી ગોબરજીએ | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પીંકાઈ | પા. ચુનીલાલ જીભાઇએ | ૩—૦—૦<br>૨—૦—૦<br>૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા સ્કાઉટ ફંડ તથા ગરીબ વિદ્યાર્થીને ચોપડીઓ વહેંચી |
| જનાડ | ગામલોકોએ | ૩-૧૧-૦ | અંત્યજ તથા ગરીબ છોકરા છોકરીઓને ઇનામ વહેંચ્યાં. |
| મેધવા | સ્કૂલ કમિટિના મેમ્બરોએ | ૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નડિઆદ | કાઉન્સિલર સાહેબ મહેરબાન રણછોડભાઇ પરસોતમદાસ પટેલે | ૩—૩—૦<br>૩—૦—૦ | મ્યુ. ગુ. પ્રા. શાળા નં. ૪ ના વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં, તથા પતાસાં વહેંચ્યાં. |
| | મિ. એન. વાય. પઠાન મ્યુનિ. કાઉન્સિલરે | ૧—૮—૦ | ઉર્દુ કન્યાશાળા નં. ૨ માં પતાસાં વહેંચ્યાં. |
| ઉતરસંડા | રીટાયર્ડ પેન્સનર માસ્તર પટેલ ચતુરભાઇ સામળભાઇએ | ૮૦૮—૦—૦ | શાળાને કમ્પાઉન્ડ બાંધી આપ્યું તથા પાણીની પરબ બેસાડી. |
| સામરખા | શા. ગોરધનદાસ છગનલાલે | ૧૨—૦—૦ | સ્કૂલ તથા કન્યાવર્ગમાં પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| નવાગામ | મિ. જેઠાભાઈ ગોપાળદાસ પટેલે | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ના જાન્યુઆરિથી જાહેર-ખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અરધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૬ |

ભૂગોળશિક્ષણ ઉપર નવીન પ્રકાશ પાડવા માટે નીચેનાં ભૂગોળનાં પુસ્તકો વાપરો.

# મુંબઈ ઇલાકો.

કર્તા

**અમૃતલાલ મોહનલાલ પરીખ**, બી. એ.

હેડમાસ્તર, ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશન,

કિંમત ૦-૫-૦

ભૂગોળ શિક્ષણની આધુનિક ભાવના મુજબ પ્રદેશીય પદ્ધતિ પ્રમાણે રચાએલી ભૂગોળ. ઇલાકાના સામાન્ય વર્ણન સાથે પ્રાકૃતિક ભૂગોળની હકીકત આપેલી છે. જિલ્લાને રાજકીય વિભાગ પ્રમાણે ગોઠવ્યા નથી, પણ એક કુદરતી વિભાગમાં આવેલા જિલ્લાઓ સાથે લીધા છે. આ પદ્ધતિથી વિદ્યાર્થીઓ દરેક કુદરતી વિભાગની આબોહવાની અને તેના પાકની હકીકત સારી રીતે સમજી શકશે. આખા ઇલાકાનું વર્ણન કર્યા પછી પ્રાકૃતિક રચના, આબોહવા, પાક, હુન્નરઉદ્યોગ, લોકો અને વેપાર વિષે હકીકત આપેલી છે.

આ પુસ્તકમાં મુંબઈ ઇલાકાની સાથે ગુજરાતની સંપૂર્ણ હકીકત આપેલી હોવાથી ત્રીજા અને ચોથા ધોરણમાં બે જુદાં પુસ્તકો ખરીદવાની જરૂર પડશે નહિ.

ઉત્તર વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના પત્ર નં. ૧૧૦૩૪ તા. ૫-૧૨-૩૪ થી આ પુસ્તક પ્રાથમિક શાળાઓ માટે પાઠ્યપુસ્તક તરીકે મંજુર કરવામાં આવેલું છે.

---

ગુજરાતી ધોરણ ૫ થી ૭ માટે

# દુનિયાની સરળ ભૂગોળ.

કર્તા

**અમૃતલાલ મોહનલાલ પરીખ**, બી. એ.

કિંમત ૧-૨-૦.

પુસ્તકના પહેલા ભાગમાં હિંદુસ્તાન અને દુનિયાના ખંડોની હકીકત પ્રદેશીય પદ્ધતિ પ્રમાણે સરળ ભાષામાં આપેલી છે. દુનિયાના કુદરતી વિભાગો, મનુષ્યજીવન અને મનુષ્યના ધંધા ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. પુસ્તકના બીજા ભાગમાં પ્રાકૃતિક ભૂગોળની સંપૂર્ણ હકીકત આપેલી છે.

પ્રગટકર્તા,

**લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપની લિમિટેડ.**

૫૩, નિકલ રોડ, મુંબઈ.

તા. ક. આ પુસ્તકો સંબંધી પત્રવ્યવહાર પ્રગટકર્તા સાથે કરવો.

Registered No. B. 43.

પુસ્તક ૭૪ ] [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

એપ્રિલ સને ૧૯૩૫

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)
હીરાલાલ ત્રિકમલાલ ધોયારી બી. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



પા "ડાયમંડ જયુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ
સતાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | શિક્ષકની ભાવના ... ... ... | ૧૪૭ |
| ૨ | ભાષાના પાઠ ... ... ... | ૧૫૦ |
| ૩ | નાટ્યપ્રયોગ ... ... ... | ૧૫૨ |
| ૪ | જાપાનની મુસાફરી ... ... ... | ૧૬૨ |
| ૫ | વસંત આવી ... ... ... | ૧૬૮ |
| ૬ | જમશેદપુર-તાતાનગર ... ... ... | ૧૬૯ |
| ૭ | તારીખ ઉપરથી વાર કાઢવા વિષે ... ... | ૧૭૦ |
| ૮ | શિક્ષકને ... ... ... | ૧૭૨ |
| ૯ | માગણી ... ... ... | ૧૭૩ |
| ૧૦ | ધોરણ આઠમું ... ... ... | ૧૭૪ |
| ૧૧ | પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલા પુસ્તકોની યાદી ... ... | ૧૭૭ |
| ૧૨ | છોકરીઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉ. ભાગ | ૧૮૧ |
| ૧૩ | ઇનામપત્રક ... ... ... | ૧૮૮ |
| ૧૪ | ખાનગી જાહેરખબરો ... ... ... | ૧૯ |

# गुजरात शाळापत्र

પુસ્તક ૭૪ ]　　એપ્રિલ ૧૯૩૫　　[ અંક ૪ થો


## શિક્ષકની ભાવના

---

મુખપૃષ્ઠ ઉપર જે સૂત્ર લખેલું છે તે તરફ આ અંક વાંચનાર શિક્ષકનું ધ્યાન ખેંચાએલું છે, એમ માનીને શિક્ષકને બે બોલ કહેવાની લાલચ થાય છે. અર્થ સ્પષ્ટ છે છતાં તેને અમલમાં મૂકવું એ સાધારણ વાત નથી. દરેકે દરેક શિક્ષક તેમજ માબાપ પ્રથમ આ સૂત્ર સમજે તોજ તેને અમલમાં મૂકવાનો પ્રશ્ન ઉદ્ભવી શકે. પ્રથમ તો એવી સમજણ આવવી એજ મુશ્કેલ વાત છે. વાતો તો બધાજ કરે છે અને કર્યા કરશે કે શિક્ષક ઉપર કેળવણીનો આધાર છે, પરંતુ જ્યાંસુધી તે વાત હૃદયમાં પુરેપુરી સમજાય નહિ તેમજ તેને મૂર્તસ્વરૂપ આપવાની ઇચ્છા પણ ન થાય ત્યાંસુધી સમજાયું છે એમ શી રીતે માની શકાય? નિશાળમાં કેટલાંક છોકરાં ભેગાં કરીને ભણાવે તેજ શિક્ષક ને બીજા નહિ, એવી જે માન્યતા મગજમાં રહે તો તો તેની ઉન્નતિ દૂરજ છે. બાળક નિશાળમાંજ શીખે છે અને બીજે નહિ; એકલા નિશાળનાજ વાતાવરણમાં આવવાથી બાળકને કેળવણી મળે છે અને ઘરમાં તેમજ ઘર બહાર (ગમનાગમનનું સ્થાન અથવા નિશાળ સિવાયના બીજા કોઈપણ સ્થળ)ના વાતાવરણની તેના પર કંઈજ અસર થતી નથી એમ જે સમજવામાં આવે છે તે ગેરસમજણ નથી? બાળક જે જે વાતાવરણમાં જાય તે તે વાતાવરણના સંસ્કારો તેના પર જામે

...અજાણી પડે છેજ, તો તેમને જ્યાંસુધી તમામ અથવા મોટા ભાગનું વાતાવરણ અનુકૂળ ન હોય ત્યાંસુધી સારા સંસ્કારો કે અનુકૂળ કેળવણીની આશા કેવી રીતે રાખી શકાય ? છતાં શિક્ષકને નાસીપાસ થવાની જરૂરિઆત ઉભી થતી નથી. માતાપિતા તેમજ આજુબાજુના બીજા સંજોગો જે બાળકને પ્રતિકૂળ હોય તે સંજોગોની અસર ઓછી કરીને સારા સંસ્કારો નાખવાનું કામ શિક્ષક કરી શકે; પણ તે ક્યારે ? શિક્ષક પોતાની ફરજ સમજતો હોય ત્યારે. દરેક શિક્ષક કહેશે કે હું મારી ફરજ સમજું છું, મને પગાર મળે છે, અને તે પ્રમાણે અમુક વખત સુધી મારે જે કામ કરવાનું છે તે બરાબર કરૂં છું. શિક્ષકના ધંધામાં સ્વાર્થની સાથે પરમાર્થ જોડાએલો છે. શિક્ષકને મહેનતાણું મળે છે એટલે તે સ્વાર્થને લઈને તે પોતાની ફરજ સમજ પ્રમાણે બજાવે છે; પરંતુ તેટલાથી કંઈ વળે નહિ. જ્યાંસુધી શિક્ષકને બાળક પ્રત્યે પ્રેમ નથી મતલબ કે પરમાત્માના બનાવેલા એકે એક બાળક-પછી ને દુનિયામાં ગનાતી જુદી જુદી કોમોમાંનું કોઈપણ બાળક હોય તેના પ્રત્યે પ્રેમ નથી ત્યાંસુધી તે પુરેપુરી ફરજ બજાવી શકશે નહિ. જેવી રીતે પોતાના બાળક પ્રત્યે શિક્ષકને પ્રેમ હોય છે તેવીજ રીતે બીજાં બાળકો એ પોતાના ભાઈઓનાં બાળકો છે એટલે પોતાનાંજ બાળકો છે અને તે પણ તેટલાજ પ્રેમને પાત્ર છે એવી સક્રિય ભાવના જ્યાંસુધી તેનામાં ન હોય ત્યાંસુધી તેની ફરજ અધુરી રહેશે. કેટલાક શિક્ષકોના મનમાં એમ પણ આવે કે જુદા જુદા ધર્મનાં બાળકોને અમારાં પોતાનાં બાળક કેવી રીતે સમજવાં ? અત્રે એ પ્રશ્ન આવશે કે જુદા જુદા ધર્મોને ફેલાવનાર કોણ અને તે ધર્મો ફેલાવનારને ઉત્પન્ન કરનાર કોણ? જુદા જુદા ધર્મો જે પૃથ્વીના જુદા જુદા ભાગોમાં ફેલાયા તે તે તે ભાગોના દેશકાળને અનુસરીને ફેલાયા છે અને તે તે ધર્મોને ફેલાવનાર જુદા જુદા મહાત્માઓને ઉત્પન્ન કરનાર એકજ પરમાત્મા છે. જુદા જુદા પરમાત્માઓ હોત તો તો તે તે પરમાત્માઓને પોતપોતાના માર્ગની જુદી-મર્યાદા બાંધવી પડત અને દરેક પરમાત્મા પોતાના ભાગમાં ભક્તોની સંખ્યા વધે એમજ ઇચ્છે અને તેથી તે તે પરમાત્માઓને પણ અંદર અંદર વેર, ઈર્ષ્યા વગેરે નડતર રૂપે આવત. એ પ્રમાણે જોવામાં, અનુભવવામાં કે સાંભળવામાં આવે છે ? જો તેમ ન હોય તો જુદા જુદા ઇશ્વરો હોઈ શકે નહિ. ફક્ત એકજ પરમાત્મા જે સર્વત્ર ભરપુર ( સર્વવ્યાપક ) છે તેજ હોઈ શકે. ફક્ત જુદી જુદી ભાષાઓને લઈને નામમાંજ ફેર જણાય છે. પાણી સર્વત્ર એકજ છે. જુદી જુદી ભાષાઓમાં જુદાં જુદાં

નામોથી તે ઓળખાય છે; પરંતુ બધાની જરૂરિઆત એકસરખીજ પૂરી પડે છે; પછી ભલે કોઈ એને આબ કહે અથવા વોટર, પાણી કે જળ કહે. તેવીજ રીતે એકજ પરમાત્માનાં ઉત્પન્ન કરેલાં સર્વ મનુષ્યો ભાઈજ છે; તો ભાઈના બાળકો એ આપણાંજ બાળકો છે એવી ભાવના શિક્ષકમાં આવે તો તો તેનું અર્ધું કામ સહેલું થઈ જાય. એવા શિક્ષકને કોઈપણ વખતે આળસુપણે બેસી રહેવાનું નહિ હોય અથવા ઠપકાની કે શિક્ષાની પણ બીક નહિ રહે. એને રોજ રોદણાં રડવાના નહિ રહે. એ વિઘ્નોથી ડરશે નહિ. નડતાં વિઘ્નો દૂર કેમ કરવાં એજ એનું સતત ચિંતન રહેશે. વિઘ્નોને વધાવી લેશે. એમાં એ મોજ માનશે કારણ કે દુઃખો વેઠીને મેળવેલા સુખનો આનંદ ઓરજ હોય છે. એવો કયો ધંધો છે કે જેમાં વિઘ્નો નથી હોતાં ? એવો કોઈપણ મનુષ્ય ભાગ્યેજ મળશે કે જે છાતી ઠોકીને કહી શકે કે તેનો ઘરવ્યવહાર તદ્દન સુખરૂપ ચાલે છે અને કોઇપણ પ્રકારની અડચણ કે ચિંતાઓ આવતી નથી. એવો કોઈપણ ધંધો નથી કે જેમાં વિઘ્નો બીલકુલ આડે આવતાં ન હોય; તો પછી શિક્ષકોને વિઘ્નોથી ડરવાની અને તેનાંજ રોદણાં રડવાની શી જરૂર છે ? વિઘ્નોતો છેજ અને રહેવાનાં. તો તેને આનંદથી સુખરૂપ બનાવી લેવાં તેમાં મર્દાઈ છે કે તેનાથી ભાગતા ફરવામાં અને તે ઉપર આંસુ સારવામાં ? જે મનુષ્ય વિઘ્નોથી ડરતો નથી તે વિઘ્નોને પણ આનંદરૂપ બનાવી દે છે. વિઘ્નો તેની દૃષ્ટિએજ પડતાં નથી. વિઘ્નો પણ તેનાથી દૂર નાસે છે. વિઘ્નોથી ડરે તેને વિઘ્નો ડરાવી શકે છે. જેમ મોટાઓનો હાઉ બાળકને ડરાવે છે તેમ. બાકી એ હાઉનું સ્વરૂપજ નથી. કેટલાંક તો વિઘ્નોની કલ્પનાથીજ ડરે છે અને વગર વિઘ્ને વિઘ્નોની ચિંતાથી અર્ધા થઈ જાય છે, ઉદાસીન ફરે છે અને કર્તવ્ય ચૂકે છે એટલુંજ નહિ, પરંતુ તેને લઈને વગોવાઈને ઉલટા દુઃખી થાય છે. જાત્રાએ કે મુસાફરીએ જનાર મનુષ્ય વિઘ્નોના ડરની ચિંતામાં ઘરની બહાર પણ નહિ નીકળી શકે; માટે શિક્ષકે હંમેશાં ઉત્સાહી રહેવાની જરૂર છે. જેનામાં ઉત્સાહ છે તેને કોઈપણ વિઘ્ન નડી શકતું નથી, માટે જે શિક્ષકમાં તમામ બાળકો પ્રત્યે સમભાવના છે તે પોતાનું કામ સરળ કરે છે અને કેળવણીરૂપ નાવ સહેલાઈથી હંકારી જાય છે.



# ભાષાના પાઠ

કોઈપણ પ્રાથમિક શાળાના વખતપત્રક ઉપર આપણે નજર નાખીશું તો ભાષા અને તેના પેટા વિભાગના વિષયો સૌથી વધારે સમય રોકતા જણાશે. આ યોગ્ય છે કારણકે દરેક વિષયનો આધાર ભાષા ને તેના જ્ઞાન ઉપર થોડે ઘણે અંશે રહેલોજ છે. આ પરિસ્થિતિ હોવાથી ભાષાશિક્ષણ ઉપર વિશેષ લક્ષની જરૂર ઉપસ્થિત થાય છે.

હાલ તો 'વાચન' આ મથાળા નીચે ઘણાં વખતપત્રકોમાં ભાષાશિક્ષણનો સમય બતાવેલો હોય છે, ને કોપી, શ્રુતલેખન વગેરે માટે જુદો સમય રાખેલો હોય છે. 'વાચન'ના સમયમાંજ ભાષાશિક્ષણનાં બીજાં બધાં અંગોનો સમાવેશ કરી દેવામાં આવે છે. સામાન્ય રીતે ગામડાંઓમાં પરિસ્થિતિને લીધે 'વાચન'ના સમયમા મોટે ભાગે ઘાટા પાડીને વંચાવવાનું કામ કરાવવામાં આવે છે ને સાથે સાથે થોડી સમજુતી વગેરે પણ આપવામાં આવે છે. આ રીતે ભાષાશિક્ષણને વાચન સાથે જોડી દેવામાં આવ્યું છે ને એકજ પાઠમાં બંને સાધવાના યત્ન કરવામાં આવે છે. આથી એમાંથી એક પણ સારી રીતે થતું નથી, અને ભાષાશિક્ષણનો ખરો હેતુ પાર પડતો નથી. જ્યારે ભાષાનો પાઠ શીખવવાનો માથે લઈએ ત્યારે તેની પાછળ શો હેતુ છે તે તરફ આપણું લક્ષ રહેવું જોઇએ. જો હેતુ સ્પષ્ટ રીતે આપણી નજર સમક્ષ હોય, તોજ પાઠ સફળ થાય. હેતુ વિનાના પાઠ સુકાન વિનાના વહાણ પેઠે ગમે તેમ અથડાય છે.

હવે ભાષાના પાઠો પાછળ શો હેતુ છે તે વિચારીએ. હેતુ ધોરણ પ્રમાણે જરા જરા બદલાતો રહે એ વાત સ્પષ્ટ છે; છતાં મુખ્ય હેતુ તો હાથમા લીધેલા પાઠમા રહેલો તાત્પર્યાર્થ બાળકો સમજે, લેખકના મનના વિચારો લખાણદ્વારા જાણતાં શીખે અને ટુંકાણમાં કહીએ તો લેખક સાથે અમુક વિષય પર રૂબરૂમાં વાતચીત કરતા હોય તે પ્રમાણેના લખાણ મારફતે તેવી રીતની વાતચીત કરે એજ છે. આ જાતની વાતચીતમાં આવતા લેખકના વિચારો, ભાષાના ચમત્કારો, શબ્દોની શક્તિ, લેખકની ખાસ શૈલી વગેરે પણ સમજે અને ભાષામાં રહેલું ઓજસ્ અનુભવતાં શીખે. કવિતાનો વિચાર ઝીલી કાવ્યની મઝા માણતાં શીખવું એ જેમ કાવ્યશિક્ષણનો હેતુ છે તેમ ગદ્ય લખાણમાં પણ છે. ગદ્ય લખાણ વ્યાકરણના નિયમોને અનુસરતું હોઈ ભાષાશિક્ષણ માટે તે વધારે અનુકૂળ

છે એ વાત ખરી પણ તેથી ગદ્યપાઠો શીખવા શીખવવાનો હેતુ કાંઈ બદલાઈ જતો નથી. જો આ હેતુ આપણે સ્વીકારીએ તો હાલમાં આપણે જે રીતે ગદ્યપાઠો આપીએ છીએ એથી આ હેતુ પાર પડતો નથી, એ સર્વ કોઈ કબુલ કરશે. હાલ તો ગદ્યપાઠોના સમયનો મોટો ભાગ વાચન (મોટે અવાજે વાચવું એ) માંજ ગાળવામા આવે છે. જીવનમાં ઘાંટો પાડીને વાંચવાના પ્રસંગો પણ ઉપસ્થિત થાય છે પણ તે એટલા તો થોડા છે કે તેને માટે બાળકોના આટલા બધા સમયનો ભોગ આપવો તે ઉચિત લાગતું નથી, વળી ઘાંટો કાઢીને વાંચવામા બાળકોના મનની સ્થિતિ પણ જુદા પ્રકારની થાય છે. તેનું ધ્યાન બીજે વહેંચાઈ જાય છે. ઘણોજ થોડો ભાગ સમજવા તરફ રહે છે, અને મોટા ભાગે ઘાંટો કાઢવામાંજ રોકાઈ રહે છે. આથી ગદ્યના પાઠનો મુખ્ય હેતુ ગૌણ બની જાય છે અને બીજો ગૌણ હેતુ સમજને અભાવે પાર પડતોજ નથી. કોઈ બાળક ફકરાના બધા શબ્દો ઘાંટો પાડીને ખરેખર વાચી જાય તોપણ તેને આપણે સારૂં વાચન નજ કહી શકીએ. ભાવવાહી વાચનનેજ સારૂં વાચન કહી શકાય, અને જ્યાસુધી ગદ્યપાઠનો ભાવ બાળક સમજ્યો ન હોય ત્યાંસુધી ભાવવાહી વાચન સંભવતું નથી. આ પરસ્પર સંબંધને લીધે ઘાંટો પાડીને વાંચ વાંચ કરવાથી, ભાષાના પાઠનો મુખ્ય હેતુ સચવાતો નથી, અને ગૌણ હેતુ પણ પાર પડતો નથી.

જો આમ હોય તો તેનો ઉપાય શોધવો જોઈએ. ભાષાના પાઠોના બે વિભાગ પાડી નાખવામાં આવે: એક વિભાગમાં લેખકના વિચાર, ભાષાના ચમત્કાર, શૈલી વગેરે પર લક્ષ આપવામાં આવે ને બીજા વિભાગમાં વાચન ઉપર લક્ષ આપી તેનો મહાવરો કરાવવામાં આવે તો ભાષાશિક્ષણના પાઠો વધારે ફળદાયી થાય.

વાચનમાળાનાં ઉપલાં ધોરણોનાં પુસ્તકોમાં સાધારણ રીતે બે પાનાંથી ત્રણ પૃષ્ઠના એટલે ૫૦ થી ૭૫ લીટીના પાઠો હોય છે. આ પાઠો ફકરા પછી ફકરા પ્રમાણે લઈ બે ચાર દિવસે પુરા કરતાં પાઠની સળંગતા તૂટી જાય છે અને એકજ મણકો થવાને સરજાએલો પાઠ વિભાગ પડતાં નીરસ થઈ જાય છે. બીજી તરફથી આખાએ પાઠનું વાચન, તેની સમજુતી, ભાષાની ખૂબીઓ વગેરે એક કલાકના સમયમાં સાધી લેવું અસંભવિત જણાય છે. ઉપર પ્રમાણે વિભાગ પાડવાથી, ઉપરના દોષ વિના પાઠને નિષ્ફળ જતો ને નીરસ થતો બચાવી શકાય છે.

આ જાતનો પાઠ કેવી રીતે આપી શકાય તે હવે બતાવવાનો યત્ન

કરીએ. વાચનમાળામાંનો એકાદ પાઠ દાખલા તરીકે લઈએ. આવા કોઈપણ પાઠમાં બાળકો જેનો અર્થ ન જાણતા હોય તેવા અઘરા શબ્દો, શબ્દ-સમૂહો, કહેવતો, વગેરે હોય છે; તે ઉપરાંત કેટલાંક વાક્યો પણ એવાં હોય છે કે તેનો અર્થ મદદ વગર સમજાય નહિ. આ બધાની સાથે પાઠના વિષયને લગતી હકીકતો, દાખલા, દલીલો વગેરે હોય છે. એક વાચનમાં બાળક આ બધું શીખી લે એ સંભવતું નથી. ત્યારે આવો પાઠ કેમ આપવો એ પ્રશ્ન ઉઠે છે.

પ્રથમ તો પાઠના અઘરા શબ્દો ને પાઠના પૂર્વાપર સંબંધથી થતા તેના અર્થ કા. પા. પર લખી વર્ગ સમક્ષ મૂકવા. પછી પાઠના વિષયને લગતી વાતચીત કરી વર્ગને તે વાંચવાની જિજ્ઞાસા ઉત્પન્ન કરવી. સાથે સાથે વર્ગમાં તેની શૈલી સંબંધી પણ જરા ઉલ્લેખ કરવો. આ પ્રમાણે જિજ્ઞાસા ઉત્તેજિત કર્યા પછી પાઠના મુખ્ય વિષયને લગતા બે ચાર પ્રશ્નો પણ કા. પા. પર પૂછી શકાય ને તે પ્રશ્નોના ઉકેલ માટે પાઠ મનમાં વાચવાનું આપી શકાય. આ પ્રમાણે વાચન થઈ રહ્યા પછી શિક્ષક પ્રશ્નોદ્વારા બાળકો તાત્પર્યાર્થ કેટલો સમજ્યા છે તેની કસોટી કરે, ભાષાના પ્રયોગો તરફ લક્ષ ખેંચે, શૈલીની ખૂબી તરફ ધ્યાન દોરે ને બાળકો જોડે વાતચીત કરી મુખ્ય વિષયના મુદ્દા, લેખકની દલીલો વગેરે કઢાવે. બાળકોને પોતાના અંકટ કરવાના પ્રસંગો ઉપસ્થિત કરે, અને અંતે સમગ્ર પાઠનું સિંહાવલોકન કરી પાઠની ખૂબી સમજતાં શીખે. આ પ્રમાણે પાઠ, તેમાંના શબ્દના અર્થ, સમજુતી, ખૂબીઓ, શૈલી વગેરે થઈ રહ્યા પછી બીજે દિવસે અગર ત્યારપછી આવતા વાચનના સમયમાં મોટે અવાજે વાચન કરાવે. આ જાતના વાચન વખતે પોતે થોડું નમુનાનું વાચન આપે ને બાળકો પાસે વાચન કરાવે. આ પ્રમાણે બે પાઠો મળીને એક ભાષાનો પાઠ પૂર્ણ થાય તો બન્ને હેતુ પાર પડે.

રણજીતભાઈ દેરાસરી

---

## નાટ્યપ્રયોગ

### બીજની અશ્વવિદ્યા

ચાલુ વર્ષના અંક ૨જાના પૃષ્ઠ ૭૯ થી ચાલુ

**પ્રવેશ ત્રીજો**

**સ્થળઃ**—અણહીલપુર પાટણમાં ગુર્જરેશ્વર રત્નાદિત્યનો રાજમહેલ

પાત્રોઃ—

(૧) **રત્નાદિત્ય**—ગુજરાતના મહારાજા

(૨) **મંત્રેશ્વર**—મહારાજા રત્નાદિત્યના મંત્રી

(૩) **પ્રતિહાર**—રાજસેવક

(૪) **સામંતસિંહ**—મહારાજા રત્નાદિત્યના યુવરાજ

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર ! આ જગતમાં રાજાથી માંડીને રંક સુધીના દરેક મનુષ્યને પુત્રપ્રાપ્તિની તીવ્ર ઇચ્છા હોય છે, ખરૂં ને ?

**મંત્રેશ્વર**—હા, મહારાજ. મનુષ્યમાત્રને એવી ઇચ્છા હોય એ સ્વાભાવિક છે, કારણ કે પુત્ર આ લોક અને પરલોકના સુખનું સાધન છે. સંસારમાં પુત્ર વિનાનું જીવન વૃથા ગણાય છે.

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર ! આપનું કહેવું સપુતના સંબંધમાં સત્ય છે. સપુત પિતાની કીર્તિને વધારે છે, પરંતુ કપુત તો બાપનું નામ બોળે છે !

**વસંતતિલકા**

સારાં ચરિત્રથી કરે ખુશ જે પિતાને,
તે પુત્રનો જનક જીવન ધન્ય માને;
હોયે સપુત જગમાં જશને વધારે,
પાડે કપુત નિજ તાતની કીર્તિ ટાળે.

**મંત્રેશ્વર**—મહારાજ ! આપનું કહેવું યથાર્થ છે. કુળદીપક ભગીરથે ગંગાજીને સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર લાવીને પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો હતો; અને કુલાંગાર દુર્યોધને કૌરવકુળનો નાશ કર્યો હતો.

**રત્નાદિત્ય**—ભગીરથ સપુત હતો, અને દુર્યોધન કપુત હતો. મંત્રેશ્વર ! યુવરાજ સામંતસિંહ પણ દુર્યોધનના જેવુંજ કરશે !

**મંત્રેશ્વર**—હાં હાં ! મહારાજ ! એવું ભયંકર ભવિષ્ય શા માટે ભાખો છો !

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર ! મને જેવું ભાસે છે તેવું કહું છું. નિરંતર મદિરામાં મસ્ત રહેનાર યુવરાજ સામંતસિંહના સંબંધમાં મને કેવળ નિરાશાજ મળતી જાય છે !

**મંત્રેશ્વર**—મહારાજ ! એમ છેક નિરાશ થવાનું કંઈ કારણ નથી. નિરાશાના ઘોર અંધકારમાં પણ અમર આશા છુપાઈ રહેલી હોય છે !

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર ! આપ કહો છો તે ખરૂં હશે, પરંતુ મને તો આ નિરાશાના અંધકારમાં આશાનો આભાસ સરખોએ શોધ્યો જડતો નથી !

**મંત્રેશ્વર**—મહારાજ ! યુવરાજનું દારૂનું વ્યસન દૂર થશે, એટલે નિરાશામાંથી આશાનો ઉદય થશે !

**રત્નાદિત્ય**—દારૂનું વ્યસન દૂર થાય તો ને ! તેનું દારૂનું વ્યસન તો દિવસે દિવસે વધતું જાય છે. તે વ્યસન દૂર કરાવવાને માટે મેં બની શકે તેટલા ઉપાયો અજમાવ્યા, પણ તે બધા નિષ્ફળ નીવડ્યા છે. એક દુર્ગુણ અનેક દુર્ગુણોને ખેંચી લાવે, એ ન્યાયે તેનામાં બીજા અનેક દુર્ગુણો દાખલ થયા છે. એ દુર્ગુણો તેને ભવિષ્યમાં અવશ્ય પાયમાલ કરશે અને ચાવડા વંશનો અંત આણશે ! મંત્રેશ્વર ! ભવિષ્યની આ ચિંતા મારા હૃદયને રાતદિવસ બાળ્યા કરે છે !

**મંત્રેશ્વર**—મહારાજ ! આપ જેવા જ્ઞાની અને પ્રભુભક્તને આવી ચિંતા કરવી ન ઘટે ! યુવરાજને સુધારવા માટે આપે પિતા તરીકે પુરેપુરી ફરજ બજાવી છે. મનુષ્યનો ધર્મ પોતાની ફરજ બજાવવાનો છે, પછી કાર્યની સફળતા કે નિષ્ફળતા તો પ્રભુની ઇચ્છાને આધીન છે. જગતમાં કેવળ ઇશ્વરેચ્છાજ બળવાન છે.

**વૈતાલીય**

જગમાં જન યોજના ઘડે,<br>
પ્રભુ ઇચ્છા વિણ પાર ના પડે;<br>
સમજી જન ટેક ના કરે,<br>
'પ્રભુ ઇચ્છા બળવાન' ઉચરે.

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર ! ધન્ય છે તમને ! તમે આજે નિડરપણે મારી ભૂલ જણાવીને મને મોહનિદ્રામાંથી જગાડ્યો છે ! **ईश्वरेच्छा वलीयसी** એ સૂત્ર સારી રીતે સમજવા છતાં હું ઇશ્વરની અગમ્ય માયાજાળની આટીઘુંટીમા અટવાઇ ગયો હતો, તેમાંથી તમે મને મુક્ત કર્યો છે !

**મંત્રેશ્વર**—આપ જેવા સમર્થ શાસ્ત્રસંપન્ન ભૂપતિને મોહમુક્ત કરવાનું મારા જેવાનું શું ગજું ! મહારાજ ! પહેલાં એક દિવસ આપેજ મને આવો ઉપદેશ આપ્યો હતો. મેં તો એ આપના આપેલા ઉપદેશનું માત્ર પુનરાવર્તન જ કર્યું છે !

**રત્નાદિત્ય**—વાહ ! મંત્રેશ્વર વાહ ! તમે તો ગાય ઉજાળીને રતન કાઢી લીધું ! સ્વામીનું માન સાચવીને સેવક ધર્મ બજાવ્યો ! તમારી તીવ્ર બુદ્ધિ અને સૂજનતાને ધન્ય છે !

( પ્રતિહાર પ્રવેશ કરે છે. )

**પ્રતિહાર**—કૃપાનાથ ! યુવરાજશ્રી પધારે છે.

(યુવરાજ સામંતસિંહ ગુસ્સાના આવેશમાં પ્રવેશ કરે છે.)

**રત્નાદિત્ય**—કેમ યુવરાજ ! શું બન્યું છે ? તમારો ચહેરા ઉપર આટલો બધો ક્રોધ શાથી તરવરી રહ્યો છે ?

**સામંતસિંહ**—પિતાજી ! આપણા રાજ્યમાં હરામનું ખાનાર સાધુડાનો ત્રાસ બહુ વધી ગયો છે ! તળાવને તીરે પેલા ત્રણ બાવાએ અડંગો લગાવ્યા છે, તેમણે આજે મને હેરાન કર્યો !

**રત્નાદિત્ય**—કેમ ! શું થયું ?

**સામંતસિંહ**—હું મારી ઘોડી ઉપર બેસીને ફરવા જતો હતો; એટલામાં એ વિચિત્ર વેશવાળા બાવાઓને જોઈને ઘોડી ભડકી ! એ તો સારૂં થયું કે હું ઘોડીને કબજામાં રાખી શક્યો, તેથી પડતાં પડતાં બચી ગયો !

**રત્નાદિત્ય**—યુવરાજ ! એ તો જાનવરની જાત ભડકે પણ ખરી ! તમારી ઘોડી સાધુને જોઈને ભડકી એટલે કંઈ સાધુવેશગીને ગુજરાતમાંથી દેશપાર કરાય ? વારૂ, પછી શું થયું ?

**સામંતસિંહ**—પછી તો મેં એ મફતનું ખાનારા ને મસીદે સુનારા સાધુઓને જરા ધમકાવ્યા, એટલે પેલા કાણા બાવાએ ઉલટો મને મૂર્ખ બનાવ્યો !

**રત્નાદિત્ય**—કેવી રીતે ?

**સામંતસિંહ**—તેણે કહ્યું કે "તમારી જાતવાન ઘોડી કોઈપણ કારણથી ભડકે એવી છે જ નહિ ! એ તો તમારી મૂર્ખતાને લીધે તોફાને ચઢી હતી ! ભડકી ન હતી !"

**રત્નાદિત્ય**—તેણે તમારી મૂર્ખતા સંબંધી કંઈ ખુલાસો કર્યો કે નહિ ?

**સામંતસિંહ**—હા. તેણે ખુલાસો કર્યો, કે "તમારી ઘોડી મનોહર ચાલ ચાલતી હતી, તે છતાં તમે તેને મૂર્ખતાથી ચાબુક લગાવી, તેથી બિચારી સબર ઘોડી આંકુળવ્યાકુળ બનીને તોફાને ચઢી ! એટલે તમારી મોલાગ્ર બુદ્ધિએ અમને જોઈને ઘોડી ભડકી એમ માની લીધું !"

**રત્નાદિત્ય**—યુવરાજ ! એક તો તમે ચાલતા બળદને આર મારવા જેવી મુર્ખાઈ કરી અને બીજી તમારી ઘોડી ભડકી એમ માનીને તેને માટે સાધુઓને દોષિત ગણવાની મુર્ખાઈ કરી. કાણા સાધુએ તમને બેવડા મૂર્ખ ઠરાવીને તમારી બરોબર કિંમત કરી દીધી ! વારૂ, પછી શું થયું ?

**સામંતસિંહ**—પછી તો એ કાણા સાધુએ એક જબરો ગપગોળો ફેંક્યો!

**રત્નાદિત્ય**—શો ગપગોળો ફેંક્યો?

**સામંતસિંહ**—તેણે કહ્યું કે "તમારી ચાબુકના પ્રહારથી તમારી ઘોડીના પેટમાંના વછેરાની ડાબી આંખ ફૂટી ગઈ છે! તમારી મુર્ખાઈનું આ પરિણામ બરાબર પંદર દિવસ પછી ઘોડી વછેરાને જન્મ આપશે ત્યારે તમે નજરે જોઈ શકશો!"

**રત્નાદિત્ય**—ઓહો! આ તો નવાઈ જેવી વાત કહેવાય! ઘોડીના પેટમાં વછેરો છે, ચાબુક વાગવાથી તેની ડાબી આંખ ફૂટી ગઈ છે, અને બરાબર પંદર દિવસ પછી ઘોડી વછેરાને જન્મ આપશે; એવી અગમ્ય બાબતો જાણી શકનાર એ સાધુ અશ્વવિદ્યામાં પારંગત હોવો જોઈએ!

**સામંતસિંહ**—એ સાધુડો વળી અશ્વવિદ્યા ક્યાં શીખવા ગયો હશે! મેં તો એને કહ્યું કે ઘોડી ઠાણુ આપે ત્યાંસુધી તમારે ત્રણે જણે અમારા કેદખાનામાં કેદી તરીકે રહેવું પડશે, અને જો તમારૂં કહેવું ખોટું પડશે તો તમારો ત્રણેનો શિરચ્છેદ કરવામાં આવશે.

**રત્નાદિત્ય**—પછી સાધુએ શું કહ્યું?

**સામંતસિંહ**—તેણે મારૂં કહેવું હસતાં હસતાં કબુલ કર્યું, તેથી મેં તરતજ તે ત્રણે સાધુને આપણા કેદખાનામાં મોકલી દીધા!

**રત્નાદિત્ય**—હવે પંદર દિવસ પછી તમારી મુર્ખાઈનું પ્રદર્શન ખુલ્લું મુકાશે!

**સામંતસિંહ**—સાધુનું કહેવું સાચું પડશે તો ને! સાચું નહિ પડે તો તેમની કબુલાત પ્રમાણે ત્રણેનાં ડોકાં ધડથી જુદાં થશે!

**રત્નાદિત્ય**—યુવરાજ! તમે જ્યારે હોય ત્યારે આવી ઉપાધિ ઉભી કરો છો! મેં તમને એ સબર ઘોડી ઉપર સવારી કરવાની ના કહી હતી, છતાં તમે તેના ઉપર સવારી શા માટે કરી? અને સવારી કરી, તો તેને વિના કારણ ચાબુક શા માટે મારી?

**સામંતસિંહ**—મારી ભૂલ થઈ!

**રત્નાદિત્ય**—યુવરાજ! દારૂના ઘેનમાં તમે આવી અનેક ભૂલો કરો છો, અને બીજાને નકામા હેરાન કરો છો. દારૂના વ્યસનથી તમારી બુદ્ધિ બહેર મારી ગઈ છે, તેથી તમે સારાસારનો કંઈપણ વિચાર કરી

શકતા નથી! ભવિષ્યમાં તમે ગુજરાતના રાજ્યની ધુંસરી ધારણ કરીને કોણ જાણે શોએ ઉત્પાત ઉત્પન્ન કરશો!

**મંત્રેશ્વર**—યુવરાજ! તમે દારૂનું વ્યસન દૂર કરી દો, અને મહારાજને સંતોષ આપો. પિતાને સંતોષ આપવો એ પુત્રની ફરજ છે.

**સામંતસિંહ**—મંત્રેશ્વર! આપ ખરૂં કહો છો. દારૂનું વ્યસન દૂર કરવાને હું બહુ પ્રયત્ન કરૂં છું, પણ તેમાં મને સફળતા મળતી નથી!

**મંત્રેશ્વર**—એ તમારા મનની નબળાઈ છે! કાળામાથાનો માનવી શું ન કરી શકે! મનુષ્ય જો ખંત અને આગ્રહથી પુરેપુરો પ્રયત્ન કરે તો ગમે તેવા અશક્ય કાર્યને પણ શક્ય બનાવી શકે!

ઉપેન્દ્રવજ્રા

કરાય જો ખંતથી યત્ન પુરો,
અશક્યનો થાય જરૂર ચુરો;
પ્રયત્નથી શક્ય બધું બને છે,
પ્રયત્નથી ટેવ બુરી ટળે છે.

**સામંતસિંહઃ**—મંત્રેશ્વર! આપનું કહેવું સત્ય છે. હું આપના કહેવા પ્રમાણે મારી બુરી ટેવ ટાળવાને માટે હવે પૂર્ણ પ્રયત્ન કરીશ.

**રત્નાદિત્ય**—યુવરાજ! પ્રયત્ન કરીને સફળતા મેળવશો તો સુખી થશો. મંત્રેશ્વર! યુવરાજની ઘોડી સંબંધી જે ઘટના બની છે, તેના પરિણામ વિષે તમે શું ધારો છો?

**મંત્રેશ્વર**—મહારાજ! મારી ધારણા તો એવી છે કે તે સાધુનું કહેવું સાચું પડશે! તેણે અજબ પ્રકારની અશ્વવિદ્યા સાધ્ય કરેલી હોવી જોઈએ. તેણે જણાવેલી બીના સત્ય હોવાની તેની સંપૂર્ણ ખાતરી વિના તો ત્રણેની જિંદગી હોડમાં મૂકવાની હિંમત કરેજ નહિ!

**રત્નાદિત્ય**—મારી માન્યતા પણ એવીજ છે. મંત્રેશ્વર! મને તો એ ત્રણ સાધુ કોઈ વેશધારી રાજકુમાર હોય એવો શક થાય છે! આપણે તેમનાં દર્શન કરવા ગયા ત્યારે તેમના ભભુત લગાવેલા ચહેરા તરફ બારીકીથી જોતાં મને તેમના ચહેરામાં રાજવંશીની ઝલકનો ભાસ થયો હતો!

**મંત્રેશ્વર**—મહારાજ! આપનો શક સાચો પણ હોય. વળી આ અશ્વવિદ્યાની ઘટનાથી આપના શકને વિશેષ પુષ્ટિ મળે છે!

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર! મારો વિચાર એવો છે કે એ કેદ થએલા સાધુઓની આપણે મુલાકાત લઈએ, અને સત્ય શું છે તે શોધી કાઢીએ.

જો એ કોઈ વખાના માર્યા રાજવંશી હોય તો તેમને બંધનમુક્ત કરી આપણા મેમાન બનાવીએ અને તેમની અશ્વવિદ્યાની કદર કરીએ.

**મંત્રેશ્વર**—મહારાજ! આપનો વિચાર ઉત્તમ છે. આપની ઇચ્છા હોય તો આપણે હમણાંજ ત્યાં જઈએ અને તપાસ કરીએ.

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર! ચાલો, હમણાંજ જઈએ; યુવરાજ તમે પણ અમારી સાથે ચાલો.

( રત્નાદિત્ય, મંત્રેશ્વર અને યુવરાજ જાય છે. )

## પ્રવેશ ચોથો

**સ્થળઃ—** કેદખાનું ( અણહીલપુર પાટણ )

**પાત્રોઃ—**

(૧) રાજ
(૨) બીજ
(૩) દંડક } કલ્યાણપતિ ભુવનાદિત્યના કુંવરો કેદ થએલા વેશધારી સાધુ

(૪) **ચોકીદાર**—કેદખાનામાં ચોકી કરનાર

(૫) **રત્નાદિત્ય**—ગુજરાતના મહારાજા

(૬) **મંત્રેશ્વર**—રત્નાદિત્યના મંત્રી

(૭) **સામંતસિંહ**—રત્નાદિત્ય રાજાના યુવરાજ

**રાજ**—ભાઈ! તારી અશ્વવિદ્યાએ તો જેલજાત્રા કરાવી!

**બીજ**—હા, મોટાભાઈ! થયું તો એવું! પરંતુ પ્રભુ જે કરે તે રા માટે એમ માનીને આવેલી વિપત્તિને વધાવી લેવી જોઈએ!

**રાજ**—એ તો મને કે કમને કંઈ વધાવી લીધા વિના છુટકો છે!

**બીજ**—મોટાભાઈ! વિપત્તિનો કમને નહિ, પણ આનંદથી સત્કાર રવો જોઈએ! જેટલા આનંદથી સુખને સ્વીકારીએ છીએ તેટલાજ ાનંદથી વિપત્તિનો પણ સ્વીકાર કરવો જોઈએ. સુખ અને દુઃખ કંઈ મેશાં ટકતા નથી! એ તો માત્ર બબ્બે દિવસનાં મેમાન જેવાં છે, માટે ન્નેને સમાન ગણતા શીખવું જોઈએ.

**વસંતતિલકા**

માને સમાન મનથી સુખ દુઃખ બન્ને,
માનાપમાન જગમાં સરખાં ગણે જે;
માને સમાન યશ ને અપકીર્તિ બન્ને,
તે દૃઢજીત જરૂર જીવનમુક્ત તો છે.

**દંડક**—સુખ અને દુઃખ, માન અને અપમાન, જશ અને અપજશ ગેરે દ્વંદ્વને જીતનાર જીવનમુક્ત ગણાય એ વાત તો સત્ય છે; પરંતુ પંદર

દિવસ પછી તમારા કહેવા પ્રમાણે યુવરાજની ઘોડીને કાણો વછેરો નહિ અવતરે તો આપણી શી દશા થશે ?

**રાજ**—ત્રણેનો શિરચ્છેદ થશે ! આપણે ત્રણે જીવનમુક્ત થઈશું !

**બીજ**—જગતમાં જન્મેલી દરેક વ્યક્તિને મરણ તો એક દિવસ અવશ્ય આવવાનું હોય છે જ ! મરણથી ડરવું એ કાયર પુરુષનું કામ છે ! પરંતુ તમે બન્ને તદ્દન નિર્ભય રહો. મારૂં કથન સોએ સો ટકા સાચુંજ પડશે ! અને આપણું નામ ઇતિહાસમાં અમર થશે !

( કેદખાનાનો ચોકીદાર પ્રવેશ કરે છે. )

**ચોકીદાર**—એ મહારાજ ! તમારી વાતો બંધ કરો ! મહારાજા રત્નાદિત્ય પધારે છે. તેમની સાથે તેમના મંત્રેશ્વર અને યુવરાજશ્રી પણ આવ્યા છે.

( ત્રણે જણ પ્રવેશ કરે છે. )

**બીજ**—જય હો-મહારાજાનો ! મહારાજ, આપ ભલે પધાર્યા.

**રત્નાદિત્ય**—મહાત્માજી ! આપને મારા અંતઃકરણપૂર્વક પ્રણામ છે. (રત્નાદિત્ય નમન કરે છે. મંત્રેશ્વર અને યુવરાજ પણ નમન કરે છે.)

**બીજ**—મહારાજા ! આજે બનેલી બધી બીના આપને યુવરાજશ્રીએ વિદિત કરી હશે ! યુવરાજની ભયંકર ભૂલનું શું પરિણામ આવશે, તે પણ આપે જાણ્યું હશે !

**રત્નાદિત્ય**—હા, મહારાજ. યુવરાજે બધી હકીકત અમને કહી છે; પરંતુ આપે કહેલું ભવિષ્ય અતિશય આશ્ચર્યકારક છે ! તે એકદમ માનવામાં આવે એવું નથી ! આપને તો તે બાબતની જરા પણ શંકા નહિ હોય !

**બીજ**—જરા પણ શંકા નથી ! અશ્વવિદ્યાને આધારે નક્કી કરેલી બાબતો કદીપણ ખોટી પડેજ નહિ ! આજથી બરાબર પંદરમે દિવસે યુવરાજની ઘોડી પંચકલ્યાણી વછેરાને જન્મ આપશે, અને તેની ડાબી આંખ ફૂટેલી હશે !

**મંત્રેશ્વર**—પંચકલ્યાણી વછેરાને જન્મ આપશે ?

**બીજ**—હા. એ જાતવાન પંચકલ્યાણી વછેરાને જન્મ આપશે !

**સામંતસિંહ**—પંચકલ્યાણી એટલે શું ?

**બીજ**—પંચકલ્યાણી એ ઉત્તમમા ઉત્તમ અશ્વની જાત છે. સાંભળો, પંચકલ્યાણી અશ્વનું લક્ષણ સમજાવું !

મંદાક્રાન્તા

માથું જેનું ધવલ, ચરણો ચાર છે શ્વેત જેના,
કાયા લીસી મખમલ સમી, નેત્ર છે તીક્ષ્ણ જેનાં;
કાન્તિ જેની મનહર અતિ, જોઈને વ્હાલ આવે,
એવી જાતિ તુરગતણી તે, પંચકલ્યાણી કાંવે.

જે અશ્વનું માથું અને ચાર પગ એ પાંચ વાનાં શ્વેત વર્ણનાં હોય તે પંચકલ્યાણી અશ્વ કહેવાય.

**રત્નાદિત્ય**—આ બધું આપ અશ્વવિદ્યાને આધારે કહો છો ?

**બીજ**—હા, મહારાજ. અશ્વવિદ્યા એ કંઈ જેવી તેવી વિદ્યા નથી ! મહાપ્રતાપી નળરાજા આ વિદ્યામાં પારંગત હતા. તેમણે અયોધ્યાના ઋતુપર્ણ રાજાને આ વિદ્યા શીખવી હતી.

**મંત્રેશ્વર**—આપનું કહેવું સત્ય છે! નળરાજાએ ઋતુપર્ણ રાજાને અશ્વવિદ્યા શીખવી હતી અને તેના બદલામા ઋતુપર્ણ રાજાએ નળરાજાને વૃક્ષનાં પત્રનું ગણિત કરવાની વિદ્યા શીખવી હતી.

**રત્નાદિત્ય**—નળ રાજાએ મુડદાલ ઘોડાઓના કાનમાં મંત્ર ફૂંકીને તેમને પવનવેગી બનાવ્યા હતા !

**બીજ**—હા, મહારાજ. એ બધો અશ્વવિદ્યાનો પ્રતાપ !

**રત્નાદિત્ય**—મહાત્માજી ! તમારી અશ્વવિદ્યાનો ચમત્કાર તો પંદર દિવસ પછી જોઈશું, પરંતુ મારા મનમા એક શંકા ઉત્પન્ન થએલી છે, તેનું સમાધાન તમે બરાબર કરશો ?

**બીજ**—મહારાજ! આપ આપની શંકા સુખેથી કહો. હું તેનું યથાશક્તિ સમાધાન જરૂર કરીશ.

**રત્નાદિત્ય**—મારી શંકા તમારા ત્રણ જણના સાધુવેશના સંબંધમાં છે !

**બીજ**—અમારા સાધુવેશના સંબંધમાં આપને શી શંકા છે ?

**રત્નાદિત્ય**—મારી શંકા એ છે કે તમે ખરા સાધુ નહિ હોતાં કોઈ વેશધારી સાધુ છો.

**બીજ**—એવી શંકા કરવાનું કંઈ કારણ ?

**રત્નાદિત્ય**—હા. તમે શરીર ઉપર લગાવેલી ભસ્મમાંથી પણ મને તમારા રાજવંશી દિદારનું દર્શન થાય છે !

**બીજ**—( ગભરાટથી ) ના, ના એવું તો કંઈ નથી !

**રત્નાદિત્ય**—આપ જરા પણ ગભરાશો નહિ ! તમે ગમે તે હો,

પણ મારા રાજ્યમાં તમારો વાળ પણ વાંકો થશે નહિ! મારૂં તમને અભયવચન છે ?

**બીજ**—આપ અભયવચન આપો છો ?

**રત્નાદિત્ય**—હા. મારા ઇષ્ટદેવ શ્રી શંકર ભગવાનને સાક્ષી રાખીને તમને અભયવચન આપું છું.

**બીજ**—મહારાજ ! આપની શંકા સાચી છે. અમે ત્રણે ભાઈઓ કલ્યાણપતિ ભુવડના વંશજ ભુવનાદિત્યના કુંવર છીએ !

**રત્નાદિત્ય**—આપ ત્રણે કલ્યાણપતિ ભુવનાદિત્યના કુંવર !

**બીજ**—હા, મહારાજ. મારૂં નામ બીજ, આ મારા મોટા ભાઈનું નામ રાજ, અને આ મારા નાના ભાઈનું નામ દંડક છે.

**રત્નાદિત્ય**—તમારે આવો સાધુનો વેશ ધારણ કરવાનું કારણ શું ?

**બીજ**—મહારાજ ! અમે ત્રણે ભાઈઓ શ્રી સોમનાથ મહાદેવની યાત્રા કરવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતા સાધુનો વેશ સજીને અમે પાટણમાં આવ્યા.

**રત્નાદિત્ય**—એવી રીતે વેશ બદલવાની શી જરૂર હતી ! તમારે સીધેસીધા મનેજ આવીને મળવાની જરૂર હતી.

**રાજ**—મહારાજ ! એમ નહિ કરવાનું માત્ર એકજ કારણ હતું. તે એ કે આપના પૂર્વજ અને અમારા પૂર્વજ વચ્ચેની જુની દુસ્મનાવટ તાજી થાય અને તેનું કંઈ અનિષ્ટ પરિણામ આવે ! આપની આવી સુજનતાની અમને ખબર હોત તો અમે આવો વેશપલટો કરતજ નહિ !

**રત્નાદિત્ય**—હશે ? જે બનવાનું હતું તે બન્યું. મંત્રેશ્વર ! આ ત્રણ રાજકુમારોને યોગ્ય પોશાક અહીં મંગાવવાની આપ ગોઠવણ કરો. યુવરાજ, આ ત્રણે રાજકુમારોને તમારા ભાઈ જેવા ગણીને તેમની મેમાની કરવાની છે.

( મંત્રેશ્વર પોશાક મંગાવે છે. )

**સામંતસિંહ**—પિતાજી ! આપની આજ્ઞા પ્રમાણે હું જરૂર કરીશ. રાજકુમાર ! તમારી પાસેથી અશ્વવિદ્યા શીખવાની ઇચ્છા છે.

**બીજ**—યુવરાજ ! તમારી ઇચ્છા હશે તો હું જરૂર તમને અશ્વવિદ્યા શીખવીશ.

**રત્નાદિત્ય**—યુવરાજ ! રાજકુમાર બીજ તમને અશ્વવિદ્યા શીખવશે. આવા સદ્‌ગુણી રાજકુમારો પાસેથી તમને બીજું ઘણું શીખવાનું મળશે !

પંદર દિવસ સુધી તો તમને આપણા મેમાન તરીકે ફરજિઆત રહેવાનું છે. તે પછી તેમને વધારે મુદત ખાસ આગ્રહ કરીને રોકીશું.

( અનુચરો રાજકુમારો માટે પોશાક લાવે છે. )

**મંત્રેશ્વર**—રાજકુમારો ! લો આ પોશાક. આપનો સાધુવેશ ઉતારીને આ પોશાક પહેરો.

( રાજકુમારો પોશાક પહેરી લે છે. )

**રત્નાદિત્ય**—મંત્રેશ્વર ! તમે આ ત્રણે રાજકુમારોની સગવડ બરાબર સચવાય એવો બંદોબસ્ત કરી દેજો. યુવરાજ ! તમે આ રાજકુમારોને આપણા ખાસ મેમાનો માટે બંધાવેલા રાજમહેલમાં લઈ જાઓ. તમે પણ તેમની સાથેજ રહેજો, અને તેમની મેમાની બરાબર કરજો.

( સર્વે જાય છે. )

(બરાબર પંદર દિવસે સામંતસિંહની ઘોડીને પંચકલ્યાણી વછેરા અવતરે છે. બીજના કહેવા પ્રમાણે તેની ડાબી આંખ ફૂટેલી હોય છે. મહારાજ રત્નાદિત્ય બહુ ખૂશ થાય છે. બીજની અશ્વવિદ્યાથી અતિ પ્રસન્ન થઈ સામંતસિંહ તેને પોતાની બેન લીલાદેવી સાથે લગ્ન કરવા કહે છે; પરંતુ બીજ એક આંખે કાણો હોવાથી પોતાના મોટા ભાઈ રાજ સાથે લીલાદેવીનું લગ્ન કરવાનું સુચન કરે છે. રત્નાદિત્યની સંમતિથી રાજનાં લગ્ન લીલાદેવી સાથે થાય છે. આ પ્રમાણે બીજની અશ્વવિદ્યાના પ્રતાપે ચાવડા વંશ અને સોલંકી વંશ લગ્ન સંબંધથી જોડાય છે. )

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ } સાકરલાલ પુરુષોત્તમ શુકલ
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ

---

## જાપાનની મુસાફરી*

બાળક એ દેશની અમુલ્ય દોલત છે અને તેને કેળવનાર શિક્ષક છે. જો શિક્ષક ધારે તો દેશને ઉન્નતિને શિખરે પહોંચાડી શકે છે, તે નીચેના દાખલા ઉપરથી સમજાશે.

જાપાન અત્યારે દુનિયાના બધા દેશોને ટક્કર મારી રહ્યો છે. તો તેને જોવાની મને ઘણા દિવસથી ઉત્કંઠા હતી. સુયોગે તે યોગ પ્રાપ્ત થયો. પાસપોર્ટની સગવડ કરી અમે મુંબઈ બંદરથી રૂ. ૪૫૦) આપી જાપાનની આવવાજવાની ટિકિટ લીધી. અમારી મુસાફરીમાં પહેલું લંકાનું

* શેઠ ગાંડાભાઈએ ટ્રેનિંગ કોલેજમાં આપેલા ભાષણનો સાર.

સુંદર બંદર કોલંબો આવ્યું. આ બંદર આગળ અમારી આગબોટ ૨ કલાક થોભી. કોલંબો શહેર કેવું હશે? તે જોવાની અમને ઘણી ઉત્કંઠા હતી તેથી શહેરમાં ફરવા ગયા. આ શહેરમાં ૪॥ લાખ માણસની વસ્તી છે. લોકો મલાયમ જાતના છે અને તેમનો પહેરવેશ ત્રિવેન્દ્રમના લોકોના પહેરવેશને મળતો છે. આ લોકો ગરીબ છે. આ શહેર લંકાની રાજધાની અને બંદર હોવાથી રમણીય દેખાય છે. દરેક દેશના લોકો વેપારાર્થે અહીં વસે છે. અહીંઆં ચા અને નાળિએરનો મોટો વેપાર ચાલે છે. આ ઉપરાંત ધાતુઓનો પણ સારા પ્રમાણમાં વેપાર ચાલે છે. અહીં બારે માસ વરસાદ પડે છે. આજુબાજુ કિનારા ઉપર નાળિએરીનાં પુષ્કળ ઝાડ છે. એથી અહીંનો દેખાવ સુંદર લાગે છે. ત્યાંથી અમારી આગબોટ સિંગાપોર ગઈ. આ શહેર પાસિફિક મહાસાગરનું મુખ્ય બ્રિટિશ મથક છે. અહીં બારે માસ વરસાદ વરસે છે તેથી કુદરતી દૃશ્યો ઘણાં રમણીય છે. આ શહેર ઈંગ્લેંડના નૌકાસૈન્યનું મુખ્ય મથક છે. અહીં વેપારાર્થે હિંદી લોકો ૩૦-૩૫ ની સંખ્યામાં વસેલા જોવામાં આવે છે. આ શહેરમાં કોપરાં, નાળિએર, રબ્બર અને શેરડીની સારા પ્રમાણમાં નિકાસ થતી જોવામાં આવે છે શહેર દરિયાકિનારા ઉપર વસેલું છે તેથી ઘણું રમણીય છે. આ શહેરની વસ્તી વધતી જાય છે. ત્યાંથી અમે પાસિફિક મહાસાગરમાં મુસાફરી શરૂ કરી અને હોંગકોંગ આવી પહોંચ્યા. આ શહેર પહાડ ઉપર વસેલું છે. અહીં ગવર્નમેન્ટની સત્તા છે અને તે પૂર્વનું નૌકાસૈન્યનું મથક છે. અહીં ચીના લોકોની વિશેષ પ્રમાણમાં સંખ્યા જોવામાં આવે છે. વેપારાર્થે હિંદી લોકો પણ અહીં વસેલા છે. પોલિસમાં શીખ લોકો છે. અહીં હિંદીઓને ઉતરવાને માટે હિંદી લૉજ છે. અહીં દેશદેશના વેપારીઓ વસેલા છે. આ શહેર ૧૫ માઇલ લાંબું છે. દેખાવ રમણીય છે. અહીંઆં ચીના લોકો મજુરી કરે છે. તેઓ જાતે ગંદા છે અને ઘણા ચાલાકીવાળા છે.

ત્યાંથી આગળ જતાં અમારી આગબોટે શાંગહાઇમાં લંગર કર્યું. અહીંઆં અંગ્રેજ, ચીના, ફ્રેન્ચ અને જાપાની વગેરે પ્રજાઓનો વસવાટ છે અને સત્તા લગભગ તેઓનીજ ચાલે છે. આ બંદર ચીનની દેખરેખ નીચે છે. આ શહેર ઘણું મોટું છે. દરેક રાજ્યના દરિયાઇ કાફલાઓ તૈયારીની સ્થિતિમાં જોવામાં આવે છે. આ શહેરની વસ્તી લગભગ ૧૨ લાખ માણસની છે. અહીંઆં મુસાફરોએ સાવચેતી રાખવાની જરૂર છે. ચીના લોકો ઘણા લુચ્ચા હોય છે. તેઓ દગલબાજીમાં ઘણા કાબેલ છે. ત્યાંથી આગળ જતાં

અમારી આગબોટે જાપાનના પ્રથમ બંદર કોબેમાં લંગર કર્યું. ઉતારૂઓનો સામાન કસ્ટમ ઑફિસર તપાસે છે. શહેરની વસ્તી ૮ લાખ માણસની છે. આ શહેરમાં પ્રત્યેક મકાનમાં ગૃહઉદ્યોગ ચાલે છે અને જુદી જુદી જાતની દરેક વસ્તુ બનાવે છે. અહીં બાળક, સ્ત્રી કે મરદ, કોઈ પણ નકામો વખત ગાળતાં નથી. આ શહેરમાં તાર, વૉયરલેસ, વીજળી વગેરેની સગવડ સારી છે.

આ દેશના લોકોમાં વિનય ઘણો છે. જાણે કે દુનિયાના વિનયનો ઇજારો તેમણેજ રાખ્યો હોય એમ લાગે છે. નોકરોને શેઠ પણ વિનયથીજ બોલાવે છે. આ દેશમાં એકજ પ્રજા છે અને તે બધા જાપાનીઝ કહેવાય છે. અહીં ગરીબ તવંગરનો ભેદ નથી, બંને સાથે બેસીને જમી શકે છે. લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. આ લોકોનો મુખ્ય ખોરાક, ચા, માછલી અને ભાત છે. દરેકનું એકજ ખાણું છે. લોકો રાષ્ટ્રધર્મી છે. દેશદાઝની ધગસ દુનિયાના કોઈપણ દેશની પ્રજા કરતાં વધુ જોવામાં આવે છે. આ દેશમાં સ્ત્રીઓને ઘણું માન આપે છે. સ્ત્રીઓ સ્વતંત્ર છે. તેઓ પુરુષો ઉપર આધાર રાખતી નથી. કારખાનાઓમાં ૮૦ ટકા સ્ત્રીઓ કામ કરે છે, ફક્ત અમુક અગત્યનાં કામો ઉપરજ પુરુષો રોકવામાં આવે છે.

કામની વહેંચણી તેઓ ઘણી વ્યવસ્થિત રીતે કરે છે. તેઓમાં સ્વચ્છતાનો ખાસ ગુણ છે. સ્વભાવે ગરીબ અને નમ્ર છે. બજારમાં ખોરાકની ચીજો પડીકાબંધ મળે છે. રાંધેલું બજારમાં વેચાય છે. ચા જેવી વસ્તુ પણ સીસીમાં બંધ કરી વેચવામાં આવે છે. આ લોકોમાં પ્રમાણિકપણાનો ગુણ છે. દુકાનમાં ખરીદેલી વસ્તુ ઉંચકવાની આપણને માથાકૂટ રહેતી નથી. ફક્ત શિરનામું આપવાથી આપણો માલ આપણા મુકામ ઉપર પહોંચાડવામાં આવે છે. સ્ટોરોમાં દરેક પ્રકારનો માલ રાખવામાં આવે છે. સ્ટોરના માલિકો ખુશમિજાજી હોય છે. માલ ન વેચાય તેમની ફીકર હોતી નથી, પણ ઘરાકને તેની મરજી મુજબનો માલ બતાવવા જોઈએ તેટલો યત્ન કરે છે અને પોતાની દુકાનની મુલાકાત લીધા બદલ ઉપકાર માને છે.

આ દેશનું બીજું મોટું શહેર ઓસાકા છે. આ શહેરમાં વહેવારનાં સાધનોની સગવડ સારી છે. શહેરની વસ્તી ૩૦ લાખ માણસની છે. શહેર પણ પુષ્કળ ધમાલવાળું છે. શહેરમાં કારખાનાં ઘણાં છે. ત્યાં ભાડાની ૩૦ હજાર જેટલી મોટરો ફરે છે, અને દર ઘણો સસ્તો છે. દા. તરીકે, ચાર માણસને ૨૨ માઇલ ૧॥ રૂમાં લઈ જાય છે. અહીંના લોકો પદરની મોટરો

રાખતા નથી, કારણ જાપાનનું રાજ્ય મોજશોખ માટે મોટર રાખવા બદલ તેમની પાસેથી સારા પૈસા પડાવી લે છે. ઓસાકામાંથી ઓસાકા નામનું વર્તમાનપત્ર નીકળે છે તેની દરરોજ ૨૫ લાખ નકલ ખપે છે. શહેરના ગરીબથી તવંગર સુધીના લોકો દરરોજ તે વાંચે છે. પ્રેસમાં ૩૦૦૦ માણસ કામ કરે છે. મશીનરી ઘણીખરી જાપાનીસ છે. નોકરોમાં મુખ્યત્વે સ્ત્રી છે અને તેમનો પગાર ઘણો ઓછો છે. સઘળા નોકરોને રહેવા તથા ખાવા માટે પ્રેસના આંગણામાંજ વ્યવસ્થા કરવામાં આવે છે. સોંઘવારી પુષ્કળ છે.

ટોકિઓઃ—જાપાનની એ રાજ્યધાનીમાં ૫૨ લાખ માણસની વસ્તી છે. જાપાનનું ન્યુયોર્ક છે. અહીં મકાનો લાકડાનાં પાટીઆંનાં છે. અહીં ધરતીકંપ વારંવાર થયા કરે છે, પણ ટુંક મુદતમાં થએલી નુકસાનીની ભરપાઈ થઈ જાય છે. પરદેશ ખાતાનો ઑફિસર ઘણો વિવેકી છે. તે પોતાની મોટાઈ બતાવતો નથી. પુછપરછ કરતાં દેશની સંસ્કૃતિ હિંદનેજ આભારી છે એમ કહી ઉપકાર માને છે. અહીં યુનિવર્સિટિ છે. અહીં ૧૯ાા રૂ. માં વિદ્યાર્થી પોતાનો નિર્વાહ એક મહીના સુધી ચલાવી શકે છે. જાપાનનું મોટામાં મોટું સંગ્રહસ્થાન ત્યાં છે. અહીં ફળફળાદિ ઘણું સસ્તુ મળે છે. આ શહેરમાં કોઈપણ માણસનું મકાન શોધવા માટે મહેનત પડતી નથી, કારણ દરેક મહોલ્લાને નાકે આખા મહોલ્લાનો નકશો ટાંગવામાં આવે છે. જેથી સહેલાઈથી મકાન નંબર જોઈને શોધી કાઢવામા આવે છે. અહીંનો કુંભારવાડો ઘણો સુંદર છે, અને જુદી જુદી જાતના વાસણો તથા રમકડાં ત્યાં બને છે. કાપડને માટે સુતરાઉ, રેશમી અને શણનું કાપડ વણવાનાં કારખાનાં સારા પ્રમાણમાં છે. સ્વચ્છતા આ શહેરમાં પુષ્કળ છે. અહીં વીજળીનો સામાન સારો થાય છે અને સસ્તો પડે છે. દા. એક ગ્લોબ ત્રણ પૈસાંમાં મળે છે. અહીં ઘડિઆળ બનાવવાનાં ઘણા કારખાનાં છે. એક સાધારણ કારખાનામાંથી દરરોજ ૪૦ હજાર રૂપીઆનો માલ બને છે અને તે બધો પરદેશ ચઢે છે.

યોકોહામાઃ—આ શહેર સુંદર છે. મકાનો લાકડાનાં છે. આ શહેરમાં ધરતીકંપને લીધે ૧ લાખ ૮૦ હજાર માણસોનો નાશ થયો હતો. છતાં ઔદ્યોગિક પ્રવૃત્તિને લીધે આ શહેર દરેક રીતે આબાદ અત્યારે થઈ ગયું છે.

આ દેશ નાનો છે, છતાં વહેવારના સાધનો પુષ્કળ છે. અહીં રેલ્વેની સગવડ ઘણી સુંદર છે. દરેક ટ્રેનમાં ફક્ત ૧૦૦ મુસાફરોજ હોય છે. ૧૦૦ કરતાં વધુ મુસાફરોને બેસાડવામાં આવતા નથી. ગાર્ડ ઉતારૂઓ પ્રત્યે

નમ્રતાથી વર્તે છે અને ઉતારૂઓનો સામાન, ઉતારવા તથા ચઢાવવાની સગવડ કાળજીપૂર્વક કરે છે. દરેક સ્ટેશને ગાર્ડ ઉતારૂઓને શાની જરૂર છે તે પૂછી જાય છે. દરેક સ્ટેશન પર લાઉડસ્પીકર અને રેડીઓ ગોઠવવામાં આવે છે. રેલ્વેમાં સ્વચ્છતા તેમજ વ્યવસ્થા ઘણી સરસ છે.

આ દેશ આટલો બધો છેલ્લાં ૫૦ વર્ષમાં કેમ આબાદ થયો તેનું કારણ તે દેશની કેળવણી છે. અહીં ગરીબ મજુરથી માંડીને છેક ઉમરાવ સુધીનાને ભણવાની ખાસ ફરજ પાડવામાં આવે છે. દરેક વ્યક્તિને અભ્યાસ કરવો પડે છે. તે વખતે તેઓ શોખની વસ્તુઓ ગ્રહણ કરતા નથી. વિદ્યાર્થીઓ એકજ સરખો પોશાક પહેરે છે. કેળવણીનું ક્ષેત્ર પુરું થયા પછી દરેક વ્યક્તિને પોલિસની તાલીમ ફરજિઆત લેવી પડે છે. ત્યાં તેમને પગાર મળતો નથી પણ ખાવા પુરતું આપવામાં આવે છે; એટલે આ દેશમાં લશ્કરીખાતા પાછળ ઘણો ઓછો ખર્ચ કરવામાં આવે છે અને બચેલાં નાણાં કેળવણી પાછળ વધુ પ્રમાણમાં ખરચવામાં આવે છે. પ્રાથમિક શાળાના પ્રવેશદ્વારમાં એક મજુરનું પુતળું ચોપડી લઈને ઉભું કરેલું હોય છે. આનો અર્થ એ છે કે જાપાની મજુરને પણ ભણવાની જરૂર છે. ત્યારબાદ દેશને ખાતર ભોગ આપનાર ત્રણ મહાન પુરૂષોનાં પુતળાં રાખવામાં આવેલાં છે તેને જોઈને બાળકનું દેશાભિમાન કેળવાય છે. બાળક શાળામાં આવે કે તેને પ્રથમ વ્યવસ્થા શિખવવામાં આવે છે. વસ્તુઓ ક્યાં મૂકવી. કેવી રીતે, વગેરે બાબતો પહેલી શીખવાય છે. સાફસફીની વ્યવસ્થા શાળામાં ભણતી બાળાઓ કરે છે, એટલે મકાનો સાફ કરવા નોકરો રાખવા પડતા નથી છોકરીઓને કન્યાશાળાઓમા ગૃહઉદ્યોગની તાલીમ આપવામાં આવે છે. શિક્ષકો બાળકો પ્રત્યે ઘણા માનની દૃષ્ટિથી જુએ છે, અને દેશના એ ભવિષ્યના નાગરિકો થવાના છે તો તેમને બને તેટલી ઉચ્ચ કેળવણી આપવા તેઓ પ્રયાસ કરે છે અને બાળકને કેળવવું એજ એમનો મુદ્રાલેખ છે. આ દેશમાં શિક્ષકોને ઘણુંજ માન મળે છે અને દેશના ઉદ્ધારક તરીકે તેમને ઘટે તેટલું માન મળે છે. શિક્ષકની આર્થિક સ્થિતિ સારી રહે છે.

જાપાન દેશમાં ખનીજો ઓછા પ્રમાણમાં નીકળે છે, તેથી કરીને તેને લોઢાનો સાંચામાલ બીજા દેશમાંથી લાવવો પડે છે, છતાં જેમ બને તેમ તે માલ પોતાના દેશમાં બને એવી ધગસ રાખે છે. તેઓ ભંગાણું ખરીદે છે અને તેમાંથી નવો માલ બનાવે છે. આ દેશમાં પેટ્રોલિઅમ સારા પ્રમાણમાં નીકળે છે; તે ઉપરાંત ગંધક પણ થાય છે. ખેતીની અહીંના ખેડુતો જરાપણું જમીન નકામી જવા દેતા નથી. પહાડ ઉપર પણ ખેતી કરે છે

અને પાણીને માટે સગવડ ઉભી કરે છે. વરસાદ સારા પ્રમાણમાં થાય છે. તેથી અહીં ચા, ચોખાની પેદાશ સારી છે. ખેડુત સુધરેલી ઢબે ખેતી કરે છે. વરસમાં ત્રણ પાક લે છે. સંચાકામ અહીં સસ્તું અને સારા પ્રમાણમાં ઉત્પન્ન કરવામાં આવે છે દા: તરીકે એક સાયકલ ૮ રૂ. માં અને ફોનોગ્રાફ ૩) રૂ. માં મળે છે. તેમજ દરેક જાતનો સામાન આ દેશમાં ઘણી સસ્તી કિંમતે મળે છે. આ ઉપરથી આ દેશ કેટલી પ્રગતિવાળો છે તેનો સહજ ખ્યાલ આવશે.

લોકો:—તેમની ચામડી રંગે પીળી અને આંખો ત્રાંસી હોય છે. તેઓ અત્યારે પશ્ચિમના દેશોને મળતો પોશાક પહેરે છે, પણ સ્ત્રીઓ કમરે પટો બાંધે છે. તેઓ બાળકને પીઠ પાછળ બાંધે છે. તેને ખોરાક આપવો હોય તો તે બાળકના મોં આગળ દૂધની સીસી ધરે છે એટલે બાળક પીઠ પાછળથી દૂધ પીએ છે. આ લોકોમાં ફક્ત દાંતનો રોગ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. આ લોકો મિકાડોને ધર્મગુરુ માને છે અને ફ્યુજીઆમા પર્વતને પવિત્ર ગણે છે.

આ દેશમાં લાંચ, રૂશ્વતની પ્રથા બીલકુલ નથી. પોલિસને મેજિસ્ટ્રેટ જેટલી સત્તા હોય છે છતાં તેનો કદી પણ તેઓ દુરુપયોગ કરતા નથી. પોલિસ લોકો તરફ ઘણી માયાળુ રીતે વર્તે છે. ચોરી ઘણીજ ઓછા પ્રમાણમાં થાય છે. દેહાંત દંડની સજા કદી કરવામાં આવતી નથી. આ લોકોમાં સ્વમાનનો ખાસ ગુણ છે અને રક્ષણ માટે પોતાનો જાન ગુમાવવા તૈયાર રહે છે. આ દેશના લોકો પશ્ચિમના દેશોમાંથી કેળવણી શીખી લાવી દેશને ઉન્નત કરે છે. આ દેશમાં ધરતીકંપ અને વાવાઝોડા થવાની ઘણી ધાસ્તી રહે છે તેથી લોકો પાકાં ઘર બંધાવતા નથી. આબોહવા અહીંની માફકસર છે, કારણ કે ક્લેકરટ્રીમના પ્રવાહની અસર આવે છે.

આ દેશ કેળવણીના પ્રતાપેજ આટલો બધો આગળ વધ્યો છે, અને દુનિયાના સઘળા દેશો સામે ટક્કર ઝીલી રહ્યો છે. તો આપણા દેશને આગળ ધપાવવા જાપાનનો મહામંત્ર પ્રાથમિક શાળાના શિક્ષકોએ ધ્યાનમાં લેવાની જરૂર છે.

સ્કોલર પ્રાણલાલ રણછોડ ભટ્ટ
બીજું વર્ષ. પ્રે. ટ્રે. કોલેજ

---

જેવી બાબત હતી. જમીન મજબુત અને આબોહવા સૂકી એટલે જમીનમાં યંત્રો સહેલાઇથી બેસાડી શકાય છે.

આ કારખાનું ૧૯૦૮માં બંધાયું હતું. પછીથી બે વરસમાં પાણીની ટાંકીઓ, પાઇપલાઇન, પાણી ભરવાનું તળાવ, સ્ટેશન સુધી રેલ્વે, રસ્તાઓ, મકાનો, મજુરોનાં ઘર, પોલિસ સ્ટેશન, ઇસ્પિતાલ, વગેરે ઉપર કહ્યું તેવું સગવડવાળું ગામ બની ગયું. ૧૯૧૨મા પોલાદનો પહેલોવહેલો કટકો બનાવવામાં આવ્યો. આરંભના વિઘ્નો સાથે આજે એ ઉદ્યોગ વિજયી થઇ બહાર નીકળ્યો છે.

હવે એ જબરજસ્ત કારખાનાની અજાયબ ભરેલી વસ્તુ જોઇએ—

૨૦ મિનિટમાં વીસેક ટન લોઢાનો મેલ બાળી નાખે છે. આ દશ્ય જોતાં આપણને ઘણી અજાયબી ઉત્પન્ન થાય છે. આખું કારખાનું ફરીને જોતાં ૧૦ માઇલની મુસાફરી સહેજે થાય છે. ૨॥ ચો. મા. માં આખું કારખાનું છે અને કારખાનામાં ૬૦ માઇલ લાંબી રેલ્વે લાઇન છે.

કારીગરોની સંખ્યા—૧૭૦૦૦ છે. કુલ તમામ કારીગરોના પગાર પેટે મહીને ૧૧ લાખ રૂપીઆ ખર્ચ થાય છે. સામાન્ય ૬૦ ડબા પોલાદના કારખાનામાંથી રવાના થાય છે. ૫૫ બોઇલરો છે. એક માસમાં ૧ લાખ ટન ખનીજ લોઢું ગળાય છે. રોજનો અઢી હજાર ટન કોલસો વાપરવામાં આવે છે. દર મહીને ૧ કરોડ યુનિટ જેટલી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે.

કંપનિ નીચેની જાતનાં પોલાદ બનાવે છે:—

આગબોટ, બોઇલરોનાં પતરાં; કલાઇનાં પતરાં માટે શીટબાર, જમતના સાદાં પતરાં, ઢાળેલા ભીડની નળીઓ, રેલ્વેનાં પોલાદના સ્લીપરો, પુલ, બીજાં બાંધકામનાં સાધનો વગેરે.

સગવડોનાં કારણોને લઇ ને એની સાથે બીજાં કારખાનાં પણ ચાલે છે.

દેવજીભાઇ દીવાવાલા

---

# તારીખ ઉપરથી વાર કાઢવા વિષે.

સન ૧૮૭૮, ૭૯ અને ૧૮૮૭ ની સાલમાં આ લેખક અમદાવાદ પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજમાં ભણેલો હતો. તે વખતે આપણા માનવંતા સ્વ. કવિ દલપતરામભાઇએ તારીખ ઉપરથી વાર શોધી કાઢવા

માટે અમને એક હરિગીત છંદ શીખવ્યો હતો, તે હજુ પણ યાદ હોવાથી આ નીચે આપવામાં આવ્યો છે.—

હરિગીત છંદ

જે આદિના અક્ટોબરે, ફે. મા. નવેંબર પાંચમી,
એપ્રિલ, જુલાઈ બીજી ને, જુન ચોથી મેની સાતમી;
છઠ્ઠી ઑગસ્ટે એજ, સપ્ટેંબર, ડિસેંબર ત્રીજીએ,
દર ચોથી સાલે માર્ચની, તે જાન્યુઆરિ બીજીએ.

**ભાવાર્થ**—'જા.' એટલે જાન્યુઆરિની પહેલી તારીખે જે વાર હોય તેજ વાર ઓક્ટોબર 'ફે.' એટલે ફેબ્રુઆરિ અને 'મા.' કહેતાં માર્ચની અને નવેંબર મહીનાની પાંચમી તારીખે આવે.

વળી આજ વાર એપ્રિલ અને જુલાઈ માસની બીજી તારીખે આવે તેમજ જુનની ચોથી અને મે મહીનાની સાતમી તારીખે પણ આવે.

ઑગસ્ટની છઠ્ઠી તારીખે, અને સપ્ટેંબર તથા ડિસેંબર માસની ત્રીજી તારીખે આવે.

દર ચોથા વરસની એટલે ૧-૪-૮-૧૨, ૧૬ એમ ચાર ચાર વરસ ગણતાં માર્ચની ૧ લી તારીખે જે વાર હોય તે જાન્યુઆરિની બીજી તારીખે આવે.

આ પ્રમાણે સને ૧૯૨૦, ૨૫, ૨૬, અને સને ૧૯૨૯ની સાલની ડાયરીઓ મેળવી જોઈ તો બરાબર તારીખ વાર મળતાં આવે છે એટલુંજ નહિ, પણ 'ગુજરાતી' પ્રેસનું ભીંતે ચોઢવાનું ગઈ સાલનું અને આ સાલનું કેલેન્ડર મેળવી જોતાં પણ આ દાખલો બરાબર ખરો પડે છે.

આ સિવાય કવિએ જાન્યુઆરિ મહીનો આપણા કયા દેશી મહીનામાં આવે તેને માટે પણ એક કવિતા શીખવી હતી તેને પણ ઉપયોગી જાણી અહીં આપી છે.—

૬૩ ૬૪ ૬૫ ૬૬ ૬૭ ૬૮ ૬૯
પા મા પા પી મા પા પી.
૭૦ ૭૧ ૭૨ ૭૩ ૭૪ ૭૫ ૭૬
મે પા મા પા પી મા પી.
૭૭ ૭૮ ૭૯ ૮૦ ૮૧
પા મા પા પી મે સ્થાપી.
ત્રેસઠથી અદ્યાપિ.

આમાં "પા" એટલે પોસ અને 'મા' એટલે મહા-માઘ-મહીનો સમજવાનો છે. અને તે પ્રમાણે સન ૧૮૬૩ની સાલથી અદ્યાપિ એટલે

સન ૧૮૮૧ સુધી ગણી લેવાનું છે. તેની આગળનાં વરસોમાં આ પ્રમાણે આવે છે કે નહિ તે મેળવી જોયું નથી. આશા છે કે કોઈ ઉત્સાહી ને ખરે-ખરો જિજ્ઞાસુ શિક્ષક તે મેળવી જોઈ જાહેર કરશે.

સન ૧૮૬૩ થી સન ૧૮૮૧નાં પંચાંગ કે ડાયરી બુક્ો પાસે નહિ હોવાથી આ પ્રમાણે મળે છે કે નહિ તે મેળવી જોયું નથી.

પણ પહેલાંનાં જુનાં 'શાળાપત્રો'માં આપેલાં પંચાંગો કોઈ મહેતાજી તપાસી જોશે તો આ વિધિની ખાતરી થશે.

લુણાવાડા<br>
તા. ૧૭-૨-૩૫

છ. વિ. રાવળ<br>
પે. મહેતાજી

---

## શિક્ષકને !

તું ઊઠ ! સુતો કેમ તાણી સોડય બાપુ !<br>
તારી ઉપર જગની ઠરી છે આંખડી બાપુ !<br>
તુજ હસ્તમાં જગતના ફુલડાં મુકાયાં,<br>
ફોર્યા નહિ ને ઉલટા કયમ તે સુકાયાં ?<br>
એ જોઈ સ્વર્ગે દેવતાઓ દુઃખાયા,<br>
પડતી દશાના વાદળા તેથી છવાયાં.<br>
ખાડો પડયો તુજ પેટનો જગ જોય છે બાપુ !<br>
લક્ષ્મી તણી એ રાક બ્હેની રોઈ છે બાપુ !<br>
કર્તવ્ય તારૂં કરજે ખુબ પ્રેમ આણી,<br>
દેખાડજે જગતને તુજ તેજ પાણી;<br>
ભગવાન બદલો તુજ વાળી જરૂર દેશે<br>
તારી કમાઈ જગમાંહી અખંડ રહેશે.<br>
પરમાર્થ સાથે સ્વાર્થની બાજી રૂડી બાપુ !<br>
મળી છે હાથ તો કદીએ ન કરતો તું કુડી બાપુ !<br>
જગત એવું ઘેલકું ના રહ્યું છે,<br>
ઉપકાર કરનારા ઉપર મોહી રહ્યું છે;<br>
અંધાર જો તુજ હૃદયનો નાસી રહો જો<br>
નવલાં લખાશે પાન ઇતિહાસે ફરી તો.

અદ્વૈત

## માગણી

ધંધા મહીં પાગલ બને, ના પ્રાણની પરવા કરે,
જીવનની સઘળી મહેચ્છા, બાળના ચરણે ધરે;
કર્તવ્યનિષ્ઠા કાજ, કાઢે વાસનાની મેસને,
એવા વિભુજી આપ શિક્ષક, સઘ ભારત દેશને. ૧

રાષ્ટ્ર મારો, બાળ મ્હારાં, હું ગુરુ છું તેહનો,
વિશ્વબંધુ, ભાવ જેના, ગાત્રમાં છે ઝબકતો;
શિક્ષણ તણી દુનિયા મહીં ધરતા ફકીરી વેશને,
એવા વિભુજી આપ શિક્ષક, સઘ ભારત દેશને. ૨

પંચત્વ પામે ત્યાંસુધી, નિજ ધ્યેયને બદલે નહિ,
વ્યહવારના દુઃખદ સમીરો, હૃદયને સ્પર્શે નહિ.
આદર્શની સિદ્ધિ સુધી, ડગતા ન ડગલું લેશ જે:
એવા વિભુજી આપ શિક્ષક, સઘ ભારત દેશને. ૩

સત્ય, શાંતિ, ત્યાગનાં, દૃઢ મૂળતત્ત્વો રોપતા,
ચારિત્રની ચાવી વડે, અંગો બનાવે ઓપતાં;
સંપના સૂરો ગજાવી, દૂર કરતા ક્લેશને,
એવા વિભુજી આપ શિક્ષક, સઘ ભારત દેશને. ૪

પદવી થકી બગડે મતિ, ના, ભાષણે શિક્ષણ કથે,
સિદ્ધાંતને સમજાવવા, દૃષ્ટાંત રૂપ થવા મથે;
હૃદય જીતે બાળના, લજવે ન શિક્ષક વેશને,
એવા વિભુજી આપ શિક્ષક, સઘ ભારત દેશને. ૫

ભારત તણું ભાવિ દીસે, આજે ઉઠાળા મારતું,
જોઈએ સરસ શિક્ષક હવે, સહુ એમ કો પોકારતું;
લાવી દયા ધરજે હૃદયે, આ પ્રાર્થનાના વેગને,
ઉત્તમ વિભુજી આપ શિક્ષક, સઘ ભારત દેશને. ૬

લાલીયાદ. એ. સ. ગુ. સ્કૂલ
તા. ૧૨-૧-૩૫

નર્મદાશંકર ડાહ્યાલાલ ત્રિવેદી
ઉચ્ચ સાહિત્યોત્તીર્ણ

## ધારણઃ-સાતમું

વિષયઃ—ભૂમિતિ
સામાન્ય હેતુઃ—વિચારશક્તિ કેળવી ભૂમિતિના સિદ્ધાંતમાનું સત્ય સમજવાનો
વિશેષ હેતુઃ—પ્રમેય ૨૪માના ઉપસિદ્ધાંતનો પ્રાયોગિક ભાગ સમજવાનો
સાધનઃ—કાગળ, કાતર, ભૂમિતિનાં સાધનો, બ્લેકબોર્ડ, ચાક વગેરે.

શિક્ષકઃ—ભવાનભાઈ બેચરભાઈ મકવાણા
આસિ. શિક્ષક, પ્રેક્ટિસિંગ સ્કૂલ
સમયઃ—૪૦ મિનિટ
તા. ૨૬-૧-૩૫

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| આરંભ<br>અ. વર્ગવ્યવસ્થા.<br>બ. આરંભ પ્રશ્નો | વિદ્યાર્થીઓને ડ્રિલ કરાવી વ્યવસ્થિત ગોઠવવા.<br>નીચેના સત્યો પાટીઆ પર લખવાં. ખાલી જગા વિદ્યાર્થીઓ પાસે પુરાવવી.<br>૧. સમબાજુ ત્રિકોણની ત્રણે બાજુઓ——હોય છે.<br>૨. સમદ્વિબાજુ ત્રિકોણની સરખી——સરખા હોય છે.<br>૩. ત્રિકોણના ત્રણે ખુણાનો સરવાળો——હોય છે.<br>૪. ત્રિકોણની એક બાજુને લંબાવવાથી થતો બહારનો ખુણો——બરાબર હોય છે. | સુચનાઃ-કા. પા. ની નોંધની અ બાબતમાં આપેલા માપથી વિદ્યાર્થીઓ કાગળપર ત્રિકોણ દોરે, તે ત્રિકોણને કપાવવો. ત્રિકોણની બે બાજુઓનાં મધ્યબિંદુ (બાજુને મધ્યમાંથી વાળીને શોધાવવાં. તે મ. બિ. સાંધનારી લીટીને પાયા સાથે સરખાવવી. તે લીટી પાયા સાથે સમાંતર અને અર્ધી છે, તેની ખાતરી કરાવવી. |

| | | |
|---|---|---|
| क. રજૂઆત<br>મુખ્ય વિષય<br>अ. સાધનોની વહેંચણી<br>ब. પક્ષની બાબતો.<br>૧. ત્રિકોણ દોરવો. | ત્રિકોણ વિષેના તેવા એક બીજા સત્ય વિષે શીખીએ.<br>કાગળ, કાતર, પેન્સિલ, રબર વગેરેની વ્યવસ્થિત વહેંચણી કરવી. કા૦ પા૦ ની નોંધમાં લખેલાં ત્રણ માપ પૈકી ગમે તે એક માપ લઈ ત્રિકોણ દોરવા દરેકને કહેવું. દરેકે પસંદ કરેલો ત્રિકોણ કેવો ત્રિકોણ થશે તે પૂછવું. (આખા વર્ગમાં ત્રણે પ્રકારના ત્રિકોણની પસંદગી હોવી જોઈએ.) | શિક્ષકે પણ કાગળ પર કૃતિ કરવી..<br>अ ગમે તે એક માપથી ત્રિકોણ દોરો.<br>પાયો એકબાજુ બીજીબાજુ<br>(૧) ૨" ૨" ૨"<br>(૨) ૨" ૩" ૪"<br>(૩) ૨" ૩" ૪" |
| ૨. ત્રિકોણનો કટ. | કાગળ પર દોરેલો ત્રિકોણ કપાવવો. ( શિક્ષકે પણ વર્ગની સાથે ત્રિકોણ દોરવો, ને તેને કાપવો પાટીઆ પર પણ સ્કેલ માપથી ત્રિકોણ દોરવો.) | |
| ૩. બે બાજુનાં મ.બિ. સાંધનારી લીટી | ત્રિકોણની કિનારીને બેવડી વળાવી બંને બાજુઓના મ૦ બિ૦ મુકરર કરવા. મ૦ બિ૦ ઓને સાધનારી લીટી દોરો. તેને अब નામ આપો. | ब બે બાજુઓનાં મ.બિ. સાધો. |
| क. સાધ્યની બાબતો<br>૧ अब લીટી પાયાને સમાંતર<br>૨ अब લીટી પાયાથી અર્ધી | ત્રિકોણના પાયાથી अब લીટીના બંને છેડાનું લંબાંતર મપાવવું. "સરખા અંતરવાળી લીટીઓ સમાંતર હોય," એમ કહાવી પરિણામની નોંધ કરવી. अब લીટી પર કાપ મુકાવવો. अब લીટીવાળો ભાગ પાયા સાથે સરખાવરાવી તે ભાગ પાયાથી અર્ધો છે, તેની ખાતરી કરાવી નોંધ લેવી. | क પરિણામ:—<br>૧. अब લીટી પાયાને સમાંતર છે.<br>૨. अब લીટી પાયાથી અર્ધી છે. |

| | | |
|---|---|---|
| ૩. નિયમ કઢાવવો. | તમને કેવી આકૃતિ દોરવા કહ્યું ? ત્રિકોણની કેટલી બાજુ- ઓને દુભાગી ? બે બાજુઓના મ. બિં. ઓને શું કર્યું ? મ. બિં. સાંધનારી લીટીને કોની સાથે સરખાવી ? શું પરિણામ આવ્યું ? વગેરે સૂચક પ્રશ્નોથી કા. પા. ની નોંધમાં બતાવ્યા પ્રમાણે નિયમ કઢાવી નોંધ કરવી, અને વિદ્યાર્થીઓની ચોપડીમાં તે લખાવવો. | નિયમઃ-કોઈપણ ત્રિકોણની બે બાજુઓનાં મધ્યબિંદુઓને સાંધનારી લીટી ત્રીજી બાજુને સમાંતર હોય છે, અને તેનાથી અર્ધી હોય છે. |
| પુનરાવર્તનઃ—સાફલ્ય | ઉપરનો નિયમ જુદા જુદા વિદ્યાર્થીઓ પાસે બોલાવવો. ખાલી જગા પુરોઃ-(૧) ૬ સે. મિ. ના પાયા પર દોરેલા ત્રિકોણની બે બાજુઓનાં મ. બિં. સાંધનારી લીટી——લાંબી હોય છે. (૨) ત્રિકોણની બે બાજુઓના મ. બિં. સાંધનારી લીટીનો એક છેડો પાયાથી ૨''ના લંબાંતરમાં હોય, તો બીજો છેડો પાયાથી——ના લંબાંતરમાં હોય છે. | |

સૂચનાઃ—વિદ્યાર્થીઓ જેમ જેમ કામ કરતા જાય, તેમ તેમ શિક્ષકે પણ કામ કરવું. સાથે સાથે પાટીઆ પરની આકૃતિમાં પણ કામ કરાવવું.

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા (ઠેકાણા સહિત) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | સરળ ગુજરાતી બાળ વ્યાકરણ ભાગ ૨ (સને ૧૯૩૪ની ૩૫ મી આવૃત્તિ) | મિ. પી. કે. શાહ | મેસર્સ એસ. બી. શાહ એન્ડ કો. પાનકોર નાકો, અમદાવાદ. | ૦—૫—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | ,, ભાગ ૩ (સને ૧૯૩૪ની ૩૫મી આવૃત્તિ) | ,, | ,, | ૦—૫—૦ | ,, |
| ૩ | સરળ દેશીનામાની પદ્ધતિ) (સને ૧૯૩૪ની સુધારેલી ૪૦મી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૪ | ભૂગોળ માર્ગદર્શિકા ભાગ ૧ (સને ૧૯૩૨ની બીજી આવૃત્તિ) | મિ. ડી. એમ. દોશી | મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, સુરત | ૦—૬—૦ | માધ્યમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૫ | મુંબઈ ઇલાકો (૧૯૩૪) | મિ. એ. એમ. પરીખ | મેસર્સ લોંગમેન્સ ગ્રીન એન્ડ કો. નીકોલરોડ, મુંબઈ. | ૦—૫—૦ | પ્રાથમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૬ | સુબોધ સંગીતમાલિકા (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એસ. કે. રાવળ | મિ. એસ. કે. રાવળ, મદનગોપાળની હવેલી અમદાવાદ. | ૦—૧૦—૦ | છોકરીઓની પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૭ | હાસ્યદર્શન (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. જે. ડી. ખુડખુડીઆ | મિ. મુંજાલાલ ભગવાન પારેખ વઢવાણ સીટી | ૧—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | વિનોદશાસ્ત્ર | મિ. જે. ડી. ખુડખુડીઆ | મિ. જે. ડી. ખુડખુડીઆ, વસોભૂવન, ત્રીજી ખેતવાડી લેઇન, મુંબઇ ૪. | ૦—૨—૦ | ,, |
| ૯ | દ્દાઢ ડહાપણ સાગર (સચિત્ર) સને ૧૯૩૪ની બીજી આવૃત્તિ) | ,, | ધી જનરલ બુકડેપો, ૨૧૬, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ. | ૧—૦—૦ | ,, |
| ૧૦ | વિજ્ઞાનવિનોદ (૧૯૨૬) | મિ. પી. જી શાહ | ધી ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી, પુના. | ૧—૮—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૧ | ભરતગુંથણ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | પરીનબેન મિસ્ત્રી | સ્ત્રી સાહિત્યમંદિર, કેળાપીઠ, સુરત. | ૦—૧૦—૦ | છોકરીઓની પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૨ | નાના મોટા રાસ ભાગ ૧ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | કાન્તા નાયક અને વસંત નાયક. | મિ. મોહનલાલ દામોદર મેહતા, રાજકોટ. | ૦—૩—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૩ | ,, ભાગ ૨ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૩—૦ | ,, |
| ૧૪ | પ્રતાપસિંહ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. બી. પટેલ | મિ. મણીભાઈ ભૂલાભાઈ પટેલ હેડમાસ્તર, એ. વી. સ્કૂલ, મહેમદાવાદ. | ૧—૦—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૫ | સ્ટવનું શાસ્ત્ર (૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | — | સ્ત્રી સાહિત્યમંદિર, ૧૮૦, કેળાપીઠ, સુરત. | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | મકુકબીર અને બાલવીર | મિ. બી. જી. દેસાઈ | મેસર્સ એન. એમ. મેહતા એન્ડ કો., સુધરાઈ ઑફિસ પાસે, નવસારી. | ૦—૮—૦ | ,, |
| ૧૭ | ગુલદાની | — | ગાંડિવ સાહિત્યમંદિર, ડેળાપીઠ, સુરત. | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલો માટે વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૮ | ચોર્યાસીનું ચક્કર (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | — | શ્રી સાહિત્યમંદિર, ૧૮૦ ડેળાપીઠ, સુરત. | ૦—૫—૦ | ,, |
| ૧૯ | ગ્રીઆ બેગમ ,, | — | ,, | ૦—૩—૦ | ,, |
| ૨૦ | મહાસમ્રાટ ચંદ્રગુપ્ત ,, | મિ. આર. એન. શાહ | મેસર્સ સી. એચ. દવે એન્ડ કો., આણંદ | ૦—૨—૦ | ,, |
| ૨૧ | મંગલીક કથાઓ (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | મિ. ગીજુભાઈ | બાલોદ્યાન કાર્યાલય, વડોદરા. | ૦—૪—૦ | ,, |
| ૨૨ | ગંધાકુસુમ (સને ૧૯૩૮ની પહેલી આવૃત્તિ) | મિ. ધનસુખલાલ શાસ્ત્રી | ,, | ૦—૮—૦ | ,, |
| ૨૩ | નીતિકથાઓ (સને ૧૯૩૨ના બીજી આવૃત્તિ) | મિ. ઉમયાશંકર ઠાકર | ,, | ૦—૨—૬ | ,, |
| ૨૪ | હીરા મોતી | મિ. આર. એન. શાહ | ,, | ૦—૨—૬ | ,, |
| ૨૫ | ગુલગુલ | મિ. ડી. બી. જોષી | ,, | ૦—૨—૬ | ,, |
| ૨૬ | તન-તન-તન-તન | કપિલા માસ્તર | ,, | ૦—૨—૬ | ,, |
| ૨૭ | મારે સમજવું ? (૧૯૩૩) | મિ. ગીજુભાઈ | ,, | ૦—૩—૦ | ,, |
| ૨૮ | વિસર્જન–રવિન્દ્રનાથ પ્રણિત (પહેલી આવૃત્તિ) | મિ. નગીનદાસ પારેખ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. | ૦—૬—૦ | ,, |
| ૨૯ | ટોલસ્ટોયની નીતિકથાઓ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. આર. એન. શાહ | ,, | ૦—૩—૦ | ,, |
| ૩૦ | વરતો અને ઉખાણાં ,, | મિ. કે. એસ. શાહ | ,, | ૦—૨—૬ | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૧ | વેરાએલાં ફૂલ | ,, | કપિલા માસ્તર | ગુ. ગ્રં. કાર્યાલય, અમદાવાદ | ૦—૩—૦ | પ્રા.સ્કૂલો માટે વિદ્યાર્થીની લા. |
| ૩૨ | રઝળતો રાજહંસ | ,, | મિ. આર. એન. શાહ | ,, | ૦—૩—૦ | ,, |
| ૩૩ | પ્રશ્નપેટી | ,, | ,, | ,, | ૦—૩—૦ | ,, |
| ૩૪ | ગાણુત ગમ્મત (૧૯૩૩) | | મિ. એન. ઇ. પટેલ | ,, | ૦—૨—૬ | ,, |
| ૩૫ | હસતું મોં (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | | મિ. આર. એન. શાહ | ,, | ૦—૩—૦ | ,, |
| ૩૬ | પ્રાણીવર્ણન (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | | મિ. સી. એમ. ભટ્ટ | ,, | ૦—૪—૦ | ,, |
| ૩૭ | બાળકોની રમતો | ,, | મિ. આર. વી. દલાલ | ,, | ૦—૩—૦ | ,, |
| ૩૮ | ધરતીકંપ | ,, | મિ. પ્રિયવદન બક્ષી | ,, | ૦—૩—૦ | ,, |
| ૩૯ | ચાર સુંદર સંવાદો | ,, | મિ. સી. કે. શાહ | ,, | ૦—૩—૦ | ,, |
| ૪૦ | જાપાનનો જ્વાળામુખી | ,, | કીર્તિદાબેન દીવાનજી | ,, | ૦—૩—૦ | ,, |
| ૪૧ | ગુજરાતી કૉપિબુક નં. ૩ (સુધારેલી આવૃત્તિ) | | — | ધી ગુજરાતી ઓરિએન્ટલ બુકડેપો, અમદાવાદ | ૦—૧—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વાપરવા માટે મંજુર કરેલી. |
| ૪૨ | ,, નં. ૪ | ,, | — | ,, | ૦—૧—૦ | ,, |
| ૪૩ | ,, નં. ૫ | ,, | — | ,, | ૦—૧—૦ | ,, |

તા. ક. પટેલકૃત નવો દેશીહિસાબ કર્તા મિ. એમ. કે. પટેલ, કિંમત રૂ. ૦–૧–૬ એ પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે મંજુર કર્યો છે.

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી

ફેર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૮–૨–૧૯૩૫ ના પત્ર નં. ૧૩૨૩૮ માં કરેલી સૂચનાનુસાર.)

# છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ

## ઉ. ભા. માં સને ૧૯૩૪ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદીઃ—

( ગતાંકથી ચાલુ )

| નં. | નામ | માર્ક | નં. | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **ગોધરા સેન્ટર** | | ૨૯ | કંચનલાલ ત્રિકમલાલ દેસાઇ | ૨૮૫ |
| | | | ૩૧ | મોતીલાલ ઝવેરભાઈ સેવક | ૨૮૪ |
| ૧ | હરિનારાયણ નર્મદાશંકર જાની | ૪૦૭ | ૩૧ | રામજીભાઇ માનાભાઈ બારીઆ | ૨૮૪ |
| ૨ | મોહનસિંહ માનભાઈ પટેલ | ૩૫૪ | ૩૩ | ઉમિયાશંકર હરીરામ ભટ્ટ | ૨૮૩ |
| ૩ | નટવરલાલ રણછોડદાસ શાહ | ૩૫૧ | ૩૪ | નાનજી માલજીભાઇ ભાભોર | ૨૮૨ |
| ૪ | ઇશ્વિર દીપસિંહ પટેલ | ૩૪૯ | ૩૫ | હીરાભાઇ પહાડસિંહ બારીઆ | ૨૮૦ |
| ૫ | અંબેર કાળુ સોલંકી | ૩૪૫ | ૩૫ | મહાસુખભાઈ ઝવેરભાઇ પટેલ | ૨૮૦ |
| ૫ | રણછોડ જેઠાભાઈ પટેલ | ૩૪૫ | ૩૭ | મુળશંકર ગણપતરામ પંડ્યા | ૨૭૯ |
| ૭ | પનાલાલ બદીચંદ સોલંકી | ૩૪૩ | ૩૮ | જયંતિલાલ મંદલાલ શેઠ | ૨૭૮ |
| ૮ | કાન્તિલાલ રણછોડભાઈ પાઠક | ૩૩૧ | ૩૯ | ગોરધનભાઇ મથુરભાઇ પટેલ | ૨૭૬ |
| ૯ | રાયસિંહ જસુભાઈ ઠાકર | ૩૨૮ | ૪૦ | મણિશંકર ગોરધનદાસ વ્યાસ | ૨૭૫ |
| ૧૦ | રણછોડભાઈ ભાઈજીભાઈ પટેલ | ૩૨૭ | ૪૧ | પ્રભાતસીંગ બળવંતસીંગ | ૨૭૩ |
| ૧૧ | કાભાઈ ભુપતસિંહ બારીઆ | ૩૨૬ | | સોલંકી | |
| ૧૨ | આશાભાઇ હીરાભાઈ પટેલ | ૩૨૪ | ૪૨ | મંગળસિંહ મોતીસિંહ ગોહીલ | ૨૭૧ |
| ૧૩ | ગોઠાભાઈ હમીરસિંહ બારીઆ | ૩૧૫ | ૪૩ | માણેકલાલ પુનમચંદ કાબરા | ૨૬૭ |
| ૧૪ | કનૈયાલાલ આત્મારામ જાની | ૩૦૩ | ૪૩ | નાથાભાઇ મથુરભાઇ કુંભાર | ૨૬૭ |
| ૧૫ | દામોદર સુખલાલ ભાટીઆ | ૨૯૬ | ૪૫ | જગાભાઇ હરિદાસ પટેલ | ૨૬૫ |
| ૧૫ | મણિશંકર જયશંકર પાઠક | ૨૯૬ | ૪૬ | બાબરભાઇ સોમાભાઇ પાટીદાર | ૨૬૪ |
| ૧૫ | શંકરભાઈ દાજીભાઇ રાવળ | ૨૯૬ | ૪૬ | દિવશંકર દામોદર જોષી | ૨૬૪ |
| ૧૮ | માના નાથુ વણકર | ૨૯૩ | ૪૮ | ભરૂભાઇ જોખનાભાઇ બારીઆ | ૨૬૩ |
| ૧૮ | સોમાભાઈ ઘેમાભાઈ બમનીઆ | ૨૯૩ | ૪૯ | અમરસંગ છતરસંગ ગોહીલ | ૨૬૨ |
| ૨૦ | હરિલાલ શીવલાલ ચેહાન | ૨૯૧ | ૫૦ | બાળકૃષ્ણ નવનીતલાલ પંડ્યા | ૨૬૧ |
| ૨૦ | કાન્તિલાલ પ્રાણલાલ કડકીઆ | ૨૯૧ | ૫૦ | નટવરલાલ રણછોડદાસ શાહ | ૨૬૧ |
| ૨૦ | મગનલાલ ગોતીરામ પંચાલ | ૨૯૧ | ૫૦ | ગુખલાલ મોતીરામ પંચાલ | ૨૬૧ |
| ૨૦ | શંકરભાઈ ખાતુભાઈ પટેલ | ૨૯૧ | ૫૩ | અંબાલાલ નાથાભાઇ પટેલ | ૨૬૦ |
| ૨૪ | જેઠીસિંહ કોદરસિંહ ચોહાણ | ૨૯૦ | ૫૩ | શીવલાલ શંકરલાલ વાળંદ | ૨૬૦ |
| ૨૪ | મહાશંકર પુંજીરામ ગોર | ૨૯૦ | ૫૫ | છોટાભાઈ દેસાઇભાઇ પટેલ | ૨૫૯ |
| ૨૬ | હરિપ્રસાદ ભોગીલાલ પરીખ | ૨૮૯ | ૫૫ | કાળુભાઇ હીરાભાઇ વણકર | ૨૫૯ |
| ૨૭ | હીરાલાલ મનસુખરામ પાઠક | ૨૮૮ | ૫૭ | હરિપ્રસાદ પરશોતમ પંડ્યા | ૨૫૮ |
| ૨૭ | નટવરલાલ સાંકળચંદ દેસાઈ | ૨૮૮ | ૫૭ | દેમાભાઇ ગલાભાઇ બારીઆ | ૨૫૮ |
| ૨૯ | ઘેમાભાઈ હરિભાઇ દામોર | ૨૮૫ | ૫૭ | જનકમસિંહ મહીજીભાઇ ગોહીલ | ૨૫૮ |

| | | |
|---|---|---|
| ૧૧ | રતિલાલ છોટાલાલ નથુ-કરવાળા | ૩૨૪ |
| ૧૨ | ભીખાભાઈ હરિલાલ જાધવ | ૩૧૭ |
| ૧૩ | ઇબ્રાહીમ મહમદભાઇ પટેલ | ૩૧૬ |
| ૧૪ | ભગવાનભાઈ બાપુભાઇ પટેલ | ૩૧૪ |
| ૧૫ | મુસ્તફા મુરતુજા મરીક | ૩૧૩ |
| ૧૬ | રમણલાલ મણીશંકર ભટ | ૩૧૨ |
| ૧૭ | જેસીલાલ બાલાશંકર વૈદ્ય | ૩૧૧ |
| ૧૮ | રાયસિંહ પહાડસિંહ પરમાર | ૩૦૮ |
| ૧૯ | ચીમનલાલ ભગવાનદાસ જાધવ | ૩૦૭ |
| ૨૦ | ઠાકોરદાસ ઇચ્છારામ વૈરાગી | ૩૦૬ |
| ૨૧ | છોટાલાલ ઇશ્વરદાસ કોઠીવાળા | ૩૦૩ |
| ૨૨ | રમણલાલ છોટાલાલ નવાદી | ૩૦૧ |
| ૨૩ | બાલુભાઇ હરિભાઇ ધોબી | ૨૯૯ |
| ૨૪ | રમણિકલાલ અમૃતલાલ શાહ | ૨૯૬ |
| ૨૫ | પ્રફુલચંદ્ર રતનલાલ પંડ્યા | ૨૯૨ |
| ૨૫ | શંકરભાઇ મોતીભાઇ સુથાર | ૨૯૨ |
| ૨૭ | ઉત્રસિંહ જયસિંહ રાજ | ૨૯૦ |
| ૨૮ | દલીઆ મુળીઆ પરમાર | ૨૮૯ |
| ૨૯ | ચુનીલાલ લલ્લુભાઇ કાછીઆ | ૨૮૬ |
| ૩૦ | નારણ મદન ખલપા | ૨૮૪ |
| ૩૦ | દિવાળભાઈ મથુરભાઇ પટેલ | ૨૮૪ |
| ૩૦ | ગોરધનભાઈ દેસાઇભાઇ પટેલ | ૨૮૪ |
| ૩૩ | છોટાલાલ શીવલાલ મોદી | ૨૮૨ |
| ૩૩ | શાંતિલાલ છગનલાલ તવરા-વાળા | ૨૮૨ |
| ૩૫ | ચંદુલાલ ચુનીલાલ તેવર | ૨૮૧ |
| ૩૬ | મણીલાલ હરજીવન ગુજ્જર | ૨૭૯ |
| ૩૭ | નાથુભાઇ ઘુળાભાઈ પટેલ | ૨૭૮ |
| ૩૮ | મગુભાઇ રણછોડભાઇ પટેલ | ૨૭૬ |
| ૩૯ | પાર્વતીશંકર નરોત્તમ જોષી | ૨૭૫ |
| ૩૯ | જેશીંગભાઇ છીતાભાઇ પરમાર | ૨૭૫ |
| ૪૧ | નહારસિંહ દીપસિંહ ખેર | ૨૭૪ |
| ૪૨ | ગુમાન નરોત્તમ પટેલ | ૨૭૩ |
| ૪૩ | કેસરીસિંહ ચંદ્રસિંહ મત્યોદા | ૨૭૨ |
| ૪૪ | રતિલાલ ઇશ્વરદાસ રાણા | ૨૭૧ |
| ૪૫ | વસંતરાય દોલતરાય દેસાઈ | ૨૭૦ |
| ૪૬ | ઇસ્માઇલ ઇબ્રાહીમ પટેલ | ૨૬૯ |
| ૪૬ | લક્ષ્મીદાસ માણેકલાલ શાહ | ૨૬૯ |
| ૪૮ | છગનભાઇ નાથાભાઇ રાણા | ૨૬૭ |

| | | |
|---|---|---|
| ૪૮ | ચુનીલાલ લાલચંદ શાહ | ૨૬૭ |
| ૫૦ | બાલકૃષ્ણ ગણપતરામ જોષી | ૨૬૬ |
| ૫૦ | છગનભાઈ ઉમેદભાઈ પટેલ | ૨૬૬ |
| ૫૨ | બાબુલાલ ભવાનીદાસ મોદી | ૨૬૫ |
| ૫૨ | ડાહ્યાભાઇ ગોમાન પટેલ | ૨૬૫ |
| ૫૨ | નરસિંહભાઇ માનભાઇ પટેલ | ૨૬૫ |
| ૫૨ | ભવાનભાઇ નરોત્તમભાઇ વાળંદ | ૨૬૫ |
| ૫૬ | નટવરલાલ છોટાલાલ રાણા | ૨૬૨ |
| ૫૭ | જેઠાલાલ ઇશ્વરભાઈ પંચાલ | ૨૬૧ |
| ૫૭ | મોહન ભાઇજી પરમાર | ૨૬૧ |
| ૫૭ | ચીમનભાઇ હરજીવન પટેલ | ૨૬૧ |
| ૫૭ | કાળિદાસ બકોરભાઇ પટેલ | ૨૬૧ |
| ૫૭ | મોહનભાઇ જેસંગભાઇ સોલંકી | ૨૬૧ |
| ૬૨ | પાર્વતીશંકર ગૌરીશંકર ભટ્ટ | ૨૬૦ |
| ૬૨ | દેવસિંહ જયસિંહ પરમાર | ૨૬૦ |
| ૬૪ | મગનભાઇ નાગજીભાઇ ધોબી | ૨૫૯ |
| ૬૫ | નરહરિલાલ હરિકૃષ્ણ ભટ્ટ | ૨૫૮ |
| ૬૫ | માણેકલાલ હીરાલાલ પાછી-આપરાવાળા | ૨૫૮ |
| ૬૫ | લાલભાઇ રણછોડભાઇ પટેલ | ૨૫૮ |
| ૬૮ | અમાઇદાસ દાભાઇ પટેલ | ૨૫૭ |
| ૬૯ | નાગજીભાઇ મગનલાલ નાવ-લાવાળા | ૨૫૨ |
| ૭૦ | વહાલા ભીખા પરમાર | ૨૫૧ |
| ૭૦ | પીરખાન બાજીખાન નાથુખાન પઠાણ | ૨૫૧ |
| ૭૦ | મંગળદાસ મનસુખરામ રાણા | ૨૫૧ |
| ૭૦ | નગીનલાલ ચીમનલાલ ઠક્કર | ૨૫૧ |
| ૭૪ | નાથુગીર નાગજીગીર ગોસાઇ | ૨૫૦ |
| ૭૫ | નાગજીભાઇ વિઠ્ઠલદાસ કાસ-દીઆવાળા | ૨૪૯ |
| ૭૫ | માણેકલાલ ચુનીલાલ શાહ | ૨૪૯ |
| ૭૭ | ગણપત નારણદાસ ચુણા | ૨૪૮ |
| ૭૮ | નરોત્તમ ડાલાભાઇ પટેલ | ૨૪૫ |
| ૭૯ | દીપસિંહ નરસિંહ રાજ | ૨૪૪ |
| ૮૦ | ચુનીલાલ વિઠ્ઠલદાસ કાછીઆ | ૨૪૨ |
| ૮૦ | નાગજીભાઇ ઝવેરભાઇ પટેલ | ૨૪૨ |
| ૮૨ | નાગજી ડમણ લીમાનીઆ | ૨૪૧ |
| ૮૨ | રાવજીભાઇ પુરુષોત્તમદાસ પટેલ | ૨૪૧ |
| ૮૨ | કૃષ્ણલાલ નિમાવનદાસ શાહ | ૨૪૧ |

| | | |
|---|---|---|
| ૮૫ | ચીમનલાલ ડાહ્યાભાઈ પટેલ | ૨૩૯ |
| ૮૬ | દોલતસિંહ નાથુબાવા રાજ | ૨૩૭ |
| ૮૬ | હીરાલાલ કેસુરભાઈ પારેખ | ૨૩૭ |
| ૮૮ | ભોગીલાલ શીવલાલ શાહ | ૨૩૬ |
| ૮૯ | ચુનીલાલ મોતીલાલ પટેલ | ૨૩૪ |
| ૯૦ | અંબાલાલ મોતીભાઈ પટેલ | ૨૨૯ |
| ૯૧ | મુળજીભાઈ શંકરભાઈ પટેલ | ૨૨૮ |
| ૯૧ | મંગુભાઈ ભગવાનદાસ રાણા | ૨૨૮ |
| ૯૩ | મંગળ ચુનીલાલ કાનાવાળા | ૨૨૬ |
| ૯૪ | ભોગીલાલ ભગવાનદાસ શાહ | ૨૨૫ |
| ૯૫ | મહમદ અબ્દેરહેમાન મનસુરી | ૨૨૩ |
| ૯૬ | મોગાભાઈ પરસોતમ ગુજ્જર | ૨૨૨ |

## ખેતીવાડી બાયસ-કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | બાબુભાઈ વેરસાભાઈ ચૌહાણ | ૩૯૪ |
| ૨ | રામભાગ ગોવલ ક્રિશ્ચન | ૩૬૦ |
| ૩ | ડાહ્યાભાઈ પ્રભુદાસ પટેલ | ૩૫૪ |
| ૪ | શાંતિલાલ જેઠાલાલ પ્રજાપતિ | ૩૫૦ |
| ૫ | દલિભાઈ કરસન પટેલ | ૩૪૮ |
| ૬ | વિશ્વંભર શીવલાલ ઠાકોર | ૩૪૪ |
| ૭ | કાન્તિલાલ માનીલાલ ક્રિશ્ચન | ૩૪૨ |
| ૮ | કરમાન વલ્લાસ[illegible] ક્રિશ્ચન | ૩૪૧ |
| ૯ | [illegible] નરોત્તમ પટેલ | ૩૩૯ |
| ૧૦ | ચીમનલાલ [illegible]ભાઈ બારોટ | ૩૨૬ |
| ૧૧ | વૈલ્ય સામજી ક્રિશ્ચન | ૩૨૪ |
| ૧૨ | જેમ્સ અમૃતલાલ પંડ્યા | ૩૧૬ |
| ૧૩ | અમરૂં રણછોડજી મહેતા | ૩૧૪ |
| ૧૩ | રઘુદાસ ખાનદાસ પરમાર | ૩૧૪ |
| ૧૫ | ચુનીલાલ જેઠાભાઈ પટેલ | ૩૦૬ |
| ૧૫ | રણછોડભાઈ છીનાભાઈ પટેલ | ૩૦૬ |
| ૧૭ | રામા કાનજી દોરે | ૩૦૦ |
| ૧૮ | હરિલાલ કેસુરભાઈ પટેલ | ૨૯૪ |
| ૧૯ | જીવણ વલ્લભ પટેલ | ૨૯૨ |
| ૨૦ | મુળજી જેસંગ પટેલ | ૨૯૦ |
| ૨૧ | ભગવાનદાસ મુળજીભાઈ ગોની | ૨૮૮ |
| ૨૨ | રણછોડભાઈ પુરુષોત્તમભાઈ પટેલ | ૨૭૬ |
| ૨૩ | અપીનીઆ નાથીઆ ગામેતી | ૨૬૫ |
| ૨૩ | કરમન હીમત પટેલ | ૨૬૫ |
| ૨૫ | ત્રિભુવનભાઈ કેસુરભાઈ પટેલ | ૨૬૨ |
| ૨૬ | જયાનંદ રામજી ઠાકોર | ૨૫૩ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | રસુલ રહીમ શેખ | ૨૫૮ |
| ૨ | હમીદ મમાહુ શેખ | ૨૫૪ |
| ૩ | મહમદ મુસા બાપુ પટેલ | ૨૫૨ |
| ૪ | મહમદ અબ્દુલ્લા અહમદ પટેલ | ૨૫૧ |
| ૫ | ઇસ્માઇલ યુસુફ યાકુબ પટેલ | ૨૪૬ |
| ૬ | ઇબ્રાહીમ મુસાયુસુફ પટેલ | ૨૪૪ |
| ૭ | અહમદવલી મહમદ પટેલ | ૨૪૦ |
| ૮ | ઇબ્રાહીમ મહમદવલી પટેલ | ૨૩૫ |
| ૯ | મહમદવલી ઇબ્રાહીમ પટેલ | ૨૩૨ |
| ૧૦ | ઇસ્માઇલ મુસા ઉમરજી પટેલ | ૨૧૯ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | અબ્દુલ્લા મુસા બાપુ પટેલ | ૩૭૬ |
| ૨ | આદમ ઇબ્રાહીમ પટેલ | ૩૩૪ |
| ૩ | યુસુફ અહમદ ઇબ્રાહીમ પટેલ | ૩૩૦ |
| ૪ | ઉમરજી ઇસા પટેલ | ૩૨૫ |
| ૫ | મહમ્મદ સુલેમાનઅલી પટેલ | ૩૨૧ |
| ૬ | અલીઅહમદ ઇબ્રાહીમ પટેલ | ૩૧૮ |
| ૭ | અહમદ ગુલાબ મલેક | ૩૧૭ |
| ૮ | મહમદ યાકુબ ઇસ્માઇલ પટેલ | ૩૧૨ |
| ૯ | અહમદ ઉમરજી ઇસ્માઇલ પટેલ | ૩૧૧ |
| ૧૦ | અહમદ ઉમર મહમદ પટેલ | ૩૧૦ |
| ૧૦ | યુસુફ મહમદ હાંસદોત | ૩૧૦ |
| ૧૨ | આદમ મુસા પટેલ | ૩૦૯ |
| ૧૩ | હુસેનશાહ સુભાતીશાહ દીવાન | ૩૦૫ |
| ૧૩ | કાસમશાહ અહમદશાહ ફકીર | ૩૦૫ |
| ૧૫ | અહમદ આદમ પટેલ | ૩૦૪ |
| ૧૬ | ગુલામહુસેન યુસુફજી રવાત | ૩૦૧ |
| ૧૭ | ઇબ્રાહીમ આદમઅલી પટેલ | ૨૯૪ |
| ૧૮ | અબ્દુલ્લા ઇસાઅલી પટેલ | ૨૮૮ |
| ૧૯ | આદમ ઇસ્માઇલવલી પટેલ | ૨૮[illegible] |
| ૨૦ | ઇસ્માઇલ આદમજી પટેલ | ૨૮[illegible] |
| ૨૦ | યુસુફ મહમ્મદ આદમ પટેલ | ૨૮[illegible] |
| ૨૨ | મહમદખાન ખાનમાહેબખાન પઠાણ | ૨૮ |
| ૨૩ | મહમ્મદ ઇબ્રાહીમ મુલ્લાં | ૨૮ |
| ૨૪ | યાકુબ ઇબ્રાહીમ ઇસાપટેલ | ૨[illegible] |

| | | |
|---|---|---|
| ૨૫ | ઇસ્માઇલ આદમ બાપુ પટેલ | ૨૭૧ |
| ૨૬ | ઇબ્રાહીમ આદમઅલી પટેલ | ૨૭૦ |
| ૨૬ | ઇસ્માઇલ વલી આગીજી પટેલ | ૨૭૦ |
| ૨૮ | ઇસ્માઇલ કરીમ મલેક | ૨૬૩ |
| ૨૮ | ઉમરજીબક્ષ મીઠા પટેલ | ૨૬૩ |

## સુરત સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | મગન હંસજી પટેલ | ૩૮૫ |
| ૨ | અલીજી અસ્માલ વોહરા | ૩૭૨ |
| ૩ | ગુલામરસુલ સમસેરમીઆ મલેક | ૩૬૫ |
| ૪ | હમીરસિંહ કીસનસિંહ રજપુત | ૩૬૩ |
| ૪ | રણછોડભાઇ મંગાભાઇ પટેલ | ૩૬૩ |
| ૬ | મગનલાલ કેશવલાલ શાહ | ૩૫૭ |
| ૭ | ભગતસિંહ માધવભાઇ આ-ડેરોલા | ૩૪૮ |
| ૮ | દુર્લભભાઇ દેવાભાઇ પટેલ | ૩૪૭ |
| ૯ | જીણીઆ રત્ના પટેલ | ૩૩૬ |
| ૧૦ | હરિભાઇ દયાળભાઇ પટેલ | ૩૩૩ |
| ૧૧ | નાથુભાઇ લલ્લુભાઇ સોલંકી | ૩૩૨ |
| ૧૨ | ઇશ્વરલાલ ઝીણાભાઇ ગવળી | ૩૩૧ |
| ૧૩ | જગાભાઇ કાળાભાઇ પટેલ | ૩૨૪ |
| ૧૩ | મોહનલાલ હરિદાસ ઘેબર | ૩૨૪ |
| ૧૫ | હરિશંકર ઉત્તમરામ વ્યાસ | ૩૧૮ |
| ૧૫ | નગીનદાસ ભગવાનદાસ પટેલ | ૩૧૮ |
| ૧૭ | ઇશ્વરપ્રસાદ ગણપતરામ શુકલ | ૩૧૭ |
| ૧૮ | નાગજીભાઇ વલ્લભભાઇ પટેલ | ૩૧૬ |
| ૧૯ | ભીખાભાઇ નારણજી નાયક | ૩૧૧ |
| ૧૯ | મોરારભાઇ જગાભાઇ પટેલ | ૩૧૧ |
| ૨૧ | હેરીસન રણછોડ પરમારીઆ | ૩૦૮ |
| ૨૨ | છોટાલાલ દેવનદાસ પટેલ | ૩૦૬ |
| ૨૨ | દલસુખલાલ રંગીલદાસ અંક-લેસરીઆ | ૩૦૬ |
| ૨૨ | રાગીદાસ ભીખાભાઇ વ્યાસ | ૩૦૬ |
| ૨૨ | નગીનદાસ બહેચરદાસ પલ-આણાવાળા | ૩૦૬ |
| ૨૬ | ગોવિંદ મકન પટેલ | ૩૦૫ |
| ૨૭ | ઇસ્માઇલ દાઉદભાઇ શેખ | ૩૦૩ |
| ૨૭ | નગીન બહેચર પટેલ | ૩૦૩ |
| ૨૯ | જેરામ મન્છુ પટેલ | ૩૦૨ |
| ૩૦ | બેડકા દેવા પટેલ | ૩૦૧ |
| ૩૧ | મગુભાઇ દયાળજી નાયક | ૨૯૯ |
| ૩૧ | મંછાભાઇ નારણભાઇ પટેલ | ૨૯૯ |
| ૩૧ | મંછાભાઇ નાથાભાઇ પટેલ | ૨૯૯ |
| ૩૪ | વલ્લભભાઇ પરસોત્તમભાઇ પટેલ | ૨૯૬ |
| ૩૫ | ગુલાબભાઇ દયાળજી વશી | ૨૯૫ |
| ૩૫ | પરભુ નાગર પટેલ | ૨૯૫ |
| ૩૭ | માધુસિંહ કાળાભાઇ તરસા-ડીઆ | ૨૯૪ |
| ૩૭ | નાનુભાઇ લલ્લુભાઇ નાયક | ૨૯૪ |
| ૩૯ | જીવા કેશવ પટેલ | ૨૯૩ |
| ૩૯ | પરભુભાઇ નાથુભાઇ પટેલ | ૨૯૩ |
| ૪૧ | બાબાભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૯૨ |
| ૪૧ | કાળાભાઇ નારણભાઇ પટેલ | ૨૯૨ |
| ૪૩ | વ્રજલાલ ગોપાળજી દેસાઇ | ૨૯૦ |
| ૪૩ | ચંદુભાઇ પુરસોત્તમભાઇ પટેલ | ૨૯૦ |
| ૪૫ | વલ્લભભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૮૯ |
| ૪૬ | બાબાલાલ બુદરભાઇ દૂધવાળા | ૨૮૭ |
| ૪૭ | ડોલતરાય વસનજી દેસાઇ | ૨૮૬ |
| ૪૭ | રતિલાલ નારણભાઇ બારોટ | ૨૮૬ |
| ૪૭ | મંગળરાય ઉમીઆશંકર વ્યાસ | ૨૮૬ |
| ૫૦ | નરહરિશંકર વલ્લભરામ ભટ્ટ | ૨૮૪ |
| ૫૦ | વિરેન્દ્રકાન્ત ગરબડદાસ અ-ધ્યારૂ | ૨૮૪ |
| ૫૨ | બાબુભાઇ નગીનદાસ આસ-નાવાળા | ૨૮૩ |
| ૫૨ | મગનભાઇ વલ્લભભાઇ પટેલ | ૨૮૩ |
| ૫૨ | ગોવિંદરામ લક્ષ્મણજી ઓઝા | ૨૮૩ |
| ૫૫ | ચમનલાલ ગુલાબભાઇ દેસાઇ | ૨૮૨ |
| ૫૬ | ગુલાબભાઇ ખંડુભાઇ નાયક | ૨૮૧ |
| ૫૬ | લલ્લુભાઇ દરશનદાસ શાહ | ૨૮૧ |
| ૫૬ | બાબુલાલ લાલભાઇ પટેલ | ૨૮૧ |
| ૫૬ | રતિલાલ લક્ષ્મીદાસ મેરાઇ | ૨૮૧ |
| ૬૦ | હીરાભાઇ પ્રેમાભાઇ પટેલ | ૨૮૦ |
| ૬૧ | હરિરામ પુષ્પરામ ભગત | ૨૭૯ |
| ૬૨ | કાળાભાઇ હંસજીભાઇ પટેલ | ૨૭૮ |
| ૬૩ | ધીરજલાલ રણછોડજી દેસાઇ | ૨૭૫ |
| ૬૩ | જગજીવન નાથુભાઇ પરમાર | ૨૭૫ |
| ૬૩ | દેવજીભાઇ ગોવિંદજી પટેલ | ૨૭૫ |

| | | |
|---|---|---|
| ૬૭ | મોહનલાલ છીતાભાઇ પટેલ | ૨૭૬ |
| ૬૭ | ગોપાળદાસ સોમજીભાઇ લાડ | ૨૭૬ |
| ૬૯ | અબ્દુલગની મહમદ મેમણ | ૨૭૫ |
| ૬૯ | દયાળજી કુંવરજી લાડ | ૨૭૫ |
| ૬૯ | ગગનલાલ વજીરસિંહ ચોધરી | ૨૭૫ |
| ૬૯ | નટવરલાલ હીરાલાલ દલાલ | ૨૭૫ |
| ૭૨ | હરિકૃષ્ણ હીમતરામ ત્રવેદી | ૨૭૪ |
| ૭૨ | કીશનદાસ કુબેરદાસ રીધપુરીઆ | ૨૭૪ |
| ૭૪ | ગીબા મકન પટેલ | ૨૭૩ |
| ૭૪ | ગાંડાભાઇ મનીઆભાઇ પટેલ | ૨૭૩ |
| ૭૪ | લલ્લુભાઇ જન્નુભાઇ પટેલ | ૨૭૩ |
| ૭૭ | નાથુભાઇ મકનજી પટેલ | ૨૭૨ |
| ૭૭ | મણીભાઇ દયાળજી પટેલ | ૨૭૨ |
| ૭૯ | ગોવનભાઇ દુર્લભભાઇ લાડ | ૨૭૧ |
| ૭૯ | દલસુખલાલ અમૃતલાલ મહેતા | ૨૭૧ |
| ૭૯ | જમીઅતરામ નાથુભાઇ જરીવાળા | ૨૭૧ |
| ૭૯ | નગીનલાલ મંગાનમ ગોલા રાણા | ૨૭૧ |
| ૮૩ | ગોપાળભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૨૭૦ |
| ૮૩ | મકન જેતજી પટેલ | ૨૭૦ |
| ૮૩ | હાકારભાઇ દલપતભાઇ નાયક | ૨૭૦ |
| ૮૬ | ઝીણા નાના પટેલ | ૨૬૯ |
| ૮૬ | નાણુલાલ કલ્યાણજી પટેલ | ૨૬૯ |
| ૮૮ | છગનલાલ ગોવિંદભાઇ પટેલ | ૨૬૮ |
| ૮૮ | મકન ઝીણાભાઇ પટેલ | ૨૬૮ |
| ૯૦ | મગાભાઇ ગોરારભાઇ પટેલ | ૨૬૭ |
| ૯૦ | બાલચંદ નરભેરામ ભટ્ટ | ૨૬૭ |
| ૯૦ | ભીખાભાઇ તુળશીભાઇ પટેલ | ૨૬૭ |
| ૯૦ | ધીરૂભાઇ વનનજી નાયક | ૨૬૭ |
| ૯૦ | ગુલામઅહમદ ફકીરમહમદ મુન્શી | ૨૬૭ |
| ૯૦ | કાળિદાસ ગોવિંદજી પટેલ | ૨૬૭ |
| ૯૦ | મહમદ સુલેમાન પંચાતી | ૨૬૭ |
| ૯૭ | અંબેલાલ શંકરજી દેસાઇ | ૨૬૫ |
| ૯૭ | અમૃતલાલ લલ્લુભાઇ નાયક | ૨૬૫ |
| ૯૭ | ગુણવંતરાય લલ્લુભાઇ નાયક | ૨૬૫ |
| ૯૭ | રામાભાઇ રાવજીભાઇ પટેલ | ૨૬૫ |
| ૧૦૧ | ડાહ્યા મેઘા પટેલ | ૨૬૪ |
| ૧૦૧ | ડાહ્યાભાઇ હીરાભાઇ પરમાર | ૨૬૪ |
| ૧૦૧ | હરિલાલ નારણદાસ મેરાઇ | ૨૬૪ |
| ૧૦૧ | ખંડુભાઇ નાગરજી નાયક | ૨૬૪ |
| ૧૦૫ | દલા ધનજી સુરતી | ૨૬૩ |
| ૧૦૫ | નગીનદાસ ચુનીલાલ પરતાગીઆ | ૨૬૩ |
| ૧૦૫ | નરહરિશંકર જયશંકર દ્વિવેદી | ૨૬૩ |
| ૧૦૮ | દયાળ રામા લાડ | ૨૬૨ |
| ૧૦૮ | ધીરૂભાઇ ભીખાભાઇ નાયક | ૨૬૨ |
| ૧૦૮ | ધીરજલાલ કસનજી નાયક | ૨૬૨ |
| ૧૦૮ | નાનજી ડાહ્યાભાઇ મકવાણા | ૨૬૨ |
| ૧૦૮ | રતનજી ઝીણા કુંભાર | ૨૬૨ |
| ૧૧૩ | દલસુખરામ હીમતરામ દવે | ૨૬૧ |
| ૧૧૩ | માગજી મકનજી દેસાઇ | ૨૬૧ |
| ૧૧૩ | પેમા ગોહાર પટેલ | ૨૬૧ |
| ૧૧૩ | શીવલાલ દેવજીભાઇ ચોધરી | ૨૬૧ |
| ૧૧૩ | સુખા મંગા પટેલ | ૨૬૧ |
| ૧૧૮ | ફકીર જીનાકા પટેલ | ૨૬૦ |
| ૧૧૮ | મકન સોમા પટેલ | ૨૬૦ |
| ૧૧૮ | નાગર રાજી વાળંદ | ૨૬૦ |
| ૧૨૧ | બળવંતરાય ડાહ્યાભાઇ દેસાઇ | ૨૫૯ |
| ૧૨૧ | ગુમાનસિંહ ગોહારસિંહ પરમાર | ૨૫૯ |
| ૧૨૩ | ડાહ્યાભાઇ ભગવાનજી પરમાર | ૨૫૮ |
| ૧૨૩ | ગંભીરસિંહ છગનભાઇ પરમાર | ૨૫૮ |
| ૧૨૫ | રામશંકર દલસુખરામ રાવળ | ૨૫૭ |
| ૧૨૬ | જેઠવરામ મનસુખરામ પુરોહિત | ૨૫૬ |
| ૧૨૬ | ખંડુભાઇ ડાહ્યાભાઇ દેસાઇ | ૨૫૬ |
| ૧૨૮ | ભેરુ ઘેલા ચોધરી | ૨૫૫ |
| ૧૨૮ | જસવંતરાય રતનજી દેસાઇ | ૨૫૫ |
| ૧૨૮ | મણીભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૨૫૫ |
| ૧૨૮ | વનમાળીભાઇ ગોવનભાઇ પટેલ | ૨૫૫ |
| ૧૩૨ | નાનુભાઇ વસનજી નાયક | ૨૫૩ |
| ૧૩૩ | હરકાન્ત પ્રાણશંકર શુક્લ | ૨૫૨ |
| ૧૩૩ | હમીરભાઇ મણિભાઇ દેસાઇ | ૨૫૨ |
| ૧૩૫ | મણિલાલ લલ્લુભાઇ પટેલ | ૨૫૧ |
| ૧૩૫ | પરાગજી મણિભાઇ નાયક | ૨૫૧ |
| ૧૩૫ | પ્રેમાભાઇ કેશવભાઇ પટેલ | ૨૫૧ |
| ૧૩૫ | રવજી ગગતા પટેલ | ૨૫૧ |
| ૧૩૯ | ગોપાળ કેસુ ટેલર | ૨૫૦ |

| | | |
|---|---|---|
| ૧૩૯ | જીવણસિંહ દુર્લભસિંહ પઢીઆર | ૨૫૦ |
| ૧૩૯ | લક્ષ્મણભાઇ દુર્લભભાઇ પરમાર | ૨૫૦ |
| ૧૩૯ | મોંઘાભાઈ ડાહ્યાભાઇ નાયક | ૨૫૦ |
| ૧૩૯ | રમણભાઇ જીવણજી પટેલ | ૨૫૦ |
| ૧૪૪ | છોટુભાઇ ગોવિંદજી નાયક | ૨૪૯ |
| ૧૪૪ | દલપતભાઈ રણછોડજી પટેલ | ૨૪૯ |
| ૧૪૪ | દેવજી મોરાર પટેલ | ૨૪૯ |
| ૧૪૪ | મગનલાલ લાલભાઇ ભાડભુજા | ૨૪૯ |
| ૧૪૪ | નગીન ગોવન કુંભાર | ૨૪૯ |
| ૧૪૪ | ઠાકોરભાઇ નાગરજી દેસાઈ | ૨૪૯ |
| ૧૫૦ | છોટુભાઇ કેસુર લુહાર | ૨૪૮ |
| ૧૫૦ | મણિલાલ બાપુભાઇ અજમેરી | ૨૪૮ |
| ૧૫૨ | મોહનલાલ રણછોડજી દેસાઇ | ૨૪૭ |
| ૧૫૨ | ઠાકોરલાલ ઝીણાભાઇ નાયક | ૨૪૭ |
| ૧૫૪ | ચિંતામણી જીવણરામ પંડયા | ૨૪૬ |
| ૧૫૪ | છગનલાલ છબીલદાસ પારેખ | ૨૪૬ |
| ૧૫૪ | ડાહ્યાભાઇ હરિભાઇ નાયક | ૨૪૬ |
| ૧૫૪ | ડાહ્યાભાઇ રણછોડજી પટેલ | ૨૪૬ |
| ૧૫૮ | દોલતરામ. ઉત્તમરામ જોષી | ૨૪૫ |
| ૧૫૮ | હસિકચંદ્ર રામચંદ્ર પારેખ | ૨૪૫ |
| ૧૫૮ | ઇશ્વરલાલ રંગીલદાસ વૈદ્ય | ૨૪૫ |
| ૧૫૮ | જેરમીષાહ મોઝીસ દેસાઇ | ૨૪૫ |
| ૧૬૨ | જમીઅતરામ છબીલદાસ પછીઆવાળા | ૨૪૪ |
| ૧૬૨ | રવલાભાઇ ધનીઆભાઇ પટેલ | ૨૪૪ |
| ૧૬૨ | વિઠલભાઇ નારણજી પટેલ | ૨૪૪ |
| ૧૬૫ | ભીખુભાઇ નિચ્છાભાઇ જોષી | ૨૪૩ |
| ૧૬૬ | ડાહ્યાભાઇ ગોવિંદજી પારેખ | ૨૪૨ |
| ૧૬૬ | સોમાભાઇ ડાહ્યાભાઇ લાડ | ૨૪૨ |
| ૧૬૮ | ઇશ્વરલાલ ભીખાભાઇ દેસાઇ | ૨૪૧ |
| ૧૬૮ | ઝીણા બુધા પટેલ | ૨૪૧ |
| ૧૬૮ | નુરમહમદ સફીમીઆ મલેક | ૨૪૧ |
| ૧૬૮ | રમણલાલ કાળિદાસ દેસાઇ | ૨૪૧ |
| ૧૭૨ | જયંતિલાલ બાલકૃષ્ણ ભટ્ટ | ૨૪૦ |
| ૧૭૨ | મણીઆ ગોવન પટેલ | ૨૪૦ |
| ૧૭૨ | નરસિભાઇ ગોવિંદજી પટેલ | ૨૪૦ |
| ૧૭૨ | રણછોડ પરસોત ગરાસીઆ | ૨૪૦ |
| ૧૭૬ | પ્રાણભાઇ. નારણજી. દેસાઇ | ૨૩૯ |
| ૧૭૭ | અમૃતલાલ અંબેલાલ દેસાઇ | ૨૩૮ |
| ૧૭૭ | ભીખુભાઇ મકનજી નાયક | ૨૩૮ |
| ૧૭૯ | દયાળ રાણા ભંગી | ૨૩૭ |
| ૧૭૯ | જીવણ ભાણા ગાંધી | ૨૩૭ |
| ૧૮૧ | ગુલાબભાઇ નાગરજી દેસાઇ | ૨૩૬ |
| ૧૮૧ | સુલેમાન કાસમ પટેલ | ૨૩૬ |
| ૧૮૩ | છગનલાલ ભીખાભાઈ દેસાઇ | ૨૩૫ |
| ૧૮૩ | પરસોતમભાઇ છીતાભાઇ પટેલ | ૨૩૫ |
| ૧૮૫ | ગોરધનદાસ શંકરભાઇ પટેલ | ૨૩૪ |
| ૧૮૬ | સુરેન્દ્રશંકર નરહરિશંકર વ્યાસ | ૨૩૩ |
| ૧૮૭ | જીવણ દુર્લભ પટેલ | ૨૩૨ |
| ૧૮૭ | મગન પેમા પટેલ | ૨૩૨ |
| ૧૮૯ | ધીરૂભાઇ ખંડુભાઇ નાયક | ૨૩૧ |
| ૧૯૦ | હીરાલાલ મંગળદાસ બક્રે. | ૨૩૦ |
| ૧૯૧ | જયમણિશંકર જયાનંદ શુકલ | ૨૨૨ |
| ૧૯૨ | ડાહ્યાભાઇ રઘનાથજી નાયક | ૨૨૧ |

## ખેતીવાડી આયસ-કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | નારણ મકા ચોધરી | ૨૯૨ |
| ૨ | મશ્વા રૂમજી ચોધરી | ૨૮૯ |
| ૩ | લીમજી ધેડીઆ પટેલ | ૨૮૬ |
| ૪ | બાબર બુધા પટેલ | ૨૭૯ |
| ૫ | ગણપતસિંહ નારસિંહ મહીડા | ૨૭૩ |
| ૬ | 'ડાહ્યા સોંધા' ચોધરી | ૨૭૨ |
| ૭ | બાબરીઆ સરાધીઆ ચોધરી | ૨૬૫ |
| ૮ | ગુરજી ઉકડા ગામીટ | ૨૫૭ |
| ૯ | ઉકડ બુધા પટેલ | ૨૫૬ |
| ૧૦ | ઉકડીઆ નાથીઆ રાઠોડ | ૨૪૬ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | અહમદ ઇસ્માઇલ મુલ્લાં | ૨૬૦ |
| ૨ | ઇસ્માઇલ અહમદ સરબોણીઆ | ૨૪૬ |
| ૩ | ઇસ્માઇલ કરીમ આખરીવાળા | ૨૨૪ |

| | ગુજરાતી-ઉર્દુ | | | |
|---|---|---|---|---|
| ૧ | તુરમહમ્મદ ગુલામનબી શેખ | ૨૯૫ | ૩ | મોહીયુદ્દીન રફીયુદ્દીન કાઝી | ૨૮૭ |
| ૨ | અબ્દુલકાદર ગુલાબમીઆં શેખ | ૨૯૧ | ૪ | મુસ્તફા ગુલાબ શેખ | ૨૫૮ |

અમદાવાદ, તા. ૨૯ મી સપ્ટેમ્બર ૧૯૩૪

( અંગ્રેજીમાં સહી ) બી. જે. જી. શાસ્ત્રી
એન્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એન્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૮-૧૦-૧૯૩૪ના પત્ર નં. ૮૬૨૯ માં કરેલી સૂચનાનુસાર )

---

## ઇનામપત્રક

### ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અનારા | કપડવંજના પટેલ મગનભાઇ શનાભાઈએ | ૧૨—૦—૦ | છોકરા છોકરીઓને જર્મનના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| કઠલાલ | શાહ બાપુજી જગજીવનદાસ તથા શાહ ચંદુલાલ પુંજાલાલ તથા શાહ શંકરલાલ વિઠ્ઠલદાસ વગેરે મળી | ૨૦—૦—૦ | સ્કૂલમાં પાથરવા માટે કોથળા નં. ૫૦૦આપ્યા. |
| સીંજીવાડા | શિવશંકરભાઇ જ્યેષ્ટારામ ત્રિવેદીએ | ૫—૪ ૦ | તમામ છોકરા છોકરીઓને દૂધ પાયું. |
| | મિ. ઉમેદભાઈ જીજીભાઇ પટેલ તથા મિ. છોટાભાઇ કાશીભાઇ પટેલ તથા મિ. ચુનીલાલ મોતીભાઇ પટેલ તથા મિ. મગનભાઈ હરગોવિંદદાસ ભટ્ટ તથા મિ. મણીલાલ છોટાલાલ ભટ્ટે | ૩૮-૧૧-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ગુલાબચંદ તારાચંદ શાહે | ૫-૧૦-૦ | તમામ છોકરાંને પતાસાં વહેંચ્યાં તથા સંવાદમાં ઉતરનાર છોકરા અને ગરબો ગાનાર છોકરીઓને પિતળના પ્યાલા વહેંચ્યા. |

# ગણિત-ભૂમિતિ-નામું

* મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ તેમજ પશ્ચિમહિંદ એજન્સિએ ×
પાઠયપુસ્તક, ઇનામ કે લાયબ્રેરીબુક તરીકે મંજુર કર્યાં છે.—

* કુમાર ગણિત ભાગ પહેલો×
[ ભૂમિતિ સાથે, રૂ. ૦-૯-૦ ]
**નવી નવમી આવૃત્તિ**
નવા અભ્યાસક્રમને અનુરૂપ ભૂમિતિ તેમજ બીજા વધારા સાથેનું બાળકોને અતિશય ગમ્યું છે !

* કન્યાગણિત ભાગ બીજો ×
[ ભૂમિતિ સાથે, રૂ. ૦-૧૦-૦ ]
**નવી છઠ્ઠી આવૃત્તિ**
ચોથા ધોરણથી કોલેજ સુધીની બાળાઓ માટે. વ. ફા. પરીક્ષાના પ્રશ્નો સાથેનું. બાળાઓને અતિશય ગમ્યું છે !

* કુમારગણિત ભાગ પહેલો અ ×
[નવા અભ્યાસક્રમ પ્રમાણે સુધારેલી ચોથી આવૃત્તિ, ભૂમિતિ સાથે, રૂ. ૦-૬-૦]
[ત્રીજા ધોરણ સુધીના છોકરા તથા છોકરીઓ બંને માટે ઉપયોગી]

**નવા અભ્યાસક્રમ પ્રમાણે ધોરણવાર ગણિતો**

* અનડાગણિત ધોરણ બીજું× [કુમારગણિત ધોરણ બીજું] રૂ. ૦-૪-૦
[ ભૂમિતિ સાથે બી. આ, છોકરા તથા છોકરીઓ બંને માટે ઉપયોગી]
* અનડાગણિત ધોરણ ત્રીજું× [કુમારગણિત ધોરણ ત્રીજું] રૂ. ૦-૪-૦
[ ભૂમિતિ સાથે, આ, છોકરા તથા છોકરીઓ બંને માટે ઉપયોગી]
* અનડાગણિત ધોરણ ચોથું [કન્યાગણિત ધોરણ ચોથું] રૂ. ૦-૪-૬
[ ભૂમિતિ વિભાગ અને નામા સાથેની બીજી આવૃત્તિ ]
- અનડાગણિત ધોરણ છઠ્ઠું× [છોકરાઓના છઠ્ઠા ધોરણ માટે] રૂ. ૦-૫-૦

**નવા અભ્યાસક્રમ પ્રમાણે બીજાં પુસ્તકો**

* અનડાનામું ભાગ પહેલો× [ઘરનો હિસાબ, બી. આ.] રૂ. ૦-૩-૦
[ ધો. ૪, ૫ ને ૬ છોકરા તથા છોકરીઓ બંનેને ઉપયોગી ]
* અનડાનામું ભાગ બીજો× [દુકાનનો હિસાબ, બી. આ.] રૂ. ૦-૪-૦
[ ધોરણ ૭ તથા વ. ફા. પરીક્ષાના છોકરાઓને ઉપયોગી ]
અનડાભૂમિતિ ભાગ પહેલો [ ત્રીજી આવૃત્તિ ] રૂ. ૦-૨-૦
[ બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધીના છોકરા તથા છોકરીઓને ઉપયોગી ]
* અનડાભૂમિતિ ભાગ બીજો [ ત્રીજી આવૃત્તિ ] રૂ. ૦-૨-૦
[ ચોથા ને પાંચમા ધોરણના છોકરા તથા છોકરીઓને ઉપયોગી ]
* સરલ બાળપોથી × [ ૧૩ મી આવૃત્તિ, રૂ. ૦-૧-૦ નામ તેવાજ ગુણ છે. ]

**ટીપ:**—વાપરનારાં મુક્ત કંઠે વખાણે છે. એકવાર મંગાવી ખાતરી કરો. નકલો માટે નીચેને શીરનામે લખો. સારૂં કમિશન ને બીજી ઘણી અનુકૂળતા.

**રતનશી પુરુષોત્તમ અનડા**
હેડમાસ્તર, મેરીબ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ, બોરસદ.

### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ના જાનુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અરધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

# -જાહેરખબર-

તા. ૧લી નવેમ્બરથી

કોઈપણ બુકસેલર પાસેથી

માગી લો.

ગજરાવાળા ગુજરાતી કૉપિબુક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

એકઆના ગુજરાતી કૉપિબુક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

એકસામટી ખરીદનારને સારૂં કમિશન મળશે.

કિંમત સંબંધી કંઈ પણ ફેરફાર હોય તો
નીચે બતાવેલા સરનામે લખો.

ધી ગુજરાત ઓરિયેન્ટલ બૂકડીપો,
ગાંધીરોડ, રતનપોળને નાકે,
અમદાવાદ.

પુસ્તક ૭૪ ] [ અંક ૫-૬

મે-જુન સને ૧૯૩૫

Registered
No. B 43.

# ગુજરાત શાળાપત્ર



તંત્રી.
એચ ટી ઘોઘારી, બી એ, એસ ટી સી ડી

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | હિંદુસ્તાનની પ્રાથમિક કેળવણીનો ઇતિહાસ ... | ૧૮૯ |
| ૨ | ગ્રામસુધારણા ... ... ... | ૨૦૩ |
| ૩ | વ્યાકરણશિક્ષણ અને તેની પદ્ધતિ .. ... | ૨૦૭ |
| ૪ | ભૂમિતિશિક્ષણ-નીચલા પ્રાથમિક ધોરણો માટે ... | ૨૧૦ |
| ૫ | શારીરિક કેળવણી ને સ્કાઉટ રમતો ... ... | ૨૨૦ |
| ૬ | પદાર્થપાઠ .. ... ... | ૨૨૩ |
| ૭ | ધોરણ ૩ જું (પદાર્થપાઠ) ... ... ... | ૨૨૬ |
| ૮ | ચિત્રકળા ... ... ... | ૨૨૮ |
| ૯ | દરેક વિષયનો પરસ્પર સંબંધ .. ... | ૨૩૧ |
| ૧૦ | છાત્રાલયના સંસ્કાર ... ... ... | ૨૩૫ |
| ૧૧ | શિક્ષકનું ધ્યેય ... ... ... | ૨૩૬ |
| ૧૨ | સ્કાઉટને સંદેશ ... ... ... | ૨૩૭ |
| ૧૩ | ઇનામપત્રક ... ... ... | ૨૩૮ |
| ૧૪ | ખાનગી જાહેરખબરો ... ... ... | ૨૫ |


કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ઘોયારી બી. એ, એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે. રા ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ



આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ-અમદાવાદ

## નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જનો

# રૌપ્ય મહોત્સવ

ભૈરવી ગઝલ

(જેવી કરે છે કરણી—એ રાગ)

આનંદ આજ ઉરમાં,
ઉભરાય છે અનેરો;
આવ્યો રૂપેરી ઉત્સવ,
મહારાજ જ્યોર્જકેરો.—આનંદ. ૧

રાજ્યાભિષેક દિનથી,
પુરાં પચીસ વર્ષે;
મંગળ પ્રસંગ આવ્યો,
ઉજવો અતુલ હર્ષે.—આનંદ. ૨

સુંદર અશોક તરુનાં,
પત્રો પચીસે લાવો;
તોરણ બનાવી તેનું,
નિજ દ્વારને દીપાવો.—આનંદ. ૩

કુંકુમતણા પચીસતો,
શુભ સાથીઆ પુરાવો;
હળદર અબીલ ગુલાલે,
ઘર આંગણું સુહાવો.—આનંદ. ૪

ફુલડાં પચીસ ગુંથી,
ફૂલહાર બે બનાવો;
નૃપરાજ્ઞી શુભકંઠે,
ધરી પુષ્પથી વધાવો.—આનંદ. ૫

નિજ ઇષ્ટમંદિરે જઈ,
ઘંટા પચીસ બજાવો;
પ્રભુપ્રાર્થના કરીને,
આરોગ્યયુગ્મ યાચો.—આનંદ. ૬

દીવા પચીસ પ્રગટી,
દીપમાળ ઝગઝગાવો;
દીપોત્સવી સમો આ,
ઉત્સવ રુડો દીપાવો.—આનંદ. ૭

જયના પચીસ ધ્વનિની,
શુભ ગર્જના ગજાવો;
રાજેન્દ્રરાશીકેરે,
દીર્ઘાયુ શુકલ માગો.—આનંદ. ૮

પ્રેમચંદ રાયચંદ
ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ.

સાકરલાલ પુરુષોત્તમ શુકલ
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૪ ]  મે-જુન ૧૯૩૫  [ અંક ૫-૬ મો


**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

---

## હિંદુસ્તાનની પ્રાથમિક કેળવણીનો ઇતિહાસ

---

**પ્રાચીન સમયની કેળવણીઃ**—પ્રાચીન હિંદમાં પાઠશાળાઓમાં પ્રાથમિક શિક્ષણ અપાતું હતું અને એ શાળાઓમાં વાચન, લેખન અને ગણિતનો અભ્યાસ કરવામાં આવતો હતો. અત્યારે પણ આપણા દેશમાં આવી પાઠશાળાઓ ઘણી છે. '**ગ્રામ્ય લોકતંત્ર**'ની શરૂઆત થઈ ત્યારથી હિંદમાં ગામડામાં અપાતા શિક્ષણનો ઇતિહાસ શરૂ થાય છે. શિક્ષક એવા લોકતંત્રનો એક અધિકારી માણસ હતો. તેને કરવેરાથી મુક્ત એવી જમીનનો એક ટુકડો અથવા તો ગામની નીપજમાંથી અમુક હિસ્સો આપવામાં આવતો. એ સમયમાં જે બ્રાહ્મણ હોય તે શિક્ષક થતો અને તે ઉપરાંત તેનું કર્તવ્ય ગામમાં રહેતા સઘળા લોકો વતી તે ગામના દેવની પૂજા કરવાનું હતું. વળી ઉચી જ્ઞાતિનાં બાળકોને વાચન, લેખન અને ગણિતનું જ્ઞાન આપવું તેમજ ગ્રંથોમાં સંગ્રહિત થએલા અને જેનું પૌરાણિક વાર્તાઓમાં સમર્થન થએલું હોય એવા નીતિના નિયમો શીખવવા એ તેને અંગે તેનું બીજું

કર્તવ્ય હતું. પાઠશાળાનો શિક્ષક પોતે ભણાવે તેના બદલામાં તે વેતન અથવા તો વિદ્યાર્થીઓ અને તેમનાં માબાપો તરફથી મળતી દક્ષિણા લેતો.

હિંદુ ગ્રામતંત્રની શાળાઓનું વિશિષ્ટ લક્ષણ એ હતું કે તે પાઠશાળાઓ પ્રજાતત્ત્વવાળી હતી. વળી તેમાં જે શિક્ષણ આપવામાં આવતું તે સામાન્ય રીતે આધ્યાત્મિક નહિ પણ અમુક વહેવારૂ અથવા તો ભૌતિક ભાવનાવાળું હતું. આર્ય લોકો જ્યારે પૂર્વમાં અને દક્ષિણમાં પ્રસર્યા ત્યારે તેઓએ આર્ય નહિ એવી જાતિઓને પોતાનામાં ક્રમે ક્રમે ભેળવી લીધી અને તેમને હિંદુ બનાવી દીધા; તેવી જાતિઓના દેવોને તેમનાં પુરાણોમાં સ્થાન આપ્યું અને આર્ય એવી જે સારા વર્ગની જાતિઓ હતી તેમને પોતાનામાં ભેળવવા માટે તેમની નવી જ્ઞાતિઓ બનાવી ઉપલા વર્ગની ચાર જ્ઞાતિઓમાં તેમને સ્થાન આપવામાં આવ્યું. પાઠશાળાઓમાં આ ઉંચી જ્ઞાતિઓનાં બાળકો દાખલ થઈ શકતાં અને આ રીતે આ પાઠશાળાઓમાં પ્રજાતત્ત્વ સમાએલું હતું. પણ જેઓ જ્ઞાતિની બહાર હતા, જેઓ અસ્પૃશ્ય ગણાતા હતા અને દેશના જે અસંખ્ય મૂળ વતનીઓ હતા તેમનાં બાળકો આ શાળાઓમાં દાખલ થઈ શકતાં નહોતાં.

ગામડાંની પ્રાથમિક શાળાઓનુ બીજું ગૌણ લક્ષણ જે ભૌતિક ભાવનાવાળું હતું (એટલે કે આ પાઠશાળાઓમાં આધ્યાત્મિક શિક્ષણ આપવાને બદલે) તે કેળવાએલું હતું તે કદાચ અજાયબી પમાડે તેવું છે, પણ એનું કારણ એ છે કે ગામનો પુજારી શાળાનો શિક્ષક પણ હતો, છતાં પણ જે બાળકો બ્રાહ્મણ જ્ઞાતિનાં ન હોય તેમને શાસ્ત્રોનો અભ્યાસ કરાવવાની તેને ખાસ મના હતી. આથીજ ધાર્મિક ભાવના લોકોના જીવનમાં ઓતપ્રોત થઈ હતી તોપણ શાળાઓ તો ભૌતિક શિક્ષણ આપવાનું સ્થાન થઈ પડી હતી. પૌરાણિક કથાઓમાથી જાતિના નિયમો સ્વીકારવામાં આવ્યા હતા અને દિવસના કામકાજના આરંભમાં પ્રાર્થનાઓ કરવામાં આવતી, પણ સીધી રીતે ધાર્મિક શિક્ષણ આવી પાઠશાળાઓમાં આપવામાં આવતું નહિ. બૌધ ધર્મના પ્રચારને લીધે જ્ઞાતિઓ શિથિલ થવા લાગી અને શાળાઓની વહેવારૂ ભાવનાને બળ મળ્યું. હિંદુ ધર્મ ઉપર બૌદ્ધધર્મની પ્રબળ અસર થઈ હતી અને થોડો વખત તો બ્રાહ્મણ પુજારીની મહત્તા નાશ પામી. પાઠશાળામાં ગુરુઓ બદલાવા એટલે તે શાળાનું લક્ષણ પણ બદલાયું.

હિંદુ સમયમાં પાઠશાળાનો ગુરુ–આચાર્ય બ્રાહ્મણ વર્ગનો હોવો જોઈએ એવી જે પૃથા હતી તેમાં ફેરફાર થયો, અને બ્રાહ્મણ સિવાય

ઇતર જાતિનો મનુષ્ય પણ ગુરુ થઈ શકતો. આ ફેરફાર બૌદ્ધ સમયથી શરૂ થયો. આ પ્રમાણે દેશની પ્રાથમિક શાળાઓને લૌકિક ભાવનાવાળી બનાવવામાં આ બીજું પગલું લેવામાં આવ્યું. પછીથી પણ આમાં ફેરફાર થયો નહિ; કારણ કે બૌદ્ધ અને હિંદુ ધર્મ કેટલાક સૈકાઓ સુધી સાથે સાથે પ્રવર્તી રહ્યા હતા અને આખરે ફરીથી બ્રાહ્મણ ધર્મ પ્રબળ થયો તોપણ આ પ્રથા ચાલુજ રહી.

**મધ્યયુગની કેળવણી**:—પ્રાચીન અને મધ્યયુગના હિંદુ અને મુસલમાન બાદશાહઓએ રાજ્યની તીજોરીમાંથી ખરચ આપીને કેળવણીના ફેલાવા માટે કંઈક કર્યું હતું. પણ તે પ્રયત્ન ખાસ વખાણને પાત્ર નહોતો. કેળવણીની જે સગવડ રાજાઓએ અથવા બાદશાહોએ કરી હતી તે આખી પ્રજાને માટે ન હતી. પણ જેઓ કેળવણીની સગવડનો લાભ લઈ શકે તેવા ખાસ વર્ગને માટે તેવી જોગવાઈ કરી દેવામાં આવી હતી. કેળવણીની સુરેખ યોજના ઘડી કાઢવામાં આવી નહોતી. રાજાઓએ જે પાઠશાળાઓ સ્થાપી હતી અથવા તેમની અંગત નજર આગળ જે પાઠશાળાઓ રહી હતી તે તેમની દાનદક્ષિણાને લીધે થોડો વખત આબાદ રીતે ચાલુ રહી હતી. મંદિરો કે મસીદોના તાબાની અથવા તો ન હોય તેવી પણ પાઠશાળાઓ જ્યારે તેમનો સંસ્થાપક મરી જતો અથવા તો કેળવણીના કાર્યપરત્વે તેનો ભાવ ઉડી જતો ત્યારે ગુરુ અને વિદ્યાર્થીઓ શાળાનાં મકાનો છોડી દેતા. વધારામાં, વળી તે વખતે દેશની સ્થિતિ પણ એક સરખી રહેતી નહોતી. મુસલમાન સમયના ૭૦૦ વરસના અરસામાં દેશમાં વારંવાર વિગ્રહો અને લડાઈઓ થતી; આને લીધે રાજકર્તાઓને કેળવણીના વિકાસ અથવા ફેલાવા માટે વિચાર કરવાને ભાગ્યેજ વખત મળતો. તેઓ વધારે દેશ અને સત્તા મેળવવા માટે સતત પ્રયત્નો કર્યા કરતા. કેળવણી માટે જે તેઓ ખરચ આપતા તે તો તેમના ખાનગી ખર્ચ પેટે હતું. વાસ્તવિક રીતે રાજાઓ તરફથી મળતી અનિયમિત નાણાંની મદદથી નહિ પણ સામાન્ય જનસમુદાય તરફથી કેળવણીને માટે રકમ મૂકવામાં આવતી; અને આવી મદદ મેળવતી શાળાઓ આબાદ થએલી હતી. અઢારમા સૈકામાં કેળવણી આગળ વધી શકે એ બાહુ મુશ્કેલીભરી બાબત હતી; કારણકે હિંદુસ્તાનમાં સર્વોપરિ સત્તા મેળવવા માટેના ઝઘડામાં એકલા હિંદુઓ (મરાઠા, શીખ વગેરે) અને મુસલમાનો નહિ, પણ ફ્રેંચ અને અંગ્રેજ લોકો પણ સંડોવાયા હતા. પરિણામ એ આવ્યું કે દેશમાં ઘોર અજ્ઞાનનો અંધકાર છાઈ રહ્યો હતો.

પ્લાસીના યુદ્ધ (૧૭૫૭) પછી જ્યારે અંગ્રેજોની સત્તા કાંઈક સ્થાયી થઈ ત્યારે ત્યાં બે સમદેશી સંસ્થાઓનાં જોડકાં પ્રવર્તતાં જોવામાં આવ્યાં: હિંદુઓ માટે પાઠશાળાઓ અને તોલ (ગામઠીશાળા) અને મુસલમાનો માટે મદ્રેસા અને મકતબો. અત્યારે પણ હિંદુસ્તાનમાં એવી જે જે દેશી સંસ્થાઓ ટકી રહી છે તે સંસ્થાઓ જો કે જુદા જુદા પ્રાંતોમાં છે તોપણ તેમની બંધારણપદ્ધતિ, વ્યવસ્થા અને શિક્ષણની બાબતમાં તેઓ એકબીજાને દેખીતી રીતે મળતી આવે છે. પ્રાંતિક લક્ષણો અને રીતરિવાજોમાં જે તફાવત છે તેની અસર ગામઠી શાળાઓના શિક્ષણ ઉપર થઈ નથી. બંગાળાની પાઠશાળા તે મદ્રાસની પીઅલ શાળાને મળતીજ છે. સિંધની મુલ્લાશાળા અને સંયુક્ત પ્રાંતના મકતબ વચ્ચે કશો તફાવત નથી. બ્રહ્મદેશને બાજુએ મૂકીએ તો આખા દેશની પાઠશાળાઓ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ત્રણ જાતિઓએ-હિંદુ-મુસલમાન અથવા સીખ લોકોએ સ્થાપી હતી. હિંદુ પાઠશાળાઓમાં એકસરખું લૌકિક ધ્યેય રાખવામાં આવ્યું છે, જ્યારે સીખ ગુરુમુખી શાળાઓમાં અને મુસલમાની મકતબોમાં આધ્યાત્મિક તત્ત્વ પ્રધાનપણે રાખવામાં આવ્યું છે. મુસલમાન લોકો તેમની શાળાઓમાં કુરાન શીખવવાનો આગ્રહ રાખે છે અને સીખ લોકો તેમના પહેલા ગુરુ નાનકનાં આજ્ઞાવચનો જે તેમના "ગ્રંથસાહેબ" છે, તે શીખવે છે. મુસલમાની અને સીખ પાઠશાળાઓમાં આ આધ્યાત્મિક શિક્ષણના તત્ત્વ સિવાય એ ત્રણે જાતિઓની પાઠશાળાઓમાં છેક નજીવો ભેદ જોવામા આવે છે.

**ઈસ્ટ ઇન્ડિઆ કંપનિના સમયની કેળવણી:**–મિશનરીઓ અથવા તો ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ તરફથી કેળવણીના ક્ષેત્રમાં જે પહેલ વહેલા પ્રયત્નો કરવામાં આવ્યા હતા તે ઘણે ભાગે મદ્રાસ અને બંગાળા ઇલાકામાં થયા હતા. અંગ્રેજ સાંસ્થાનિકોએ કેળવણીનું કામ આદર્યું હતું તેના સૌથી જુના દાખલા ઉપરથી માલુમ પડી આવે છે કે ઇ.સ. ૧૫૭૭માં **રાલ્ફઓર્ડ** વાર્ષિક ૫૦ પાઉન્ડના પગારથી શિક્ષક તરીકે હિંદુસ્તાનમા આવ્યો. ઇ. સ. ૧૬૮૭માં ડિરેક્ટરોની કોર્ટે મદ્રાસ શહેર માટે મ્યુનિસિપાલિટિ બનાવવા ગવર્નરને સૂચન કર્યું. એજ વરસના ૨૮મી સપ્ટેમ્બરના કાગળમાં તેમણે મ્યુનિસિપલ સત્તાધારીઓને કેળવણીના કારભાર વિષે નીચે પ્રમાણે સૂચનાઓ કરી હતી: "તેમને આપવામાં આવનાર હકપત્રથી મળેલી સત્તાની રૂઇએ "એલ્ડરમેનની કોર્ટ," જેન્ટુ, મુર, અથવા બીજા હિંદી બાળકોને અંગ્રેજી શીખવવા જાતેની એક અથવા વધારે મફત શિક્ષણ આપનારી

શાળાઓના મકાન માટે, શાળાના શિક્ષકોના પગાર માટે, અને ક્રમે ક્રમે એવાં બીજાં સારાં કામોના ખરચને પહોંચી વળવા માટે કરવેરો આંકી ઉઘરાવી શકશે. તેમનું બંધારણ એવી રીતનું થશે કે જેમાં અમારો પ્રેસિડેન્ટ અને સભા તેમની ચર્ચા અને ઠરાવો ઉપર અંકુશ લાવી શકશે." આ કાગળ મળ્યા પછી ગવર્નર વેલ્સે મ્યુનિસિપાલિટિની એક સભા સ્થાપી અને તેને કેળવણીને માટે કર ઉઘરાવવાનું કહેવામાં આવ્યું. આ સભાએ કર ઉઘરાવ્યો પણ શાળાઓ ઉઘાડવાની બાબતમાં કાંઈ કર્યું નહિ; તેમજ કેળવણીની એકે યોજના પણ ઘડી કાઢી નહિ. થોડાંક વરસ સુધી ગવર્નરે રાહ જોઈ, અને જે કરવેરાના પૈસા ભેગા કરવામાં આવ્યા હતા તે વડે એકે શાળા ઉઘાડવામાં આવી નથી એમ તેને માલમ પડ્યું એટલે તેણે તે વેરાના પૈસા જે ભેગા થયા હોય તે બધા સરકારી તીજોરીમાં ભરી દેવાનું સભાને કહ્યું. પૈસા ભરાઈ ગયા, પણ સરકારે પણ કોઈ શાળાને મદદ કરી નહિ કે કોઈ શાળા ઉઘાડી નહિ.

ઇ. સ. ૧૭૮૭ના જુન માસમાં મદ્રાસમાં નમાબાપા છોકરાઓનું એક આશ્રમ ખોલવામાં આવ્યું અને એથી હિંદુસ્તાનમાં નહિ પણ આખી દુનીઆમાં પ્રાથમિક શિક્ષણનો એક યુગ શરૂ થયો. સુપ્રસિદ્ધ ડૉકટર એન્ડ્રૂબેલ તેના સુપરિન્ટેન્ડેન્ટ હતા. સંસ્થાની શરૂઆતથીજ તેને ઘણી મુશ્કેલીઓ નડી હતી. પ્હેલાં તો પૈસાની જોગવાઈ ન હોવાને લીધે દાખલ થવા આવતા ઘણા અરજદારોને ના પાડવી પડી હતી; બીજું તેમને મદદ કરી શકે તેવા બાહોશ શિક્ષકોની અછત હતી. બીજી મુશ્કેલીના પરિણામે તેમણે શિક્ષણની એક યોજના શોધી કાઢી જે મોનિટર પદ્ધતિ નામે જાણીતી થઈ છે. બેલ કે **મદ્રાસ પદ્ધતિ** તરીકે ઓળખાતી એવી આ પદ્ધતિથી માલમ પડી આવ્યું કે કેળવણી સરસ રીતે અને થોડા ખરચે આપી શકાય. ઇંગ્લંડમાં તેમજ હિંદુસ્તાનમા પણ વિદ્યાર્થી–શિક્ષકની પ્રથા ચાલે છે તે બેલની આ મદ્રાસ પદ્ધતિનું રૂપાંતર છે.

૧૮૧૪ના ઇસ્ટ ઇન્ડિઆ કાયદામાંની એક કલમના આધારે કેળવણીના ખરચ બદલ દર વરસે એક લાખ રૂપીઆ ખરચવા ગવર્નર જનરલને સત્તા આપવામાં આવી હતી. હિંદી જમીનમહેસુલમાંથી કેળવણીને હિસ્સો મળવાનો હક આવી રીતે કાયદાથી પહેલવહેલો સ્વીકારવામાં આવ્યો. ડિરેક્ટરોની કોર્ટે આ કલમ ગવર્નર જનરલને લખી જણાવી, પણ તેમની પાસે એકે ચોક્કસ યોજના હતી નહિ. ૧૮૧૪ના જુનની ૩જી તારીખનો એક ખરીતો તેમણે ગવર્નર જનરલને લખી મોકલ્યો અને તેમાં

ચોક્કસ યોજનાઓ ઘડી કાઢવાનું તેને ફરમાવવામાં આવ્યું હતું અને સાથે સાથે પૈસા કેવી રીતે ખરચવા તેની રીતો બતાવી હતી. તેઓએ પ્રાથમિક કેળવણીને બદલે હિંદુસ્તાનનાં તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રો, કાયદાઓ, ખગોળ, ભૂમિતિ, અક્ષરગણિત વગેરે શાસ્ત્રો સહિત હિંદુસ્તાનની ઉંચા વર્ગની કેળવણીના અભ્યાસ પાછળ પૈસા ખરચવાની જરૂર જણાવી હતી. આ ખરીતામાં ગામડાંની શાળાઓમાં જે સ્વભાવમાં શિક્ષણ અપાતું હતું તેનો ખાસ નિર્દેશ કરવામાં આવ્યો નહોતો. હિંદની આંતરિક રાજનીતિનું જે ખાસ લક્ષણ છે અને જે દેશના કેટલાક ભાગમાં પ્રચલિત છે અને જે વડે જમીન ઉપજમાંથી અમુક રકમ લઈને, તેમજ ગામડાંના શિક્ષકોને માટે અમુક ફંડો ઉભા કરીને, અને તેમ કરીને તેમને પ્રજાના નોકર તરીકે સ્વીકારીને, લોકને શિક્ષણ આપવામાં આવે છે, તે લક્ષણનો આ પ્રસંગે ખાસ સંતોષપૂર્વક નિર્દેશ કરવામાં આવ્યો હતો. વળી તેઓએ આગ્રહપૂર્વક જણાવ્યુ હતું કે સરકારે શિક્ષકોના વ્યાજબી હકો અને તેમને ખીજી જે છુટ હોય તેનું રક્ષણ કરવું.

**તાજ સમયની કેળવણી**:—૧૮૩૫માં **લોર્ડ મૈકોલેની** સલાહથી **લોર્ડ બેન્ટિકે** એવું ઠરાવ્યું કે કેળવણીને માટે જે ફંડ ઉભું કરવામાં આવ્યું છે તેનો સૌથી સારો ઉપયોગ માત્ર અંગ્રેજી શિક્ષણ આપવામાં થઇ શકશે. એજ વરસમાં **આદમે** બંગાળાના શિક્ષણની ચાર વરસની આંકણી શરૂ કરી. તેને માલમ પડ્યું કે શિક્ષકો સરળ સ્વભાવના પણ ગરીબ અને અજ્ઞાન હતા. તેમને ધંધાને અંગે ઘણું થોડું મળતું અને તેજ પ્રમાણમાં તેઓ ધંધા પ્રત્યે માન રાખતા. ઉપાડેલા કામની અગત્ય તેઓ સમજતા નથી. તેઓએ ધંધા સંબંધી કશો વિચાર કર્યો જણાતો નથી, તેઓ તેમના વિદ્યાર્થીઓના મન ઉપર કેટલી ભારે અસર ઉપજાવી શકે તેનો તેમને ખ્યાલ નથી અને એથી તેઓ તેમના ઉંચામાં ઉંચા કર્તવ્યને વિસરી જાય છે; નહિ તો જો તેમને તેમની પોતાની સત્તાનો અને કર્તવ્યનો વધારે સારો ખ્યાલ હોત તો તેમના હોદ્દાને અંગે એ કર્તવ્ય કેટલા ઉંચા પ્રકારનું છે તે તેઓ સમજી શકત. તેઓ તેમના વિદ્યાર્થીઓની બુદ્ધિ ઉપર એક યાંત્રિક અસર નીપજાવે છે. શિક્ષકોની વિદ્યાર્થીઓ ઉપરની નૈતિક અસરની બાબતમાં તો તેમની ભાવનાઓ, ટેવો કેળવવી, તેમના મનોવિકાર અને લાગણીઓ ઉપર અંકુશ રાખવો કે તેમને સન્માર્ગે દોરવી, વગેરે બાબતમાં પ્રયત્ન કરવો એવો ખ્યાલ તો તેમના આદર્શમાં કદી આવ્યો નથી. મિ. આદમે આવી શાળાઓને આન્દો આપવાની અને

એંગ્લોવર્નાક્યુલર શાળાઓ જે ચાલુ થઈ હતી તેમની સાથે તેમનો સંબંધ જોડવાની ભલામણ કરી હતી.' મિ. આદમના સમયથી ૧૦૦ વરસ સુધીમાં પ્રાથમિક શાળાઓના આદર્શમાં કંઈ ફેર માલમ પડયો નથી.

પહેલાં તો ફીની આવક સિવાય શાળાના તમામ ખરચ માટે સરકાર જવાબદાર હતી. પણ થોડા વખતમાં એવું માલમ પડયું કે આ વ્યવસ્થાને બદલે જે શાળાઓ ખાનગી વહીવટ નીચે હોય તેને ગ્રાન્ટ આપવાની યોજના રાખવી એ વધારે કરકસરવાળી બાબત છે. વળી વિદ્યાર્થીઓએ જે પ્રમાણે અભ્યાસમાં પ્રગતિ કરી હોય તે પ્રમાણે બદલો આપવો. બીજી રીતે કહીએ તો પરિણામ ઉપર ગ્રાન્ટનો આધાર રહ્યો, એવી રીતનું આ યોજનાનું સ્વરૂપ થયું. ૧૮૭૧–૭૨માં આ યોજના ચોક્કસપણે સ્વીકારવામાં આવી અને પછીથી ૧૮૮૨માં કેળવણી કમિશને તેને સંમતિ આપી. આ યોજનાથી શાળાઓ એટલી ઝડપથી વધી કે નાણાં ખુટી પડવા લાગ્યાં; એટલે બદલાની રકમ થોડી કરવામાં આવી અને તે મેળવવા માટેની શરતો વધારે આકરી કરવામાં આવી. શાળાઓ તો વધવા લાગી. ૧૯૦૧માં પરિણામના આધારે બદલો અથવા ગ્રાન્ટ આપવી એ સિદ્ધાન્તને સરકારે તજી દીધો અને એવું નક્કી કરવામાં આવ્યું કે શિક્ષકોને દર ત્રણ મહીને ખોરાકીભથ્થું આપવું તેમજ શાળા અને તેની તપાસણી ઉપરથી નક્કી થએલા તેના લક્ષણ પ્રમાણે વરસની આખરે વધારાની રકમ આપવી. ૧૯૧૧માં આ પદ્ધતિમાં થોડો ફેરફાર કરવામાં આવ્યો અને સ્થાનિક મંડળો (જિલ્લાબોર્ડ અને મ્યુનિસિપાલિટિઓ) મારફતે ખોરાકીભથ્થું અમુક વખતે આપવાનું, તેમજ પછીના વરસમાં લાયકાત પ્રમાણે મેળવેલા દોકડાના આધારે જે ગ્રાન્ટને માટે તે શાળા લાયક હોય તે ગ્રાન્ટ આપવાનું નક્કી કરવામાં આવ્યું. પ્રાથમિક શાળાઓની પરીક્ષા પાછી દાખલ કરવાને, અને શિક્ષકોને પગારનાં એક હિસ્સા તરીકે નહિ પણ વધારા તરીકે શાળાના પરીક્ષાના પરિણામ પ્રમાણે કંઈક બદલો આપવાને આખો દેશ વાસ્તવિક રીતે એકમત હતો.

**પ્રાથમિક કેળવણીનો વિકાસ:**—૧૮૫૪ અને ૧૮૫૯ના અગત્યના ખરીતાઓનો ઉદ્દેશ એ હતો કે ફરજિઆત કર નાખી તે દ્વારા સરકારની દરમિઆનગીરીથી પ્રાથમિક કેળવણીનો ફેલાવો કરવો. કેળવણી માટેનો આ કર ઉઘરાવવામાં આવ્યો નહિ, અને ઘણાખરા

પ્રાંતોમાં મદદ માટે મળતી ગ્રાન્ટોમાં પુષ્ટ આપવા ફીની ઉઘરાત ચાલુ રહી. પ્રાથમિક શિક્ષણ માટે નાણાની જોગવાઈ માટે ચોકસ અને સંતોષપૂર્વકની યોજના હજુ થઈ નથી અને તે બાબતનું હમણાનું પ્રકરણ તો અશક્ય વસ્તુસ્થિતિને થોડા નાણાથી પહોંચી વળવાનો એક જાતનો લાંબો ઝગડો છે.

૧૯મા સૈકાના છેલ્લા ત્રણ દાયકાના સમયમાં સ્થાનિક સ્વરાજ્યતંત્ર વિકાસતું હતું અને તે સંબંધમાં દરેક પગથીએ પ્રાથમિક કેળવણી ઉપરના અંકુશનો પ્રશ્ન વિચારવામાં આવતો હતો. ૧૮૭૩માં સરકારને એવી સત્તા આપવામાં આવી કે તે મ્યુનિસિપાલિટિને શાળાઓ સ્થાપવાની અને નભાવવાની ફરજ પાડી શકે. ૧૮૮૨ માં મ્યુનિસિપાલિટિઓને પોલિસના ખરચના બોજામાંથી મુક્ત કરવામાં આવી, તે એવી શરતે કે તેઓએ તે ખરચના પૈસા કેળવણીના કામમાં લેવા. ૧૮૮૨ ના કેળવણી કમિશને જણાવ્યું કે પ્રાથમિક શિક્ષણની સઘળી સંસ્થાઓનો સ્થાનિક સ્વરાજ્યતંત્ર જે હિંદમાં વિકાસતું જાય છે તેની સાથેના સંબંધને તેઓ ઘણો અગત્યનો ગણે છે. ૧૮૮૨–૮૫ ના અરસામાં ઇંગ્લંડની પરગણાની કાઉન્સિલો અને ગ્રામ્ય જિલ્લાબોર્ડોના ધોરણે સ્થાનિક સ્વરાજ્યતંત્ર દાખલ કરવા ધારાસભાઓએ કેટલાક અગત્યના ધારા પસાર કર્યા હતા. આમાના બે એટલે કે **'મ્યુનિસિપલ એક્ટ'** અને **'સ્થાનિક સ્વરાજ્ય એક્ટ'** દેશમાં પ્રાથમિક કેળવણીનો ફેલાવો કરવામાં ઘણા અગત્યના થઈ પડયા. ૧૮૮૪ માં યુનિઅન કમિટીઓને પ્રાથમિક શાળાઓના સંબંધમાં અમુક અમુક મર્યાદિત સત્તા આપવા અધિકાર મેળવવામાં આવ્યો. સ્થાનિક સંસ્થાઓના અંકુશથી માધ્યમિક કેળવણીને મુકાબલે પ્રાથમિક કેળવણીનો વિકાસ ઘટયો, પણ પછીથી બંગાળા અને મદ્રાસ સિવાયના બીજા સઘળા પ્રાંતોની જિલ્લાબોર્ડો અને મ્યુનિસિપાલિટિના સીધા વહીવટ નીચેની પ્રાથમિક શાળાઓની સંખ્યામાં ઝડપથી વધારો થયો.

પ્રાથમિક શિક્ષણ માટેની માગણી વધતી ગઈ અને એક ઠરાવ લાવી આ પ્રશ્ન તરફ હિંદી સરકારનું ધ્યાન ખેંચવામાં આવ્યું. ૧૯૧૦માં વડી ધારાસભામાં જી. કે ગોખલેએ એક ખરડો રજુ કર્યો. તેમણે આગ્રહ કર્યો કે આખા દેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિઆત કરવાની શરૂઆત કરેવી જોઈએ. આ ખરડો કાયદારૂપે પસાર થયો નહિ પણ **૧૯૧૩માં સરકારે** એક નવી કેળવણીને લગતી નીતિ અખત્યાર કરી અને **સઘળી** પ્રાંતિક સરકારને જણાવ્યું કે પ્રાથમિક કેળવણીને લગતા જે જે

પ્રશ્નો હોય તે તરફ વધારે ધ્યાન આપવું. ૧૯૧૮-૨૦ના અરસામાં ૧૯૧૯ના ડિસેમ્બરમાં પાર્લામેન્ટનાં બંને સભાગૃહોએ જે ' હિંદી રાજતંત્રનો કાયદો ' પસાર કર્યો હતો તે બરાબર અમલમાં મુકાય તે સંબંધી યોજનાઓ ઘડવામાં હિંદી સરકાર ગુંથાઈ હતી. આ અરસામાં હિંદની પ્રાંતિક સરકારોને સાર્વજનિક કેળવણીની જરૂર જણાઈ અને તેમણે સ્થાનિક સત્તાઓને પોતપોતાના વિસ્તારમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવાની સત્તા આપવા કાયદાઓ પસાર કર્યા. જુદા જુદા પ્રાંતોમાં આ કાયદાઓમાં તફાવત રહેલો છે, અને વળી સ્થાનિક સત્તાઓને આપેલી સત્તાઓમાં પણ ઘણો ફેર રહેલો છે. કેટલાક પ્રાંતોમાં આખા વિસ્તારમાં આ કાયદાઓ લાગુ પડી શકે તેમ છે, જ્યારે બીજા પ્રાંતોમાં માત્ર શહેરી વિસ્તારમાં તેનો અમલ થાય તેમ છે. કેટલાકમાં છોકરા અને છોકરીઓની કેળવણી માટે સગવડ કરવામાં આવી છે, જ્યારે બીજા પ્રાંતોમાં માત્ર છોકરાઓની કેળવણી માટે તેમ કરવામાં આવ્યું છે. હિંદુસ્તાનની કેળવણીના ઇતિહાસમાં ૧૯૨૨-૩૦ સુધીનાં વરસો સૌથી વધારે ઉત્સાહજનક થઈ પડયાં હતાં. આ સમય વિષે લખતાં હિંદી સરકારના કેળવણીખાતાના કમિશ્નર **સર જ્યોર્જ ઍન્ડર્સને** જણાવ્યું છે કે લોકનો ઉત્સાહ એટલો બધો વેગવાળો હતો કે પહેલાં નહિ હોય એટલી ઝડપથી બાળકો શાળામાં દાખલ થવા લાગ્યાં, લોકોના માનસમાં કેળવણીની અગત્ય વિષે છેક બાળક જેવો વિશ્વાસ ઉત્પન્ન થયો, ઓછા ભાગ્યવંત લોકો પ્રત્યે ક્ષમાનાં બીજ વવાયાં, જેના વડે એક ભણેલા હિંદુસ્તાનનાં સ્વપ્નાં ખરાં થઈ પડે એવા ઉચ્ચાભિલાષી અને સુગ્રથિત કાર્યક્રમો ઘડાયા, મુસલમાન લોકો પણ પોતાની ભૂતકાળની જે ખામીઓ હતી તે દૂર કરવા આતુરતાથી આગળ વધવા લાગ્યા, અને સ્ત્રીઓ કન્યાકેળવણી વિરુદ્ધ જે જે પ્રાચીન લાગણીઓરૂપી કિલ્લા હતા તેના ઉપર હલ્લો કરવા લાગી. ધારાસભાની સંપૂર્ણ સંમતિથી સરકારે કેળવણીને માટે એટલી મોટી રકમો ખરચવા માંડી કે જે દસ વરસ પહેલાં વહેવારુ નીતિના સિદ્ધાંતની દૃષ્ટિએ અયોગ્ય ગણાત.

જો કે પ્રાથમિક કેળવણીના કાયદા હિંદુસ્તાનના લગભગ બધા પ્રાંતોમાં આજથી દસ વરસ પહેલાં પસાર કરવામાં આવ્યા છે, તોપણ તેમનો અમલ માત્ર અમુક થોડાક પસંદ કરેલા વિસ્તારમાં કરવામાં આવ્યો છે, જે નીચેના કોઠા ઉપરથી માલૂમ પડશેઃ—

| પ્રાંતો | ૧૯૨૭માં પ્રાથમિક શાળાઓ | ૧૯૩૨માં પ્રાથમિક શાળાઓ | ૧૯૨૭ માં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા | ૧૯૨૨ માં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા | ૧૯૨૭માં સરા- સરી વિદ્યાર્થીઓ- ની સંખ્યા | ૧૯૩૨માં સરા- સરી વિદ્યાર્થીઓ- ની સંખ્યા |
|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૪૬,૩૮૯ | ૪૬,૬૯૨ | ૧૯,૮૬,૬૪૫ | ૨૨,૬૫,૯૬૦ | ૪૩ | ૪૮ |
| મુંબઈ | ૧૨,૩૧૭ | ૧૩,૧૧૦ | ૮,૫૨,૫૬૯ | ૯,૭૫,૮૬૬ | ૬૯ | ૭૪ |
| બંગાળા | ૩૮,૧૯૭ | ૪૩,૭૨૪ | ૧૩,૯૯,૫૩૫ | ૧૬,૮૨,૫૦૩ | ૩૭ | ૩૮ |
| સંયુક્ત પ્રાંતો | ૧૮,૮૧૮ | ૧૯,૭૬૯ | ૧૦,૩૮,૪૫૨ | ૧૧,૩૬,૬૪૯ | ૫૫ | ૫૭ |
| પંજાબ | ૫,૯૧૨ | ૫,૬૧૧ | ૩,૯૩,૧૭૮ | ૩,૮૬,૮૭૦ | ૬૬ | ૬૯ |
| બિહાર અને ઓરિસા | ૨૭,૪૫૭ | ૨૫ ૧૨૪ | ૮,૭૫,૬૬૬ | ૮,૨૦,૭૭૩ | ૩૨ | ૩૨ |
| મધ્યપ્રાંતો | ૪,૧૮૯ | ૪,૧૫૨ | ૨,૭૦,૦૭૨ | ૩,૦૧,૨૪૬ | ૬૪ | ૭૨ |
| આસામ | ૪,૩૭૭ | ૫,૨૫૯ | ૧,૯૯,૯૦૩ | ૨,૪૭,૭૩૦ | ૪૬ | ૪૭ |
| વાયવ્ય સરહદનો પ્રાંત | ૫૪૭ | ૫૯૭ | ૩૦,૯૬૮ | ૩૦,૬૬૮ | ૫૭ | ૫૧ |

પ્રાથમિક શાળાઓની વગર વિચારે સંખ્યા વધારવાથી, તેના વધારાના પ્રમાણમાં શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી નથી એવી માન્યતા માટે સબળ કારણો છે. વળી હિંદુસ્તાનમાં પ્રાથમિક શાળાઓની કુલ સંખ્યાના લગભગ ⅔ ભાગ જેટલી એકશિક્ષકની શાળા છે. તેવી શાળાઓમાં છોકરા અને છોકરીઓની શાળાઓનો સમાવેશ થાય છે. વળી તે શાળાઓનો વહીવટ કુશળતાથી ચાલતો નથી. પંજાબ, મધ્યપ્રાંતો અને વાયવ્ય સરહદના પ્રાંત સિવાયના હિંદના તમામ પ્રાંતોમાં પ્રાથમિક કેળવણીની પ્રગતિમાં મોટામાં મોટી અડચણરૂપ જે કંઈ હોય તો તે અકુશળ વહીવટથી ચાલતી એકશિક્ષકની શાળાઓ છે. પ્રાથમિક કેળવણીમાં જે ઘણો ભારે વ્યય થાય છે તેને માટે આવી શાળાઓ જવાબદાર છે.

૧૯૧૭થી ૧૯૨૨ સુધીમાં સઘળી સંસ્થાઓમાં (સ્વીકારાએલી અને નહિ સ્વીકારાએલી સંસ્થાઓમાં) કેળવણી લેતી એકંદર વસ્તીના ટકાના પ્રમાણમાં વધારો થયો છે તે નીચે પ્રમાણે છેઃ—




નીચેના રેખામાન ઉપરથી માલમ પડશે કે શાળામાં જવા લાયક પુરુષ જાતિની કુલ વસ્તીનો કેટલા ટકા ભાગ પ્રાથમિક શાળાઓ અને માધ્યમિક શાળાઓના પ્રાથમિક વર્ગોમાં ભણે છે. તેમાં મદ્રાસમાં અરધ ઉપરાંત પ્રમાણ માલમ પડે છે, મુંબઈ, બંગાળા અને પંજાબમાં લગભગ અરધું પ્રમાણ છે, જ્યારે બીજા પ્રાંતોમાં અરધથી ઘણું નીચું પ્રમાણ છે. મુંબઈ ઇલાકો, સંયુક્ત પ્રાંતો, પંજાબ અને વાયવ્ય સરહદના પ્રાંતોમાં છેલ્લા પંદર વરસમાં કેળવણીની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધી




પ્રાંતમાં પુરુષજાતિની વસ્તી દસ લાખમાં

છે. મદ્રાસ, બંગાળા, બિહાર અને ઓરિસા, મધ્યપ્રાંતો અને આસામમાં એટલો બધો વધારો થયો નથી.

**શિક્ષકોના પગાર:**—છોકરાઓ અને છોકરીઓની પ્રાથમિક શાળાઓના શિક્ષકોના સરાસરી પગાર હદ બહાર ઓછા છે. સરાસરી ગણતરીમાં સરકારના, જિલ્લાબોર્ડના અને મ્યુનિસિપાલિટિના વહીવટ નીચે ચાલતી શાળાઓનો, તેમજ છોકરીઓની શાળાઓ જ્યાં પગાર મુકાબલે વધારે ચઢિઆતો હોય છે તે શાળાઓનો, અને મદદ મેળવતી શાળાઓ જ્યાં પગાર મુકાબલે ઓછો હોય છે તે શાળાઓનો સમાવેશ થાય છે. કલકતા અને મુંબઈની શાળાનો (જ્યાં સાધારણ રીતે જરા ભારે પગાર હોય છે), અને નાનાં ગામડાંની શાળાઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. હાર્ટોગ કમિટીએ (૧૯૨૯) છોકરા અને છોકરીઓની પ્રાથમિક શાળાઓના શિક્ષકોના માસિક સરાસરી પગાર નીચે પ્રમાણે ગણી બતાવ્યા છે:

| | રૂ. આ. પા. | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| મુંબઈ | ૪૭—૩—૦ | મદ્રાસ | ૧૫—૪—૦ |
| પંજાબ | ૨૫—૮—૦ | આસામ | ૧૪—૪—૦ |
| મધ્યપ્રાંતો | ૨૪—૮—૦ | બિહાર–ઓરિસ | ૧૧—૫—૦ |
| સંયુક્તપ્રાંતો | ૧૮—૮—૮ | બંગાળા | ૮—૬—૦ |

તાલીમ પામેલા શિક્ષક કરતાં વગર તાલીમના શિક્ષકને સ્વાભાવિક રીતે ઓછો પગાર આપવામાં આવે છે; અને હિંદમાં છોકરાઓની પ્રાથમિક શાળામાંજ વગર તાલીમવાળા ૧૬૫,૦૦૦ શિક્ષકો છે. દેશમાં એક-

શિક્ષકની શાળાઓનું પ્રમાણ વધારે હોવાના સબબે તેમજ સંતોષકારક હાજરી નહિ હોવાના, અને દુર્વ્યય પણ ભયકારક રીતે વિશેષ હોવાના સબબે એ ખાસ જરૂરનું છે કે શિક્ષકને શરૂઆતની લાયકાત અને સારી તાલીમ મળવી જોઇએ. પણ અત્યારે જે વસ્તુસ્થિતિએ શાળામાં શિક્ષકો લેવાય છે, તેમને તાલીમ અપાય છે, તેમજ તેમને પગાર અપાય છે, એજ જો ચાલુ રહે તો ઉપર જણાવ્યા પ્રમાણે સારા શિક્ષકો ઠીક સંખ્યામાં મળી આવે એવી ભાગ્યેજ આશા રાખી શકાય. અત્યારે એક છોકરાની કેળવણી પાછળ વાર્ષિક શીષેરીઠું ખરચ આસરે રૂ. ૮ આવે છે અને એક છોકરીની પાછળ રૂ. ૧૧ આવે છે. આખા બ્રિટિશ હિંદમાં છોકરા અને છોકરીઓની પ્રથમિક શાળાઓમાં લગભગ ૯૫ લાખ બાળકો ભણે છે. બ્રિટિશ હિંદમાં ૧૯૩૧ ના વસ્તીપત્રકને આધારે આ સંખ્યા પુરુષજાતિની વસ્તીના ૭·૩૬ ટકા પ્રમાણ બતાવે છે અને સ્ત્રીજાતિની કુલ વસ્તીનો ૧·૮૦ ટકા ભાગ બતાવે છે.

**સાર:**—હિંદુસ્તાનના ઘણાખરા પ્રાંતોમાં પ્રાથમિક કેળવણી કેટલી બધી નિઃસત્ત્વ છે તે આ પૃથક્કરણ ઉપરથી માલમ પડી આવે છે. તાત્પર્ય એ નીકળે છે કે ત્રણ વર્ગની શાળાઓ જે હજુ પણ હિંદમાં એટલા મોટા પ્રમાણમા પ્રચલિત છે તે શાળાઓના ધોરણે રચાએલી યોજનાને લીધે અભણતા ઓછી થતી નથી કે વિદ્યાર્થીઓ શાળામાં પણ રહેતા નથી. યોજનાનો ઉદ્દેશ એવો જોઈએ કે શિક્ષણપ્રથા સુધરે અને તેથી શાળાઓમાં જે આઘાતકારક દુર્વ્યય થાય છે તે ઓછો થાય. બને તેટલા વિસ્તારોમાં ફરજિઆત હાજરીની પદ્ધતિ જો દાખલ કરવામા આવે તો આ ઉદ્દેશ બર આવે. ખેતીવાડીના શાહી કમિશને આ સંબંધે સૂચન કર્યું છે કે "ફરજિઆત પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ છેલ્લામાં છેલ્લા રખડતા બાળકને ભણાવવા કરતા દુર્વ્યય થતો અટકાવવો એ છે" આ સૂચન હંમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ. દુર્વ્યય થતો અટકાવવા મહત્ત્વના ત્રણ મુદ્દા ખાસ ધ્યાનમાં રાખવા જેવા છેઃ (૧) બાળવર્ગમાં તમામ બાળકોને વર્ષની શરૂઆતમાં દાખલ કરવામાં આવે. વધુમાં વધુ એક મહીનામાં હાજર થઈ જાય. (૨) નિયમિત હાજરી, અને (૩) એક શિક્ષક વાળી શાળાનો અભાવ. પહેલા બે મુદ્દાઓમાં ખરચનો પ્રશ્ન પણ ઉપસ્થિત થતો નથી, જો કે ત્રીજા મુદ્દામાં આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પરંતુ લાંબે ગાળે દુર્વ્યયના પ્રમાણમાં તે ખરચ ઘણુંજ ઓછું જણાશે.*



* "Teaching" નામના ત્રિમાસિકમાં શ્રીયુત જે. એમ. સેનના લેખનો અનુવાદ

# ગ્રામસુધારણા

૧. બધા ખંડોમાં આપણો એશિઆ ખંડ મોટો છે. તેની અંદર દક્ષિણમાં આપણો હિંદુસ્તાન દેશ આવેલો છે. આપણા દેશ ઉપર દારિદ્ર અને અજ્ઞાનરૂપી અંધકાર ઘણા વખતથી છવાઈ રહેલાં છે. તેનો નાશ કરવાને સરકાર તેમજ રાષ્ટ્રજનો કેટલાક વખતથી પુષ્કળ પ્રયત્ન કરતા આવ્યા છે.

હિંદુસ્તાન મુખ્યત્વે ખેતીનો મુલક છે. તેમાં મોટાં શહેરો તો ઘણાં થોડાં છે; એટલે આ દેશની સ્થિતિ સુધારવી હોય તો પહેલાં ખેડુતોની સ્થિતિ સુધારવી જોઈએ એ વાત કેટલાક વર્ષથી સરકારના સમજવામાં આવી છે અને તે પછી ખેડુતની સ્થિતિ સુધારવાના બધી જાતના પ્રયત્ન થઈ રહ્યા છે. આપણા મુંબઈ ઇલાકામાં વિલાયત ગએલા (ઓદ્દાની મુદત પુરી થતાં) નામદાર ગવર્નર સાહેબ બહાદુર **સર ફ્રેડરિક સાઈક્સે** ગ્રામ-સુધારણાની હીલચાલ ચાલુ કરી છે અને તે પછી તે હીલચાલને સરકારી અધિકારીઓ વેગ આપી રહ્યા છે. હું પણ મૅજિક લેન્ટર્નના દેખાવ સાથે ભાષણ આપી તે સંબંધીનું જ્ઞાન ફેલાવવાનું પ્રચાર કાર્ય કરી રહ્યો છું, અને એ માટે આજ તમારી સમક્ષ ઉભો છું.

૨. ગ્રામસુધારણા માટે, ખેતી સુધરે તે માટે શું કરવું જોઈએ તેનો વિચાર કરીએ.

૩. ખેડુતની દુર્દશાનું મુખ્ય કારણ શોધનાર દરેક સમજુ માણસને માલમ પડશે કે કેળવણી નહિ મળવાને લીધે ખેડુત અજ્ઞાન છે. વળી અજ્ઞાન દશાનું કારણ ગરિબાઈ છે; એટલે તેની આર્થિક સ્થિતિ સુધારવા પ્રથમ પ્રયત્ન કરવાની જરૂર છે.

## ભાગ પહેલો—ખેતી સુધારણા

૪. ખેડુતનો ધંધો ખેતી, એટલે ખેતી સુધરે તો ખેડુતની આર્થિક સ્થિતિ સુધરે. વેપાર અને વ્યવહારનાં સાધનોની સગવડને લીધે ખેતીના ઉત્પન્નના ભાવ એક દેશની પેદાશ ઉપર આધાર ન રાખતાં જગતની પેદાશ ઉપર આધાર રાખે છે. આપણા દેશમાં ઉત્પન્ન થએલ ઘઉં ને કપાસના ભાવનો આધાર અમેરિકા કે કાનડામાં એ માલ પુષ્કળ થાય છે તેના ઉપર છે એ હિંદના વેપારી અને ખેડુત જાણતા થયા છે. તે દેશની જમીન-ના એક એકરની પેદાશ અને હિંદની એક એકર જમીનની પેદાશ સરખાવતાં

માલૂમ પડશે કે ખેતીમાં અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિથી સુધારો કરવાની જરૂર છે. ગ્રામસુધારણા એટલે ખેડૂતની સ્થિતિ સુધારવી અને તે સુધારવાનો મુખ્ય ઉપાય ખેતી સુધારવી એ છે.

૫. હિંદમાં ૩૫ કરોડ માણસની વસ્તી છે અને ખેડાતી જમીન ૨૨ કરોડ એકર છે. દર માણસે એક એકર જમીન ખેડાતી હોવી જોઈએ. અગિઆર કરોડ એકર જમીન ખેડી શકાય તેવી છે તે ખાલી પડી રહે છે. અડચણ પડતાં ખેડુત જમીન પડતર રાખે છે. ખેડી શકાય તેવી બધી જમીન ખેડાવી જોઈએ. જરા પણ નકામી ન જવા દેવી જોઈએ.

૬. ગુજરાત સપાટ ભૂમિનો પ્રદેશ છે અને તેમાં વરસાદ ઠીક ઠીક પડે છે. પણ બધે તેમ નથી. ઘણે ઠેકાણે વરસાદ બહુ અનિયમિત છે. ઢાળને લીધે વરસાદનું પાણી વહી જાય છે, એટલે વરસાદનો બરાબર લાભ લઈ શકાતો નથી. જમીન પાણી પી શકતી નથી, એટલે દિવસે દિવસે જમીનનો કસ ઘટતો જાય છે. મહારાષ્ટ્રમાં આવી સ્થિતિ છે. જ્યાં એમ હોય ત્યાં જમીનના શક્ય હોય તેવા સપાટ ટુકડા પાડી નાના બંધ બાંધી જમીનને પાણી શોષવાની તક આપવી જોઈએ. ઉપરથી વધારાનું પાણી વહી જવાની ગોઠવણ હોવી જોઈએ.

૭. ખેતીસુધારણામાં બને તેટલી જમીન સુધારી ખેતીમાં આણવી, અને પાણી માટે નાના નાના બંધ બાધવા એ પ્રથમ કાર્ય છે.

૮. ખેતીના ધંધામાં મુખ્ય કામ જમીનની ખાતરબરદાસ્ત કરવાનું છે. ઘણાં કારણોને લઇને ખેડુત આ કામ બરાબર કરતો નથી. તેથી ખેતીની દુર્દશા થઈ છે. બરાબર ખાતરબરદાસ્ત ઉપર ખેતીના ઉત્પન્નનો ઘણો આધાર છે. તેમાં પહેલું કામ જમીન સાફ કરી ખેડી નાખવાનું છે. લાકડાના ઓજારને બદલે લોખંડનું હળ વાપરવામાં આવે તો તેથી વખત અને પૈસાનો ઘણો બચાવ થાય છે. તે વડે કામ કરતાં વિઘ્ન આવતાં આડુંઅવળું ફરવું પડતું નથી નકામા છોડ, જુનાં મુળીઆં, ઢેફાં, એ બધું છુટું પડી જાય છે.

૯. જમીનને બરાબર ખેડવી જોઇએ. તે પછી તેના ઉપર રાંપ ફેરવવાનો છે. તેમ કરવાથી ઉપર આવેલી માટી કચરાઇને બારીક બને છે. માટીના કણ જેટલા છુટા તેટલી તેને હવા વધારે મળે અને તેની પાણી ધારણ કરી રાખવાની શક્તિ વધે, એટલે ઉપર આવેલી માટીને બારીક કરવાથી જમીનની જાત સુધરે છે.

૧૦. જમીનમાં ખાડા ટેકરા હોય તો તેથી ખાતર અને પાણી સરખી રીતે પ્રસરી શકતાં નથી એટલે ઓછાંવત્તાં પડે છે. તેથી જમીન ખરાબ થાય છે. માટે ટેકરા કાઢી નાખી ખાડા ભરી દઈ જમીન સરખી કરવી જોઈએ.

૧૧. તે પછી ખાતર પાથરવાનું કામ થવું જોઈએ. તે પાકનો મુખ્ય ખોરાક છે. ખોરાક પામ્યા વગર તે અન્ન આપી શકે નહિ. અહીં ખેડુત ખાતર માટે યોગ્ય સંભાળ લેતો નથી. તે ઉઘાડી જમીન ઉપર ખાતરનો ઢગલો કરે છે. તેનો રસકસ ઊડી ગયા પછી તે ખાતર જમીન ઉપર પાથરે છે. આપણા દેશની જમીનને છાણવાસીદાનું ખાતર સારું માફક આવે છે. તે જાતના ખાતરની તેને ખાસ જરૂર છે. પણ ગામડાની સ્ત્રીઓ તેનાં છાણાં થાપી તેનો બળતણમાં ઉપયોગ કરે છે. પછી ખેતી શી રીતે સુધરે !

ઘાસચારાના અભાવે ખેતીનાં ઢોર ઓછાં થાય છે, તેથી છાણનું ખાતર પણ ઓછું થાય છે. તે સ્થિતિમાં બળતણમાં છાણાંનો ઉપયોગ થાય, પછી ખેતીમાં સુધારો શી રીતે થાય ! કૃત્રિમ ખાતર કામ આપે તેના કરતાં આ જાતનું ખાતર વધારે સારું કામ આપે છે. ધરતી પૂર્વ દિશામાં ઉંચી જમીન ઉપર અથવા ખેતરમાં ત્રણ ચાર ફુટ બાજુનો એક અથવા વધારે ખાડા કરી તેમાં રોજને રોજ ખાતર ભેગું કરવું, તેને હલાવી એકસાન કરતા રહેવું. ઉનાળામાં થોડું પાણી ભેળવવું. ચોમાસા પહેલાં ખાડો લગભગ ભરાઈ જાય એટલે તેના ઉપર પુંજો અથવા માટી નાખી તેનો એક થર બનાવવો. ઉપર નાનું સરખું છાપરા જેવું બનાવવું. પછી તે તૈયાર થએલું ખાતર યોગ્ય વખતે જમીન ઉપર સરખું પાથરી દેવું જોઈએ. આ ઘણું મહત્ત્વનું છે. તે ખેડુતને માટે ધનની ખાણ છે.

૧૨. ખાતર પાથરી વાળવા માટે જમીન તૈયાર થયા પછીનું મુખ્ય કામ બી ઓરવાનું છે. યોગ્ય બીની પસંદગી કરવી જોઈએ તે ખેડુત કરતો નથી. તે તો સાહુકારને ત્યાંથી મળે તેવું બી લઈ આવે છે. જેવું બી તેવો પાક. ઉભો પાક હોય તે વખતે સારાં ભરાવદાર કણસલાં ચુંટી લેવાં જોઈએ, અને બી માટે તેને સંઘરી રાખવાં જોઈએ. જરૂર પડતાં ઉંચી જાતનાં જુવાર, બાજરી, ઘઉં, કઠોળ, કપાસીઆ, ડાંગર વગેરે બી માટે ખેતીવાડીખાતામાંથી મેળવી લેવાં જોઈએ. તેમાંથી સાળી ઝાટકીને મોટા વજનદાર કણ કાઢી લઈ જીવંજંતુ ન લાગે તેવી રીતે સંઘરી રાખવાં જોઈએ. તેને માટે યોગ્ય ઉપાય ખેતીવાડીખાતાએ નક્કી કરી જાહેર કરેલા છે. તે પ્રમાણે કામ કરવું જોઈએ.

૧૩. તે પછી બી ઓરવાની ક્રિયા કરવાની છે. તે સરખે અંતરે નાખી તે ઉપર માટી નાખી દબાવવી જોઈએ. તે માટે દેશી સાધન સારૂં છે, અને અમેરિકાનું "ડ્રિલ" નામનું સાધન બહુ સારૂં કામ આપે છે. છોડ છુટા અને જરૂર જેટલા ઊંડા હોવા જોઈએ. તેથી પાકને પાણી અને ખોરાક વધારે મળે છે. અંતર ૧૨ થી ૧૫ કે ૧૮ ઈંચ હોવું જોઈએ. પાસે પાસે છોડ હોય તો ખોરાક બરાબર મળતો નથી.

૧૪. બી ઉગે તે પછી ૮ થી ૧૫ દિવસે આસપાસની માટી સાફ કરી તળેઉપર કરવાનું કાર્ય કરવું જોઈએ. આસપાસની જમીન પરની માટી હલાવી નાખવી જોઈએ. તેથી ઉપરનો થર બારીક રેત જેવો થાય છે. તેથી પાકને અત્યંત જરૂરની હવા મળે છે, અને ખોરાક પણ મળે છે. ઉપલો થર કઠણ થયો હોય અને તેમાં ચીરા પડયા હોય તે વખતે ઉપરની હવા મળતી નથી અને જમીનનો ભેજ ઉડી જાય છે, તેથી પાકને બેવડું નુકસાન થાય છે. જોઈતો ભેજ, ખોરાક અને હવા મળતાં નથી. પાક ઉભો હોય તે અરસામાં ત્રણ ચાર વાર આ કાર્ય થવું જોઈએ.

૧૫. પાક તૈયાર થયો એટલે તને કયા કયા રોગો લાગુ પડે છે તે જાણી, તેના ઉપાય ખેતીવાડીખાતા પાસેથી, સહકારી કે ખેતીવાડી મંડળ પાસેથી મેળવી જરૂર પડતા અમલમા મૂકવા જોઈએ.

૧૬. પાક બરાબર તૈયાર થાય એટલે કાપણી, મસળણી અને ઉપરણીનું કામ થવું જોઈએ. ખેતીવાડીખાતાએ બનાવેલા યંત્રનો ઉપયોગ કરવાથી મહેનત અને પૈસાનો બચાવ થાય છે.

૧૭. પછી માલ ખળીમાં ભરી યોગ્ય બજારે વેચવો જોઈએ. બજારનું અજ્ઞાન હોવાથી ઘણી વાર માલની બરાબર કિંમત મળતી નથી અને પૈસો દલાલ પાસે જાય છે. તેથી ગામડાની શાળામાં ખેતી અને વેપારનું જ્ઞાન આપવું જોઈએ. યોગ્ય કીમતે ખેતી માટે જરૂરનો માલ લાવવાનું જ્ઞાન અને તેના વેપાર માટે જરૂરી હિસાબી જ્ઞાન સહકારી મંડળ પાસેથી મળી શકે છે. ખેડુતે ખર્ચ અને નીપજનો હિસાબ રાખવો જોઇએ. ખેતીમાં ઉપયોગી, શ્રમ, પૈસો અને વખત બચાવનારી ઘણી વસ્તુઓ સહકારી સંસ્થામાંથી મળે છે. બી, ખાતર યોગ્ય વખતે યોગ્ય ભાવે મળે છે. ખેતીનો પાક યોગ્ય વખતે સારે ભાવે તે સંસ્થા વેચી આપે છે; પણ સહકારી સંસ્થા કરજે નાણાં લેવાની જગા છે એવી અજ્ઞાનને લીધે ખોટી સમજ હોવાથી તેનો બરાબર લાભ ખેડુત લઈ શકતો નથી. વળી જુના ખોટા રિવાજને લઈને ખેડુત લગ્નવિવાહમાં બહુ ખરચ કરે છે; એટલે

ખેડુતને યોગ્ય સમજ આપવાની જરૂર છે. કરકસર, સ્વાશ્રય, નૈતિક ઉન્નતિ, અરસપરસ મદદ કરવી, એ સહકારી સંસ્થાનું સૂત્ર છે. પ્રત્યેક વ્યક્તિ બધા માટે અને બધા પ્રત્યેક માટે છે. સહકારી ખેતી સિવાય, ખેડુતની, ગામની, દેશની સ્થિતિ સુધરે તેમ નથી. સામુદાયિક પદ્ધતિથી મોટા પાયાપર શાસ્ત્રીય રીતે ખેતી કર્યા વગર સોંઘવારી થવી કઠણ છે. ખેતી ફાયદાવાળી થયા વગર દારિદ્ર દૂર નહિ થાય.

૧૮. દેશમાં વસ્તી વધે છે ને ઉત્પન્ન વધતું નથી. હિંદુ વારસાના નિયમ પ્રમાણે જમીનના નાના નાના કકડા થઈ ગયા છે. તેથી ખેતીમાં ફાયદો પડતો નથી. કોઈ પણ રીતે તુકડા એકત્રિત કરી જમીન સુધારી સામુદાયિક પદ્ધતિથી ખેતી કર્યા સિવાય તથા સારા ભાવ માટે માલનો સંઘરો કર્યા સિવાય ખેડુતની સ્થિતિ સુધરી શકે નહિ. (અપૂર્ણ)

## વ્યાકરણશિક્ષણ અને તેની પદ્ધતિ.*

**શ્રીમતી હંસાબહેન, બહેનો અને ભાઈઓ,**

શ્રીયુત મગનલાલ વ્યાસે કરેલા માનસશાસ્ત્રના સિદ્ધાન્તોના સ્પષ્ટીકરણ પછી, અને સ્નેહરશ્મિના કાવ્યોની ધૂન તમારા કાનમાં ગૂંજી રહી છે તે વખતે, વ્યાકરણ જેવા શુષ્ક અને અરસિક ગણાતા વિષય વિષે મારે કંઈક કહેવાનું પ્રાપ્ત થયું છે તે મારૂં સદ્દભાગ્ય સમજું છું; છતાં એ રસહીન વિષયને બને તેટલો રસમય બનાવવાનો અને તમને કંટાળો ન આવે એવો પ્રબંધ કરવાનો હું યત્ન કરીશ.

**વ્યાકરણની અગત્ય—**

ભાષા એ વિચારનું વાહન છે, અને વાક્ય એ ભાષાનો એકમ અથવા ઘટક છે. નાનું બાળક માત્ર 'બા' એટલુંજ બોલે છે, ત્યારે પણ તે એક સંપૂર્ણ વાક્યજ બોલે છે; માત્ર તેની પાસે વિચાર દર્શાવવાના પુરતા શબ્દો નથી. 'આ બા છે,' અથવા 'બા, અહીં આવ,' અથવા 'બા, મને લે' એવો કંઈક અર્થ બાળકના મનમાં વિવક્ષિત હોય છે. એટલે આપણે વાણીદ્વારા વિચાર દર્શાવીએ છીએ ત્યારે વાક્યજ બોલીએ છીએ.

જૂની પદ્ધતિ પ્રમાણે બારાખડીથી શરૂઆત થતી હતી, હવે આપણે

* તા. ૨૦-૨-૧૯૩૫ ને રોજ શ્રીમતી હંસા મહેતાના પ્રમુખપદે મળેલી મુંબઈના પ્રાથમિક શિક્ષકોની પરિષદમાં આપેલું વ્યાખ્યાન

સ્વરવ્યંજનનું જ્ઞાન જરા મુલતવી રાખીને વાક્યથીજ આરંભ કરીએ છીએ. **ભાષા પહેલી અને વ્યાકરણ પછી** એ વાત પર ખાસ ભાર મૂકીએ છીએ, છતાં સ્વરવ્યંજનની ઓળખ ન આપે એવું વ્યાકરણનું પુસ્તક અગ્રાહ્ય છે એ નિઃસંદેહ છે.

આપણે જાણીએ છીએ કે જેવું આપણું જીવન તેવી આપણી ભાષા થવાની. જીવન અને ભાષાને બહુ નિકટ સંબન્ધ છે. એકજ ઉદાહરણ આપું: અંગ્રેજી ભાષામાં લખીએ તો નીચેનું લખાણ સંપૂર્ણ વિવેકવાળું ગણાય છે:

"To
The Commissioner, N. D.
Sir,"

એવું ગુજરાતીમાં ભાષાન્તર કરવું હોય તો નીચે પ્રમાણે લખવું પડે છે:
"મહેરબાન ઉત્તર વિભાગના કમિશનર સાહેબ બહાદુરની જનાબમાં,
મુ. અમદાવાદ."

આ તફાવતનું કારણ અંગ્રેજ અને હિન્દી પ્રજાના જીવનમાંજ રહેલું છે. અર્થાત્, જેવું જીવન તેવી વાણી, તેવી ભાષા.

હવે ભાષાની રક્ષાને અર્થે વ્યાકરણ છે. વ્યાકરણના નિયમો (અથવા બન્ધનો) ન હોય, તો ભાષા કુરૂપ, કઢંગી, દ્વિઅર્થી, અનર્થવાળી થઈ જાય છે. ભાષા એ રાણીપદે છે, વ્યાકરણ એની દાસી છે; છતાં દાસી વગર રાણી શોભે નહિ, તેમ વ્યાકરણ પ્રત્યે દુર્લક્ષ રહેવાથી ભાષા અ-સંસ્કારી અને અશિષ્ટ થાય છે. તેનાં થોડાંક ઉદાહરણ લઈએ.

**અશુદ્ધિઓના નમુના:**—માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે અશુદ્ધિઓ તરફ વિદ્યાર્થીનું જાણી જોઈને ધ્યાન દોરાય નહિ, પણ તમે બધાં તો ઉમરમાં મોટાં–શિક્ષક–શિક્ષિકાઓ–છો એટલે હું પાટીઆ ઉપર કેટલીક અશુદ્ધિઓ ઉતારૂં છું તે ક્ષમા કરશો:

(૧) હું શોમવારે આવીશ.
(૨) તેણે બહુ શુખ ભોગવ્યું.
(૩) તેમને મને ઉપકારનો પત્ર લખ્યો.
(૪) હે પ્રભુ, આપણા દર્શનનો અભિલાષી બાળક આપણી પાસે આવ્યો છે.
( દયામય ! મંગલ મંદિર ખોલો !–એ કાવ્યના સંબન્ધમાં )
(૫) ચાર ડઝન કેરાં.

(૬) પ્રોફેસર સાહેબ ક્યારે મરશે ?
(૭) નિશાળનાં બારકો.
(૮) લાકડાંનો ભારો.
(૯) તેના લુગડાં તો જુઓ, કેવા ગંદા છે ?
(૧૦) નવા વર્ષના મારા અભિનન્દન.

આવું અશિષ્ટ લખાણ આપણા જોવામાં પુષ્કળ આવે છે, તેનું કારણ શું ?

**શુદ્ધિ માટે ઉપાય:**—જેવું ઉચ્ચારણ તેવું લખાણ. ઘરમાં માબાપ અશુદ્ધ બોલે, એટલે બાળકની બોલી પણ અશુદ્ધ જ હોય ને ? એમાં બાળકનો શો દોષ ? શિક્ષકો પણ અશુદ્ધ બોલે, તો સાંભળનાર બાળકો અશુદ્ધ બોલે અને અશુદ્ધ લખે. જેવું બોલીએ છીએ તેવું જ મોટે ભાગે લખીએ છીએ. એટલે ઉચ્ચારણ પાછળ શાળામાં ખૂબ પરિશ્રમ થવો જોઈએ. મોંમાંના વાણીસ્થાનો મોટો નકશો કાઢીને બતાવવાં જોઇએ, અને દરેક વર્ણ ક્યાંથી–કયા વાણીસ્થાનથી–અને કેવી રીતે બોલાય છે તે સ્પષ્ટ સમજાવવું જોઇએ. શિક્ષકની વાણી તથા વાચન અશુદ્ધ હોય તે નભાવી લેવાય નહિ.

અંગ્રેજી ભાષા શીખવાને માટે આપણે આટલી બધી મહેનત કરીએ છીએ, તો પછી માતૃભાષા સંબંધે ઉદાસીન રહીએ તે કેમ ચાલે ? માતૃભાષા બોલવામાં ને લખવામાં અંગ્રેજી બોલવા લખવામાં લઈએ છીએ તેથી અડધી મહેનત લઈએ, તોપણ ઘણો સુધારો થઈ શકે.

**શિક્ષણપદ્ધતિઃ**—સરળતા અને સ્વાભાવિક ક્રમ એ શિક્ષણનાં ખાસ પગથિયાં છે. વ્યાકરણનું શુષ્ક શિક્ષણ ભાષા મારફતે જ રસમય બની શકે છે. માટે કૃત્રિમતા ન આવે એની ખાસ સંભાળ રાખવી, અને વર્ગમાં સામાન્ય વાતચીતમાં બોલાતાં વાક્યો પકડી લઈને વ્યાકરણશિક્ષણ તરફ વળવું જોઈએ. પદચ્છેદમાં—

| મુખ્ય વિભાગ | ગૌણ વિભાગ |
|---|---|
| નામ | વિશેષણ, સર્વનામ |
| ક્રિયાપદ | કૃદન્ત |
| અવ્યય | ............ |

ઉપર પ્રમાણે પદોનો ભેદ સમજાવવો જોઈએ. આ સમજુતીમાં નાનાં કાર્ડોનો ઉપયોગ બહુ લાભદાયી છે.

**પૃથક્કરણમાં**—સાદું વાક્ય સમજાવતાં પહેલાં માત્ર વાક્યના ( અર્થ પ્રમાણે ) બે વિભાગ કેમ પડે છે તે સમજાવવું જોઇએ, અને ઉદ્દેશ્ય ને વિધેય જેવા કઠણ પારિભાષિક શબ્દોનો ઉપયોગ આરંભમાં ન કરવો જોઈએ. સાદા વાક્યની સમજણ પછી બે સાદાં વાક્યો ભેગાં મળવાથી સંયુક્ત વાક્ય બને છે તે તરફ વળવું જોઈએ, અને મિશ્ર વાક્ય છેક છેલ્લું શીખવું જોઇએ. આ રીતે વિષયની કઠિણતા દૂર થઈ શકે છે અને વિદ્યાર્થીઓને તેમાં રસ લેતા કરી શકાય છે.

દરેક વિભાગમાં પુષ્કળ મનોયત્નો લેવાં જોઇએ, અને તેમાં શિક્ષકે મદદ ન કરવી જોઇએ. ખાલી જગામાં યોગ્ય શબ્દો મૂકો એ જાતનાં મનોયત્નો બાળકોને ખૂબ વિનોદ આપે છે અને જ્ઞાન તો પરોક્ષ રીતે આવે છે જ.

વ્યાકરણ જેવા વિષય વિષે માત્ર વ્યાખ્યાનથી મને સંતોષ થાય નહિ, તમારી સૌની ઇચ્છા હોય અને અનુકૂળતા હોય તો કાલે હું પોતે એક પાઠ આપી બતાવીશ; એટલે સિદ્ધાન્તો કટલે અંશે અને કેવી રીતે અમલમાં મૂકાય છે તે જણાશે. આવું લૂખું વ્યાખ્યાન તમે ધ્યાન દેઈ સાંભળ્યું તે બદલ તમારો ખૂબ આભાર માનું છુ.

**સાકરલાલ અમૃતલાલ દવે**

ટી. ક.

(૧) બીજે દિવસે ચોથા ધોરણનાં બાળકોને **ક્રિયાનાથનો** ખ્યાલ કેમ અપાય તે વિષે એક પાઠ આપવામા આવ્યો હતો.

(૨) ઉપલું લખ્યા પછી વર્તમાનપત્રોમાં વાંચીને ખૂબ વિનોદ ઉપજ્યો હતો કે વડોદરા રાજ્યમાં બધા અધિકારીઓ અને કારકુનોએ વ્યાકરણ શીખવું એવો સરકારી હુકમ કાઢવામાં આવ્યો છે. એ હુકમની પાછળ ગંભીર અર્થ રહેલો છે તે તો સ્પષ્ટ છે.

## ભૂમિતિ શિક્ષણ–નીચલાં પ્રાથમિક ધોરણો માટે

**સામાન્ય:—**

પ્રાથમિક શાળાનાં નીચલાં ધોરણોમાં પણ ભૂમિતિનો કંઇક ખ્યાલ આપી શકાય અને તેથી એ વિષયના અભ્યાસમાં આગળ મદદ મળે એ

ખ્યાલ થોડાં વર્ષનો છે. સાથે સાથે ઘણાં બાળકો ત્રણ ચાર ધોરણો સુધી અભ્યાસ કરી નિશાળ છોડી જાય છે તેમને કંઈક ભૂમિતિનું, ભૂમિતિના મૂળ વિચારોનું જ્ઞાન આપવાની જરૂર છે એમ કેટલાકને લાગ્યું. તેના પરિણામે પ્રાથમિક શાળાના બાળવર્ગ અને પહેલાં ચાર ધોરણ માટેનો અભ્યાસક્રમ ઘડાયો–અમલમાં મૂકાયો. અભ્યાસક્રમ ઘડનાર વિચારકોનો હેતુ બર આવે અને ગુજરાતનાં બાળકોને લાભ થાય તે માટે દરેક પ્રાથમિક શાળાના શિક્ષક અને શિક્ષિકાએ આ અભ્યાસક્રમ સમજવો જોઈએ અને તે કેમ અમલમાં મૂકવો તે જાણવું જોઈએ.

**બાળવર્ગ:—**

ભૂમિતિના નામથી શિક્ષકવર્ગ ગભરાય છે, પણ તેમાં ગભરાવા જેવું કંઈજ નથી. પ્રમેયો અને કૃત્યોનાં પગથીએ પગથીઆં ગોખીને યાદ રાખવાં અને તેમાં એકાદ ભૂલી જતાં મહેનત લગભગ નિષ્ફળ જવાની, એ રીતનો ભૂમિતિ સંબંધી ખ્યાલ તેમના મનમા રમી રહેલો છે. નિશાળે નવાં આવેલાં કુમળાં બાળકોને આવું શીખવવું એ કેમ બને! એટલે બાળકોને રમત સાથે ભૂમિતિ ભણાવી શકાય એમ જાણતાં તેમને અજાયબી થશે!

**સાધન**—૧. (क) લંબાઈ, પહોળાઈ અને ઉંચાઈ સરખી હોય તેવા ઘન.

(ख) છેડા ચોરસ હોય તેવા લંબઘન.

(ग) લંબાઈ, પહોળાઈ, ને ઉંચાઈ સરખી ન હોય તેવા લંબઘનઃ દીવાસળીનાં ખોખાં.

૨. (क) દડા જેવી ગોળ–લખોટા, લખોટીઓ, ગોળીઓ.

(ख) અંડાકાર લંબગોળ વસ્તુઓ.

(ग) આંકણી જેવી ગોળ વસ્તુઓઃ પેન્સિલ, પેન.

(घ) શંકુ–આકાર ગોળ–નાળચું.





આ ઉપરાંત વર્તુલાકાર ગોળ નાના મોટા પુઠાના કકડા રાખવા. પૈસો, ઢબુ એવા સિક્કા ચાલે.

ઉપરની વસ્તુના નમુના માટીમાંથી કે પુઠામાંથી બનાવી શકાય. કુલ નમુનાની સંખ્યા વર્ગની સંખ્યા ઉપર આધાર રાખે છે. પણ વધારે નમુના ન હોય અને દરેક જાતનો એક નમુનો હોય તોપણ ચાલે, ઓછામાં ઓછા ત્રણ હોય તો સારૂં.

આખા વર્ગને બધી વસ્તુઓ જોવા દેવી. પછી વર્ગની બે ટુકડી પાડવી. એકને બધી બાજુથી સીધી હોય તેવી વસ્તુઓ લેવાની છે એમ

કહેવું. બીજીને તેવી સીધી ન હોય તેવી ગોળ વસ્તુઓ લેવાની છે એમ કહેવું. વારાફરતી ટુકડીઓમાંથી એક એક બાળક પોતાની ટુકડી માટે નક્કી કરેલી જાતની એક વસ્તુ લઈ જાય. થઈ રહેતાં ફરી વસ્તુ ભેગી કરી રમત ચાલુ થાય. એ રીતે જે ટુકડીની ઓછી ભૂલો થાય તે જીતી કહેવાય. પછી ગોળ વસ્તુઓ લેવાની હોય તે સીધી લે અને સીધી લેવાની હોય તે ગોળ લે. એ પ્રમાણે બાળકોનું જ્ઞાન પાકું થાય. તે પછી સીધી વસ્તુઓ લઈ ઘન (क જાતની) અને લંબ ઘન (ख અને ग જાતની), એ બેનો તફાવત ઉપર પ્રમાણે રમત યોજી સમજાવાય. પારિભાષિક નામ શરૂઆતમાં આપવાની જરૂર નથી. એજ પ્રમાણે વર્ગીકરણ આગળ શીખવી શકાય. બાળવર્ગમાં ઘન. લંબ ઘન, ગોળ, લંબગોળ, આંકણી જેવું ગોળ અને વર્તુલાકાર (પૈસા જેવું ગોળ), એટલું આવડે એટલે બસ છે.

તેમાં બરાબર મહાવરો થાય ત્યારપછી એ ઘનાકૃતિઓ એક પછી એક લઈ તેની બાજુઓ ઉપર હાથ ફેરવવા કહેવું. દરેક ઘન અને લંબઘનની બાજુઓ ૭ છે, તે તેમની પાસે ગણાવવી. જે બાજુ ગણતરીમાં લે તે બાજુ ઉપર ચાકની નિશાની કરવાથી કામ સરળ થશે. પછી ગણતરી કરવામાં આગળ પાછળ, ડાબા જમણી અને ઉપર નીચે એમ ૭ બાજુઓ થાય તે શીખવવું. એ પ્રમાણે દરેક દડાની અને એક લંબગોળ દડાની એક બાજુ છે, દરેક આકણી જેવી વસ્તુને ત્રણ બાજુઓ અને શંકુને બે બાજુઓ છે તે બાબત શીખવવી.

એજ પ્રમાણે પહેલાં ચાકની નિશાની કરાવી અને પછી ઉપર નીચે, ડાબા જમણી, આગળ પાછળ એ અથવા એવા નિયમ પ્રમાણે કોરો, બિંદુઓ (ટપકાં) ખુણા ગણાવવા.

શિક્ષણની શરૂઆતમાં પરીક્ષાનું-કસોટીનું તત્ત્વ વધારે પ્રમાણમાં હોવું જોઈએ નહિ. એટલે ઉપર ગણતરી કરવા વિષે લખ્યું તે બાળક યાદ રાખે તે માટે નથી પણ બાળક વસ્તુ, તેની બાજુ-કોર-ટપકાં અને ખુણા ઓળખે એજ હેતુ હોવો જોઈએ.

ઘન, લંબઘન, શંકુ, આંકણી-દોરવાની લાંબી આંકણી નહિ, પણ નાની નળાકાર તૈયાર કરેલી વસ્તુ (વર્તુલ દોરાય તેવી રીતે શંકુ અને આંકણી મુકાવવાં) પાટી ઉપર મૂકી આસપાસ પેન વડે લીટી દોરાવવી. એ રીતે ચોરસ, લંબચોરસ અને વર્તુલનો અને સીધી લીટી અને વાંકી અથવા વળેલી લીટીનો ખ્યાલ આપવાનો છે.

વર્તુલ ઉપરથી દડાનો, ચોરસ ઉપરથી ઘનનો, લંબચોરસ ઉપરથી લંબઘનનો દેખાવ ચીતરતાં શીખવું એ બાળકોને રમત જેવું લાગશે.

કાગળ અમુક રીતે વાળતાં રમકડાં બને છે એ ઘણાંખરાં બાળકોએ જોયું હશે. કાગળ વાળીને હોડીનો આકાર બનાવવો એ સહેલું છે. તે બનાવતાં કાગળને ચોરસ બનાવવાની યુક્તિ તરફ બાળકનું ધ્યાન ખાસ ખેંચવું જોઇએ. તેમાં એક નવો આકાર આવે છે. તેને ત્રણ ખુણા છે. તેને ત્રિકોણ કહે છે. કાગળને વાળી ચોરસ, લંબચોરસ, ત્રિકોણ સહેલાઇથી બનાવી શકાય છેઃ—

૬" લાંબો અને ૩" પહોળો કાગળનો કકડો દરેકને આપી પૂછવું–તેનો આકાર કેવો છે ? પહોળાઇની કોરો એક બીજા ઉપર આવે એવી રીતે વળાવી પૂછવું-કેવો આકાર થયો ? બાળકો ભૂલી જાય તો શીખવવું અને કાગળ ઉકેલાવી ફરી વળાવી પ્રશ્ન પૂછી ચોરસ અને લંબચોરસનો મહાવરો કરાવવો.

ચાર ઈંચ બાજુના ચોરસ કાગળના કકડાની વારાફરતી સામસામી કોરો વળાવી તેના ચાર ચોરસ ભાગ બનાવરાવવા. પછી ઉકેલાવી ખુણા તરફથી વારાફરતી વળાવી ત્રિકોણ બનાવરાવવા.

પહેલાં કહ્યું તે પ્રમાણે બાળકોને પારિભાષિક શબ્દો શીખવવાના નથી. ચોરસ, લંબચોરસ, સીધી લીટી, વાંકી લીટી, ટપકું એટલા શબ્દો શીખે એટલે બસ છે. વસ્તુનાં પારિભાષિક નામને બદલે જોવામાં આવતી વસ્તુનું નામ ચાલે. એટલે ઘન અને લંબઘનને બદલે સમપેટી અને લાંબી પેટી જેવી વસ્તુ, એમ શીખવી શકાય.

**ધોરણ ૧ લુંઃ—**

આગળ કામ લેતાં પહેલાં બાળવર્ગમાં કરેલા કામનું પુનરાવર્તન થઈ જવું જોઈએ. ઓળખવાની વસ્તુઓમાં અર્ધ–દડો, અર્ધ લંબ દડો ઉમેરવા અને તેમને દડા અને લંબદડા સાથે મૂકી ઓળખાવવા. એજ પ્રમાણે અર્ધવર્તુલ ઓળખાવવું. તે પછી ચોરસ, લંબચોરસ અને વર્તુલ ( પૈસા જેવો ગોળ) દોરવાનો મહાવરો કરાવવો. વસ્તુની આસપાસ પેન અથવા પેન્સિલ ફેરવી આ આકાર દોરવાના છે. તે માટે પુઠાના કરતાં લાકડાના કકડા મળે તો સારૂં, કેમકે પુઠું વળી જાય છે.

બાળકો ચાર ઉભી અને ચાર આડી લીટીઓ દોરી, એ રીતે નવ ખાનાં પાડી ચોકડી મીંડાંની રમત રમે છે. આકૃતિરચના આવી રીતે

થઈ શકે છે. તે માટે અનુકૂળ લંબચોરસ (દા. આઠ ઈંચ લાંબો, ચાર ઈંચ પહોળો) કાગળનો કકડો લઈ વળાની આડા અને ઉભા સળ પડાવી ચોરસ આનાં પડાવવાં. પછી સળ ઉપર લીટીઓ દોરાવવી. તેમાં વત્તાની ચોકડી મૂકી, ગુણ્યાની ચોકડી મૂકી, ટપકાં મૂકી અથવા તીરકસ લીટીઓ દોરી આકૃતિરચના થઇ શકે છે. ચોકડી, ટપકાં અને લીટીઓનું મિશ્રણ પણ થઈ શકે. આ રચના કાગળ ઉપર કે સ્લેટમાં કરતાં પહેલાં લીટીઓ માટે સળીઓ અને મીંડાંને બદલે મણકા લઇ જમીન ઉપર ગોઠવી આકૃતિઓ બનાવી પછી દોરવાનું કામ કરવું એ સારૂં પડે છે, એટલે સળીઓ અને મીંડાંના ઉપયોગનો મહાવરો થયા પછી દોરવાનું કામ લેવું જોઈએ.

આમાં બાળકની કલ્પનાશક્તિ ખીલે એ હેતુ છે. શું કામ કરવાનું છે તેનો ખ્યાલ આવે તે માટે શિક્ષક કેટલીક આકૃતિરચના શરૂઆતમાં કરી બતાવે, પણ બાળકે તેની નકલ કરવાની નથી. બાળક અટપટી રચના કરે તો સારૂં એ સમજ પણ બરાબર નથી. આકૃતિરચનાના વિશારદો કહે છે કે સાદી રચના યોગ્ય રીતે ગોઠવેલી હોય તો તે સુંદર લાગે છે.

બાળવર્ગમાં ચોરસ અને લંબચોરસનો આકાર તેવા આકારની વસ્તુની આસપાસ પેન ફેરવીને બાળક દોરતા શીખે છે. તેનો મહાવરો કરાવી પછી તેવા આકાર સ્વતંત્ર રીતે દોરવા તેને ઉત્તેજન મળવું જોઈએ. તેની લીટીઓ ગણાવવી. તેને ચોરસની (લંબચોરસ દોરેલો હોય તો લંબચોરસની) બાજુઓ કહે છે. તેના ખુણા બતાવવા કહેવું. તે પછી તે ખુણાના જેવો ખુણો દોરાવવો. ચોરસ અથવા લંબચોરસની ચાર બાજુઓમાથી બે ભુસી નાખવાથી પણ કાટખુણો બને છે. એ રીતે શીખી પછી બાળક પોતાની મેળે તેવો ખુણો દોરે.

**પહોળા ખુણા અને સાંકડા ખુણામાંથી બાળક કાટખુણો ઓળખી** શકે તેટલો મહાવરો થાય તે પછી પેટી, ચોકઠું અને એવી ચોરસ અને લંબચોરસ ઉપર આધાર રાખતી વસ્તુઓના દેખાવ ચીતરાવવા.

ચોરસ અથવા લંબચોરસમાં આડી લીટી દોરી ઢાંકણાનો દેખાવ બતાવી કળ અને પાયા દોરવાથી પેટીનો આકાર થઈ જશે. તેજ પ્રમાણે ચોકઠું અને બીજા તેવા દેખાવ દોરતાં શીખવી શકાય.

ભૂમિતિનાં સાધનો વેચાતાં મળે છે. (પટી, ત્રિકોણમાપ, કોણમાપક વગેરે.) તેનો ઉપયોગ બાળક કરે એવી આશા રાખી ન શકાય; છતાં લીટી દોરવામાં પટી જેવું સાધન વાપરે તો તે ઇચ્છવા જોગ છે.

બાળકોનું કામ તપાસતાં શિક્ષકે થોડા સારા નમુના વર્ગને બતાવવા. જરૂર પડે તો પાટીઆમાં પોતે નમુનો દોરી બતાવવો: બાળકો પાસે ભૂલો શોધાવવી. એ રીતે સામાન્ય ભૂલો સુધરાવી પછી વ્યક્તિગત સૂચના આપવી.

બાળકોને શીખવતાં કંઈક બાળક જેવા થવાનું છે. તેઓ સમજી શકે તેવી ભાષામાં બોલવા ખાસ યત્ન કરી ક્રિયામાં રમતનું તત્ત્વ દાખલ કરવાની જરૂર પડે છે. ટુંકમાં, 'કામ કરતાં રમો અને રમતાં કામ કરો' એ અર્વાચીન વાક્યને અમલમાં મૂકવાની તકનો લાભ દરેક બાળકના શિક્ષકે લેવો જોઈએ.

પ્ર. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

## શારીરિક કેળવણી ને સ્કાઉટ રમતો

કેળવણી શબ્દમાં બાળકોના સર્વદેશીય વિકાસનો અર્થ રહેલો છે. માનસિક, શારીરિક અને નૈતિક શક્તિઓનો વિકાસ કરવો તેને કેળવણી કહે છે. આધુનિક સમયમાં આપણી નિશાળોમાં જે કામ થઈ રહ્યું છે તે આ ત્રણે બાબતોનો વિકાસ કેટલે દરજ્જે સાધે છે, તે નિશાળો સાથે સંબંધ ધરાવનાર દરેક વ્યક્તિ થોડેઘણે અંશે જાણે છે. ઘણા ફરિઆદ પણ કરે છે કે કેળવણીને નામે શાળામાં થતું કામ ખરી કેળવણી નથી. આ જાતનું કામ બાળકોનો સર્વદેશીય વિકાસ સાધી શકતું નથી. અહીં શાળાઓમાં મોટે ભાગે ઉપર ગણાવેલી ત્રણ બાબતોમાંથી પહેલી તરફ વધારે લક્ષ અપાય છે અને બીજી બંને બાબતો તરફ દુર્લક્ષ બતાવવામાં આવે છે એટલુંજ નહિ, પણ ઘણીવાર તો શારીરિક શક્તિઓના ભોગે માનસિક શક્તિઓ કેળવવાનો યત્ન કરવામાં આવે છે. બાળકોની માનસિક કેળવણી માટે તેમને શાળાના મકાનમાં ૬ કલાક ગોંધી રાખવામાં આવે છે અને અનેક જાતની માનસિક પ્રવૃત્તિઓ કરાવી તેમને મોટે ભાગે અક્ષરજ્ઞાન આપવામાં આવે છે. આ અક્ષરજ્ઞાનનો બોજો દિવસે દિવસે વધતો જાય છે, અને થોડે વર્ષે બાળક તે ઝીલવાને અસમર્થ નીવડે છે. શિક્ષણશાસ્ત્રનું પ્રથમ સૂત્ર "દુરસ્ત શરીરમાં દુરસ્ત મન'' કદાપિ મોટા અક્ષરે લખીને ભીંત પર ટાંગેલું હોય ખરૂં! પણ તેથી આ પરિસ્થિતિમાં કાંઈ ફેરફાર થતો નથી.

શાળાના વખતનો મોટો ભાગ આમ અક્ષરજ્ઞાનં પાછળ યોજાએલો હોય છે. શાળા બહારના વખત માટે શિક્ષક જોખમદાર હોતો નથી. શાળા બહાર બાળક માબાપની દેખરેખ નીચે ઘરમાં હોય છે, ત્યાં મોટે ભાગે તેને 'વાંચવા બેસ.', 'આંક ભણીજા.', 'દાખલા ગણ.'; આવા ઉપદેશજ સાંભળવાના હોય છે. આથી બાળકોની શારીરિક શક્તિઓ મોટે ભાગે ક્ષીણ થવા લાગી છે. આને માટે બીજાં ઘણાં કારણો છે, પણ અહીંઆં તો આપણે આપણા ધંધાને લગતાં કારણોની જ વાત કરીને અને આપણા ધંધાના કાર્યક્ષેત્રમાંથી જ તેનો ઉપાય ઉત્પન્ન કરવા યત્ન કરવાનો છે.

અમુક દૃષ્ટિએ વિચારતાં, ચાલુ જમાનાને લોર્ડ બેડન પોવેલે આપેલી સ્કાઉટિંગ હીલચાલમાંથી આ ન્યૂનતા પુરવાનો ઉપાય હાથ લાગે તેમ છે. માત્ર શાબ્દિક કેળવણી ફળદાયી નથી. દુર્બળ ને રોગગ્રસ્ત શરીરમાં પ્રફુલ્લિત મન રહી શકતું નથી, વગેરે સૂત્રો તો ઘણા શિક્ષકો જાણે છે. તેને આચારમાં ઉતારાય તોજ બાળકોને ફાયદો થાય એ નિર્વિવાદ છે.

સ્કાઉટિંગની અંદર રહેલાં સુંદર તત્ત્વોનું નિરૂપણ એક વાર આજ પત્રમાં ઘણાં વર્ષો પહેલાં થઈ ગયું છે, એટલે અહીં માત્ર શારીરિક વિકાસને લગતાજ એમાંના કેટલાક મુદ્દા ફરી કહેવાની જરૂર ઉપસ્થિત થાય છે. આ દિશામાં સ્કાઉટિંગ આધુનિક કેળવણીનું ન્યૂનતાપૂરક છે. શાળામાં શારીરિક કેળવણી માટે કાંઈજ વ્યવસ્થા નથી હોતી એમ કહેવાનો મારો આશય નથી; પણ શાળામાં જે વ્યવસ્થા છે તે અપૂર્ણ છે અને તેનો અમલ પણ અપૂર્ણ રીતેજ થાય છે. હાલની યોજનાઓમાં શાળાઓમાં કવાયતને માટે 'સમય' રાખવામાં આવ્યો હોય છે. આ 'સમય' ૨૦–૨૫ મિનિટનો હોય છે અને તે પણ અઠવાડીઆમાં બે વાર!! વળી દિવસના જે ભાગમાં તે સમય ગોઠવવામાં આવ્યો હોય છે તે પણ અયોગ્ય હોય છે. ઘણે ભાગે દિવસના ત્રણ ચાર વાગે તે સમય રાખવામાં આવે છે. આ વખત બે દૃષ્ટિએ કવાયતને અનુકૂળ નથી. એક તો આપણા દેશમાં ઘણે ભાગે આ વખતે તાપ હોય છે અને દિવસના શ્રમથી કોઇપણ જાતના ખોરાક વિના બાળકો તે સમયે થાકી ગએલાં હોય છે. આમ કવાયતને માટે બંને પરિસ્થિતિ અનુકૂળ હોતી નથી. વળી જો વર્ગશિક્ષકને હાથ એ વિષય હોય તો તેને એ વિષય પરત્વે કંઈ ખાસ રસ ન હોવાથી કચવાતે મને અર્ધદગ્ધ રીતે તે કરાય છે. બીજી તરફથી કોઇ

કસરતશિક્ષકને હાથે એ વિષય હોય તો તેની ભાવના જુદા પ્રકારની હોવાથી બાળકોને પારાવાર નુકસાન થવાનો સંભવ રહે છે. આ જાતના પહેલવાન કસરતશિક્ષકો બાળકોને પહેલવાન કરવા તરફ વધારે દોરાય છે અને તેથી થાકેલા ઘોડાને ચાબુક મારી દોડાવવા જેવી બાળકોની સ્થિતિ થાય છે. આ બધી પરિસ્થિતિમાંથી સર્વાંશે બચવું તો મુશ્કેલ છે. બચી શકાય. પણ તેમાં આપણો જેના ઉપર કાબુ નથી એવી બાબતોનો સમાવેશ થાય છે, પણ આપણે જો સ્કાઉટિંગને આ જગાએ સ્થાન આપીએ તો અમુક દરજ્જે આ પરિસ્થિતિ સુધરી શકે તેમ છે.

પ્રથમ તો સ્કાઉટિંગમાં રમતોનું સ્થાન ઘણું અગત્યનું છે. બાળકોને રમતો પ્રિય છે. રમતોદ્વારા તેઓ પાસે આપણે ધારીએ તે કરાવી શકીએ છીએ. હારબંધ ઉભા રહી નીરસ કવાયત કે કસરતના હુકમો માન્યા કરતાં તેજ અંતીમ હેતુ સાધતી સ્કાઉટ રમતો રમવી બાળકોને વધારે ગમે છે.

રમતોદ્વારા શરીર કસવું એ કુદરતી ને સ્વાભાવિક પણ છે ? કુદરત કોઈ પણ પ્રાણી પાસે કસરતની ખાતર કસરત કરાવતી નથી. પોતાની સહજ પ્રવૃત્તિઓમાંજ અન્ય પ્રાણીઓ પોતાને જરૂરી કસરત સાધી લે છે; તો બાળકો પણ પોતાની સહજ પ્રવૃત્તિ — રમતોદ્વારા શા માટે જરૂરી કસરત સાધી ન લે ? વળી કવાયત કે કસરતમાં જેટલો આનંદ પડે છે તેના કરતાં રમતોમા બાળકોને વધારે આનંદ પડે છે. તેથી આ રમતો બાળકોને બોજારૂપ પણ લાગતી નથી. પ્રાણીઓમાં જબરો ગણાતો વૃષભ ટેરીની સ્પ્રિંગ કે સેન્ડોનાં ડંબેલ ફેરવતો જણાયો નથી; છતાં તે જેમ નિર્ભય ને શક્તિમાન બની રહે છે તેમ બાળકો પણ જો પોતાની જરૂરી પ્રવૃત્તિમાં ઉત્સાહપૂર્વક ભાગ લે તો તે પણ કોઈપણ જાતનાં આવાં કૃત્રિમ સાધનો વગર તંદુરસ્તી સાધી શકે. આ ઉપરાંત સ્કાઉટિંગની રમતોમાં કેળવણીની દૃષ્ટિએ પણ કેટલાંક ખાસ તત્ત્વો નજરે પડે છે. આ રમતો મોટે ભાગે જંગલ, ખેતરો કે બાગોમાં રમવાની હોવાથી, બાળો તે રમતાં કુદરતના ગાઢ પરિચયમાં આવે છે. રમતોમાં કુદરતને જે બને તેમ વધારે ગૂંથવામાં આવી છે. આ સ્કાઉટિંગની રમતોમાં દળ નામ, પક્ષનાં નામ વગેરે પશુ પંખીઓ ઉપરથી રાખવામાં આવે . આથી બાળકો એ પશુપંખીની બોલીનું અનુકરણ કરવા પ્રેરાય છે. આ કરતાં તેઓ તે તે જાનવરોની સુંદરતા નિહાળતાં, તેમની ટેવોનો અભ્યા

કરતાં ને તેમાંથી યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરતાં પણ શીખે છે. આ રીતે આ જાતની રમતો તંદુરસ્તી સાધક ઉપરાંત જ્ઞાનદાતા બને છે. ફેર એટલો જ કે કોઈના ખાસ હુકમોથી તે પ્રાપ્ત થતાં નથી, પણ મનમાં જિજ્ઞાસા જાગતાં સ્વપ્રયાસ ને આંતરવૃત્તિથી થાય છે અને તેટલાજ માટે તે વધારે આવકારદાયક છે.

વળી તેમાં ઉપયોગિતાનું તત્ત્વ પણ રહેલું છે. ઝાડપાન, પશુપંખી ને આકાશી પદાર્થોના પરિચયથી બાળકો દેશકાળનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે એટલું જ નહિ, પણ કૃત્રિમ સાધનો સિવાય પોતાને ખપ જોગાં અનુમાનો દોરી શકે છે, સ્વાશ્રયી બને છે, અને નીડરતા તથા આત્મશ્રદ્ધા અનુભવી તેમાંથી અનુભવાતા આનંદના ભોક્તા બને છે. શાળાઓમાં આ જાતની સ્કાઉટિંગની રમતોને સ્થાન મળે એ ઇચ્છવાજોગ છે. ચેતવણી માત્ર એટલીજ રાખવાની કે એ રમતોનો નિયંતા કુશળ સ્કાઉટ હોવો જોઈએ.

રણછોડભાઈ દેરાસરી

## પદાર્થપાઠ

જેમ વાચનના પાઠનો આશય ભાષાજ્ઞાન આપવાનો છે, તેમ પદાર્થપાઠનો મુખ્ય આશય પદાર્થના ગુણ, દોષ, બનાવટ અને તેની ઉપયોગિતાનું જ્ઞાન આપવું એ છે, અને તેટલા માટેજ પ્રત્યક્ષ પદાર્થની મદદથીજ જે પાઠ આપવામાં આવે તેજ ખરો પદાર્થપાઠ. કેટલાક પ્રસંગો એવા બને છે કે દૃષ્ટિનિરિક્ષણના પાઠો પણ પદાર્થપાઠ તરીકે શિખવાય છે; તેનું કારણ તે પદાર્થોની કુદરતી સ્થિતિનો અમુક સ્થળોમાં અભાવ અથવા તેની પ્રતિકૂળતા: ગુજરાત જેવા દેશમાં ચાનો પાઠ શીખવવો હોય તો તેના બાગબગીચા નહિ હોવાથી ચાના છોડનું ચિત્રદ્વારાજ અવલોકન કરાવી અથવા તેને મળતા આવતા છોડનું અવલોકન કરાવી જ્ઞાન અપાય અને તેથીજ તે પદાર્થપાઠની ગણનામાં આવી શકે છે. આ પાઠો શીખવવામાં શિક્ષકની સારી તૈયારી હોવી જોઈએ. શાળામાં પદાર્થોનું પુરતા પ્રમાણમાં સંગ્રહસ્થાન હોવું જોઇએ. (જો શિક્ષક ઉત્સાહી અને ખંતીલો હોય તો વિના ખર્ચે વસ્તુઓ એકઠી કરી શકે.) જો દરેક પદાર્થ સંગ્રહસ્થાન માટે મળી ન શકે તો ન મળી શકે તેવા પદાર્થોનાં સારાં ચિત્રો એકઠાં કરી રાખવાં

અથવા તો શિક્ષકે પોતે બાળકો દૂરથી જોઈ શકે તેવા પ્રમાણમાં મોટાં ચિત્રો દોરી અનુકૂળ (જરૂરી) રંગોથી રંગી તૈયાર રાખવાં જોઈએ.

આ પાઠો શીખવતી વખતે બાળકની વ્યક્તિગત બુદ્ધિની તીવ્રતાની કસોટી થઈ શકે છે; કારણ તેમાં બાળકો પોતાની દરેક ઇંદ્રિયની મદદ લઈ પદાર્થનું અવલોકન કરે છે. શિક્ષકે પાઠ શીખવતી વખતે બાળકોની સંખ્યાના પ્રમાણમાં પદાર્થના નમુના રાખવા ને તે દરેક વ્યક્તિગત અથવા તો અમુક સંખ્યાના સમૂહમાં આપી તેનું નિરિક્ષણ કરાવી તેના ગુણ કઢાવવા. આ ગુણો કઢાવતી વખતે બને તેટલી ત્વરાથી પ્રશ્નોનો ઉપયોગ કરવો; પણ ખાસ ધ્યાન રાખવું કે પ્રશ્ન પૂછ્યા બાદ બાળકની શક્તિના પ્રમાણમાં બાળકને વિચાર કરવા વખત મળે છે કે નહિ. પ્રશ્ન પૂછવાની બાબતમાં જણાવવાનું જે શિક્ષકને બાળકોના પૂર્વ જ્ઞાનનો પુરનો ખ્યાલ હોવો જોઈએ. કેટલીક વખતે શિક્ષકને આગલાં ધોરણોના અભ્યાસક્રમનો ખ્યાલ હોતો નથી તેના પરિણામે તે પ્રશ્નશૈલીમાં નિષ્ફળ નીવડે છે. સૂચક પ્રશ્નો જરૂર પડે પૂછવાને કોઈ પણ જાતની હરકત નથી.

દોરીના છોડ સંબંધી પાઠ હોય તો તે વખતે શિક્ષકે ખુંદદાણા લાવવાજ જોઈએ. સાથે સાથે જીંડવાનો ખ્યાલ આપવા દિવેલાનાં જીંડવાં લાવી નિરીક્ષણ કરાવવું. જેથી બાળકો સમજી શકશે કે જીંડવામાં બુંદ કેવી રીતે તૈયાર થાય છે ને છુપાઇ રહે છે. આ નિરીક્ષણ બાળકોમાં કુદરત તરફ પ્રેમ ઉત્પન્ન કરે છે. વધારામાં તેના પાન, ફુલ વગેરેની રચનાનું જ્ઞાન આપવા કાળા પાટીઆ ને ચાકનો ઉપયોગ જરૂર જણાતા ક્રમનો સંબંધ જોડી કરવો. આથી પાઠ રસમય બની શકે અને શિક્ષક બાળકોમાં ઉત્સાહ પ્રેરી શકે. ( શિક્ષકે સાધારણ સારા ચિત્રકાર થવાની પણ જરૂર છે. )

કેટલાક પાઠોમાં ઇંદ્રિયોની મદદ પુરતી થઈ પડતી નથી, પણ ગુણોનું વ્યાવહારિક જ્ઞાન આપવા પ્રયોગો કરવાની જરૂર પડે છે. આ પ્રયોગો કરવાને શિક્ષકે તો ફક્ત સાધનોજ પુરા પાડવાં, પણ પ્રયોગો તો બાળકો પાસેજ કરાવવા. આ પ્રયોગો જાતે કરવામાં બાળકો બહુજ આનંદ માણે છે ને ગમત કરતાં કરતાં પદાર્થના બધા ભાગોનું જ્ઞાન મેળવે છે. જે પ્રયોગો ઇજા કરે તેવા હોય તેજ શિક્ષકે પોતે કરવા. શિક્ષકે આ વખતે બાળકોની ઉમર અને શક્તિનો ખ્યાલ ખાસ રાખવો. પદાર્થના ઉપયોગનું જ્ઞાન આપવામાં પણ જ્યાં જ્યાં બની શકે ત્યાં પ્રત્યક્ષ પ્રયોગદ્વારાજ બાળકોને અનુભવ કરાવવો. ફટકડીનો ઉપયોગ કઢાવવો હોય, તો આખા

વર્ગમાં નજર ફેરવી જે બાળકની આંખ આવી હોય અથવા પૂછતાં જણાય કે કોઈ બાળકનો દાંત દુઃખે છે તો તેવા બાળકને વર્ગ સન્મુખ રાખી તેની આંખ પર ફટકડીના દ્રાવણનો ઉપયોગ કરાવવો. તેમજ દાંતવાળાને તે દ્રાવણના કોગળા કરવા સૂચવવું. આથી બાળકને થતા દુઃખમાં શો ફેર પડયો, તે વર્ગ સન્મુખ તે બાળક પાસેજ કહાવવું. આ પ્રસંગે શિક્ષકે સાદા સરળ શબ્દોમાં ઈશ્વરનો મહિમા ને તેની કૃતિ સંબંધી સહેજ વિવેચન એવું કરવું, કે જેથી બાળકોને ઈશ્વિર પ્રત્યે પ્રેમની લાગણી ઉત્પન્ન થાય તેટલુંજ નહિ પણ તે લાગણી ઉભરાય.

પદાર્થપાઠોમાં નવા સ્વભાષાના કે પારિભાષિક શબ્દો આવતા હોય તો તે કાળા પાટીઆ પર લખવા, અને તેના પર્યાય સમજાવવા. નવાં વાક્યો યોજી તેનો ઉપયોગ કરવો. આથી સાહિત્યના ક્ષેત્રમાં પણ મદદ મળે.

ફટકડી અથવા મીઠાના જેવા પાઠોમાં તે વસ્તુઓ ક્યાં થાય છે, ને કેવી રીતે બનાવવામાં આવે છે તેનું જ્ઞાન આપવા નકશાની તથા ચિત્ર અથવા પ્રયોગની મદદ લેવી. આ રીતે ભૂગોળ તથા વિજ્ઞાનના વિષયો સાથે તેનો સંબંધ જોડી શકાય.

બાળકની પાસે હમેશની નોંધપોથી રખાવવી. (ત્રીજા ધોરણના બાળકોથી) ને તેમને ટુંકી નોંધ તેમના પોતાના ઉપયોગ સારૂ રાખવા સૂચવવું. ચિત્રો પણ તેઓ તેમની શક્તિ અનુસાર તેમાં દોરે તેવું સૂચન પણ કરવું.

છેવટમાં પાઠ સફળ કરવા માટે શિક્ષકે પોતે પોતાની ક્રમવાર અને સંબંધપૂર્વક નોંધ રાખવી. જો શિક્ષક શીખવતી વખતે પુસ્તકનો ઉપયોગ કરે (પોતાની અપૂર્ણ તૈયારીના કારણે), પ્રશ્નો નિશ્ચિત ન પૂછે, પ્રયોગો ન કરાવે, પદાર્થ ને તેમાંથી બનતી ચીજો, તેમજ મુકાબલા માટે જરૂરી ચીજોનો સંગ્રહ વર્ગ આગળ રજુ ન કરે, ચિત્રોની રૂપરેખા દોરવામાં અજ્ઞાત હોય, તો પદાર્થપાઠ જેવો વિષય કોઈ પણ રીતે રસમય નહિ કરી શકે, ને તે માટેના તેના બધા પ્રયત્નો નિષ્ફળ જશે.

---

તા. ક.—પદાર્થપાઠની એક નોંધ આ લેખ સાથે આપવામાં આવી છે.

# ધોરણ ૩ જું

શિક્ષકઃ—

સમયઃ—૪૦ મિનિટ

વિષયઃ—પદાર્થપાઠ

સામાન્ય હેતુઃ—અવલોકન શક્તિ કેળવી વ્યાવહારિક જ્ઞાન આપવાનો

વિ૦ હેતુઃ—ગંધક

સાહિત્યોઃ—ગંધક (લાકડીઓ, અમલસારી) પ્યાલો, નળી, દીવો, ફૂલ વગેરે.

| મુદ્દા | શિક્ષણ શૈલી | કા૦ પા૦ની નોંધ |
|---|---|---|
| આરંભ | બને જાતના ગંધકના કકડાના ભગા પડીકા વાળી રાખવા ને વર્ગમાં વ્યક્તિગત આપવાં. શું છે તે નિહાળવા સૂચવવું.<br>દરેક જાતનો એકેક મોટો કકડો શિક્ષકે પોતાની પાસે રાખવો. | |
| મુખ્ય વિષય | તમોએ શાના કકડા જોયા ? કેટલી જાતના છે ? બે જાતના. તેનાં નામ આપો. ન આપે તો કહેવું કે. ૧. અમલસારી, (હાથમાં કકડો લઈ બતાવવો.) ૨. લાકડીઓ. ત્યારબાદ ઇંદ્રિયોની મદદથી જે ગુણ જોવામાં આવ્યા હોય તે કઢાવવા. બંને જાત જમીન પર કોઇ પણ બાળક પાસે એક પછી એક પછડાવવી. શું થયુ ? ઉ. કકડા ભાગી ગયા. ત્યારે તે કેવો કહેવાય ?<br>એક પ્યાલામાં પાણી લઈ બંને જાતના કકડા તેમાં નંખાવવા. થોડી વાર પછી બહાર કઢાવવા. કંઈ ફેર પડયો ?<br>ઉ. ના.<br>દીવા પર નળીમાં કકડો ઊનો કરાવવો. દીવા પર ધરીએ ત્યારે શું થાય છે ? ઉ. તેનો રસ થાય છે. (આ રસ થવાની | **અમલસારી** \| **લાકડીઓ**<br>૧ સાકરના કકડા જેવો \| લાકડી જેવો<br>૨ ઘેરો પીળો \| સાધારણ પીળો<br>૩ સુંવાળી બાજુઓ \| કરકરી બાજુઓ<br>સામાન્ય ગુણો.<br>(૧) બરડ<br>(૨) પાણીમાં ઓગળતો નથી.<br>(૩) પીગળે છે. |

| | | |
|---|---|---|
| | (લ્હવાન 'પાગળવું' કહીએ છીએ, તે બાળકના મન પર ઠસાવવું) પીગળે ત્યારે રંગ કેવો જણાય છે ? ઉ. લાલ.<br>વધારે ગરમી આપીએ તો શું થાય છે ? ઉ. તે ભૂરા ભડ-ભડકાથી બળે છે. | |
| | તે ભડકા ઉપર ફૂલ બાળક પાસે ધરાવવું. ફૂલ પર શી અસર થાય છે ? ઉ. રંગ ઉડી જાય છે.<br>જુના વખતની દીવાસળીની સળીઓ બતાવવી. તેનો પીળો રંગ શાથી છે ? ઉ. ગંધકથી. તે શા માટે લગાડયો છે ? ઉ. દીવાસળી જલદી સળગે માટે. ત્યારે ગંધક બીજા શા ઉપ-યોગમાં આવે છે ? | ઉપયોગ<br>(૧) ફૂલના રંગો ઉડાડી મૂકે છે.<br>(૨) દીવાસળી બનાવવામાં. |
| ઉપયોગ | આ સિવાય બીજા ઉપયોગમાં તે આવે છે ? વર્ગમાંથી કોઇ એકાદ બાળક ઉભો થઇ જણાવશે કેઃ-ખસ થઇ હોય તો તેનો મલમ બનાવીને ખસ પર લગાડવામાં આવે છે. તેમ ન કહે તો શિક્ષકે કહેવું.<br>આ ઉપરાંત શિક્ષકે એક પવાલું લઈ અંદરની બાજુએ બધે તેલ લગાવવું, ને પછી ગંધકનો રસ તેમા નાખી ચારે બાજુ પ્યાલામાં ફેરવવો. ગંધક (બાજુઓમાં) ઠરી જશે, ને ગંધકનો પ્યાલો બની જશે. તે સંભાળી બહાર કાઢવો.<br>આ પ્યાલા શા કામમાં આવે ? ઉ. તેમાં દૂધ ભરી રાખે ને પછી ખસના દરદીઓ તે ભરી રાખેલું દૂધ પીએ. તેથી ખસ મટી જાય છે. | (૩) દવા તરીકે (ખસ થઈ હોય ત્યારે) |
| પુનરાવર્તન | ગંધક કેટલી જાતના છે ? ગરમ કરીએ તો શું થાય ? ફૂલ પર તે શી અસર કરે છે ? | |

**મનુભાઈ મ. પરીખ**
પહેલા સુપરવાઈઝર, ડિ. સ્કૂ. બો. અમદાવાદ

# ચિત્રકળા

શિક્ષણમાં જેમ બુદ્ધિની કેળવણીના વિષયોને અવકાશ છે તેવીજ રીતે ઇંદ્રિયોના વિષયોને અવકાશ છે. નાનાં બાળકો બુદ્ધિની કેળવણી કરતાં ઇંદ્રિયોની કેળવણી વહેલી માગે છે. બાલ્યાવસ્થામાં આ કેળવણી આપવાનો વખત છે. ચિત્ર, સંગીત વગેરે કળાની કેળવણી એટલાજ માટે બુદ્ધિની કેળવણીની પહેલાં આવે છે.

બાળકોની વાણી—ભાષા અને તર્ક ખીલે છે, તે પહેલાં તેમની ઇંદ્રિયોના વ્યવહારો ચાલુ થાય છે. આ ઇંદ્રિયો તે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ છે. એમાંની રૂપની ઇંદ્રિય અને શબ્દની ઇંદ્રિય ચિત્ર તથા સંગીતની કળાની સામગ્રી, આ અવસ્થાએ સંગ્રહ કરે છે, અને તેની સાથેજ એ એકઠી થએલી સામગ્રીમાંથી સર્જન કરે છે.

ચિત્રકળા એ એક સર્જન છે. જે વખતે સૌન્દર્યનો અનુભવ તીવ્ર થઈ હૃદયમાં પ્રગટ થાય છે અને જે વખતે હૃદયના તારો હાલી જઈને લાગણી ઉભરાય છે ત્યારે એ અનુભવ ચિત્રરૂપે બહાર આવે છે. આમજ સંગીત વિષે પણ બને છે; એટલે કે પ્રત્યેક સર્જનનો આ સ્વાભાવિક નિયમ છે.

મનુષ્યને બુદ્ધિની કેળવણીની જરૂર છે તેના કરતાંએ લાગણીની કેળવણીની વધારે જરૂર છે, અને કળાના વિષયો લાગણીને સંસ્કારી કરી જીવનને મધુર અને રમ્ય બનાવી દે છે. વળી લાગણીનો પ્રદેશ મનુષ્યને માનવ જીવનના ઉંડા સ્પર્શ તરફ, ગૂઢ એવા તત્વોના ભાન તરફ અને સમગ્ર સૃષ્ટિની સાથેની સમજણ અને સમતા તરફ દોરે છે.

વળી જીવનમાં કળાનું સ્થાન અત્યન્ત મહત્વનું અને પ્રથમ પંક્તિનું છે. એનું એજ સ્થાન પ્રાથમિક શાળામા હોવું જોઈએ.

ચિત્રકળાના વિષયને મહત્ત્વનું સ્થાન આપવાનો પહેલો અર્થ એ છે કે ચિત્રના વાતાવરણને પ્રાથમિક શાળામાં પુરતો અવકાશ મળવો જોઈએ. આ વાતાવરણજ બાળકમાં ચિત્રનો આત્મા જગાડવા સમર્થ થશે. ચિત્રકામના શિક્ષણની પદ્ધતિ અને સાધન સામગ્રી જો આ વાતાવરણ બળવાન હશે તોજ તે મોટા પ્રમાણમાં સફળ થશે. વાતાવરણ એ ચિત્રવિકાસની ભૂમિકા છે. એમાં તે બરાબર ઉગી શકે છે

આ વાતાવરણ એટલે આસપાસનો ભવ્ય નિસર્ગ. મનુષ્યે રચેલ નિસર્ગની સૃષ્ટિમાં માનવી સૃષ્ટિ, એટલે કુદરતના તમામ દેખાવો જેમકે

આકાશના અનેક રંગો, સૂર્યોદય, સૂર્યાસ્ત, બદલાતા વાદળાંના આકારો, વૃક્ષો, પુષ્પો, પતંગીઆં, પશુઓ વગેરે તેમજ માનવી સૃષ્ટિમાં કળાના બાંધકામો, સ્થાપત્યના નમુના, કારીગરીના નમુના, વગેરે સુંદર વાતાવરણ રૂપેજ છે. એ ઉપરાંત મનુષ્યોએ દોરેલાં ચિત્રો, છાપેલાં ચિત્રો, પણ ઉમદા વાતાવરણ છે. જ્યાંસુધી કુદરત શિક્ષકની સામે છે ત્યાંસુધી કુદરતમાંથીજ શિક્ષકે તે ઉપાડી લાવવી જોઈએ. વર્ષાઋતુમાં જાતજાતની વનસ્પતિ ઉગી નીકળે છે. જાતજાતના પતંગીઆં ઉડે છે. વનપુષ્પો અને બાગનાં ફૂલો ઋતુએ ઋતુએ પૃથ્વીની શોભામાં વૃદ્ધિ કરે છે. અર્થાત્ અનંત વન અને કુદરતી દશ્યો શાળાની બહાર પડેલાં છે. એ દરેક ચિત્રકળાનું વાતાવરણ છે.

હવે પ્રાથમિક શાળામાં ચિત્રકળાનો વિષય તપાસીએ. પ્રાથમિક શાળાના ઘણા શિક્ષકોએ પ્રાથમિક શાળામાંજ તાલીમ લીધી હોય છે. વળી પ્રાથમિક શાળાઓમાં એ વિષય ફરજિઆત નથી. તેથી એ વિષય ઘણો કાચો હોય છે. શિક્ષણ આપવામાં વારે વારે ચિત્રકામની જરૂર પડે છે, અને વિષયમાં રસિકતા લાવી શકાય છે; પરંતુ શિક્ષક ચિત્રકામ જાણતો ન હોય તો તેને વિષયની રસિકતા લાવવી મુશ્કેલ પડે છે. આટલી જરૂરિઆત ચિત્રકામની હોવાથી જે શિક્ષક ચિત્રકામ ન જાણતો હોય તે અર્ધો શિક્ષક છે એ યથાર્થ છે.

ચિત્રકામ એ મનના વિચાર, કલ્પના અને ભાવ બહાર પ્રદર્શિત કરવાની ટુંકી અને સરળ પણ સચોટ રીત છે. શિક્ષક અનેક શબ્દોના વિવેચનથી વાચનો સ્પષ્ટ ખ્યાલ આપી શકતો નથી, પણ તેનું કા. પા. પર ચિત્ર કાઢી તેનો સચોટ ખ્યાલ આપી શકે છે. ચિત્રકામના અભ્યાસથી બાળકની આંખ, હાથ અને કલ્પના કેળવાય છે, પરંતુ પ્રથમ અવલોકન કરતાં આવડવું જોઈએ. શિક્ષકે ચિત્રકામને માટે વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ. વાતાવરણ રચ્યા પછી જો બાળકો તે જોતાં ન હોય એટલે કે તેમનામાં જોવાની દૃષ્ટિ ન હોય તો તે વાતાવરણ નિષ્ફળ નીવડે છે. વાતાવરણની સફળતાનો આધાર અવલોકન શક્તિ ઉપર છે. માટે શિક્ષકે બાળકોને પ્રથમ અવલોકન કરતાં શીખવવું જોઈએ. સ્વાભાવિક રીતે આપણે તથા બાળકો આંખ વડે જોઈએ છીએ, પણ જોવું અને અવલોકન કરવું તેમાં ઘણો તફાવત છે. જોવું એટલે તે વસ્તુને તેના યથાર્થ સ્વરૂપમાં તીવ્રપણે નિહાળવું, અને અવલોકન કરવું એટલે વસ્તુને વૈજ્ઞાનિક તેમજ રસિક દૃષ્ટિથી

જોવી. શિક્ષક બાળકને કુદરતમાં છૂટાં મૂકે ત્યારે આવા અવલોકનની તે માત્ર ભૂમિકા રચી શકે છે; પણ ત્યારપછી બાળકની આંખમાં તફાવત, સરખામણી અને ક્રમની પુરેપુરી સમજણ આવવી જોઈએ. અવલોકન-યથાર્થ વસ્તુના ગુણો કે તત્ત્વોનો પરિચય, બનતાં સુધી વસ્તુઓના સમૂહ વડે નહિ પણ ગુણદર્શક પ્રતિનિધિરૂપ પદાર્થો વડે કરાવવો જોઈએ. થોડાએક પદાર્થોના પરિચયથી તો ફક્ત પદાર્થપરિચય થાય છે. ગુણના પરિચય માટે પદાર્થોનું પ્રાધાન્ય ન દેખાય તેવી ચીજો મારફત ગુણોનો અનુભવ બાળકોને કરાવવો જોઇએ.

જુની પ્રાથમિક શાળાઓમાં કોઈ સ્થળે ચિત્રો હોય છે, પણ તે એટલી બધી ઉંચાઇએ હોય કે બાળકો તેને કવચિતજ નિહાળીને જોઈ શકે. વળી કોઈ જગ્યાએ ચિત્રનો સંગ્રહ કરી રાખ્યો હોય છે, પણ તે તેજ જગ્યાએ રહેવા સરજાએલો હોય છે; મતલબકે બાળકોને ચિત્રનું વાતાવરણ ભાગ્યેજ મળે છે.

જુની પ્રથા પ્રમાણે શાળામાં નહિ તો ઘરની અંદર ચિત્રનું પોષક જે વાતાવરણ હતું તે આજે ત્યાં નથી. જુનાં વાસણો, વસ્ત્રો, અને દિવાલો પર ચિત્રામણો આજે નથી. ઉત્સવો વખતે પણ રંગોળી વગેરેથી ઘણી રચનાકૃતિઓ કરવામા આવતી તે પણ ઓછી થઈ એટલે કયાંયે પણ ચિત્રનું વાતાવરણ આજે રહ્યું નથી.

ચિત્રકામનો વિષય બાળકના મનોવિકાસ માટે ઘણો અગત્યનો છે. ઇતિહાસ, ભૂગોળ અને બીજા વિષય જેવા કે પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન, વાર્તા, વાચન, વગેરે વિષયોમાં ચિત્રકામની જરૂર તો છે જ. વિષયોમાં જે બાબત-નો સ્પષ્ટ ખ્યાલ આપવાનો હોય તે આબદ્વારા પડતી છાપથી દૃઢ થાય છે. જંગલનાં જાનવરો, નદીઓ કે કોઈ જંગલનાં દૃશ્યોનો આબેહૂબ ખ્યાલ ચિત્રવડે સરળતાથી આપી બાળકોને સમજાવી શકાય છે. આ કારણથી ટ્રેનિંગ કોલેજમાં ઘણા શિક્ષકો ગામડાની શાળાઓમાંથી ટ્રેનિંગ લેવા આવેલા હોય છે, તેઓને ચિત્રકામની તાલીમ આપવામાં આવે છે, જેથી તેઓ પોતાની શાળામાં ચિત્રકામની તાલીમ આપી શકે. વળી શિક્ષક પાઠ આપતી વખતે જો ઉદાહરણ તરીકે અમુક ચિત્ર કાઢે તો તેનું કામ સફળ થાય છે, અને વિદ્યાર્થીને રસ પડે છે. આવી રીતે ચિત્રકળા એ શિક્ષણમાં ભારે સાહાય્ય આપે છે. વળી ચિત્રકામ એ ઘણી કળાઓના પાયારૂપ છે. રેખા અને રંગની સમજણ ઉપર રચાએલી તમામ કારીગરીઓનો પાયો ચિત્રકળા

છે. ચિત્રકળા એ પાંચ મુખ્ય કળાઓમાંની એક છે, અને તે જીવનમાં તથા શિક્ષણમાં અત્યંત મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

છીબાભાઈ દેવાભાઈ પટેલ
પ્રથમવર્ષ, ટ્રેનિંગ કોલેજ-અમદાવાદ



## દરેક વિષયનો પરસ્પર સંબંધ

**ભાષા:**—કેળવણી એ વિષયમાં ભાષા એ અગત્યનો વિષય ગણાય છે. ડગલે ડગલે વ્યવહારમાં તેમજ અભ્યાસના દરેક વિષયમાં ભાષા અગ્રસ્થાન ભોગવે છે. આ વિષયનો ઘણા વિષયો સાથે સંબંધ સાંકળવામાં આવે તોજ તે સહેલાઈથી શીખવી શકાય.

પ્રથમ તો ભાષાનો વ્યાકરણ સાથે સંબંધ જોડવો જોઈએ. વ્યાકરણ વિનાની ભાષા ઘણીજ અશુદ્ધ અને લુખી ગણાય છે. જેમ રોટલી પર ઘી ન ચોપડયું હોય, તો તે લુખી લાગે છે, તેમ વ્યાકરણ વિનાની ભાષા નીરસ અને અર્થ વગરની સમજાય નહિ એવી હોય છે. આવી ભાષા મનને કુંઠિત બનાવે છે, અને તેથીજ બાળકો તે વિષય શીખવા તરફ પ્રેમ ધરાવતાં નથી.

જો વ્યાકરણ અને વ્યુત્પત્તિ સાથે શીખેલી ભાષા હોય તોજ બાળકો મોટાં થયે ભાષા ઉપર કાબુ રાખી યોગ્ય ભાષા બોલી લખી શકે છે.

નિબંધનો ભાષા સાથે ગાઢ સંબંધ છે. જે માણસ ગુજરાતી સાત ધોરણ ભણ્યો હોય તે માણસ યોગ્ય અર્થ સમજાય તેવી યોગ્ય ભાષા લખી શકે નહિ, તો તેની ભાષા નકામી ગણાય છે. જો બાળવર્ગથી નિબંધની શરૂઆત કરવામાં આવે તો તેમાંથી બાળકોની ભાષા સુધરે છે અને તેમાંથી આગળ જતાં મોટા નિબંધો અગર છાપાંઓમાં લેખ અને છેવટે નાનકડાં રમુજી પુસ્તકો પણ લખી શકે છે.

ભાષાનો ચિત્રકામ સાથે સંબંધ જોડવો આવશ્યક છે. દાખલા તરીકે, "પેલું બકરી કેરું બાળ" આ કવિતા શીખવવી. પછી તેનું કલ્પિત ચિત્ર બાળકના મગજમાં ખડું કરાવવું, ત્યારબાદ તે ચિત્ર દોરાવવું. આ ઉપરાંત કવિતાની સાથે સંગીત પણ ઘણું ઉપયોગી છે. જો તે શીખવવામાં આવે તો તેથી બાળકોનો કંઠ સુધરે છે, તેમજ તેઓ આનંદથી શીખી શકે છે. સંગીત એ કવિતાનો આત્મા છે. અવાજને લીધે નાગ પણ તલ્લીન થઈ જાય છે. તેથી સંગીતને કવિતાનો આત્મા કહે છે. માટે ભાષામાં અને

કવિતામાં ચિત્રકામ અને સંગીત ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. કેળવણીકારોનું એક સૂત્ર છે કે "ચિત્રકામ વિનાનો શિક્ષક અર્ધો શિક્ષક ગણાય છે." તે બરાબર છે; કારણ કે ચિત્રના ઉપયોગ વગર જે શીખવવામાં આવે છે, તેની છાપ બાળકને અર્ધી તો શું પણ ¼ જેટલી પણ પડતી નથી, અને શિક્ષકનો વખત નકામો જાય છે. તે ઉપરાંત બાળકના મગજને કંટાળો ઉપજે છે.

વળી કવિતાની સાથે સંગીત પણ શીખવવું જોઈએ. સંગીત એ કવિતાનો આત્મા છે. જેમ આત્મા વિના દેહ નકામો છે, તેમ સંગીત વિનાની કવિતા નકામી છે સંગીત સાથે કવિતાની બાળકના મગજ પર જેટલી અસર થાય છે, તેનો ¼ ભાગ જેટલી અસર સંગીત વગરની કવિતાથી થતી નથી.

ગણિતઃ—આ વિષય અઘરામા અઘરો છે, કારણ કે તે અમૂર્ત છે. આ અમૂર્ત વિષય શીખવવો ઘણો જ અઘરો હોવાથી ઘણાં બાળકો કંટાળી જઈ નિશાળને તિલાંજલી આપે છે. આ વિષય સહેલો કરવા શિક્ષકે ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવો પડે છે. હસ્તકામ અને ચિત્રકામ સાથે સંબંધ જોડવાથી આ વિષય ઘણોજ સરળ થાય છે. કાકરી, કચુકા, મણકા અને બીઆ વગેરેના નમુના બનાવી બાળકોને પ્રત્યક્ષ જ્ઞાન આપવામા આવે તોજ તે સારી રીતે શીખી શકે છે. તે ઉપરાત ગીડા, ફળના ચિત્રો, પક્ષીના ચિત્રો, વગેરે કાઢી તેની સામે અંક લખવાથી બાળકના મગજ ઉપર સારી અસર થાય છે. દાખલા તરીકે, બાળવર્ગમા "૬" આ અંક શીખવવો છે. તો પ્રથમ પાંચ સુધી આવડતું હોય છે, એટલે તેમા એક વસ્તુ નંખાવવી, પછી ગણાવવી કેટલા થયા, તે કહે પછી પાટીઆ પર "૬" કેરીનું ચિત્ર પાડવું.

પછી પૂછવું કે કેટલી કેરી હતી? કેટલી નાખી? આમ પૂછ્યા બાદ તે અંક કેવી રીતે લખવો તેની સમજુત આપ્યા પછી બાળકને પાટીઆ પર લખી બતાવવો, અને તેવો આંકડો લખાવવો. આ પ્રમાણે પ્રત્યક્ષ જ્ઞાન અને તે પછી ચિત્ર ઉપરથી જ્ઞાન આપી, વ્યવહાર સાથે સંબંધ જોડવાથી વિષય બાળકો ઝટ ગ્રહણ કરે છે. આ વિષયનો ઘણો આધાર આંક અને કોષ્ટક ઉપર છે. જો આંક શીખવવામાં કચાસ હોય, તો તે ગણિતનું કામ રીતસર કરી શકતાં નથી. ગણિતના વિભાગ પાડવાથી ગણિત સહેલું થાય છેઃ (૧) મુખગણિત અને (૨) લેખી ગણિત. કેટલાક શિક્ષકો મુખગણિત એટલે ગુણોત્તર અને કુંચીઓથી શિખવાતાં લેખાં સમજે છે,

પણ તે યોગ્ય નથી. મુખગણિત એ ગણિતનોજ સહેલો ક્રમ છે. દાખલા તરીકે, વ્યાજના દાખલા શીખવતાં પહેલાં બાળકો પાસે તેને લગતા દાખલા મોંએ ગણાવવા. દાખલા તરીકે, દર વરસે દર સેંકડે ૫ ટકા લેખે ૨૦૦) રૂ. નું ૧ વર્ષનું વ્યાજ શું? આવા દાખલા બાળકો મોંએ ગણે ત્યાર-પછીજ તેના ચઢતા ક્રમના દાખલા સ્લેટમાં લખાવવા. આ વિષયમાં દાખલા ઉપરથી નિયમ ઉપર જવાની પદ્ધતિ ગ્રહણ કરવાથી કામ સરળ થાય છે. ગણિતમાં જેમ બને તેમ પ્રત્યક્ષ વસ્તુનો ઉપયોગ વધુ કરવો, અને આકૃતિનો ઉપયોગ જરૂર પડે ત્યા કરવો જોઇએ.

ઇતિહાસ:—ઇતિહાસ અને ભાષાને પરસ્પર ઘણો સંબંધ છે. જો માણસ ભાષાથી અજ્ઞાત હોય તો તેનામા ઐતિહાસિક વર્ણનશક્તિ હોવી શકય નથી. વળી તે બોલવા ઉપર કાબુ રાખી શકે નહિ, અને બાળકોને યોગ્ય રીતે શીખવી શકે નહિ. ઘેરો, કિલ્લો, બુરજો, આવા ભાષાના શબ્દો સમજ્યા વિના બાળકો ઇતિહાસ સમજતા નથી, માટે ભાષા સાથે સંબંધ જોડવો. તે ઉપરાંત ગરવી ગુજરાત, ઇતિહાસની આરસી, પૃથુરાજ રાસો, વગેરે સાહિત્યનાં પુસ્તકોનો સંબધ જોડવાથી ઇતિહાસનું કામ સરળ થાય છે.

ઇતિહાસ અને ભૂગોળને નિકટ સંબંધ છે. ભૂગોળશાસ્ત્રીઓનું એક સૂત્ર છે કે "ભૂગોળ એ શરીર અને ઇતિહાસ એ આત્મા છે. ભૂગોળ વગર ઇતિહાસ શીખવી શકાતો નથી. દા. તરીકે, સિદ્ધરાજ વિષે ઇતિહાસની વાર્તા શીખવવી છે, તો સિદ્ધરાજ કયાંનો રાજા હતો? તેનો જન્મ કયાં થયો હતો? વગેરેના જવાબવાળાં સ્થળો નકશામા બતાવ્યા સિવાય કોઇ રીતે બાળકના મગજમાં વાત ઉતરતી નથી.

ચિત્રકામ અને હસ્તઉદ્યોગની સાથે ઇતિહાસનો સંબંધ બાંધવાથી બાળકોમાં ઘણીજ સરળતા અને ઉત્સાહ આવે છે અને નવીન ચેતન ઉત્પન્ન થાય છે. તેથી શીખવા તરફ તેમનું લક્ષ વધુ પ્રેરાય છે. દા. તરીકે, ભીમના દરબારમાં ચંદ બારોટ કોદાળી, ફાનસ, જાળ, અંકુશ, અને નીસ-રણી લઇને જાય છે. એવા નમુના અને ઢાલ, તરવાર, ભાલો, વગેરે લડાઈનાં સાધનો જાડા પુઠામાંથી કપાવવા અને તેનો ઉપયોગ કરાવવો. પાટીઆ પર કિલ્લાનું ચિત્ર, વ્યૂહરચના, સામસામા રાજાઓનાં લશ્કર વગેરે પ્રત્યક્ષ જ્ઞાન ચિત્રોદ્વારા આપે તો કામ સહેલું થાય છે. તે ઉપરાંત આ વિષયમાં નાટ્યપ્રયોગ સારો ભાગ ભજવે છે.

ભૂગોળ:—ભૂગોળનો સંબંધ ભાષા સાથે જોડવો. તે ઉપરાંત ગણિત સાથે જોડી શકાય. દા. તરીકે, કોઈ દેશની આયાત અને નિકાસ કેટલા

રૂપીઆની છે. વળી સિંધુ નદી ગંગા નદીથી આટલા ગણી મોટી અને વિસ્તારમાં અમુક અંતરની પહોળાઈ છે. તે ઉપરાંત અમુક શહેરમાં આટલી વસ્તી છે. આમ સંબંધ જોડવાથી બાળકને ઉત્સાહ ઉત્પન્ન થાય છે.

ભૂગોળનો સંબંધ ઇતિહાસ સાથે ઉપર કહ્યો તેવોજ છે. ભૂગોળમાં કોઈ પણ દેશ અથવા સ્થળ વિષે શીખવવું હોય તો તેનો ઇતિહાસ અથવા રાજતંત્ર વગેરે સંબંધી હકીકત કહેવી જોઇએ, જેથી દેશ અને કાળનો સંબંધ જોડી શકાય. દા. તરીકે, અમદાવાદ જિલ્લાના પાટડી ગામ વિષે શીખવવું હોય, તો પાટડીની વસ્તી અને પુરાણો ઇતિહાસ જાણ્યા વિના શીખવવું તે નકામું છે. તે વિષે અમુક જુની વાતોનું ઐતિહાસિક શોધન કરી સમજાવવી તેથી બાળકોમાં નવીન રસ ઉત્પન્ન થાય છે.

હસ્તકામ સાથે સંબંધ બાંધવો. દા. તરીકે, ભૂશિર, અખાત, દ્વીપકલ્પ, અને મહાસાગર વગેરે શીખવવા માટે માટીના, કાગળના માવાના, પુઠ્ઠાના નમુના બાળકો પાસે બનાવરાવવા. તેમજ ઉંડાઈ, ઉંચાઈ, વગેરે દર્શાવનારા તથા આગગાડી, હુન્નરઉદ્યોગ, અને આયાત, નિકાસ વગેરેના નમુના શિક્ષકોએ તેમજ બાળકોએ ચિત્રથી, માટીથી, કાગળથી કે માવાથી બનાવવા.

**પદાર્થપાઠ:**—પદાર્થપાઠ અને સૃષ્ટિજ્ઞાન જેવા વિષયો હાલના જમાનામાં શુષ્ક થઈ પડ્યા છે. તેનું મૂળ કારણ શિક્ષકો છે; કારણકે ફક્ત શિક્ષકો સૃષ્ટિજ્ઞાનની ચોપડીનો ઉપયોગ કરીને મોંએથી વાત કરે તેમ કહી જાય છે, પણ તેમ ન કરતા પદાર્થપાઠ શીખવતાં પ્રત્યક્ષ વસ્તુઓ લાવી તેના રંગ, ભાગ, ગુણ, વગેરે બાળકને શીખવવામાં આવે તો તેની અસર સચોટ અને દૃઢ પડે છે. તે ઉપરાંત ચિત્રકામ સાથે સંબંધ બાંધવાથી વિષય સરળ થાય છે. દા. તરીકે, ઘોડો કે ગાય વિષે શીખવવું હોય, તો પ્રત્યક્ષ ઘોડો કે ગાય લાવી બતાવવાં, કદાચ ન મળી શકે, તો ગાયના મોંનું, ખરીનું, પેટનું વગેરેનું ચિત્ર પાટીઆ પર દોરી સમજાવવું જેથી બાળકો શીખી શકે છે.

વળી ભૂગોળ સાથે સંબંધ જોડવો જોઈએ. અમુક જાતની જમીનમાં અમુક જાતનાં પ્રાણીઓ વગેરે થાય, વળી અમુક જાતની ખનીજ નીકળે. તે ઉપરાંત અમુક ઋતુને લીધે હવા અને વરસાદમાં શા શા ફેરફાર થાય છે, વગેરે બાબતોનો ખ્યાલ આવી શકે છે. આ વિષયમાં "અનુભવ ઉપરથી તર્કસિદ્ધાંત પર જવું" એ પદ્ધતિ અખ્તીઆર કરવી આવશ્યક છે.

સૃષ્ટિજ્ઞાનનો સંબંધ ભૂમિતિ સાથે જોડવો. પ્રથમ તો ક્યારો કેવી રીતે, કેટલા માપનો, કેટલો ઉંડો ખોદવો, વગેરે સમજાવ્યા પછી કઈ ઋતુમાં ક્યા પાક થાય છે, કઈ જમીનમાં અમુક જાતનુંજ ખાતર નાખી શકાય, તે

શીખવ્યાં બાદ તેમાં બી વવરાવવાં. પછી બાળકો પાસે એક નોટબૂક રખાવવી. તેની અંદર તે દરરોજના ફેરફારની હકીકત લખે અને ચિત્રો પાડે એટલે ચિત્રકામ પણ શીખે તે ઉપરાંત અવલોકન શક્તિ વિશાળ થાય.

ઉત્પાદક, પાટડી. તા. ૧૫-૩-૩૫. } સોમચંદ નાનાલાલ વાળંદ
પાં. આસિ. માસ્તર

## છાત્રાલયના સંસ્કાર.×

છાત્રાલયના ઉપયોગ સંબંધી કાંઈ પણ લખતાં પહેલાં તેનો ઉદ્દેશ અને મર્યાદાનું દિગ્દર્શન આવશ્યક છે.

એટલું તો ઘણા કાળથી સિદ્ધ થઈ ચૂક્યું છે કે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓના વિકાસ માટે ચાલતી પદ્ધતિ પ્રમાણે ગુરુશિષ્યનો પાંચ કલાકનો શુષ્ક સંબંધ બસ નથી. જે આંતર વિકાસ ઉપર સમગ્ર જીવનનો આધાર છે તે માટે તો અમુક પ્રકારનું શુદ્ધ નિરામય વાતાવરણ જોઈએ. આવું ઉચ્ચ નીતિમય વાતાવરણ ખડું કરવું અને એ વાતાવરણમાં બાળકોને ઉછરવા દેવાં એ છાત્રાલયનો ઉદ્દેશ છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે છાત્રાલય માત્ર સુધરેલી વીશી નથી તેમજ ધર્માદા મંદિર પણ નથી. આપણાં પૂર્વનાં ગુરુકુલોનું દેશકાલને અનુકૂળ રૂપાંતર માત્ર છે.

આવું વાતાવરણ છાત્રાલયમાંજ હોઈ શકે ? અલબત, નહિ. ગૃહ એ સ્નેહનું મંદિર છે અને ઉચ્ચ ગૃહજીવન,-માતાપિતા અને ભાઈબેનોનું ઉચ્ચ સ્નેહજીવન-હૃદયને જે ગુપ્ત પુષ્ટિ આપે છે તે કદાચ છાત્રાલયનો કૃત્રિમ સ્નેહધારી સુપરિન્ટેન્ડન્ટ ન આપી શકે; પરંતુ, અત્યારે આપણું ગૃહજીવન કેટલું બધું શુષ્ક છે ! આપણા ગૃહોની આંતર સ્થિતિ કેટલી શિથિલ છે ? માતપિતાની કેવી કેળવણી છે ? તેમના જીવનનો આદર્શ કેટલો સંકુચિત છે ! બાળકો પ્રત્યે તે કેવી નજરથી જુએ છે ! એવી સ્થિતિમાં ગૃહજીવનની શી આશા રાખવી ! વળી, નવા યુગના ઉદરસંગ્રામમાં ઘણાને આ બાબત પર લક્ષ દેવાનો અવકાશ પણ નથી હોતો; અવકાશ છે ત્યાં નિદ્રા છે; જાગૃતિ હશે ત્યાં યોગ્યતા નથી. આવા સંયોગોમાં છાત્રાલયોની ઉપયુક્તતા ખુલ્લી છે.

વળી, અમુક ગુણો ઉચ્ચ ગૃહજીવનમાં ખીલે તેના કરતાં પણ છાત્રાલયમાં વધારે સારી રીતે ખીલી શકે. વ્યવસ્થા, પોતાનું કામ જાતે કરવાની

ટેવ, નિયમિતપણું, વિપત્તિમાં અડગ ધૈર્ય અને સહિષ્ણુતા આદિને બોર્ડિંગ હાઉસમાં જેટલું પોષણ મળે તેટલું અન્ય સ્થળે નજ મળે. આપણા સમગ્ર દેશના જીવનમાં આ ગુણોની કેટલી બધી ખામી છે તે અભ્યાસીઓને સુવિદિત છે.

બધા વિદ્યાર્થીઓ એક સ્થાને રહે, એક સાથે જમે અને સુવે એટલુંજ જીવનની કેટલીએક દિવ્ય રેખાઓ આંકે છે. ભિન્ન ભિન્ન જાતિઓના તેમજ ભિન્ન ભિન્ન પ્રકૃતિના અનેક વિદ્યાર્થીઓ છાત્રાલયના જીવનમાં નવા નવા જીવનતરંગ પુરે અને સમજી ન શકાય તેવી રીતે પરસ્પર ઊંડી અસર કરે એ છાત્રાલયનો નાનો સુનો લાભ નથી. જે નાની નાની દિવાલો અત્યારે આપણને એક બીજાથી દૂર રાખે છે તે દિવાલોને જમીન દોસ્ત કરવામાં અને જે ઐક્ય તથા પ્રજાતત્ત્વના અભાવનું આપણે ક્ષણ-ભર પણ વિસ્મરણ કરી શકીએ નહિ તે ઐક્ય તથા પ્રજાત્વને બાંધવામાં આવાં છાત્રાલયો કેટલાં બધા ઉપયોગી છે!

આપણે આજકાલ સંક્રાંતિયુગમા છીએ આપણી જીવનભાવનાઓ ઉપર જુદા જુદા પટો ચડતા જાય છે અને છેવટે કેવું રૂપ રહેશે તે અત્યારે તો માત્ર કલ્પી શકાય. આપણા સંસારમાં, આપણી ધર્મભાવનાઓમાં આપણી શિક્ષણપદ્ધતિઓમાં આપણા જીવનની જે જે દિશામાં આપણને સુધારાની આવશ્યકતા છે–છે એ નિર્વિવાદ છે—તે સર્વ દિશાઓમાં છાત્રાલયો ઉપયોગી નીકળે એવો પ્રબળ સંભવ છે.

આપણાં સદ્‌ભાગ્યે આખા દેશમા આવાં છાત્રાલયો વ્યાપી રહે અને આપણા જીવનને દિવ્ય બનાવે એવી ઇચ્છા દેશના કયા સુપુત્રને ન રહે!

મણિલાલ નરભેરામ ગોર
હેડ માસ્તર, પ્રેમપુર
( સાબરકાંઠા એજન્સિ )

---

## "શિક્ષકનું ધ્યેય"

મારા થકી કદી કોઈના, જીવનવિષે દુઃખ ના થજો,
મારાં વચનને કર્મથી, સંતાપ કોને નવ હજો;
મારાથી કંઈ પણ શુભ બનીને, દુઃખીયાં સુખ પામજો,
એ ધ્યેય નિશદિન માહરો, રડતા થકી પ્રભુ યાચતો... ૧

---

* જુના લેખ ઉપરથી.

આ જીવન જ્યારે શ્રેષ્ઠ જનના, ક્લેશનું કારણ બને,
યાને પુરૂં અતિ તીવ્રતાથી, સત્ય સુખના કારણે;
સહુ શ્રેષ્ઠ જનનો શ્રેષ્ઠ પંથ જે, નીતિ સત્ય દયા તણો,
એ ધ્યેય નિશદિન માહરો, દ્દઢતાથકી પ્રભુ યાચતો... ૨
નિંદા તથા સ્તુતિ કરો, લક્ષ્મી રહો કે ન રહો,
આયુષ્ય પણ એવી રીતથી, દીર્ઘાયુ કે અલ્પાયુ હો;
ધારા પડો અતિ તીવ્ર અસિની, ધર્મચ્યુત કદીં ના બનો,
એ ધ્યેય નિશદિન માહરો, દ્દઢતા થકી પ્રભુ યાચતો... ૩
શિક્ષક તણો નિર્દોષ ધંધો, માન અપમાને ભર્યો,
પણ દેશના શુભ શ્રેયમાંહી, ભાગ જેનો છે પુરો;
છે બાલ તે ભાવિ પ્રજાને, ઉન્નત ગુણથી કેળવો.
એ ધ્યેય નિશદિન માહરો, દ્દઢતા થકી પ્રભુ યાચતો... ૪

ડસા-સોરઠ (ચલાળા થઈને) તા. ૬-૩-૩૫

**મોહનલાલ અંબાશંકર ઠાકર**
હેડમાસ્તર, કેમ્પો સ્કૂલ, ડસા.

## "સ્કાઉટને સંદેશ."

સ્નેહ ધરી સ્કાઉટો, સૌએ રમજો રાસજો,
અવસર આ આવ્યોરે, મોઘા મુલનો. સ્નેહ૦ ૧
વીરના ધર્મો......, પાળો વ્હાલા વીર જો,
તન મનને વશ રાખો, ધારો...ધી-ર જો. સ્નેહ૦ ૨
વિશ્વેશ નરેશને, સ્વદેશ પ્રત્યે-પ્રે-મ જો,
દોરી દંડા-ધારી, રાખો-રહેમ જો. સ્નેહ૦ ૩
સેવા ભાવી......, થઈને સુધારો ચરિત્ર જો,
પ્રાણી માત્રના..., પ્રેમે બનજો મિત્ર જો. સ્નેહ૦ ૪
સ્વાશ્રયી રહી..., દિલમાં ધરો હામ જો,
પરોપકારનાં......, પ્રેમે કરજો કામ જો. સ્નેહ૦ ૫
સદા આનંદી..., વિનયી રહો સદાય જો,
બ્રહ્મા, વિષ્ણુ..., શંકર કરશે સહાય જો. સ્નેહ૦ ૬

**બહેચરગીર મુળગીર ગોસ્વામી**
સ્કાઉટમાસ્તર, કાંઝ. તા. વીરમગામ.

## ઇનામપત્રક

### ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અલીંદ્રા | પા. રણછોડભાઈ ભાઈલાલભાઈએ | ૭૫—૦—૦ | અને સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | " | ૪૦—૦—૦ | બાળાઓને ઓઢણીઓ આપી. |
| | " | ૧૫—૦—૦ | બાળાઓને દાંડીઆ તથા ઘડિઆળનું કવર કરાવી આપ્યું. |
| | મિ. શનાભાઈ નાથાભાઈ પટેલે | ૭૫—૦—૦ | અને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. શંકરભાઈ રણછોડભાઈ પટેલે | ૧૨૫—૦—૦ | નવી સ્કૂલનું મકાન ખુલ્લું મૂક્યું તે પ્રસંગે મહેમાનો તથા મુખ્ય સ્કૂલ, કન્યાશાળાના વિદ્યાર્થીઓને જમાડયા. |
| " | મિ. છગાભાઈ મથુરભાઈ પટેલ | ૭૦૦—૦—૦ | એક એકર જમીન વિદ્યાર્થીઓ તેમજ કન્યાઓને પાણીની પરબ ચલાવવા માટે આપી. |
| | મિ. શીવાભાઈ હાથીભાઈએ | ૩૦—૦—૦ | સ્કૂલને ઘડિઆળ કવર સાથે ભેટ આપ્યું. |
| | મલીઆતજ ગામલોક તરફથી | ૧૦—૦—૦ | શિક્ષણઉપયોગી રમકડાં સ્કૂલને ભેટ આપ્યાં. |
| | મિ. શીવાભાઈ કાશીભાઈ પટેલે | ૪—૦—૦ | નવી ગુજરાતી સ્કૂલ તથા કન્યાશાળાનું મકાન જડલતી વખતે પતાસાં વહેંચ્યાં. |
| | ડભોઉના પા. રેવન્દાસ ખોડાભાઇએ | ૭—૧૨—૦ | પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| | " | ૨—૮—૦ | બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| | " | ૧—૦—૦ | ખારેકો વહેંચી. |
| | મિ. પરસોતમ મથુરભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ખોડાભાઇ કિશાભાઇએ | ૧૫—૦—૦ | " |
| | મિ. અંબાલાલ હરિભાઇએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | દાવોલના દુલાભાઇ રેવનદાસે | ૬—૪—૦ | " |
| | જંત્રાલના પંડયા મૂળજીભાઇ ઉમીયાશંકરે | ૧૦—૦—૦ | કન્યાઓને પ્યાલા રકાબી વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| વાસણા | પા. કાશીભાઇ મથુરભાઇ તથા મિ. મોતીભાઇ ધર્મદાસે | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| આણંદ | મણીલાલ ભોગીલાલના મરણ નીમિત્તે | ૧૦—૦—૦ | સ્ટેશન સ્કૂલને ઘડિયાળ ભેટ આપ્યું તથા |
| | ,, | ૧૦—૦—૦ | છોકરા છોકરીઓને મિઠાઇ વહેંચી. |
| સૈજપુર | પા. શામળભાઈ ત્રીકમભાઇએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સામરખા | પા. સોમાભાઇ લલ્લુભાઇએ | ૧૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળામાં પૈસા વહેંચ્યાં. |
| | પોલિસ પટેલ અંબાલાલ ચતુરભાઇએ | ૭—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| | મિ. રેવાશંકર ગોવિંદજીએ | ૫—૦—૦ | ,, |
| આંત્રોલી | પોલિસપટેલ મુળજીભાઇ રણછોડભાઇ અમીને | ૪—૦—૦ | સ્કૂલ, કન્યાશાળા તથા મિશનસ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| કરમસદ | રા. રાવળ રતિલાલ ભુલાભાઇએ | ૧૫—૦—૦ | પરબની ટાંકી બંધાવી આપી. |
| | વોરા મહમદ ગફુરભાઇ સ્કૂલકમિટિના મેમ્બરે | ૧૦—૦—૦ | મુસલમાનો માટે પરબની ટાંકી બંધાવી આપી. |
| અંધજ | પા. જેઠાભાઇ ઝવેરભાઇ તથા શા. નરોતમલાલ ભોગીલાલે | ૬—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| ગાભડી | બોરસદના પા. મનોરભાઇ મોતીભાઈ તથા મિ. મણીલાલ મોતીભાઇએ | ૨૭—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખેડા | શેઠ પીરભાઇ અલીભાઇએ | ૫—૦—૦ | ઉર્દુ કન્યાવર્ગની બાળાઓના શિવણ માટે ૨૨ વાર કાપડ આપ્યું. |
| અંજરપુરા | સુણાવના પા. છોટાભાઇ મોતીભાઇએ | ૨૦—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના ડબ્બા વહેંચ્યા. |
| | ઓડના પા. ગોરધનભાઇ મગનભાઇએ | ૮૦—૦—૦ | કન્યાશાળામાં ચીતરેલી થાળીઓ વહેંચી તથા |
| | ,, | ૧૮—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | પા. તારણભાઇ રણછોડભાઇએ | ૪૦—૦—૦ | પિત્તળના ડબા વહેંચ્યા. |
| સંધાણા | નડિયાદના પા. જેઠાભાઇ તળશીભાઇએ | ૩—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરના પ્યાલા તથા નિશાળમાં |
| | ,, | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ખેરડાના મે. ઠાકોર સાહેબ હીંમતસંગજી તખતસંગજીએ | ૨—૦—૦ | ગુજરાતી તથા ઉર્દુ સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| | પા. ધનાભાઇ જેઠાભાઇએ | ૧—૮—૦ | વિદ્યાર્થીઓને દૂધ પાયું. |

| | | | |
|---|---|---|---|
| સુરકુવા | ભરૈયા જેસંગભાઇ જીવાઇએ | ૧૭—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભારૈયા ધુળાભાઇ અભેસંગે | ૨૧—૪—૦ | ,, |
| | પટેલ મહીજીભાઇ મનોરભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| | પટેલ ચતુરભાઇ ત્રીકમભાઇ દેદરડાનાએ | ૮—૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| | મહંતશ્રી મોતીરામ બળદેવદાસજીએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વાંટવાળી | પા. મંગળભાઇ દેસાઇભાઇએ | ૫૨—૦—૦ | ત્રણે સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| નવાગામ | શાહ ચુનીલાલ તલસીદાસે પોતાના માતુશ્રીના મરણ નિમિત્તે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સૈજપુર | પા. સોમાભાઇ નાનાભાઇ તથા | ૩૫—૦—૦ | ,, |
| | પા. મંગળભાઇ ઇશ્વરભાઇએ | ૩૫—૦—૦ | ,, |
| સરતાપુર | પા. રણછોડભાઇ તળસીભાઇના મરણ નિમિત્તે પા. ભાઇલાલભાઇ રણછોડભાઇએ | ૩૫—૦—૦ | ,, |
| ગામડી | પા. મંગળભાઈ બાબરભાઇએ | ૨૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયા. |
| | પા. ઝવેરભાઈ સખીદાસે | ૨૭—૦—૦ | ,, |
| રખીઆલ | ઠક્કર હરિદાસ વિસનજી ડાકોરના | ૭—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | ધી દાસરા જીનિંગ એન્ડ પ્રેસિંગ કું. લિમિટેડ તરફથી હસ્તે નેણસીભાઇ રામદાસ વૈદ ડાકોરનાએ | ૨—૬—૬ | પિત્તળના પ્યાલા નંગ ૫ ,, લોટા નંગ ૧ સોઢાની ડોલ નંગ ૧ વગેરે પરબ માટે સામાન લાવી આપ્યો. |
| | કાછીઆ ડાહ્યાભાઇ ફકીરભાઇએ | ૦—૧૦—૬ | પિત્તળના પ્યાલા નં. ૩ ,, લોટી નં. ૧ પરબ માટે લાવી આપી |
| | સુરતના સ્વ. હૉરમજી મહેરવાન દુકાનદાર તરફથી બાઈ સાહેબ આલીબાઇએ | ... | સાદી બેંચ નં. ૧ છોકરાને બેસવા માટે આપી |
| હમીદપુરા | પાટીદારના પંચોએ બાંધેલું મકાન મે. ચેરમેન સાહેબના હસ્તે ખુલ્લુ મૂકવાની ક્રિયા થઈ તેના શુભ દિવસે સ્કૂલના મેમ્બર મિ. ઉમરભાઇ રસુલભાઇએ | ૯—૩—૦ | વિદ્યાર્થીઓને તાસકો વહેંચી. |
| કંજેડા | પટેલ કુલાભાઇ ઉમેદભાઇએ | ૪—૨—૦ | મિઠાઇ વહેંચી. |
| કેરીઆવી | પા. ચતુરભાઇ લખાભાઇએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| નાનીખડોલ | મહુધાના પા. ગોરધનભાઇ દેશાઇભાઇએ | ... ૬—૦—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી તથા નિશાળની પરબમાં આપ્યા. |
| લાલી | ગં. સ્વ. ઇચ્છાબેને | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | હેડકોન્સ્ટેબલ છોટાલાલ ઇચ્છાભાઇ પંડયાએ | ૬—૦—૦ | પાસ થએલા વિદ્યાર્થીઓને ઇનામ તથા પતાસાં વહેંચ્યાં. |
| | પા. કુબેરભાઇ તારાચંદે | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો ચાલતાં વહેંચ્યાં. |
| સોડપુર | પા. મંગળભાઇ દેસાઇભાઇએ | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | અંધારીઆમલીના ઠાકોર પુનમસંગ કાળિદાસે | ૩૫—૦—૦ | ,, |
| | પા. નારણભાઇ કાળિદાસે | ૩૦—૦—૦ | ,, |
| | પા. હરમાનભાઇ વાઘજીભાઇએ | ૩૫—૦—૦ | ,, |
| અરેરા | સ્કૂલ કમિટિના મેમ્બર પટેલ મોતીભાઇ એચરભાઇએ | ૩૦—૦—૦ | બંને દિવસ વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાંટવાળી | મહમદપુરાના મિ. મકનદાસ દાદાભાઇએ | ૧૦—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ,, પા. ભીખાભાઈ નાનાભાઈએ | ૧૦—૦—૦ | ,, |
| | ચકલાશીના પા. મગનભાઇ કુબાભાઈએ | ૧૦—૦—૦ | ,, |
| આમોદ | રાસના પા. ચતુરભાઇ શંકરભાઇ બીન દાદાભાઈએ | ૪૫—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરની થાળીઓ નં. ૫૨ વહેંચી. |
| ચીખલોડ | વાળંદ કાળાભાઇ ગલાભાઇના અવસાન નિમિત્તે | ૧૪—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બાઈ શીવકોર પટેલ સોમાભાઇ રગાભાઇની વિધવાએ ગંગાપૂજન કરી. | ૧૪—૦—૦ | ,, |
| | વાળંદ નાથાભાઇ સોમાભાઇએ તેમના પિતાશ્રીના અવસાન નિમિત્તે | ૧૪—૦—૦ | ,, |
| | પટેલ મોતીભાઇ નાથાભાઇએ | ૧૪—૦—૦ | ,, |
| અરેરા | નડિઆદના પટેલ છગનભાઇ અમથાભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા તથા બાળાઓને ઓઢણીઓ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| દેવરીવણસોલ | બારૈયા ધુળાજી ભુતાજીની વિધવા બાઈ અંબાએ | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નવાગામ | સોની ટપુભાઇ ઉર્ફે કરસનદાસ ડાહ્યાભાઈએ પોતાના પિતાશ્રીના અવસાન નિમિત્તે | ૩૦—૦—૦ | ,, |
| પીહાઈ | ગામના આગેવાનો તરફથી | ૨૫—૦—૦ | વાર્ષિકમહોત્સવનો મેળાવડો હોવાથી રૂમાલ, ચોપડીઓ, મિઠાઇ વગેરે વહેંચ્યું. |
| | તથા પ્રમુખ ચીમનલાલ દામોદરદાસ તરફથી | ૧૦—૦—૦ | |
| સામરખા | પટેલ અંબાલાલ ભાઇજીભાઇએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ બેચરભાઈ દલાભાઈએ | ૫—૦—૦ | ,, |
| | શા. ગોરધનદાસ છગનલાલે | ૫—૦—૦ | ,, |
| | મિ. રેવાશંકર ગોવિંદજીએ | ૫—૦—૦ | ,, |
| | મિ. નારણજીવન દોલતવને | ૧૫—૦—૦ | દૂધ તથા કળીના લાડુ વહેંચ્યા. |
| વડોદ | ગાસટીઆ ફતેસિંહ શનાભાઇએ | ૭૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડી. |
| ભાનેર | શા. ડાહ્યાભાઇ લલ્લુભાઇએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સાધુ ગરીબદાસજીએ | ૩૦—૦—૦ | ,, |
| | સુહાણુ ચંદાજી ભાથીજીએ | ૨૨—૮—૦ | ,, |
| | શાહ મથુરભાઇ શીવલાલે | ૨૫—૦—૦ | ,, |
| | શાહ માણેકલાલ દ્વારકાંદાસે | ૩—૮—૦ | મિઠાઈ વહેંચી. |
| સારતાપુર | શાહ ડાહ્યાલાલ રણછોડદાસે | ૩—૦—૦ | ,, |
| | ગામડીના પા. ઝવેરભાઇ રખીદાસે | ૨—૦—૦ | ,, |
| | પટેલ વાઘજીભાઇ નથુભાઇએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | જલોલના પોલિસપટેલ ડાહ્યાભાઇ ઝવેરભાઇએ | ૨—૦—૦ | ભુસું વહેંચ્યું. |
| | રૂપપરાના પટેલ વાઘજીભાઇ જીવાભાઇએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૨—૦—૦ | પરીક્ષા વખતે મિઠાઇ વહેંચી. |
| વડથળ | પા. લલ્લુભાઇ શંકરભાઇએ | ૩૫—૦—૦ | છોકરા છોકરીઓને જમાડી. |
| સીહુંજ | પા. વાઘજીભાઈ તળસીભાઈએ | ૩૫—૦—૦ | ,, |
| | મહેમદાવાદના બાઈ મોતી હફર ત્રીકમભાઇ કાળીદાસની દીકરીએ | ૩૫—૦—૦ | ,, |
| કનેરા | બારીઆ કાભાજી જેશગજીએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પગી ધુળાજી રમતુજીએ | ૭—૦—૦ | ,, |

| કનેરા | ગોર હીમતલાલ ગીરધરભાઈએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
|---|---|---|---|
| મોકલા | શાહ જગન્નાથ જેચંદભાઈએ | ૪૧—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| | શાહ મોહનલાલ કહાનદાસે | ૪૧—૦—૦ | ,, |
| | સુથાર મોતીભાઈ બાપુજીએ | ૪૧—૦—૦ | ,, |
| છીપડી | ડૉકટર ચુનીલાલ મથુરદાસ શાહે | ૮૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રઘવાણજ | પીજના પા. ફુલાભાઈ બાબરભાઈએ | ૩—૦—૦ | બાળાઓને પ્યાલા તથા છોકરાને પતાસાં વહેંચ્યાં. |
| | નડિઆદના પા. લલ્લુભાઈ આબરભાઈએ | ૫—૦—૦ | ,, |
| મરીડા | કુંભાર બેઘાભાઈ પરસોતમે | ૨૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વણોતી | શ્રવણ બ્રાહ્મણ જીવરામ રણછોડભાઈએ પોતાના જમાઈના અવસાન નિમિત્તે | ... | ,, |
| ઉગરેદ | શેઠ ગોકળદાસ વલવદાસે | ૯—૮—૦ | પ્રા. સ્કૂલ નં. ૧માં ઘડિઆળ ભેટ આપ્યું. |
| દેવકીવણસોલ | બારૈયા મંગાજી બેચાજીએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રહુ | શા. ગોરધનદાસ મગનલાલે | ૪૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયા. |
| | દા. નારણદાસ દેવજીભાઈએ | ૮—૦—૦ | ,, |
| | દા. ખેમચંદ મૂળજીભાઈએ | ૯—૦—૦ | ,, પેંડા વહેંચ્યા. |
| હેરંજ | મિ જાલમસંગ અગરસંગ ભાટે | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | મિ. ત્રીકમલાલ પીતાંબરદાસ ગોરે | ૧૨—૦—૦ | જર્મન સિલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| દેવકીવણસોલ | પગી. મંગાજી નાતાજીએ | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રૂદણ | શાહ કેશવલાલ લલ્લુભાઈએ | ૨૫—૦—૦ | ,, |
| | પટેલ ભુલાભાઈ વહાલદાસની બેન જીવીએ | ૨૫—૦—૦ | ,, |
| પીંઢાઇ | રેવાગર બાપુગર ગોસાઈએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ગામડી | પા. રેવનદાસ ભગવાનદાસે | ૩૦—૦—૦ | છોકરા છોકરીઓને જમાડયાં. |
| કંજરી | બોરીઆવીના વૈદરાજ રેવાશંકરભાઈ રામશંકરભાઈએ | ૨૫—૦—૦ | બાળાઓને પિત્તળના તાટ વહેંચ્યા. |
| સોડપુર | પા. ઝવેરભાઈ સામળભાઈએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પામોલ | ચિખોદ્રાના પા. ચતુરભાઈ ભુલાભાઈએ | ૧૨—૦—૦ | સ્કૂલને ઘડિયાળ ભેટ આપ્યું. |
| | | ૧૨—૦—૦ | બાળાઓને કકડા વહેંચ્યા. |
| | માજી આસિ. ભાઈશંકર ત્રીભોવનદાસે | ૨૦—૦—૦ | કન્યાશાળામાં ઘડિયાળ ભેટ આપ્યું. |
| | રા. સા. ભગવાનદાસ ગીરધરદાસ દેશાઈએ | ૫—૦—૦ | બાળાઓને પ્યાલા રકાબી વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| પાન્દ્રુ | બાઈ અંબા પટેલ મથુરભાઈ રણછોડની દીકરી રાજુપ રાનાંએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યાં તથા ઇનામ વહેંચ્યું. |
| | સદનશા પીરની દરગાહમાં રહેનાર દાદાશ્રી ફૈયાજઅલી એ. દીવાને | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | લીમડીના પટેલ જેઠાભાઇ ભાઇજીભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | કારભારી મિ. સોમેશ્વર મહાશંકર પંડ્યાએ | ... | શુક્રવારે ચણા વહેંચ્યા. |
| | થાણદાર સાહેબ માધવરાવ લક્ષ્મણરાવ દેઉસ્કરે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| રાપકા | મે. ઠાકોર સાહેબ શ્રી નટવર-સિંહજી મોતીસિંહજીએ | ૧૫—૦—૦ | જર્મનસિલ્વરના પ્યાલા સાકર ભરી વહેંચ્યા. |
| | બારૈયા ડાભાઇ જીભાઇએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |

પુસ્તક ૬૪ ] [ અંક ૭

Registered No. B. 43.

જુલાઈ સને ૧૯૨૫

# ગુજરાત શાળાપત્ર



તંત્રી.
એચ. ટી. ઘોઘારી, બી.એ., એસ.ટી.સી.ડી

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ક્રિવિનિનની વાર્તા ... ... ... ... | ૨૪૯ |
| ૨ | ગ્રામ સુધારણા ... ... ... ... | ૨૫૩ |
| ૩ | આરોગ્ય વિષે અગત્યના નિયમો ... ... ... | ૨૬૨ |
| ૪ | સહેલી સટ અને ચમત્કારી દવાઓ ... ... | ૨૬૩ |
| ૫ | ભૂમિતિ શિક્ષણ—નીચલાં પ્રાથમિક ધોરણો માટે ... | ૨૬૬ |
| ૬ | શિક્ષકોને ... ... ... ... ... | ૨૭૧ |
| ૭ | ધોરણ ૪ થું (ગણિત) ... ... ... ... | ૨૭૨ |
| ૮ | બાળ કુસુમડાં ... ... ... ... ... | ૨૭૭ |
| ૯ | શિક્ષકને સદુપદેશ ... ... ... ... | ૨૭૮ |
| ૧૦ | રૌપ્ય મહોત્સવ પ્રસંગે ... ... ... ... | ૨૭૮ |
| ૧૧ | સરકારી જાહેરખબરો ... ... ... ... | ૨૭૯ |
| ૧૨ | ઇનામપત્રક ... ... ... ... ... | ૨૮૮ |
| ૧૩ | ખાનગી જાહેરખબરો ... ... ... ... | ૨૯ |



કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)

હીરાલાલ ત્રિકમલાલ ઘોધારી બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ




પ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ–અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૪ ]  જુલાઈ ૧૯૩૫  [ અંક ૭ મો


પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

---

## ડિવનિનની વાર્તા

શિક્ષકોએ ને ખાસ કરીને ગામડાંઓની નિશાળોના શિક્ષકોએ કેળવણીકાર તરીકે બાળકોને શારીરિક કેળવણી આપવાની હોય છે કે જેને ખીજી એટલે નૈતિક ને માનસિક કેળવણીને અંગે પ્રથમ પદ મળવું જોઈએ એ નિર્વિવાદ છે. તેને અંગે આરોગ્ય કેવી રીતે સાચવવું તે જાણવું જોઈએ એટલુંજ નહિ, પણ જરૂરી સામાન્ય દવાઓનું જ્ઞાન તેમણે મેળવવું જોઈએ. આ જ્ઞાનનો દુરુપયોગ ન થાય એની પણ ખાસ સંભાળ રાખવાની છે; નહિ તો પોતાનું સાચું કર્તવ્ય ચૂકીને આડે રસ્તે ચઢી જવાશે અને તેથી શિક્ષક તરીકેની કીર્તિને કલંક લાગે તો નવાઈ નહિ. આ જ્ઞાન શિક્ષકને પોતાને ઉપયોગનું છે એટલુંજ નહિ, પરંતુ શાળાનાં બાળકોને તેમજ આમવર્ગ જનોને એટલુંજ ઉપયોગી થઈ શકે અને તેથી નિઃસ્વાર્થ જનસેવા બજાવી શકાય. અલબત કેટલાક શિક્ષકો વખતે એમ ધારશે કે વળી આ નવી લપ ક્યાંથી આવી! આ કામ ફરજિઆત નથી એ તો દરેક શિક્ષક સમજી શકે છે. સામાન્ય રીતે શિક્ષકો ગરીબ વર્ગમાંથીજ આવે છે એ નિર્વિવાદ

છે એટલે તેમને જે ટુંકું પગાર મળતો હોય તેમાંથી અન્ય માટે કંઈ મદદ કરવાનું તેમને પરવડે નહિ એ સ્વાભાવિકજ જણાય; પરંતુ શ્રીમંતોજ ઉદાર થઈ શકે છે ને ગરીબ નહિ એમ જો મનાતું હોય તો તે વાસ્તવિક નથી. કરોડાધિપતિ જે ચાર પાંચ લાખ રૂપીઆ ખરચે તેના કરતાં વીસ પચીસ રૂપીઆ કમાનાર એકાદ રૂપીઓ અન્યના લાભાર્થે ખરચે તો સરખામણીમાં બીજો વધુ ઉદાર લેખી શકાય. ઉદારતા પૈસાથી અંકાતી નથી, પરંતુ મનુષ્યની ભાવના અને તેના સંજોગોથીજ તેની કિંમત આંકી શકાય, છતાં જરૂર પડે તો ગામમાંથી બે ચાર પાંચ રૂપીઆ સહેજે પ્રાપ્ત કરી શકાય. જે શિક્ષક લોકપ્રિય નથી તેને માટે તે પણ ભારે થઈ પડે. ટુંકમાં અનુભવથી એટલું જણાવીશું કે શિક્ષકની જો દઢ નિષ્કામ ભાવના હોય તો સહેજે જરૂરી મદદ તેને મળી શકે એ નક્કી છે.

અમારો વિચાર આથી તેવા લેખોને સવડ આપવાનો છે અને લેખો આવશે તો અંગીકાર કરવામાં આવશે. એ લેખો ગામડાંઓમાં શિક્ષકો આ સંબંધમાં નજીવા ખર્ચે આમ્યજનોની સેવા બજાવી શકે એવી વ્યવહારૂ સુચનાઓરૂપે હોવા જોઈએ. આ સુચના કરતી વખતે અમને જરાએ ખ્યાલ ન હતો કે આ ઇચ્છા આટલી વહેલી ફળીભૂત થશે. ખરેખર મનુષ્યની શુભેચ્છા દઢ હોય છે તો પરમ કૃપાળુ પરમાત્મા અવશ્ય શુભફળ આપે છે જ અને તે પ્રમાણે એ મહાન સર્વશક્તિમાન પરમાત્માની અગાધ કૃપાથી અમને જણાવતાં ઘણોજ હર્ષ થાય છે કે વૈદ્ય શિવશંકર શુકલે એવી લેખમાળા આ પત્રમાં ચાલુ કરવાને ઇચ્છા પ્રદર્શિત કરી છે અને તે આજના અંકથી શરૂ થાય છે, જે સાદી સરળ ભાષામાં વ્યવહારૂ રૂપે છે, અને એકેએક શિક્ષક તેનું વિચારપૂર્વક મનન કરી તેનો સદુપયોગ કરશે એવી આશા રાખવામાં આવે છે. તે લેખમાળા 'સહેલીસટ ચમત્કારી દવાઓ'ના મથાળા નીચે ચાલુ કરવામાં આવેલી છે. હવે મથાળે જણાવેલી બાબત તરફ વળીએ.

દવા વિષે બધા કંઈ ને કંઈ જાણતા હોય છે, કેટલાકને તો તેનો ઘણો અનુભવ હોય છે, કારણકે માંદા પડતાં દવા પીવી પડે છે અને મોઢું કટાણું કર્યા સિવાય પી શકાય તે માટે દાકતર ગમે તેટલું કરે તેમ છતાં દવા મીઠી થઈ શકતી નથી અને તેથી તે પીતાં અણગમો ઉપજે છે.

ક્વિનિન નામની એક દવા છે. તેને કેટલાક કોઇદન કહે છે. તે મેલેરિઆના તાવ ઉપર વપરાય છે. તે સંબંધી નીચે પ્રમાણે એક રસભરી વાત છેઃ—

આ વાત દક્ષિણ અમેરિકામાં આવેલા પેરૂ દેશમાંથી મળેલી છે.

ત્યાં ઉંચા ઉંચા પર્વતો આવેલા છે. ત્યાં જમીન એટલા જોરથી કંપે છે કે ઘર પડી જાય છે અને લોકોના જાનનો નાશ થાય છે. આને ભૂકંપ કે ધરતીકંપ કહે છે.

ઉંચા પર્વતો ઉપરાંત તે દેશમાં કેટલીક ભેજવાળી જગાઓ છે. ત્યાં જમીન નીચી છે અને પાણી ઘણું છે. ત્યાં વસતા લોકોને ઘણી વાર મેલેરિઆ નામની બિમારી નડે છે. મેલેરિઆ શબ્દનો અર્થ 'ખરાબ હવા' થાય છે. તે બિમારીનું નામ મેલેરિઆ પડ્યું તેનું કારણ એ છે કે ભેજવાળી જગાની હવા શ્વાસમાં લેવાથી એ બિમારી લાગુ પડે છે, એવી લોકોની માન્યતા હતી. તે બિમારીથી લોકોને ઘણી પીડા થાય છે. આખા શરીરે ટાઢ લાગે છે અને શરીર ધ્રુજે છે અને સાજા થતાં સુધી તેમનાથી કંઈ કામ થઈ શકતું નથી.

**ભેજવાળી જગા ઓળંગતાં—**

એક વાર ઓશાયા નામનો પેરૂનો રહેવાસી લાંબી મુસાફરીએ નીકળેલો. તેને એક લાંબી પહોળી ભેજવાળી જગા ઓળંગવાની આવી. માર્ગમાં આખા ને આખા ડૂબી જવાય એવા કાદવના ખાડા હોવાથી તે સાચવીને ચાલતો હતો. સખત જમીન હોય તે બાજુ ચાલતાં ચાલતાં તેણે સહીસલામત રીતે તે જગા ઓળંગી, પણ પછી તેને ટાઢ ચડી ને માંદો પડ્યો. એક વહેળાની નજીકમાં તે સૂઈ ગયો. એવામાં ધરતીકંપ થયો. કેટલાંક ઝાડ પડી ગયાં. તે ઝાડની છાલ વહેળામાં ધોવાઈ તેથી પાણી છાલના જેવા ભુખરા રંગનું થયું.

**વહેળાની પાસે—**

ધરતીકંપ બંધ થયો. તે દરમિઆનમાં ઓશાયાને ઘણીજ તરસ લાગી. ધીમે ધીમે તે પાણી પાસે ગયો અને તરસ ઘણી લાગેલી, એટલે તેણે તે ભુખરા રંગનું પાણી પીધું. એમ તે પાસે સૂઈ ગયો અને તરસ લાગતાં તેણે ઘણી વાર તે પાણી પીધું. આથી તેને સારૂં લાગ્યું. તેની માંદગી જવા લાગી-ટાઢની ધ્રુજારી ઓછી થઈ, ધીમે ધીમે શક્તિ આવવા લાગી. થોડા વખતમાં તે પાછો મુસાફરી કરવા શક્તિમાન થયો અને તે પોતાને ઘેર ગયો.

ત્યાં તે પોતાના માતાપિતા, ભાઈબેન વગેરેને મળ્યો અને તેમને ભેજવાળી જગા ઓળંગવાની વાત, પોતાની માંદગીની વાત, ધરતીકંપની વાત, અને ઝાડની છાલથી ભુખરૂં પાણી પી સાજા થવાની વાત વિગતવાર કહી.

તેનો પિતા બીજે દિવસે તે વહેળા પાસે ગયો અને પાણી ભુખરૂં જોઈને એક મોટો સીસો ભરી લાવ્યો. પંદરવીસ દિવસ પછી ઓશા-

યોની માતાને મેલેરિઆનો તાવ આવ્યો. તેને આ પાણી પાવાથી મટયું. એ રીતે કેટલાક પાડોશીને પણ એ પાણી પીવાથી મેલેરિઆ મટયો.

**વાત છૂપી રહી—**

પાણી વપરાઈ જતાં ઓરાયા ફરી તે વહેળા પાસે ગયો. પણ તે વખતે પાણી નિર્મળ થઈ ગયું હતું. તેને આશ્ચર્ય થયો. હવે પાણી સ્વચ્છ કેમ ?' પછી વિચાર કરતાં તેને યાદ આવ્યું કે વહેળામાં ઝાડ પડેલાં અને પાણીમાં છાલ ધોવાએલી અને તેથી પાણી ભુખરૂ થએલું હતું. એ ઉપરથી તેણે પોતાની છરી કાઢી ઝાડની કેટલીક છાલ ઉતારી લીધી. ઘેર જઈ તેણે તે છાલ તેની માતાને આપી. તેને પાણીમાં ઉકાળતાં તે પાણી ઘણું ભુખરૂં-વહેળાના પાણી કરતાં ઘણું ભુખરૂં થયું. ઓરાયાનું કુટુંબ અને તેના પાડોશીઓ તે છાલને 'કિનકિના' કહેતા; પણ કિનકિના કેવી અજબ ચીજ હતી, તેનાથી મેલેરિઆ મટતો હતો, એ કોઈ અજાણ્યો જાણી ન જાય તેની તેઓ ખાસુ સંભાળ રાખતા હતા. એ વાત ગુપ્ત રાખવી એ સારૂં છે એમ તેમને લાગ્યું.

**સિન્કોના અમીરાણી—**

સ્પેનના લોકો તે પ્રદેશમાં ગયા ત્યાંસુધી આ વાત ગુપ્ત રહી. કોલંબસે અમેરિકા ખંડ શોધી કાઢયો ત્યારપછી થોડા વખતમાં આ વાત બની. સ્પેનનો એક વતની કાઉન્ટ સિન્કોના (સિન્કોના અમીર) પોતાની પત્ની સાથે ત્યાં ગયો. તે ઘણી ભલી બાઈ હતી. એટલે તેણે લોકોને મદદ કરવા પોતાનું બનતું કર્યું. તેણે તેમને કેટલાક ધંધા શિખવાડ્યા તથા તેઓ સુખી થાય તે માટે ઘણા પ્રયત્ન કર્યા. એમ કરતાં એક દિવસ તેને સખત મેલેરિઆ લાગુ પડયો. લોકોની તેના ઉપર સારી ચાહના હતી. આ ભલી બાઈ મરી જશે કે શું એવી તેમને ફીકર થઈ.

આ વાતની બધા લોકોને જાણ થઈ એટલે તેમણે નક્કી કર્યું કે કિનકિના છાલનું રહસ્ય તે બાઈને જણાવી દેવું; એટલે તેમણે કેટલીક છાલ તેના નોકરોને આપી અને તેનું પાણી કેવી રીતે બનાવવું એ તેમને શીખવ્યું. કેટલીક વાર આ દવા પીધા પછી ઓરાયાની માફક તે બાઈ સાજી થઈ. આ કોઈ અદ્ભુત દવા છે એમ લાગવાથી તે બાઈએ ત્યાં આવેલા સ્પેનના લોકોને આ છાલ સંબંધી વાત કરી, અને આપણે જાણીએ છીએ તે પ્રમાણે ૩૦૦ વર્ષ ઉપર ઈ. સ. ૧૬૩૩માં તે બાઈ સ્પેન ગઈ ત્યારે પોતાની સાથે કિનકિના છાલનું મોટું પોટકું લેતી ગઈ; કારણ કે સ્પેનના લોકો ઘણી વાર મેલેરિઆ તાવથી પીડાતા હતા.

સિન્કોના અમીરાણી આ છાલ લાવી માટે સ્પેનના લોકો તેને સિન્કોના છાલ કહેતા, અને પેરૂ દેશથી આવી માટે તેઓ તેને કોઈ વાર પેરૂની છાલ કહેતા, પણ તેનું નામ જે મશહુર છે તે પેરૂ દેશના તે છાલ માટેના નામને મળતું આવે છે. આપણે તેને ક્વિનિન કહીએ છીએ. આપણે હાલ પણ તે દવા વાપરીએ છીએ. દવાવાળાને ત્યાંથી તે વેચાતી મળે છે અને દાક્તર કોઈ વાર દવામાં તે નાખે છે. ઘણી શરદી થઈ હોય ત્યારે એમોનિઆ મિશ્રિત ક્વિનિનનો અર્ક આપવામાં આવે છે. આ ક્વિનિન અને એમોનિઆનું મિશ્રણ છે.

**આપણે હાલ વાપરીએ છીએ તે—**

પેરૂ દેશમાંથી આવતી છાલ અથવા સિન્કોનાની છાલ હાલ પણ આપણે દવા તરીકે વાપરીએ છીએ તેની વાત ઉપર પ્રમાણે બનેલી છે. પેરૂ દેશમાંથી છાલ લાવવામાં આવે છે અને તેની દવા–ક્વિનિન તે તે દેશોમાં બનાવાય છે. જે જે દેશમાં ઘણી ભેજવાળી જગાઓ હોય છે ત્યાં મેલેરિઆથી બચવા ઘણો ક્વિનિન વાપરે છે. પણ હવે ખબર પડી ગઈ છે કે મેલેરિઆ ખરાબ હવાને લીધે લાગુ નથી પડતો, પણ એક જાતનો મચ્છર તે રોગ આપણા શરીરમાં દાખલ કરે છે. આ મચ્છર ગંદા પાણીમાં, ખાબોચીઆમાં કે ભેજવાળી જગાએ માલમ પડે છે. આ જાતનો મચ્છર કરડે ત્યારે આપણને મેલેરિઆ લાગુ પડવાનો સંભવ છે. તે અટકાવવાને હાલ પણ આપણે ક્વિનિન વાપરીએ છીએ.

---

## ગ્રામ સુધારણા

### ભાગ બીજો–આર્થિક સુધારણા

ગતાંક પૃષ્ઠ ૨૦૭ થી ચાલુ

૧૯. ગામડાંની સુધારણામાં ત્યાંના લોકોની સ્થિતિ સુધારવાની છે. તેમાં ખેતી સુધારવી, ગૃહઉદ્યોગ ચાલુ કરવા, જુનાં રિવાજનાં ખોટાં ખર્ચ કાઢી નાખવા, વ્યસન દૂર કરાવવાં–એ રીતે પૈસાનો બચાવ કરવાનો છે. વળી પૈસા મેળવવાની પણ જરૂર છે તેથી ખેતીને પોષક નાના ધંધા શરૂ કરવા જોઈએ.

૨૦. પહેલાંના વખતમાં ગામડાના લોક નવરાશને વખતે ઘણા ધંધા કરતા, પણ યંત્રયુગ શરૂ થતાં એ ધંધા ધીમે ધીમે નાશ પામ્યા. લોકોને ખેતી ઉપર આધાર રાખવો પડ્યો. ઉદરનિર્વાહનાં સાધન ઘટવા લાગ્યાં.

દારિદ્ર શરૂ થયું. વળી જુના રીતરિવાજોને લઈને ઘણો ખર્ચ કરવાથી તથા વ્યસનમાં પડવાથી ખેડુતની દુર્દશા થઈ, એટલે આપણી દુર્દશા માટે આપણે પોતે જવાબદાર છીએ. તેથી નવરાશના વખતમાં થઈ શકે તેવું કામ ખેડુતને મળવું જોઈએ. આવડત અને સગવડ પ્રમાણે તેને જોડીઓ ધંધો મળવો જોઈએ.

૨૧. આ ધંધાઓમાં ગાય અને બળદ પાળવાનો મુખ્ય ધંધો છે. ખેતી અને દૂધ માટે આ ધંધો ઉત્તમ છે. પણ હાલનાં ઢોર તદ્દન દુબળાં માલમ પડે છે. તેઓ ખેતીમાં બરાબર કામ આપી શકતાં નથી અને તેમની પ્રજા પણ દુબળી થાય છે, અને તેમના ચારા વગેરેનું ખર્ચ તો તેટલુંજ થાય છે, માટે તેમની ઓલાદ સુધારવી જોઈએ. જાતવાન ગાય અને બળદ ઉત્પન્ન થવાં જોઈએ જેથી ખેતી અને દૂધ બંને સુધરે. તેથી બાળકોનું આરોગ્ય સુધરશે અને વધારાનું દૂધ, ઘી, માખણ વેચવાથી બે પૈસાની પ્રાપ્તિ પણ થશે. આપણા ધર્મમાં ગાયને પવિત્ર કહી છે. ગોરક્ષણ, ગોપાલન ધાર્મિક કર્તવ્ય સમજવા છતાં હિંદુ ગાયની શુશ્રૂષા કરતો નથી, એટલે તેને ગોરસ અને દૂધ મળતું નથી અને તેનાં શરીર અને બુદ્ધિ વિકસતાં નથી. દરેક ખેડુતે ગાય પાળવી જોઈએ અને ગોમાતા તેનું દારિદ્ર દૂર કરશે. તે પીવા વેચવા દૂધ આપશે, છાણ વાસીદાનું ખાતર આપશે. ગાય પાળવા માટે ખેડુતે ચારાની જોગવાઈ કરવી જોઈએ. ખેડુતે ચારાની, ખાતરની અને લાકડાની અવશ્ય જોગવાઈ રાખવી, ને તે માટે નવાં ઝાડ રોપવાનો ક્રમ હોવો જોઈએ.

૨૨. જેમને વાંધો ન હોય તેવા ખેડુત યોગ્ય પક્ષીઓ પાળીને ઈંડાં વેચી પોતાની કમાણીમાં વધારો કરી શકે.

૨૩. બકરાં, ઘેટાં પાળી મધમાખો અથવા રેશમના કીડા ઉછેરી તેમનું ઉત્પન્ન વેચી ખેડુત થોડો પૈસા મેળવી શકે. તે પ્રમાણે બજારની સોઈ પ્રમાણે શાકપાંદડું કે ફળફળાદિ વાવી તેમાંથી પણ ફાયદો મેળવી શકાય. ખેતી સુધારી, બીજો જોડીઓ ધંધો કરી, કરકસર કરી ખેડુત પોતાની સ્થિતિ સુધારે.

૨૪. ખેતીનું કામ વર્ષમાં પાંચ કે છ માસ ચાલે છે. બાકીના વખતમાં ખેતી માટે જરૂરની ચીજો, દોરડાં, રાશ, અછોડો, પરોણો, હળપુણી, માણું વગેરે બનાવી ખેડુત પોતાના ખર્ચમાં બચાવ કરી શકે.

૨૫. એજ પ્રમાણે રેંટીઓ ચલાવી સુતર કાઢવાનું કામ થઈ શકે. આપણા ગરમ દેશમાં બહુ કાપડની જરૂર પડતી નથી. જો બાળકો અને

સ્ત્રીઓ સુતર કાઢે અને પુરુષ વણે તો કાપડના ખર્ચમાં બચાવ થાય. હાથનું કાપડ પહેરવાનો આનંદ મળે. દેશનું દારિદ્ર ઓછું થાય. પછીઆં, ટુવાલ, સેતરંજી, નાડાં, બટન બનાવી વેચવાથી થોડા પૈસા પણ મળે.

## ભાગ ત્રીજો—સામાજિક સુધારણા

૨૬. ખેતી સુધારી, બીજો ધંધો ચાલુ કરી, જુના રિવાજ દૂર કરી, ખોટાં ખર્ચ કમી કરી ખેડુતે પોતાની શારીરિક અને આર્થિક સ્થિતિ સુધારવી જોઈએ.

૨૭. પોતાની દુર્દશા માટે ખેડુત પોતેજ જવાબદાર છે. રોજ એકજ વાર રોટલો ને મરચું ખાઈ અર્ધું પેટ ભરનાર ખેડુત સારામાઠા પ્રસંગે અતિશય અવિચારી ખર્ચ કરી નાખે છે તે ખરેખર શોચનીય છે. તે દેવું કરે છે અને એક વાર સાહુકારના દેવામાં ફસાયો તે ફરી છુટી શકતો નથી. આબરૂના મિથ્યાભિમાનમાં તે જિંદગીભર દેવાદાર રહે છે. આવા નકામા દેવાનો બોજો ખેતી અને ખેતીના ઉત્પન્ન ઉપર પડે છે અને ખેડુતની હીન દશા વધારે હીન થતી જાય છે. લગ્ન હર્યા કે ખેડુતને ઘેર પરોણાની હદ જામે છે ને ગામ જમાડવાની ધાંધલ શરૂ થાય છે. મરણ પાછળ બારમા તેરમાનું પણ તેવુંજ ખર્ચ થાય છે. આ બંને જાતનાં નકામા ખર્ચથી દેવું થાય છે અને વધે જાય છે. પોતાની દુર્દશા જોઈ ખેડુતબંધુએ આ ખર્ચ કમી કરવાં, અને કરજ કરીને તો તે નજ કરવાં. નાનાં બાળકોનાં લગ્ન કરી તેમને દેવામાં ગુંચવવાં નહિ, તેમના આયુષ્યની, શરીરની, સંપત્તિની હીન દશા કરવી નહિ, તેમને લેણદારના ગુલામ બનાવવાં નહિ.

૨૮. ગામડાંના લોકોની દુર્દશાનું બીજું કારણ લડાઈ ટંટા, કોર્ટ કચેરીના ખર્ચો, દલાલી એ છે. નહિ જેવા કારણ માટે તેઓ કોર્ટે ચઢી વખત, પૈસા અને મહેનતની બરબાદી કરે છે. એ કજીઆમાં કેટલાંએ કુટુંબ પાયમાલ થઈ ગયાં છે. કરજ કરીને કોર્ટે કદી ચઢવું નહિ. એ પ્રમાણે દેવદેવીઓના, ભગતભિખારીના, સાધુબાવાના, લાગાના ખોટાં ખર્ચ કાઢી નાખવાં જોઈએ.

૨૯. દારૂના વ્યસનથી પણ ઘણાં કુટુંબો તારાજ થઈ ગયાં છે. તેથી ભયંકર ખર્ચ થાય છે, દેવું થાય છે, જમીનજાગીર ડુબે છે અને તે ઉપરાંત શરીરના આરોગ્યની હાનિ થાય છે. દારૂથી પાચનરસ ઓછો ઉત્પન્ન થાય છે. હોજરી અને હૃદય ફુલે છે. દાદ થાય છે, શક્તિ ઘટે છે, કામ થતું નથી અને દુઃખી હાલતમાં મૃત્યુને શરણ થવું પડે છે. શારીરિક, આર્થિક

અને નૈતિક અધ:પતનનું કારણ વ્યસન છે, એટલે ખેડુતને બધાં વ્યસન છોડી દીધા વગર છુટકો નથી. ટુંકમાં ગામડાની હીન દશાનું કારણ ખેડુતનું આળસ, રોગ, અવિચાર, લેણદારનાં વ્યાજ, દેવું, વરસાદની ખામી, અજ્ઞાન, સહકારનો અભાવ, આવકની બહાર ખર્ચ કરવાની ટેવ, કજીઆ ટંટા, ચા, તથા દારૂનું વ્યસન એ છે. તેના ઉપાય નીચે પ્રમાણે છેઃ—

(૧) ખેતી સુધારવી, પાકનું પ્રમાણ કાઢી માલ વેચવા સંબંધી તથા હિસાબી જ્ઞાન મેળવવું, સહકાર્યનો લાભ મેળવી ઉપજમાં વધારો કરવો;

(૨) ખેતી સાથે જોડીઓ ધંધો કરી ફુરસદના સમયે કમાણી કરવી.

(૩) ઘરના ઉપયોગની ચીજો ઘેર બનાવી બચાવ કરવો;

(૪) જુના રિવાજને વળગી રહી નકામાં ખર્ચ ન કરવાં, દેવું તો ન જ કરવું;

(૫) કજીઆ દલાલી, કોર્ટે લડવું, વ્યસનમાં પડવું તે છોડી દઈ નિષ્કારણ ખર્ચ કાઢી નાખવાં.

ગામડાંના ઉદ્ધારનો આ મુખ્ય માર્ગ છે.

## ભાગ ચોથો—આરોગ્ય સુધારણા

૩૦. દેશની, ગામડાંની હીન સ્થિતિનાં દારિદ્ર અને અજ્ઞાન એ બે મુખ્ય કારણ છે. દારિદ્ર દૂર કરવાના થોડા ઉપાય કહ્યા. આરોગ્ય સંબંધી જ્ઞાન ફેલાવવું, ગામની સ્વચ્છતા સુધારવી, રોગ કમી કરવા, આરોગ્ય સુધારી શારીરિક બળ મેળવવું એ ગ્રામોદ્ધારનો બીજો માર્ગ છે.

૩૧. અજ્ઞાન અને દારિદ્રને લીધે રોગનું મૂળ અસ્વચ્છતા ઠેકાણે ઠેકાણે માલમ પડે છે. ઘર પાસે પાસે એટલે હવાની અવરજવર ઓછી હોય છે. મળમૂત્ર, કચરોપુંજો, છાણવાસીદાં તથા પાણીનાં ખાબોચીઆં જ્યાં જોઈએ ત્યાં નજરે પડે છે. કચરોપુંજો તથા ખાતર માટે જુદા ખાડા કરવા જોઈએ. ઘરઆંગણું, રસ્તા સાફ રાખવાં જોઈએ. મળમૂત્ર માટે ઘરથી દૂર જવું જોઈએ. એવી સ્વચ્છતાની યોજના અમલમાં મુકાય તો માખી, મચ્છર અને ઉંદર કમી થશે અને રોગનો ઉપદ્રવ ઓછો થશે. આપણો કચરો પાડોશીના ઘર આગળ ન નાખવો, કારણ કે તેના ઘરનાં માખી મચ્છર આપણે ઘેર આવશે ને ત્રાસ આપશે.

૩૨. ગામડાની ગંદકીનું બીજું સ્થાન ઉકરડા છે. લોકો ત્યાં જાજરૂ જાય છે અને બધે દુર્ગંધ પ્રસરે છે. વળી તે જગાએ દૂધાળાં ઢોર બેસે છે, ચરે છે, તેથી તેમના દૂધમાંથી રોગનાં જંતુ માણસના શરીરમાં પ્રવેશ કરે છે. વળી ત્યાં માખો બેસે છે અને તેઓ પણ રોગનાં જંતુ ફેલાવે છે.

તેથી ઉકરડા વગેરેનો નાશ કરી ગામનાં રસ્તા ગલીઓ બધું સ્વચ્છ કરવું જોઈએ. ઉકરડા નાશ કરવા માટે ફોફીનીલ નામનાં જંતુ મળી આવ્યાં છે. તેમનો ઉપયોગ થઈ શકે.

૩૩. ઉકરડાનો નાશ કર્યા પછી ગામડાંના લોકના મલવિસર્જન માટે ગામ બહાર ખાડા તૈયાર કરવા જોઈએ. સ્ત્રીઓને આ સંબંધી ઘણી અડચણ પડે છે. તે આ જાતની ગોઠવણથી દૂર થાય છે. શૌચકર્મ કર્યા પછી પાસેના ઢગલામાંથી માટી નાખવી જોઈએ. તેથી માખો નહિ બેસે અને દુર્ગંધ નહી આવે. જરૂર વખતે તેનો ખાતર તરીકે ઉપયોગ કરી શકાશે. ચોમાસામાં ઉપર તટ્ટીનું છાપરૂં કરવાથી સગવડ રહેશે. ઘરની પાસે આવો જાજરૂ હોય (દટણનો જાજરૂ) તો વર્ષમાં એક બે વખત મીઠું નાખવું જોઈએ. જાજરૂ માટે ખાડા કરવાનાં યંત્ર વેચાતાં મળી શકે છે.

૩૪. મલવિસર્જન માટે ખાડાના જાજરૂની ગોઠવણ થયા પછી ખાતર માટેના છાણવાસીદાના ઢગલા દૂર કરવા જોઈએ. ઉઘાડા હોવાથી બધે દુર્ગંધ પ્રસરે છે, કસ ઉડી જાય છે. વરસાદ પડ્યા પછી ખોરાક તૈયાર થવાથી માખો ત્યાં ઈંડાં મૂકે છે અને અસંખ્ય માખીઓ-ઉત્પન્ન થાય છે, જે અનેક રોગ ઉત્પન્ન કરે છે. માખી નિર્દોષ જીવડું દેખાય છે, પણ તેના જેવો મનુષ્યનો કોઇ મોટો શત્રુ નથી. કોલેરા, ટાયફોઈડ, ક્ષય એવા રોગનાં જંતુ માખો ફેલાવે છે. માખી દુર્ગંધવાળા પદાર્થ ઉપર બેસે છે અને તેનાં પગે અનેક જાતનાં રોગનાં જંતુ વળગે છે. પછી તે ખોરાકની ચીજ ઉપર બેસે એટલે ખોરાક મારફતે તે જંતુ માણસના શરીરમાં દાખલ થાય છે. માખીને દાંત નથી એટલે તે ખોરાક ઉપર લાળ નાખી તે ચૂસે છે. એ રીતે પણ રોગનાં જંતુ ખોરાકમાં જાય છે, તેથી જે ખોરાક ઉપર માખી બમણતી હોય તે ખોરાક ખાવો નહિ. ગંદકીના ઉઘાડા ઢગલા ઘર નજીક રાખવા નહિ, માખીવાળી જગા સાફ કરવા ટંકણખારનું પાણી નાખવાથી તેનાં ઈંડાં નાશ પામશે અને તેનો ઉપદ્રવ ઓછો થશે. ખોરાક હમેશાં ઢાંકીને મૂકવો. એટલે તાવ, સંગ્રહણી અને બાળકોના રોગ દૂર થશે.

૩૫. ગામડાંમાં રોગ ફેલાવનારી બીજી જગા તળાવ છે. ત્યાં આગળ લોકો બધી જાતની ગંદકી કરે છે અને એ પાણી ખાવાપીવામાં પણ વાપરે છે. ત્યાં આગળ તેઓ વાસણ માંજે છે, કપડાં ધુએ છે, અને બીજી ગંદકી કરે છે. એ તળાવનું પાણી ખાવાપીવામાં વપરાવાથી રોગ થાય છે. તે માટે જે જળાશયનું પાણી પીવામાં વપરાતું હોય ત્યાં આગળ કોઈપણ પ્રકારની ગંદકી થવી જોઈએ નહિ. ગામડાંમાં ઘણા લોકોને વાળા નીકળે

છે. તેઓ લંગડાતા લંગડાતા વાવમાં જઈ પાણી પીએ છે. વાળાવાળા ભાગને પાણી લાગતાં તેનાં ઈંડાં પાણીમાં આવે છે. તે સારા માણસના શરીરમાં પ્રવેશ કરતાં તે માણસને ઘણે ભાગે વાળાનો રોગ લાગુ પડે છે. માટે એ રોગ ન થાય તે માટે પાણી પીવા તેવા માણસે અંદર ઉતરવું જોઈએ નહિ. પીવાના પાણીને ચોકખા વાસણમાં જાડા કપડા વડે ગળીને ભરવું જોઈએ. એમ કરતાં ગામમાંથી એ રોગ ઘણો ઓછો થઈ જશે. વાળાના રોગથી ખેડુતની શક્તિ ઘણી ઓછી થઈ જાય છે. તે ઘણા દિવસ કામ કરી શકતો નથી તેથી તેને ઘણું નુકસાન થાય છે. માટે ગામમાંથી એ રોગનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

૩૬. ગામમાં અને આસપાસ પાણીનાં ખાબોચીઆં ભરાઈ રહે છે તેમાં મેલેરિઆના મચ્છર ઉત્પન્ન થાય છે. માખીની માફક તેની ચાર અવસ્થા છે; ઈંડાં, કીડાં, કોશેટા, છવડાં. ચોથી અવસ્થામાં મેલેરિઆ-મચ્છરની માદા માણસનું લોહી પીએ છે, અને તે વખતે એક શરીરમાંથી બીજામાં મેલેરિઆના જંતુ દાખલ કરે છે. તેને ઓળખવા તેની બેસવાની રીત જોવી જોઈએ. તે ચાર પગ ઉપર બેસી આગલા બે પગ પહોળા રાખે છે. તેના માથાપર વાળ ઓછા હોય છે. ઇડાંમાંથી મચ્છર ૮ કે ૧૦ દિવસમાં થાય છે અને તેનું આયુષ્ય ૧૨, ૧૫ અઠવાડીઆંનું છે. નર ઝાડ-પાન, ફળનો રસ ચુસે છે ને માદા માણસને કરડી મેલેરિઆનો ફેલાવો કરે છે. જો આ મચ્છર ન હોય તો મેલેરિઆ થાય નહિ.

૩૭. આ માટે નીચેના ઉપાય લેવા જોઈએ:—

(૧) ખાબોચીઆ ભરી દેવાં જોઈએ;

(૨) પાણીમાં માછલી ઉછેરવી જોઈએ જેથી તે મચ્છરનાં ઇડાં તથા કીડાનો નાશ કરે;

(૩) પાણી ભરાઇ રહેતું હોય ત્યાં ઘાસતેલ નાખવાથી (અઠવાડીઆમા એક કે બે વાર) મચ્છરનો નાશ થાય છે;

(૪) મચ્છરદાનીનો ઉપયોગ કરવો. યુકલિપ્ટસ, ઘાસતેલ એવું તેલ સુતાં પહેલાં ચોળવું;

(૫) ગંધકની કે છાણાંની ધુણી કરવી, તેથી મચ્છરનો નાશ થશે;

(૬) જરૂર પડતાં કોઈનનો ઉપયોગ કરવો. અઠવાડીઆમાં બે દિવસ રોજની ચાર પાંચ ગોળા લેવી. (બે ગ્રેનની એટલે એક રતીની એક ગોળી.)

૩૮. ઉપર લખ્યા પ્રમાણે ઉપાય ન કરવામાં આવે તો પેટમાં એકસરખી રીતે લોહીનાં જંતુ વધે છે. તે લોહીના કણમાં રહે છે ને વધતાં લોહીના બીજા કણમાં પ્રસરે છે. બરોળને આ જંતુ બહાર કાઢવામાં મહેનત પડે છે અને તે ફુલે છે. આવી બરોળવાળો માણસ મેલેરિયાના જંતુનો ખજાનો છે. તેણે મચ્છરદાનીમાં સુવું જ જોઈએ.

૩૯. ગામડાંના રોગનું મુખ્ય કારણ માખી અને મચ્છર છે. તે ઉપરાંત ચાંચડ પ્લેગ ફેલાવે છે. આ રોગ ઉંદરને લાગુ પડે છે. તે ઉંદર મરી જતાં તેના શરીર પરના ચાંચડ બીજા ઉંદરને કરડે છે અને ઉંદરોમાં રોગ ફેલાતાં ટપોટપ મરે છે. ઉંદર ઓછા થતાં આ ચાંચડ માણસને કરડે છે અને તેના શરીરમાં પ્લેગનાં જંતુ દાખલ કરે છે અને આથી ગામેગામ રોગ ફેલાય છે. પ્લેગ મૂળ ઉંદરનો રોગ છે, એટલે તેનો પહેલો ઉપાય ઉંદરનો નાશ કરવાનો છે. બીજો પ્લેગવાળા સ્થાનથી દૂર જવાનો છે અને ત્રીજો પ્લેગની રસી મુકાવવાનો છે. આ ત્રણે ઉપાયોનો યોગ્ય ઉપયોગ કરવા ખબરદારી રાખવી જોઈએ.

## ભાગ પાંચમો—બાળસંભાળ

૪૦. ગામડાંના જુદા જુદા રોગ, તેના કારણ અને ઉપાય, તે સંબંધી જ્ઞાન લોકોને આપવું જોઈએ. તે પ્રમાણે નાનાં બાળક અને બાળકીઓની સંભાળ લેવા સંબંધી માહિતી આપવી જોઈએ. ગામડાંમાં દારિદ્ર,અજ્ઞાન અને અસ્વચ્છતાને લીધે ઘણી સ્ત્રીઓ અને છોકરાં નાનપણમાં મરણ પામે છે, એટલે આ સંબંધી યોગ્ય સમજ ગામડાંના લોકને આપવી જોઈએ.

૪૧. બાળકને જન્મ આપવો એ જીવનનું ઘણું મહત્વનું, પવિત્ર અને કલ્યાણકારી કામ છે. તે બાળક સશક્ત, સુંદર અને નિરોગી થાય તેવી દરેકને ઇચ્છા હોવી જોઈએ.

માબાપ નિરોગી હોય તો તેમનાં છોકરાં નિરોગી થાય. તે માટે માબાપે પોતાની તબિયત સાચવવી જોઈએ અને જેઓ અશક્ત, નિર્બળ અને રોગી હોય તેઓ સંતતિ ઉત્પન્ન ન કરે તે માટે ઉપાય યોજવા જોઈએ.

૪૨. બાળજન્મ થવાના પ્રસંગને માબાપે શુભ અવસર ગણવો જોઈએ; એટલે જેમ લગ્નપ્રસંગે ઘર સાફ કરી, ધોળાવી રંગાવવામાં આવે છે તેવી રીતે સુવાવડનો ખંડ સાફ કરી ધોળાવી નાખવો જોઈએ. તેને બદલે ગંદો અંધારો ખંડ રાખવામાં આવે તો તેથી અનેક રોગ ઉત્પન્ન થાય છે. બધાં બારણાં બંધ રાખવામાં આવે છે અને સુવાવડી બાઈ મોટે માથે ઓઢે છે એટલે તેને ચોકખી હવા બીલકુલ મળતી નથી.

થશે. ફક્ત લખતાં વાંચતાં આવડવું એ કેળવણી નથી. આખી જિંદગી બધે પ્રસંગે અને અડચણ વખતે શિક્ષણનો ઉપયોગ કરવો જોઈએ અને આયુષ્ય સુખમાં ગાળતાં આવડવું જોઈએ. ગામડાના રહેનારને ખેતી સંબંધી બધી માહિતી શિક્ષણમાંથી મળવી જોઈએ. લખવું, વાંચવું, હસ્તઉદ્યોગ, લુહારકામ, સુતારકામ, ઘર અને ખેતરની કામચલાઉ મરામત, ખેતી, પાક, બી, ખાતર અને આરોગ્ય સંબંધી માહિતી શાળાના શિક્ષણમાં હોવી જોઈએ. એવી જાતનો સુધારો શાળામાં થવો જોઈએ.

૪૮. કેળવણી અને આર્થિક સ્થિતિ સુધરે એટલે ગ્રામસુધારણા થઈ સમજવી. જાદુઈ ફાનસના દેખાવ સાથે આ વિષય સંબંધી ભાષણ આપવાથી બધાના મન ઉપર તે સારી રીતે ઠસશે અને તેઓ તે વિસરી જશે નહિ. એટલે ગ્રામસુધારણામાં આ જાતનાં ભાષણોનો ઘણો ઉપયોગ છે. આવાં સચિત્ર વ્યાખ્યાનોથી અને સચિત્ર શિક્ષણપદ્ધતિથી ગામડાંના લોકોને ફાયદો થાય એવી આશા રાખી, આજે આપેલી માહિતી સર્વ લક્ષમાં લેશો અને બતાવેલે માર્ગે તમારી પોતાની, તમારા કુટુંબની ગામની, દેશની સુધારણા માટે બનતો પ્રયત્ન કરશો અને પરમેશ્વર તમને યશ આપે એવી ઉમેદ ધારી હું તમારી બધાની રજા લઉં છું.*

પ્રે. રા. ટ્રે. કોલેજ, અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

---

નોંધ—રા. રા. બી. એસ. તોરો મુંબઇ ઇલાકાના રે. ઇન્સ્પેક્ટર ફોર વિઝ્યુઅલ ઇન્સ્ટ્રક્શનના હોદ્દા ઉપર છે. તેમણે તા ૨-૩-૩૫ ને રોજ પ્રે. રા. ટ્રે. કોલેજમાં ગ્રામ સુધારણા ઉપર ભાષણ આપેલું તે ઉપરાંત તેમણે મરાઠીમાં તે વિષય ઉપર ચોપાનીઉં લખેલું છે. તે બેનો સારાંશ ઉપરના લેખમાં આપવામાં આવ્યો છે.

ગામડાંઓમાં શિક્ષકો આ બાબતમાં ઘણું કરી શકે તેમ છે. વિદ્યાર્થીઓની મારફતે આ સૂચનાઓ ઘેર ઘેર ફેલાવી શકે એટલુંજ નહિ, પરંતુ નવરાશના વખતે જાતે કેટલુંક કામ કરીને તેમજ લોકોની ફુરસદના વખતનો લાભ લઈને તેમના સમાગમમાં આવીને આ સંબંધી માહિતી તેમને આપી કેટલાક સેવાભાવી ગામમાંથી ઉભા કરી શકે અને તેમના દ્વારા પ્રજાની સેવા બજાવી શકે અને તેમની ઉન્નતિમાં ફાળો આપી શકે કે જેથી શિક્ષક તરફ જે અભાવ નજરે પડતો હશે તે પણ દૂર થશે, તેમજ શિક્ષક પણ જ્યાં જાય ત્યાં પોતાની જિંદગી સુખપૂર્વક ગાળી શકશે.

## આરોગ્ય વિષે અગત્યના નિયમો



ખોરાકઃ—જો કોઈપણ મનુષ્ય તંદુરસ્ત રહેવા તથા દીર્ઘાયુષી થવા ઇચ્છતો હોય તો તેણે ખોરાકની બાબતમાં નીચે જણાવેલા નિયમો પાળવા તે ખાસ આવશ્યક છે. આ બાબતે બાળકોને શરૂઆતથી ટેવ પાડવાની જરૂર છે, તેમજ બાળકોનાં માબાપોએ કેટલાક સંજોગો બાળકોથી દૂર રાખવા લક્ષ આપવું જોઈએ.

૧. માણસ જ્યારે થાકયો હોય ત્યારે તેણે ખોરાક ખાવો જોઈએ નહિ;

૨. જ્યારે મન આવેશમાં હોય કે ચિંતાગ્રસ્ત હોય ત્યારે ખોરાક ન લેવો;

૩. કાર્યો કરતાં માણસનું મન બેચેન થતું હોય ત્યારે ખોરાક ન લેવો;

૪. કડકડતી ભૂખ લાગી હોય ત્યારે જે ખોરાક લેવામાં આવે તેમાં મિતાહારી રહેવું;

૫. માણસે દિવસમાં અમુક વખત ખાવું તે કંઈ આવશ્યક નથી;

૬. જ્યારે બાળકને ખાવાની ઇચ્છા ન હોય ત્યારે તેના પર ખાવા માટે જોરજુલમ ન કરવો (સામાન્ય રીતે આવો જુલમ કરવાની ટેવ ઘરડાંમાં હોય છે. ખાસ કરીને બાળકની માંદગી વખતે તેઓ એવી માન્યતા ધરાવે છે કે બાળક જો ખોરાક લેશે નહિ તો જીવી શકશે નહિ. પણ ખોરાક (થોડો વખત કે થોડા દિવસ) ન લેવાથી મરી જવાય તે માન્યતા ભૂલભરેલી છે;

૭. બાળક આવેશમાં આવે તેવા પ્રસંગો ન લાવવા;

૮. જમતી વખતે કે તે પહેલા બાળકને ઠપકો આપવો તે તંદુરસ્તીને નુકસાનકર્તા નીવડે છે. તેને તે પ્રસંગે પુરતો આરામ મળે તે ખાસ લક્ષમાં રાખવું.

**બુટની પસંદગીઃ**—આધુનિક સમયમાં માણસ સગવડ કરતાં દેખાવ પર વધારે મોહ પામે છે ને તેના પરિણામરૂપ બૂટ (પગરખું) પણ ઘણાજ જુદા જુદા આકારના થયા છે. કેટલાક જ્યારે ઉંચી એડી પસંદ કરે છે તો કેટલાક બહુજ સાંકડા પસંદ કરે છે. આ કારણોને લઈને પગના આકારમાં ઘણો ફેરફાર થઈ જાય છે. બૂટ પગના રક્ષણને માટે છે, પણ અમુકજ આકાર ને તેથી ઉપજતાં ખરાબ પરિણામ, ખાસ કરીને પગના કુદરતી આકારમાં ફેરફાર થાય તે માણસના દષ્ટિબિંદુની બહાર જવું ન જોઈએ.

સામાન્ય રીતે જોતાં બુટના ચાર પ્રકાર હોઈ શકે: (૧) પહોળા (ચોડ); (૨) સાંકડા ને અણીદાર, અને બીજી બે જાત ઉપર જણાવેલ બે જાતની વચ્ચેના.

પહેલી જાતના બૂટ પહેરનારનાં પગનો આકાર જોતાં, વજન શરીરનું જે ભાગ પર ટકી રહે છે તે ભાગ આગળ જતો રહેલો જોવામાં આવે છે. ઉભા રહેવાની સ્થિતિ તેમજ પગની શક્તિ પણ નબળી થાય છે. પગની વળવાની શક્તિ પણ નરમ થતી જાય છે. પગનાં તળીઆંની કમાન પણ નીચી હોય છે. પણ જ્યારે બહુજ સાંકડા પહેરવામાં આવે ત્યારે ખાસ કરીને અંગુઠા પગની બહાર નીકળી આવેલા અને ઘુંટણ અંદરની બાજુ ઘુસી ગએલા માલમ પડે છે. ઉપર જણાવેલા દોષોનો વિચાર કરતાં પહોળાં અને સાધારણ એડીના તેમજ પગ વળે તેની સાથે તે પણ સહેલાઈથી વળે તેવા પસંદ કરવા તે લાભદાયી નીવડશે.

એમ. એમ. પરીખ

પહેલા સુપરવાઇઝર ડિ. લો. બો. અમદાવાદ

---

## સહેલી સટ ને ચમત્કારી દવાઓ

---

### પ્રાસ્તાવિક

### પ્રકરણ પહેલું

આ મથાળાવાળી લેખમાળાદ્વારા સામાન્યમાં સામાન્ય માણસો બનાવી શકે ને સહેલાઈથી ઉપયોગમાં લઈ શકે એવી દવાઓ તથા દરદોનાં સામાન્ય વર્ણન આપવામાં આવશે. વ્યાધિઓ શરીરમાં થતા હોવાથી શરીરની રચના ને ક્રિયાઓ વિષે તથા તેને નૈસર્ગિક રીતે દુરસ્ત કેવી રીતે રાખી શકાય તે વિષે પણ કેટલીક માહિતી આ લેખમાળાની શરૂઆતમાં જ આપવામાં આવશે.

વળી આ લેખમાળા ખાસ કરીને ગામડાંને દૃષ્ટિસમક્ષ રાખીને લખવામાં આવી છે. ભારતની સંસ્કૃતિનું કેન્દ્ર ગામડાં છે, પરંતુ તેમના તરફ તો આજે કેવળ દુર્લક્ષજ કરવામાં આવ્યું છે. નરી કુદરતની વચ્ચે વિરાજિત થએલાં ગામડાં વનસ્પતિઓથી ભરપૂર હોય છે. શહેરોમાં પણ ગામડાંમાંથી વનસ્પતિઓ આવે છે અને ભારતવર્ષની વનસ્પતિઓ પરદેશ પણ ચઢે છે, પરંતુ સામાન્ય જ્ઞાનને અભાવે એજ વનસ્પતિઓનો ઉપયોગ ગ્રામવાસીઓ બહુજ ઓછો કરે છે. એજ વનસ્પતિઓની દવાઓ શહેરમાં

તૈયાર થાય છે, પછી શીશીઓમાં પુરાય છે અને વિવિધ સ્વાંગમાં સજ્જ થઈ જતાં બહુ જ મોંઘી પડે છે. વળી તાજી વનસ્પતિઓની તોલે તો બનાવેલી દવાઓ ભાગ્યે જ હરિફાઈ કરી શકે.

પણ દવાઓ કરતાં 'વિશેષ અજ્ઞાન' તો આપણને આપણા શરીર વિષે છે. ભણેલાઓને જ એ વિષે શૂન્ય જેવું જ્ઞાન હોય છે ત્યાં અભણોની શી વાત કરવી! રોજના સામાન્ય આચારવિચાર વિષે તથા કુદરતના તદ્દન સાધારણ કાનૂનો વિષે પણ અસલ, અજ્ઞાન જ પ્રસરી રહ્યું છે. દવાઓ આપીને રોગ મટાડવા કરતાં આ અજ્ઞાનનો નાશ કરવો એ દરેક ચિકિત્સકનો સૌથી પ્રથમ ને પવિત્ર ધર્મ છે. સુદૃઢ શરીર અને મર્જાયુત મન એ તો આખા રાષ્ટ્રની દોલત છે. શરીર એ તો આત્માનું મંદિર છે. શરીર, મન, બુદ્ધિ ને આત્મા, પુષ્ટ, સશક્ત, અવિકારિ ને પવિત્ર હોય તો માનવ કેટલો ઉન્નત બને! બધા જ માનવો એ આદર્શ સેવે તો માનવજાતિ ઉન્નતિને શિખરે જ પહોંચી હોય!

સંપૂર્ણ સ્વાસ્થ્ય જાળવી રાખવા માટે માત્ર દવાઓ પર આધાર રાખવો એ તો કેવળ પાંગળાપણુંજ સૂચવે છે. દવાઓ તો તત્કાળ પુરતીજ અને મદદરૂપજ ગણાવી જોઈએ. આપણે જે ખરૂં મેળવવાનું છે તે તો કુદરતમાંથી મેળવવાનું છે. આપણું શરીર પણ સમસ્ત પ્રકૃતિનું એક અંગ છે એ વાત કદી ન ભુલાવી જોઈએ, અને એમ હોવાથી પ્રકૃતિની અસર સતત આપણા ઉપર થઈ રહી છે. પ્રકૃતિ આપણને રોગરહિત રાખવા માટે સતત પ્રયત્ન કરી રહી છે. તેમજ આપણા શરીરની શક્તિઓ પણ નિરંતર એને માટે પ્રયત્નશીલ રહ્યા કરે છે; પરંતુ આપણે આપણે વાંકેજ રોગી થઈએ છીએ. એ રોગમાંથી મુક્ત થવા માટે પણ પાણી, તેજ, પૃથ્વી વગેરે મહાભૂતોની સમજપૂર્વક મદદ લઈએ તો કૃત્રિમ દવાઓની બહુ ઓછી જરૂર રહે છે.

ગામડાંઓમાં સામાન્યપણે અને શહેરોમાં ઓછા પ્રમાણમાં ખોટા વહેમો આપણા દુઃખનું કારણ થઈ પડે છે. માનસિક કે શારીરિક વિકારોનું નિદાન કરતાં જ્યારે અજ્ઞાન માણસ થાકી જાય છે ત્યારે તે કોઈ અસામાન્ય મેલી કે ચોખ્ખી શક્તિ–ભૂતજ કે દેવદેવીને લીધે થયું છે એમ માની બેસે છે અને જરૂરી ઉપાયોજ કરતાં એવા વહેમના પ્રયોગો કરવામાં સમય, ધન, તંદુરસ્તી અને જીવનનો ભોગ આપે છે. ગામડાંની સેવા કરનાર માણસે, અથવા તો ગામડાંમાં વસતા કોઈપણ સમજુ માણસે વહેલામાં વહેલી તકે ગામડાંમાંથી આ વહેમોને તો હાંકી કાઢવાજ જોઈએ.

અસ્વચ્છતા-શરીરની તેમજ બહારની, રોગોને ઉત્પન્ન થવાનાં ને વધવામાં ખૂબ જ મદદ કરે છે. શરીર અંદરથી તેમજ બહારથી મેલુંઘેલું હોય, તો રોગો થયા વગર ન જ રહે. તેમજ ઘર, શેરીઓ, ભાગોળો ને વાડાઓ જુના સૂચાપૂંજાથી ગંધાતા ને સડતા હોય તો ભયંકર મહા-મારીઓ—(એપિડેમિક્સ-વાવડ) ઝપાટાબંધ ફાટી નીકળે. શહેરમાં શું કે ગામડાંમાં શું, આપણા રોગોનું એક પ્રધાન કારણ આપણો બહાર ને અંદર ગંદવાડ જ છે.

ગામડાંઓમાં પણ તાકાતની દવાઓ, ને અફીણવાળી બાળાગોળીઓ તથા નેપાળાની રેચની ગોળીઓ પેસી ગઈ છે અને લોકોને ઘણીવાર એવી દવાઓ લેવાથી ફાયદાને બદલે નુકસાન થાય છે. શરીર વિષે સામાન્ય રીતજ હોય અને દવાઓની નિર્દોષતા સદોષતા વિષે દરેક માણસ થોડું-ઘણું જાણતો હોય તો આવી ખોટી વસ્તુઓથી બચી શકે. દવાઓની ખોટી જાહેરાતો કરી ખોટી રીતે લોકોને છેતરવાના ઉપાયો ચોગરદમ થઈ રહ્યા છે. તેમાંએ તાકાતની, ને ધાતુપુષ્ટિની દવાઓએ તો લોકોને ગાંડા કર્યા છે એમ કહીએ તો ચાલે. ધાતુ શું છે, કેવી રીતે બને છે, એ ઓછી થઇ હોય તો તેને ફરીથી કેવી રીતે ભરી શકાય, એ વિષે આપણો સાધારણ સમાજ સાવ અજ્ઞાન હોવાથી વીર્યનો નાશ કરનારી દવાઓની જાહેર-ખબરથી અંજાઈ જઈ તેની પાછળ પડે છે; અને ગામડાં પણ તેનાથી બચી ગયાં નથી.

સર્વસાધારણ તંદુરસ્તીનો વિચાર કરતી વખતે સમાજમાં ચેપની માફક ફેલાઈ રહેલી જાતીય વિકૃતિ તરફ આંખ મિચામણાં કરે જરા પણ ચાલે એમ નથી. આપણા ગરીબ સમાજના પ્રાણ એ એક રાક્ષસની માફક ચૂસી રહી છે અને દિવસે દિવસે શારીરિક ને માનસિક વિકૃતિઓથી ભરેલી પ્રજા ઉત્પન્ન થતી જાય છે. બાળકને નાનપણથીજ આ વિષયમાં જ્ઞાન આપવું જોઈએ, તેમજ માબાપો અને શિક્ષકોએ ખોટી શરમને ફેંકી દઈ બાળકને યોગ્ય દિશાએ વાળવું જોઈએ. જ્યાંસુધી આ પ્રશ્નો વિષે આપણે સજાગ રહી કાર્ય નહિ કરીએ ત્યાંસુધી પ્રજાશરીર દિવસે દિવસે ઘસાતુંજ જવાનું. દવાઓ કે બીજા ઉપાયો કંઈ જ નહિ કરી શકે.

વ્યસનો પણ રોગ ઉત્પન્ન કરવામાં ને શરીરની રોગવિરોધક શક્તિને હરી લેવામાં નાનોસૂનો ભાગ નથી ભજવતાં. દારૂ, તાડી તો નુકસાન-કારક છે જ; પરંતુ બીડી, અફીણ, ગાંજો, ચડસ, પાન, સોપારી, અને ચા પણ વત્તાઓછા પ્રમાણમાં નુકસાનકારક છેજ. ગામડાંના સર્વ

સામાન્ય વર્ગમાં બીડી અને ચા લગભગ વ્યસન નથી ગણાતાં એમ કહીએ તો ચાલે, પણ એ બેઉ વ્યસન છે. અને નુકસાનકારક છે. બીડી ઝેરી ને નુકસાનકારક તથા ખર્ચાળ વસ્તુ છે. એ વસ્તુ આપણા લોકો સમજતા થઈ જાય તો કેવું સારું! છીંકણી સુંઘવી એ પણ કેવી ગંદી ને બેહુદી ટેવ છે! હુકામાં મોટાં કે નાનાં વધારે નુકસાનકારક કે થોડાં નુકસાનકારક; માદક કે અમાદક વ્યસનો ત્યાજ્યજ ગણાવાં જોઈએ.

આમ રોગને અટકાવવાનું, ઉત્પન્ન થયો હોય તો તેને કુદરતી રીતે જ મટાડી દેવાનું અને જરૂર પડે સર્વ સામાન્ય દવાઓનો ઉપયોગ કરી લેવાનું સામાન્ય જ્ઞાન દરેકને હોવું જોઈએ. આ લેખમાળા એ ઉદ્દેશથી લખવામાં આવી છે. અમને આશા છે કે ખાસ કરીને શિક્ષક સમાજ એનો ખૂબ ઉપયોગ કરી બીજાઓને લાભ પહોચાડવામાં મદદરૂપ થઈ પડશે.

વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુક્લ

## ભૂમિતિ શિક્ષણ–નીચલાં પ્રાથમિક ધોરણો માટે

[ગતાંક પૃષ્ટ ૨૨૦ થી ચાલુ]

### ધોરણ ૨ જું

સાધનો–ઉપયોગઃ—

આ ધોરણમા ભૂમિતિનાં સાધનનો ઉપયોગ શરૂ થાય છે. તે સાધનનો ઉપયોગ કરતા આવડે તે પહેલાં અંગ્રેજી આંકડા ઓળખતાં બાળકને આવડવા જોઈએ. ફુટપટી ઉપર ને આંકડા અનુક્રમે લખેલા છે, અને તે કેટલાક ગુજરાતી આકડાને મળતા છે, એટલે તે સહેલાઈથી શીખવી શકાય.

ફુટપટી ઉપર બાર સુધી આંકડા લખેલા છે. તે આંકડા બાર ભાગ બતાવે છે તે પ્રશ્ન પૂછી કઢાવવું. તે ભાગ બાળકોને બતાવવા. દરેક ભાગને ઈંચ કહે છે અને બાર ઈંચ મળીને એક ફુટ થાય છે. વર્ગ નાનો હોય તો દરેક બાળક પાસે, અને વર્ગ મોટો હોય તો તો તેની બે, ત્રણ કે ચાર ચાર બાળકોની ટુકડી બનાવી દરેક ટુકડી પાસે કાળા પાટીઆ ઉપર ફુટ જેટલી લાંબી લીટી દોરવી તેના ઈંચ ઈંચ જેવડા બાર ભાગ પડાવવા. તેમાં દરેક વિદ્યાર્થીને કામ મળે તે જોવું જોઈએ.

સાધનોની પેટીમાંથી નાની પટી કઢાવવી. તે અર્ધી પટી છે. તેની અંદર ઈંચ ઈંચ જેવડા ૭ ભાગ પાડેલા છે. તે પટી વડે બાળકો પાસે જુદા જુદા માપની લીટીઓ દોરાવવી અને મપાવવી. આ ધોરણમાં બાળકો-

ને આણપાણના અપૂર્ણાંક શીખવવાના છે; એટલે, બાળકોને પા ઇંચ, અર્ધો ઇંચ, પોણો ઇંચ, સવા ઇંચ, એવી લંબાઈની લીટીઓ દોરતાં અને માપતાં શીખવી શકાય. કાળા પાટીઆ ઉપર બે ફુટ જેવડી લાંબી લીટી દોરાવી તેના ઇંચ ઇંચ જેવડા ભાગ પડાવી દરેક ઇંચના વર્ગ પાસે ચાર સરખા ભાગ પડાવવાથી આ કામ સહેલું થશે. એ પ્રમાણે ત્રણ ખુણાવાળાં બે ત્રિકોણ માપ (સેટસ્કવેર) કઢાવી તેની મદદથી જુદા જુદા માપની લીટીઓ દોરાવી તથા મપાવી શકાય.

આ ત્રિકોણ માપનો લીટી દોરવામા ઉપયોગ થઈ શકે, પણ તેનો ખાસ ઉપયોગ બીજો છે. તેની મદદથી કાટખુણો તથા ચોરસ અને લંબચોરસ સહેલાઈથી દોરી શકાય છે. દરેક ત્રિકોણમાપમાં એક કાટખુણો છે; તેથી તેને કાટખુણ કે કાટખુણ માપ પણ કહે છે. તે કાટખુણાનો એક ભુજ જે લીટી સાથે કાટખુણો બનાવવો હોય તેની સાથે આવે તેમ ગોઠવી બીજા ભુજને લીટી દોરવાના સાધન તરીકે વાપરવાથી કાટખુણો બનશે. લીટીના જે બિંદુ આગળ કાટખુણો બનાવવો હોય તે બિંદુમાં દોરવાની લીટી મળે તેવી રીતે આ સાધન ગોઠવવું જોઈએ. ઘણીવાર સાધનના બિંદુ સુધી લીટી દોરતાં ફાવતું નથી. તે વખતે દોરાય તેટલી લીટી દોરી પછી તે લીટીને લંબાવી મેળવી લેવાથી યોગ્ય કાટખુણો બનાવી શકાય છે.

**ચોરસ અને લંબચોરસ પદાર્થો ને પ્લાન ચીતરવા:—**

ચોરસ દોરવામાં બાજુનું માપ આપેલું છે. બાજુની લંબાઈ જેવડી લીટી દોરાવવી. તે લીટીના બંને છેડે કાટખુણો બનાવે એવી આપેલી બાજુ જેટલી લાંબી લીટીઓના છેડા સાંધનારી લીટી દોરવેથી ચોરસ બનશે. લંબચોરસ દોરવામાં લંબાઈ અને પહોળાઈનું માપ આપેલું હોય છે. લંબાઈ જેવડી લીટી દોરાવી તેને બંને છેડે પહોળાઈ જેવડી લીટીઓ કાટખુણા બને એવી રીતે દોરાવવી. તે લીટીઓના છેડા સાંધવાથી લંબચોરસ બનશે. લંબાઈ ને બદલે પહેલી પહોળાઈ જેવડી લીટી દોરાવી પછી લંબાઈ જેવડી લીટીઓ દોરવી. છેડા સાંધવાથી પણ લંબચોરસ બને.

લંબચોરસ અને ચોરસ દોરવાનો મહાવરો થયા પછી ઓરડો, બારી, બારણું, જાજમ જેવા લંબચોરસ પદાર્થના આકાર દોરતાં શીખવવાનું છે. દરેકને માટે માત્ર લંબચોરસ દોરવાથી કામ થયું ગણાય નહિ, પણ લંબચોરસ કે ચોરસ સાથે દોરવાના પદાર્થનું વિશિષ્ટ લક્ષણ ઉમેરવું જોઈએ. ગે-જુનના અંકના પાના ૨૧૮ ના પાંચમા પેરેગ્રાફમાં પેટીનો

આકાર કેવી રીતે બનાવવો તે બતાવ્યું છે. તેવી રીતે ઉભો લંબચોરસ



દોરાવી તેમાં સળીઆ બતાવવા માટે સરખે અંતરે ઉભી લીટીઓ દોરાવવાથી જાળીનો આકાર બનાવાય. આમ જે લંબચોરસ પદાર્થનો આકાર દોરવાનો હોય તેના ખાસ અને વિશિષ્ટ લક્ષણ ચિત્રમાં આવવાં જોઈએ. એકજ ચિત્રને બારી પણ ગણી શકાય, બારણું પણ ગણી શકાય એમ ન થવું જોઈએ. પાઠ્યપુસ્તકોમાં આપેલા ચિત્રો જોવાથી આ બાબત બરાબર સમજી શકાશે એક વાત ખાસ યાદ રાખવાની છેઃ જેટલો બને તેટલો સાધનોનો ઉપયોગ કરાવવો અને ચોકસાઈ ઉપર ખાસ લક્ષ આપવું.

આટલું આવડયા પછી પ્લાન અથવા નકશો દોરાવવાની શરૂઆત કરવાની છે. તે માટે ચોરસ અને લંબચોરસ પદાર્થની લંબાઈ પહોળાઈનું અટકળથી માપ અને ખરૂં માપ કાઢવાનો મહાવરો કરાવવાની જરૂર છે. વિદ્યાર્થી અટકળ કરી શકે તે માટે પહેલાં જુદી જુદી લાંબી વસ્તુનાં માપ પહેલાં સેવરાવવાં જોઈએ; લંબાઈનો બીલકુલ ખ્યાલ આવ્યા વગર અટકળ કર્યા વગર વિચારે ગમે તે માપ હાજર જવાબ વિદ્યાર્થી આપે.

મેજના મથાળાનો પ્લાન દોરાવવા લંબાઈ પહોળાઈનું માપ લેવરાવી આકૃતિ દોરાવી તેમાં શિક્ષકના ખડીઆનું, ચોપડીનું, હોલ્ડરનું સ્થાન બતાવવા કહેવું. તે પ્રમાણે ભીંતનું ચિત્ર દોરાવી ભીંતે ટાંગેલી વસ્તુનું સ્થાન બતા-

થાય. વર્ગના ખંડની જમીનનો પ્લાન દોરવા લંબાઈ પહોળાઈનું માપ લઈ યોગ્ય લંબચોરસ (ચોરસ ખંડ હોય તો ચોરસ) દોરાવવો. પછી ગેલેરીનું શિક્ષકના મેજનું, ખુરસીનું; તેમજ બીજી વસ્તુઓનું સ્થાન આપી શકાય.

**આકૃતિ રચના:—**

આકૃતિ રચનામાં પહેલા ધોરણમાં દોરેલી આકૃતિનું પુનરાવર્તન કર્યા પછી કામ આગળ લેવું. સળરચનાથી એટલે કાગળ વાળીને અથવા મણકા અને સળીઓ વડે જુદી જુદી આકૃતિઓ સહેલાઈથી ઉપજાવી શકાય. પછી તેવી રચના સાધન વડે સ્લેટમાં કે કાગળ ઉપર દોરતાં શીખવાય. જૂનાં મકાનનું, મંદિર કે મસ્જીદનું, કાપડની જાતનું, ચોપડીના પુઠાનું અવલોકન કરાવી દોરી શકાય તેવી ડિઝાઈન (આકૃતિ રચના) તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચવું અને તે ઉપરથી આકૃતિ બનાવવા અને દોરવા તેમને પ્રેરણા આપી શકાય. આ સ્થળે ફરી કહેવું જોઈએ કે બહુ ગુંચવણભરેલી આકૃતિની આશા રાખી શકાય નહિ, રાખવી જોઈએ નહિ અને દોરી ન શકાય તેવી તેમના ગજા ઉપરાંતની આકૃતિ બાળકો પાસે દોરાવવા યત્ન ન કરવો; કારણ કામ બરાબર ન થાય તો તેઓ નિરાશ થાય છે અને તેમને પોતાની શક્તિમાં અશ્રદ્ધા ઉપજે છે. વળી બાળકોએ દોરેલી સારી આકૃતિઓ વર્ગને બતાવી, યોગ્ય પ્રયત્નને સુધારી યોગ્ય દિશામાં વાળી કામમાં ઉત્સાહ લાવી શકાય.

## ધોરણ ત્રીજું:—

બાળવર્ગમાં સાધનની (લંબચોરસ કે ચોરસ પુઠાના કકડા) આસપાસ પેન કે પેન્સિલ ફેરવી ચોરસ લંબચોરસ આકાર દોરતાં શીખવવામાં આવ્યું, પહેલા ધોરણમાં સળરચનાની મદદથી અથવા સાદા દોરવાના સાધનની મદદથી તેવા આકાર દોરાવવામા આવ્યા; બીજા ધોરણમાં દોરવા માટેનાં સાધનનો ઉપયોગ માપ સાથે શીખવવામાં આવ્યો. હવે આ ધોરણમાં તેવા આકાર દોરતાં પ્રમાણ જાળવતાં શીખવવાનું છે:—

**સ્કેલ માપ:—**

ભૂગોળનો ભૂમિતિ સાથે સંબંધ જોડવાથી આ કામ સહેલું થશે. બાળકો શીખી ગયાં હોય તેવો નકશો લેવો, બે જાણીતાં સ્થળ વચ્ચેનું અંતર મપાવવું. ખરૂં અંતર કહેવું અથવા બને તો ભૂગોળમાંથી તેમની પાસે શોધાવવું; કેટલાં અંતરને બદલે એક ઈંચ અંતર લીધું છે તે કઢાવવું. ઘણાખરા નકશાઓમાં નીચે તે અંતર જણાવેલું હોય છે, તે પછી જુદાં જુદાં સ્થળો વચ્ચે અંતર મપાવવું અને ખરૂં અંતર શોધાવવું.

ઉપર પ્રમાણે મહાવરો થયા પછી ચોરસ અને લંબચોરસ પદાર્થ દોરતાં શીખવવાનું શરૂ કરવું. ધારો કે કાળા પાટીઆનો આકાર ચીતરવો છે. તેનું ખરૂં માપ બાળકો પાસે લેવરાવવું. ધારો કે પાટીઉં ચાર ફુટ લાંબુ અને ચાર ફુટ પહોળું છે. કુદરતી રીતે બાળકો એક ફુટને બદલે એક ઇંચ દોરવાનું પસંદ કરશે. મથાળે કાળું પાટીઉં લખાવવું ને નીચે 'એક ફુટને બદલે એક ઈંચ' એમ લખાવવું. નકશામાં લીટી વડે ખરૂં અંતર બતાવેલું છે. તે પ્રમાણે પણ અંતર બતાવી શકાય. તે માટે આ જગાએ ચાર ઈંચ લીટી દોરાવી તેના ઈંચ જેવડા ભાગ કરાવી ૧ ફુટ, ૨ ફુટ, ૩ ફુટ, ૪ ફુટ એ પ્રમાણે લખાવવું જોઈએ કારણ કે ૧ ફુટને બદલે ૧ ઇંચ અંતર લીધેલું છે.

એ પછી એ ચિત્ર ૨ ફુટને બદલે ૧ ઈંચ એ પ્રમાણે અંતર લઈ દોરાવવું.

મેજના મથાળાની લંબાઇ પહોળાઇ માપવા કહેવું. ધારો કે લંબાઈ ૩$\frac{1}{2}$' અને પહોળાઈ ૨$\frac{1}{2}$' છે તો ૧' ને બદલે ૧" લેતાં કેટલી કેટલી લંબાઇ પહોળાઈ દોરવી પડશે તે પુછવું. પછી ઉપર પ્રમાણે બધી ક્રિયાઓ કરાવવી. તે પછી બીજા ચોરસ અને લંબચોરસ પદાર્થોનાં ચિત્ર ચીતરાવવાં.

**કંપાસનો ઉપયોગઃ—**

કંપાસનો ઉપયોગ કરી વર્તુલ દોરતાં આ ધોરણમાં શીખવવાનું છે. કંપાસની અણી ઉપર આછો પણ મક્કમ (ખસી ન જાય તે માટે) ભાર દઈ પેન્સિલની અણી લીટી દોરાય તેવી રીતે કાગળ ઉપર ફરે તે પ્રમાણે રાખી નાના મોટા વર્તુલ દોરાવવા. પછી કંપાસની અણી અને પેન્સિલની અણી એ બેને સાધનારી લીટી દોરાવી મપાવવી, તે લીટીને ત્રિજ્યા કહે છે તે શીખવવું. પછી એકજ મધ્યબિંદુ લઈને અને ૦॥", ૧", ૧॥", ૨॥" એમ જુદી જુદી ત્રિજ્યા લઈને વર્તુલ દોરાવવાં. આ આકૃતિમાં બાળકોને રસ પડશે. શિક્ષકે શરૂઆતમા કંપાસ વડે વર્તુલ દોરી બનાવવાં. કાળા પાટીઆ ઉપર પણ બાળકો પાસે વર્તુલ દોરાવવાં.

**નળાકારઃ—**

બાળકો પાસે ચોરસ, લંબચોરસ અને વર્તુલાકાર કાગળના કકડા કપાવવા. તેનો મહાવરો થયા પછી, ચોરસ અને લંબચોરસ કકડાની સામસામી બાજુ મેળવવાની અને કેવો આકાર થશે તે પૂછવું. આ પેન્સિલ અથવા આંકુણી જેવા આકારને આપણે નળાકાર કહીશું. નળીઓનો એવો આકાર છે. નળાકાર પદાર્થનું ચિત્ર દોરવા માટે તેની ઉંચાઈ

અને પહોળાઈ મપાવવી, તેટલી ઉંચાઈ પહોળાઈનો લંબચોરસ (ઉંચાઈ પહોળાઈ સરખી હોય તો ચોરસ) દોરાવવો. લંબચોરસની નીચેની લીટીની નીચે બે છેડાને અડીને સાંકડો અર્ધલંબગોળ દોરાવવો. ઉપરની લીટીની ઉપર અને નીચે તેવોજ અર્ધલંબગોળ દોરાવવો (એટલે ઉપર આખો લંબગોળ થશે). બંને પહોળાઈની લીટીઓ કાઢી નાખતાં નળાકાર બની રહેશે.

ગોળ ટોપી મૂકવાનો ડબો બનાવવાની રીત નીચે લખતાં આ બોરણની તે વાત પુરી થશે.

પુઠાંમાંથી ૩" અને ૪½" ત્રિજ્યા હોય તેવા વર્તુલ જેવડો કકડા કાપી કાઢો. નાના કકડાની આસપાસ આવી શકે તેટલી લાંબી, અને ૪ ઈંચ પહોળી અને મોટા કકડાની આસપાસ આવી શકે તેટલી લાંબી એક ઈંચ પહોળી એવી બે પટીઓ તેજ પુંઠામાંથી કાપી કાઢો. આ પટીઓની પહોળાઈની સામસામી બાજુઓ સાંધી તેમને નાળકાર બનાવો. નાના કકડા સાથે આની રીતે બનાવેલી મોટી પટી અને મોટા કકડા સાથે નાની પટી જાડા કાગળે અને ગુંદર ચડે બરાબર સાંધી દેવાથી ઢાંકણાં સાથેનો ટોપીનો ડબો બની જશે. ઉપર આપેલા માપમાં નાની મોટી ટોપી પ્રમાણે ફેરફાર કરી શકાય. ગોળ નળાકાર નાની દાબડીઓ પણ આવી રીતે બનાવી શકાય.

પ્રે. શ્રા. ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

## શિક્ષકોને

ઉદાર વૃત્તિવાળા સદ્‌ગૃહસ્થ તરફથી તમારી નિશાળને રૂ. ૫૦૦) ની ભેટ આપવામાં આવે તો તેનો ઉપયોગ કેવી રીતે કરશો તે જણાવનારી વીગતવાર યોજના ઘડી મોકલશો. રૂપીઆ તમામ પૂરેપૂરા ખરચાઈ જવા જોઈએ. મુખ્ય શિક્ષક તરીકે યોજના મોકલવાની છે. મદદનીશ શિક્ષક પણ યોજના મોકલી શકશે; પરંતુ તેણે પોતે મુખ્ય શિક્ષક હોય એમ સમજીને યોજના ઘડવાની છે. દરેકની યોજના સ્વતંત્ર રીતેજ ઘડાએલી હોવી જોઈએ. નિશાળના સંચાલકો તરફથી જે બાબતની મદદ મળતી હોય કે મળવાની હોય તે સિવાયની બાબતો માટેનીજ તે યોજનાઓ હોવી જોઈએ; એમાં દરેક શિક્ષક સમજી શકે. શિક્ષકે પોતાનું સરનામું હોદ્દા સાથે યોજનાની નીચે આપવું જોઈએ. તંત્રી

## ધોરણ ૪ થું

વિષય–ગણિત

શિક્ષક:—નર્મદાશંકર ગંગારામ જોશી
મ્યુ. કાળુપુર શાળા નં. ૬ અમદાવાદ
તા. ૯–૨–૧૯૩૫.
વખત:—૩૦ મિનિટ.

—તર્કશક્તિ ખીલવી વ્યાવહારિક જ્ઞાન આપવાનો.
હેતુ:—લંબચોરસ આકૃતિઓનું ક્ષેત્રફળ કાઢવું.
સાધન:—કાળું પાટીઉં, ચાક (માપનું સાધન)
ચોરસ તથા લંબચોરસના નમુનાઓ.

| પાઠના મુદ્દા | શિક્ષણ શૈલી | કા. પા. ની નોંધ |
| --- | --- | --- |
| અ વર્ગવ્યવસ્થા પૂર્વ જ્ઞાનની કસોટી | કાર્યારંભે ડ્રિલ કરાવી વર્ગ વ્યવસ્થિત કરીશ.<br>એક ફુટના ઇંચ કેટલા? કેટલા ફુટનો વાર?<br>પ્રત્યક્ષ આકૃતિઓ બતાવી લંબાઇ પહોળાઇનો ખ્યાલ આપીશ.<br>લંબચોરસ કાગળ આપી દરેક વિદ્યાર્થીને લંબાઈ પહોળાઇ માપવા કહીશ.<br>(૧) આ કાગળની લંબાઈ કેટલી?<br>(૨) આ કાગળની પહોળાઈ કેટલી?<br>(૩) આ કાગળનો આકાર કેવો છે?<br>(૪) હાલ તમને દેખાતી લંબચોરસ વસ્તુનાં નામ આપો. | |

પહોળાઇ પૂછીશ. પછી પ્રથમ બનાવેલો ચો. ફુ. મૂકીને બીજાને પાસે આપવાનું કહીશ.

આ ચો. ફુ. લંબચો. માં કેટલીવાર સમાય?

પ્રથમના નમુનાનું માપ કેટલું છે? તો આ આકૃતિ કેટલા ચો. ફુટ થઇ? (જવાબ ૨ ચો. ફુ.) આ ૨, ચો. ફુ. આકૃતિનું **ચોરસમાપ** કહેવાય. અને તે ચોરસમાપને **ક્ષેત્રફળ** કહે છે.

(૨) ઉપર પ્રમાણે ૩' અને ૨'નો લંબચોરસ કેટલી જગા રોકે છે, તે કહાવીને, જવાબ આપશે તે પાટીઆ ઉપર નોંધીશ.

ચ
નિયમ શોધાવવો.
(ઉદા. ૧)
(ઉદા. ૨)

ઉપરના દાખલા ઉપરથી નીચે મુજબ પ્રશ્નો પૂછી નિયમ કહાવીશ.

(૧) લંબાઇ કેટલી છે? પહોળાઇ કેટલી? ચો. માપ [illegible] કેટલું આવ્યું? (ઉદા. પહેલું.)

(૨) " " " (ઉદા. બીજું.)

[illegible] લંબાઇને પહોળાઇના આંકડાને કંઇ જાતનો [illegible] સંબંધ વડે જોડવાથી ક્ષેત્રફળ આવ્યું? [illegible]

આ આકૃતિઓ કંઇ જાતની છે? ત્યારે લં. ચો. નું ક્ષેત્રફળ શી રીતે કઢાય?

લંબાઇ પહોળાઇનો ગુણાકાર કરવાથી ક્ષેત્ર[illegible]

સ્કેલ: ૧'. ના બદલે ૧"

૩" લંબાઇ

| ૧ | ૨ | ૩ |
|---|---|---|
| ૪ | ૫ | ૬ |

[illegible] × ૫ = ક્ષેત્રફળ

નિયમ:—ક્ષેત્રફળ=૧ ચો. ફુ. × લંબાઇના એકમની સાદી સંખ્યા × પહોળાઇના એકમની સાદી સંખ્યા.

...વિશેષ સંખ્યાઓનો ગુણાકાર થઈ શકે નહિ. માટે તેને સાદી સંખ્યા ગણી ગુણાકાર કરવો.

લં. અને પહો.નું માપ જો ફુટમાં હોય તો ક્ષેત્રફળ ચો. ફુ. માં આવે.

" " " જો વારમાં હોય તો ચો. વારમાં આવે. તેવી સમજ આપીશ.

**મોઢાનાં ઉદાહરણો.**

૧ પાટીઆની ૬ ફુટ લંબાઈ ને ૩ ફુ. પહોળાઈ તો તેની સપાટીનું ક્ષેત્રફળ શું ?

૧ ચોપડીની ૭ ઈંચ લં. ને ૫ ઇ. પહો. તો તેની સપાટીનુ ક્ષેત્રફળ શું ?

૧ શેતરંજી ૫ ગજ લાંબી ને ૨ ગજ પહો. તો તેની સપાટીનું ક્ષેત્રફળ શું ?

૧ ઓરડો ૧૦ વાર લાંબો ને ૪ વાર પહોળો તો તેની સપાટીનું ક્ષેત્રફળ શું ?

**દાખલો શીખવવો.**

ઉપરનાં ઉદાહરણો લીધા પછી એક દાખલો રીતસર શીખવીશ.

૧ ઓરડો ૧૫ ફુટ લાંબો ને ૧૦ ફુ. પહો. છે તો તેનું ક્ષેત્રફળ શું ?

સ્કેલ ૧ ફુટનો બદલે ૧"
૧૫" લંબાઈ

(લંબાઈ ૧૫ ફુ. પહો. ૧૦ ફુ. ક્ષેત્રફળ ૧૫૦ ચો. ફુ. થાય)

૧૦ ફુ.

| | | | |
|---|---|---|---|
| | દાખલો લખાવવો. | ઉપરનો દાખલો શીખવ્યા પછી બીજો દાખલો લખાવીને ગણવા કહીશ.<br>૧ બાગ ૩૦ ફુ. લાંબો ને ૧૫ ફુ. પહોળો છે, તો તેની સપાટીનું ક્ષેત્રફળ શું ?<br>દાખલો તપાસી ખોટાવાળાને પ્રશ્નોદ્વારા ગણાવીશ. | લંબાઇ ૧૫ ફુટ છે ∴ લંબાઇના એકમ ૧૫<br>પહોળાઇ ૧૦ ફુટ છે ∴ પહોળાઇના એકમ ૧૦<br>∴ ક્ષેત્રફળના એકમ ૧૫×૧૦=૧૫૦<br>પણ ક્ષેત્રફળનો એકમ ૧ ચો. ફુ. ની બરાબર છે.<br>∴ ઓરડાનું ક્ષેત્રફળ=૧૫૦ ચો. ફુ. થાય.<br>ટુંકમાં ઓરડાનું ક્ષેત્રફળ=૧ ચો. ફુ. ×૧૫×૧૦=૧૫૦ ચો. ફુ. |
| ૩ પુનરાવર્તન | સાફલ્ય | લંબચોરસ આકૃતિનું ક્ષેત્રફળ કાઢતાં શીખ્યા, લંબચોરસનું ક્ષેત્રફળ શી રીતે કઢાય ?<br>ચો. ફુ. એટલે શું ? ચો. વાર એટલે શું ? ચો. ઇંચ એટલે શું ? એવા પ્રશ્નો પૂછી સમયાનુસાર પાઠ પૂર્ણ કરીશ. | |

## બાળ કુસુમડાં

(ઠુમરી)

પ્રભુને પ્યારાં બાળ કુસુમડાં !
સાર જીવનનાં બાળ કુસુમડાં !
માતપિતાનાં દીલ બહલાવે,
મનમંદિરમાં જ્યોત પ્રજાળે,
હૃદય ઉજાળે બાળ કુસુમડાં—પ્રભુને.
માતપિતાને અંતર ઊંડી,
વહતી સરિતા રમતી રૂડી,
દિવ્ય બનાવે – બાળ કુસુમડાં—પ્રભુને.
એને હાસ્યે ફૂલડાં ખરતાં,
નયને એને મોતી ઝરતાં,
ફરિ – શોભે – બાળ કુસુમડાં—પ્રભુને.
વેરીને કદી જોઈ ખીલે છે !
આંસુ નિહાળી કદીય વીલે છે !
ભેદ રહિત છે – બાળ કુસુમડાં—પ્રભુને.
પ્રેમે દીધું કદીક ન લેતાં !
વણ દીધું હઠ કરી કરી લેતાં !
મન મોકળાં – બાળ કુસુમડાં—પ્રભુને.
એ કિલકારે ઘરને ગજવે,
આપ્તજનોમાં ભાવો જગવે,
ઘર ઘર હોજો–બાળ કુસુમડાં—પ્રભુને
દુભવો શઠને, દુભવો કજડને,
દુભવો લોભી, વજ્રહૃદયને,
કો ન દુભવજો—બાળ કુસુમડાં—પ્રભુને.
એને પોષો, એને પૂજો,
એને અર્ચો, એને અર્પો;
જીવનનાં ધન – બાળ કુસુમડાં—પ્રભુને

બાહી–કુણીને તીર }
વસતપંચમી }

અંબાશંકર હરિશંકર ત્રિવેદી

## શિક્ષકને સદુપદેશ

ગઝલ

અયે શિક્ષક, અયે શિક્ષક, બની તું બાલનો પોષક;
સુવિદ્યા દાન બક્ષજે, સફળ ફરજો અદા કરજે. ૧
પ્રીતિ પરમાર્થમાં રાખી, વૃત્તિ ધનથી પરી રાખી;
શિશુ સત્પંથ દોરવજે, સફળ ફરજો અદા કરજે. ૨
સ્વદેશોદ્ધાર કરવાની, સદા સ્વાતંત્ર્ય વરવાની;
શિશુ ઉર ઊર્મિ ઉદ્ભવજે, સફળ ફરજો અદા કરજે. ૩
અમોલા રત્ન શૈશવ છે, અહો એ દેવદુર્લભ છે;
દઇ શુભ જ્ઞાન કેળવજે, સફળ ફરજો અદા કરજે. ૪
અપેક્ષા ધન કમાવાની, વિલાસી સુખ જમાવાની;
હૃદય નવ ભાવના ધરજે, સફળ ફરજો અદા કરજે. ૫
કરે જન કોઈ અવગણના, હૃદયમાં ક્ષોભ પામિશ ના;
ત્હારી એઈ કાર્ટિ છે, સફળ ફરજો અદા કરજે. ૬

જયસુખલાલ આનંદશંકર ત્રિવેદી, સરધાર (કાઠિયાવાડ)

## રૌપ્યમહોત્સવ પ્રસંગે

**જંબુસર ગુજરાતી કન્યાશાળાની બાળાઓએ ગાએલો ગરબો**

રાગ-ખમ્મા વીરાને જાઉં વારણેરે લોલ—

આજે આનંદ ભર્યા અમ ઉરો રે લોલ,
મલકે, છલકે, અતિ ઉભરાય જો; આજે આનંદ...
આજે પચીસી મહારાજની રે લોલ,
સ્નેહભરી સુરીતે ઉજવાય જો; આજે આનંદ...
સાથીઆ સજાવો શુભ આંગણે રે લોલ,
મોતીડાં વેરાવો ભલી ભાત જો; આજે આનંદ...
સ્નેહનાં સિંચાવો રૂડાં સિંચનો રે લોલ,
અવનવા ઉલ્લાસના સમાય જો; આજે આનંદ...
તરિયાં તોરણ બંધાવો બારણે રે લોલ,
વાજિંત્રોના નાદ મધુર થાય જો; આજે આનંદ...
મંગલ-શુભ પર્વ આ પચીસમું રે લોલ,
પ્રેમની વર્ગવૃદ્ધિ થાય જો; આજે આનંદ...
ઇચ્છો આશિષ ઊંડા અંતરે રે લોલ,
જય જય જય જંગે બધે ગવાય જો; આજે આનંદ...

મંગળાગૌરી સાકરલાલ-હે. મિ. ગુ. કન્યાશાળા, જંબુસર.

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ખીઆબાન-ઉર્દુ ભાગ ૧ (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મૌલ્વી સૈયદ મુમ્તાઝઅલી | મેસર્સ મુમ્તાઝઅલી એન્ડ સન્સ, લાહોર. | ૦—૯—૯ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થી અને શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨ | ,, ભાગ ૨ | ,, | ,, | ૦—૧૦—૩ | ,, |
| ૩ | ,, ભાગ ૩ (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૧૦—૯ | ,, |
| ૪ | ,, ભાગ ૪ | ,, | ,, | ૦—૧૧—૩ | |
| ૫ | દરસીઆ ઉરમાનીઆ સિરીઝ-કાયેદા. (સને ૧૯૨૯ ની પહેલી આવૃત્તિ) | ,, | અંજુમને-તરક્કી-એ-ઉર્દુ, ઔરંગાબાદ. | ૦—૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૬ | દરસીઆ-એ-ઉરમાનીઆ સિરીઝ ઉર્દુકી પહેલી કિતાબ (સને ૧૯૨૯ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૭ | ,, ઉર્દુકી દુસરી કિતાબ | ,, | ,, | ૦—૬—૬ | |
| ૮ | ,, ઉર્દુકી તીસરી કિતાબ | ,, | ,, | ૦—૭—૬ | |
| ૯ | ,, ઉર્દુકી ચૌથી કિતાબ | ,, | ,, | ૦—૯—૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | તસ્વીરે ( સને ૧૯૩૩. ની પહેલી. આવૃત્તિ ) | મીરઝા મહમ્મદ અસ્કરી, લખનૌ. | મહમ્મદ ઇરિમાઇલ મેનેજર, અદાબી પ્રેસ, લખનૌ. | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજોમાં વિદ્યાર્થી અને શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૧ | વર્નાક્યુલર ફાઇનલકા જદીદ હિસાબ ભાગ ૧ | કાઝી મહમુદ નવાઝ | નામી પ્રેસ, લાહોર. | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલના ધો. ૬ અને ૭ મા માટે ગણિતના વિષયમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૨ | " ભાગ ૨ | " | " | ૦—૮—૦ | " |
| ૧૩ | ચમને-એ-ઉર્દૂ (સને ૧૯૩૧ ની આવૃત્તિ) | મૌલ્વી સૈયદ ઝફર હસન સાહેબ, "અસી" | મેસર્સ રામનારાયણલાલ ૧, બેંકરોડ, અલ્લાહાબાદ. | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |
| ૧૪ | નિશાત-એ-ઉર્દૂ | મૌલ્વી રફી, અલ્લાહબાદ. | " | ૦—૬—૦ | " |
| ૧૫ | ગુલદસ્તા-એ-અતફાલ ( સને ૧૯૩૩ની ચોથી આવૃત્તિ) | મૌલ્વી ખુદાબક્ષ | " | ૦—૧—૦ | " |
| ૧૬ | ઉર્દૂ કૉપિ મશ્ક-એ-જદીદ ભાગ ૧ | હમીદુલ્લા બી. એ. અફસર | " | ૦—૧—૩ | પ્રાથમિક સ્કૂલોમાં કૉપિબુક તરીકે. |
| ૧૭ | " ભાગ ૨ | " | " | ૦—૧—૩ | " |
| ૧૮ | " ભાગ ૩ | " | " | ૦—૧—૩ | " |
| ૧૯ | " ભાગ ૪ | " | " | ૦—૧—૩ | " |
| ૨૦ | મુશાહેદાત-એ-સાયન્સ (સને ૧૯૩૧ ની-પહેલી-આવૃત્તિ) | સૈયદ મહમ્મદ ઉમર હસની | આગ્રા અખબાર પ્રેસ, આગ્રા. | ૦—૧૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૧ | મશલ-એ-રાહ, (સને ૧૯૩૪ ની-પહેલી-આવૃત્તિ) | નાઝીરેબીન અલી સાલ્મા | ન્યુ ઇન્ડિઆ પબ્લિશીંગ કો., લાહોર. | ૦—૩—૬ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨ | જદીદ જુગ્રફિઆ–એ–અશીઆ વા યુરોપ, (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મુન્શી અબ્દુલ રહેમાન, ઉર્દુ બૉયઝ સ્કૂલ, પુના. | મુફીદ-એ-અઆમ પ્રેસ, લાહોર. | ૦–૧૦–૦ | પ્રાથમિક સ્કૂલોમાં ભૂગોળના વિષયમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૨૩ | અફતાબ–એ–અવધ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | શીવબારતલાલ વર્મા, એમ. એ. | મેનેજર, સંત ઑફિસ, અલ્લાહબાદ. | ૦–૫–૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |
| ૨૪ | દિલચસ્પ તરીખ–એ–હિંદ ભાગ ૧ (સને ૧૯૩૪ ની બીજી આવૃત્તિ ) | મિ. ગુલાબચંદ કપુર, લાહોર. | ન્યુ ઇન્ડિઆ પબ્લિશીંગ કો., લાહોર. | ૧–૧–૦ | માધ્યમિક સ્કૂલોમાં ઇતિહાસના વિષયમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૨૫ | ,, ભાગ ૨ ( સને ૧૯૩૪ની બીજી આવૃત્તિ ) | ,, | ,, | ૦–૧૫–૦ | ,, |
| ૨૬ | ઉસ્માનીઆ કાએદા ( પહેલી આવૃત્તિ ) | વહીદા ખાનમ | પાવર પ્રિન્ટિંગ વર્કસ, ચીકપેટ, બેંગ્લોર સીટી. | ૦–૨–૦ | કુરાનના વર્ગોમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૨૭ | અસ્બાકુલ–અશીઆ–ઓન–જેક્ટ લેસન્સ ધો. ૪ (પહેલી આવૃત્તિ) | મિ. મહમ્મદ અબ્દુલ જબ્બાર, સુભાની, બી. એ., બી. ટી., એન્ડ મિ. મહમ્મદ નજમુલ ગની. | મકતાબે-ઇ-ઇબ્રાહીમીયા હૈદ્રાબાદ. | ૦–૮–૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં શિક્ષકો અને વિદ્યાર્થિઓની લાયબ્રેરી માટે. |
| ૨૮ | ,, ધો. ૩. | ,, | ,, | ૦–૬–૦ | ,, |
| ૨૯ | ,, ધો. ૨. | ,, | ,, | ૦–૪–૦ | ,, |
| ૩૦ | ,, ધો. ૧. | ,, | ,, | ૦–૪–૦ | ,, |
| ૩૧ | કહાનીઓ–કી પહેલી કિતાબ (સને ૧૯૩૪ની પાંચમી આવૃત્તિ ) | પ્રોફેસર રામસ્વરૂપ કોશલ. | રાયસાહેબ મુન્શી ગુલાબસીંગ એન્ડ સન્સ, લાહોર. | ૦–૪–૧૧ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | કહાનીઓં-કી દુસરી કિતાબ. | પ્રોફેસર રામસરૂપ કોશલ. | રાયસાહેબ મુન્શી ગુલાબસીંગ એન્ડ સન્સ, લાહોર. | ૦—૬—૧ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૩૩ | કહાનીઓં-કી તીસરી કિતાબ. | ” | ” | ૦—૬—૭ | ” |
| ૩૪ | દુરે-આદબ | મિ. અહમદબક્ષ મુન્શી. | ન્યુ ઇન્ડિઆ પબ્લિશીંગ કો., લાહોર. | ૦—૫—૦ | ” |
| ૩૫ | અસાન કવાયેદ-કી-ઉર્દુ | ડૉ. ખલીક અહમદ ખતીબ જુમ્મા મોરક, જુનાગઢ. | મદીના બારકી પ્રેસ, બીજનોર. | ૦—૯—૦ | ” |
| ૩૬ | બોસ્તાને-ઉર્દુ | મિ. કાઝી વહીદ અહમદ. | ગંત ઓફિસ, અલ્લાહાબાદ. | ૦—૮—૦ | ” |

(અંગ્રેજીમાં સહી) એન. જી. ગાડગીલ
પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ., બી. ડી.,
અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલ બુક કમિટી, મુંબઈ.

મુંબઈ, તા. ૧૮-૨-૧૯૩૫.

જાહેરખબર

## હંટર ટ્રેનિંગ કૉલેજ ફૉર મેન—પ્રાવેશિક પરીક્ષા

સને ૧૯૩૫

૧. આથી જાહેર કરવામાં આવે છે કે હંટર ટ્રેનિંગ કૉલેજ ફૉર મેનની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૩૦ મી ઑગસ્ટ સને ૧૯૩૫ને શુક્રવારે ૧૧–૦ વાગે આ કૉલેજના મકાનમાં શરૂ થશે.

૨. નીચેની કલમ, ૩જી માં જણાવેલી કોઈપણ પરીક્ષા પાસ થએલો ઉમેદવાર કૉલેજની પ્રાવેશિક પરીક્ષા આપી શકશે; પરંતુ ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો કૉલેજમાં સામાન્ય રીતે દાખલ થઈ શકશે નહિ; પરંતુ વે. ઇ. સ્ટે. એજન્સિના કોઈપણ સ્ટેટની કે એજન્સિની કોઈપણ શાળામાં ઓછામાં ઓછા છેલ્લા બે વર્ષથી કામ કરતો શિક્ષક ૩૦ વર્ષની ઉંમર સુધી કૉલેજમાં દાખલ થઈ શકશે.

૩. દરેક ઉમેદવારની અભ્યાસ સંબંધી લાયકાત ઓછામાં ઓછી **નીચેમાંથી એક** જોઈ શે.

(ક) સરકારી કેળવણીખાતાએ નિયત કર્યા મુજબ સાતમું ધોરણ પાસ.

(ખ) વર્નાક્યુલર ફાઇનલ પાસ.

(ગ) સરકારે મંજુર કરેલી કોઈપણ શાળામાં અંગ્રેજી ધોરણ ચોથું પાસ.

૪. ઉપરની કલમ ૩જી પ્રમાણેની લાયકાતવાળા ઉમેદવારે મુકરર ઠરેલા ફૉર્મમાં પોતાની અરજી* **તા. ૧૫મી જુલાઈ ૧૯૩૫થી તા. ૧૫ મી ઑગસ્ટ ૧૯૩૫ સુધીમાંજ** આ ઑફિસે મળી જાય તેવી રીતે મોકલી આપવી તથા આ અરજીની સાથે ઉમેદવારે પાછળ આપેલા નમુના પ્રમાણેનું સર્ટિફીકેટ ભરાવી મોકલવું.

૫. (ક) અપૂર્ણ અથવા અનિયમિત રીતે પુરેલાં, અને વખતસર નહિ પહોંચેલાં સર્ટિફિકેટ તથા અરજીઓ કોઈપણ સંજોગોમાં સ્વીકારવામાં આવશે નહિ.

(ખ) દરેક ઉમેદવાર માટે જુદી અરજી તથા જુદું સર્ટિફિકેટ જોઈ શે.

* અરજીનાં નમુના તથા હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૨ પૃષ્ઠ ૨૮૫.

૬. પરીક્ષા માટે કાંઇ દાખલ ફી લેવામાં આવશે નહિ પણ સ્ટેશનરી વિ. ખર્ચના માટે આ ઓફિસ વખતો વખત નક્કી કરે તે રકમ ઉમેદવાર પાસેથી પરીક્ષા શરૂ થયા પહેલાં લેવામાં આવશે.

૭. મુંબઇ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૩માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે પણ તેમાં ફેરફાર કરેલા વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશે:—

| | | માર્ક |
|---|---|---|
| ૧. ગુજરાતી:— (ક) લેખી પરીક્ષા | ૧. ગુજરાતી સરકારી વાચનમાળા પુસ્તક સાતમાના સામાન્યજ્ઞાનના પાઠોની લેખી પરીક્ષા | ૫૦ |
| | ૨. વ્યાકરણ, વ્યુત્પત્તિ પિંગળ અને નિબંધ. | ૫૦ |
| | ૩. અક્ષર. | ૨૦ |
| (ખ) મોઢાની પરીક્ષા | | ૩૦ |

આ પરીક્ષા માટે સાતમી ચોપડીની નીચેની કવિતાઓ મુખપાઠ તથા અર્થ સાથે લેવાને મુકરર કરેલી છે:—

પાઠ ૩, ૭, ૧૨, ૧૬ (ફક્ત ધર્મ વિષેની), ૩૨.

૨. સાયન્સ તથા આરોગ્યવિજ્ઞાનના વિષયમાં વે. ઘ્રા. સ્ટે. એ. ના મહે. એજ્યુ. ઓફીસર સાહેબના સર. નં. ૭ તા: ૨૬–૬–૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે (આ અભ્યાસક્રમ "સૌરાષ્ટ્ર શિક્ષક". ના નવેમ્બરસને ૧૯૨૮ ના અંકમા પ્રગટ કરવામા આવ્યો છે).

૩. ભૂમિતિ તથા ગણિતને. સુધારેલો અભ્યાસક્રમ મે ૧૯૩૩ ના સૌરાષ્ટ્ર શિક્ષકમાં છપાએલ છે તે મુજબ પરીક્ષા લેવાશે.

૮. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળી, બોબડા કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાક્તરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારોને કોલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

**૯. હંટર ટ્રેનિંગ કોલેજમાં અત્યાર સુધી એક પ્રાવેશિક વર્ગ જુન આખરથી ખોલવામાં આવતો તેની હવે જરૂર ન હોવાથી ગયા વર્ષથી બંધ કરવામાં આવ્યો છે.**

હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેન, — બી. કે. કઢોયા
રાજકોટ તા. ૨૭–૪–૩૫. — પ્રિન્સિપાલ.

જાહેરખબર

## સ્ત્રીઓ માટેની આર્ટન-ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ*

### પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૩૫.

આ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૯ મી ઑગસ્ટને ગુરુવાર સવારના અગિયાર વાગ્યે કૉલેજના મકાનમાં શરૂ થશે.

આ કૉલેજમાં દાખલ થવાને જે બાઇઓ ઇચ્છા રાખતી હોય, તેમણે નીચે બતાવેલા નમુના પ્રમાણે હકીકતનું એક પત્રક પોતાની શાળાનાં મુખ્ય શિક્ષિકા મારફત અમારા તરફ મોકલી આપવું. એ પત્રકની સાથે સ્કૂલ કમિટીના મેમ્બરો તરફથી અથવા પોતાના ગામના કોઈ બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી મેળવેલા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો પણ મોકલવી. હકીકતનું પત્રક તથા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોડામાં મોડાં તા. ૧૦ મી ઑગસ્ટ સુધીમાં અમને મળી જવાં જોઈએ, ત્યારપછી આવેલાં પત્રકો સ્વીકારવામાં આવશે નહિ.

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમા ઉંમરની કોઈ ખાસ મર્યાદા રાખવામાં આવતી નથી, પરંતુ કૉલેજમા દાખલ થતી વખતે જેની ઉંમર પુરાં ૧૫ વર્ષની હોય છે. તેનેજ દાખલ કરવામાં આવે છે. **૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉંમરની બાઈઓને કૉલેજમાં દાખલ કરવામાં આવતી નથી.**

પ્રાવેશિક પરીક્ષાનો અભ્યાસક્રમ નીચે મુજબ છે.

પરીક્ષાના દિવસો દરમિઆન જે બાઈઓ કૉલેજની બોર્ડિંગમાં રહેવા ઇચ્છતી હોય તેણે તે બાબતની ખબર લેડી સુપરીન્ટેન્ડેન્ટને અગાઉથી આપવી. પરીક્ષા પહેલાં ચાર દિવસથી વધારે વહેલાં કોઈને બોર્ડિંગમાં સમાસ આપવામાં આવશે નહિ. બોર્ડિંગમાં રહેવા ઇચ્છનાર પ્રત્યેક ઉમેદવારે બિછાનું, જમવાનાં વાસણો તથા લોટી પ્યાલો સાથે લાવવાં જોઈએ.

સ્ત્રીઓ માટેની આર્ટન ટ્રેનિંગ કૉલેજ
રાજકોટ.
તા. ૨૫-૪-૩૫.

મંજુલા મહેતા
લેડી સુપરિન્ટેન્ડન્ટ.

---

* હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૪ પૃષ્ઠ ૨૮૦.

# બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફોર વીમેન-રાજકોટ

## પ્રાવેશિક પરિક્ષા માટેનો અભ્યાસક્રમ

**વિષય પહેલો.-અંકગણિતઃ**—અ. ચારે રીતોના સંયુક્ત દાખલા. વિવિધ પરિમાણોની ચારે રીતોના દાખલા આણુપાણુના અપૂર્ણાંકના સરવાળા. બાદબાકી અને ગુણાકાર, [ગુણક અપૂર્ણાંક ન આપવો ] સામાન્ય અપૂર્ણાંકની બધી રીતોના દાખલા. ભાજ્ય અને અવિભાજ્ય સંખ્યાઓ. અવયવો પાડીને ગુરુતમ સાધારણ અવયવ અને લઘુતમ સાધારણ અવયવી ખોળવો. ગુણોત્તર, એકમ પદ્ધતિ, પ્રમાણ, ત્રિરાશિ, સંયુક્ત પ્રમાણ, સાદું વ્યાજ ( માત્ર વ્યાજજ ગણવું. ) ... માર્ક ૭૫

બ મુખગણિતઃ—૮, ૧૦, ૧૨, ૧૬, ૨૦, ૨૪, ૩૨ અને ૪૦ ના ગુણોત્તરથી થઈ શકે તેવા વ્યવહારૂ હિસાબો મોઢેથી ગણવા. માર્ક ૨૫

**વિષય બીજો.-ગુજરાતીઃ**—પાઠ્યપુસ્તક. કન્યા વાચનમાળા પુસ્તક બીજું. માર્ક ૩૪

ગદ્યપાઠઃ—૧ થી ૪૩ સુધી.

પદ્યપાઠઃ—૪, ૭, ૧૦, ૨૧, ૨૫ અને ૩૫. માર્ક ૩૩

રાસતરંગિણીઃ—સાસુ, પનઘટ, દેવર, નણંદી અને વાત્સલ્ય.

વ્યાકરણઃ—નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યયના મુખ્ય પ્રકાર. સાદું પદચ્છેદ અને સાદાં વાકયોનું પૃથક્કરણ. માર્ક ૩૩

**વિષય ત્રીજો.-ભાષાલેખનઃ**—અ. વાચન પાઠોમાં આવતી તથા ઇતિહાસને લગતી વાતો લખાવવી; જુદી જુદી તરેહ બતાવવી. ઐતિહાસિક પ્રસંગોનું વર્ણન તથા સ્થળ વર્ણન કરાવવું. માર્ક ૫૦

બ. આ વિભાગમાં કરાવેલા લેખનનાં સિદ્ધ થએલાં મનોપત્રો સુંદર અક્ષરે લખાવવાં. માર્ક ૨૫

ક. શ્રુતલેખન ... ... ... ... ... માર્ક ૨૫

**વિષય ચોથો.-ઇતિહાસઃ**—પાઠ્યપુસ્તક બારોટ કૃત હિંદનો ઇતિહાસ મહંમદ પેગંબરથી શરૂ કરી ઓરંગઝેબ સુધીનો મુસલમાની સમયનો. માર્ક ૫૦

ભૂગોળઃ—પાઠ્યપુસ્તક; ભૂગોળ પાઠમાળા પુસ્તક ત્રીજું. (અંબાણી અને આચાર્ય કૃત) હિંદુસ્તાન પૂરો. માર્ક ૫૦

**વિષય પાંચમો.–વિજ્ઞાનઃ**—પાઠ્યપુસ્તક ગૃહદીપિકા પુસ્તક પહેલું પુરૂં. માર્ક ૫૦

ચ ત્રિત્રકામ.–કુદરતી નમુના—કરેણ, જાંબુડી, બારમાસી, ગુલાબ અને જાસુસનું પાંદ અને ડાળખી. બારમાસી અને કરેણનું ફૂલ. કેરી, દાડમ અને ઘીસોડું. વસ્તુચિત્ર–ડોલ, લોટો, કુજો, હાંડો, માટલી, કુંડું, ગરણી સાથે શીશો, પ્યાલો, તપેલું, કપ–રકાબી અને બરણી.

ડિઝાઈનો—ચોરસ, ત્રિકોણ, રોમ્બસ ગોળ અને અર્ધગોળની જુદી જુદી ડિઝાઈનો કરાવવી. માર્ક ૫૦

**વિષય છઠ્ઠો.–સીવણ. ફરજિઆતઃ**—ઝબલું, ગલેચી ઊનની, પોલકું ગાજ, ઓટણ બખીઓ થીગડું દેતાં શીખવવું. મરાજઆત—દોરા કાઢીને રૂમાલ, પોલકું, ઊનનાં મોજાં. માર્ક ૧૦૦

---

## સરકારી જાહેરખબર

ગુજરાતી ભાષામાં લખાએલી ને ખાતાએ મંજુર કરેલી ભૂગોળની કેટલીક ચોપડીઓમાં, સિંધમાં આવેલા જેકબાબાદ ગામના નામની જોડણી ખોટી છપાઈ છે તે બાબત મહેરબાન ડાયરેક્ટર સાહેબ બહાદુરના ધ્યાન પર લાવવામાં આવી છે. તે ઉપરથી તે ગામના નામની ખરી જોડણી તરફ શિક્ષકવર્ગનું ને લેખકોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

આ ગામ જનરલ જોન જેકબને લીધે અસ્તિત્વમાં છે અને તેનું નામ પણ એમના નામ પરથીજ પડ્યું છે. તે નામની ખરી જોડણી જેકબાબાદ છે.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૩–૫–૨૫ ના પત્ર નં. ૧૮૪૩ માં કરેલી સૂચનાનુસાર).

## ઇનામપત્રક

### પંચમહાલ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અનગઢ | સારોલના જાદવ ધુરસીંગ રણછોડભાઇએ | ૧૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથ પતાસાં વહેંચ્યાં. |
| દોલતપુરા | ઠાકોર અમરસિંહજી નાથુસિંહજી વકતાપુરાનાએ | ૧૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્ય |
| | કારભારી ગણપતરામ દયાશંકર વકતાપુરાનાએ | ૧૭—૦—૦ | " |
| | પટેલ મથુરભાઇ તરસીભાઇ દોલતપુરાનાએ | ૧૭—૦—૦ | " |
| | પટેલ મનોરભાઇ તરસીભાઇ દોલતપુરાનાએ | ૧૭—૦—૦ | " |
| | પટેલ છગનભાઇ તરસીભાઇ દોલતપુરાનાએ | ૧૭—૦—૦ | " |
| રાણુપુરા | પટેલ જવરભાઇ રાયાભાઇએ | ૧૦—૮—૦ | " |
| | મે. ગ્વાલીએર સ્ટેટના ઠાકોર સાહેબે પોતાના જન્મ દિવસના શુભ પ્રસંગે | | મદ્રિશાળાનો કબજો નં. ૧ સેટ આપ્યો. |
| વાંકાનેર | સ્કૂલ કમિટિના મેમ્બર પટેલ શંકરભાઇ લલ્લુભાઇએ | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્ય |
| નંદેરીયા | સોની નાનાલાલ અમૃતલાલે | ૩—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| વાંકાનેર | ગોલીબાઇ ફાશી તથા બાઇ ગંગાએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| બાકોર | મહાજન તરફથી | ૧૫—૦—૦ | " |
| | ગાંધી જમનાદાસ દલસુખે | ૧૫—૦—૦ | " |
| | આચાર્ય ચુનીલાલ રણછોડે | ૧૫—૦—૦ | " |
| | ગાંધી હીરાલાલ અમરચંદે | ૧૫—૦—૦ | " |
| | શેઠ મહાસુખ દલસુખે | ૧૫—૦—૦ | " |
| સણુસોલી | રાઠોડ કાળુભાઇ છત્રાભાઇના પુણ્યાર્થે તેમના પુત્રો અંદરસિંહ તથા અંબાભાઇએ | ૫૦—૦—૦ | |
| રામપુરા | ચાવડા મહીજી બાપુ | ૩—૦—૦ | બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| | " | ૨—૦—૦ | વિદ્યાર્થીઓને પતાસાં વહેંચ્યાં. |
| કુમુદરા | મે. ઠાકોર સાહેબે વીઝીટ કરી ઇનામ વહેંચ્યું. | ૫—૦—૦ | દેશી હિસાબ નં. ૭૫ બાળપોથી નં. ૧૧ સ્લેટ નં. ૧૩, તથ પેનની પેટી નં. ૧ વગેરે વહેંચ્યું. |

| | | |
|---|---|---|
| પટેલ ધુરાભાઇ વરધદાસે | ૨૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. તથા પરબ બેસાડી. |
| શેઠ સાકરલાલ અમૃતલાલે | ૧૫—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મે. ઠાકોરશ્રી—જેઠીસિંહજી ઉ-મીરસિંહજીએ | ૯—૮-૦ | ઘડિઓળનો ડબો નં. ૨૧ ભેટ આપ્યો |
| „ | ૧—૦-૦ | સાકર વહેંચી. |
| સ્કૂલ કમિટિના મેમ્બર મિ. રાજારામ ગંગારામ જોષીએ | ૫—૦-૦ | મિઠાઈ વહેંચી. |
| ડભોઇના મહેતા ગીરધરલાલ મોતીલાલે | ૧૬૭—૦-૦ | કન્યાશાળામાં હાથનો પગનો ધોડા સાથેનો સીવવાનો સંચો ભેટ આપ્યો. |
| સોની મગનલાલ મનસુખદાસે | ૧૦—૦-૦ | છોકરા તથા છોકરીઓને જમાડયા. |
| શ્રીમંત ઠાકોર સાહેબશ્રી યાવરખાનજી ગંભીરખાનજીએ | ૧૫—૦-૦ | ઘડિયોળ ભેટ આપ્યું. |
| માણેકલાના પગી જવર જીભઇએ | ૨૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડી મિઠાઇ વહેંચી |
| આશ્રમના માસ્તર વણીકર ગોવિંદ સાથે લક્ષ્મીદાસ મે. શ્રીકાન્ત શેઠે પધારી | … | અંત્યજ છોકરાને લુગડાં આપ્યાં |
| ઠાકોર સાહેબે પોતાના કુંવર નામે જન્મેતખાંનજીને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૭—૦-૦ | મિઠાઈ વહેંચી. |
| ગામ લોકો તરફથી | ૧૨—૦-૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| „ | ૧૦—૦-૦ | „ |
| સુથાર કોદરભાઇ મોતીરામે | ૮—૦-૦ | બાળાઓને જમાડી. |
| પા. રામા ખોડાએ | ૧૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દરજી બેચર—રણછોડે | ૧૧—૦-૦ | „ |
| સુથાર કોદરભાઇ મોતીભાઇએ | ૧૫—૦-૦ | „ |
| મિ. લાલભાઇ જેરભાઇએ | ૧૫—૦-૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| રેવાકાંઠાના —મે. પોલિટિકલ એજંટ સા. બા. પધાર્યાથી શ્રીમાન દરબાર સાહેબ તરફથી | ૩૭—૦-૦ | ચોપડીઓ, બાળાઓને ઓઢણીઓ, પતાસાં વગેરે વહેંચ્યું |
| ગામ લોકોએ | ૮—૦-૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |

| | | | |
|---|---|---|---|
| ભીલાથીઆં | મે. ઠાકોર સાહેબ છત્રસિંહજી મોટા બાપાએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મે. કારભારી સાહેબ મિ. લાલચંદભાઇ તરફથી | ૧૦—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | શેઠ હરિલાલ રણછોડદાસે | ૫—૦—૦ | ,, |
| વલ્લવપુર | મે. રમોસ ઠાકોર સાહેબે | ૫—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં તથા |
| | | ૧—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| રાયકા | બારૈયા ડાહ્યાભાઇ કુબાભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગાયકવાડ મુકુંદરાવ નથુજીરાવે | ૨—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | વાઘેલા ભૂપતસંગ પ્રભાતસંગે | ૧—૪—૦ | ,, |
| ગોધરા | મિ. જમાદાર ચીમાજી ભાગોજીએ | ૩—૦—૦ | ,, |
| | મિ. લક્ષ્મણસિંહ દેવીસીંગે | ૧—૦—૦ | ,, |
| | સંતવીરે | ૦—૮—૦ | ,, |
| | ડૉકટર મોતીચંદ કુંવરજીએ | ૧—૦—૦ | ,, |
| | મિ. મંગેતસિંહે | ૧—૦—૦ | ,, |
| અનગઢ | ઠક્કર ગોવિંદ જવરે | ૨—૭—૦ | તાંબાનો ઘડો નં. ૧ પરબ ખાતે આપ્યો. |
| ભીલોડીઆ | ગામના સદ્‌ગૃહસ્થોએ | ... | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| શીવરાજપુર | સ્કૂલ કમિટિના મેમ્બર મિ. જેઠાલાલ રણછોડલાલ પરીખે તથા મિ. ચતુરભાઇ લલ્લુભાઇ પટેલ તથા મિ. ચંદ્રસિંહ ભાઇજી પોલિસ પટેલે | ૧૦—૦—૦<br>૧—૦—૦ | પુસ્તકો તથા<br>મિઠાઈ વહેંચી. |
| જીતપુરા | શ્રી મુનિ મહારાજશ્રીના સાધક શિષ્ય— | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | બ્રહ્મનિષ્ઠ બ્રહ્મચારીજી શંકર મુનિ મહારાજે | ૫—૪—૦ | ફંડમાં આપ્યા. |
| સીહોરા | મે. ઠાકોર શ્રીમાનસિંહજી સાહેબે પોતાના પાટવી કુંવર સાહેબ પૃથ્વીરાજ સિંહજીને નિશાળે બેસાર્યા નિમિત્તે | ૨૫—૦—૦ | સાકર વહેંચી તથા છોકરાને જમાડયા. |
| અઠોદરા | બેરાલના સોની મણીલાલ મંગનલાલે | ૫૧—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| જીતપુરા | ગામ લોકો તરફથી | ૭૩—૦—૦ | શાળા માટે સાહિત્યો લાવવા આપ્યા તથા |
| | ,, | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ભવાનીપુરા | મિ. ધુળાભાઇ ડાભઇ તથા મિ. ધનાભાઇ રાઘનભાઇ તથા મિ. રાહાભાઇ શંકરભાઇ તથા મિ. નાથાભાઇ સુકાભાઇ તથા મિ. બળાભાઇ નાથાભાઇએ મળી | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| છતપુરા | પોલિસ પટેલના પૌત્રને નિશાળે મૂકતાં | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | શાહ ચુનીલાલ ગહાસુખે પોતાના દીકરાના લગ્ન પ્રસંગ નિમિત્તે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૧—૦—૦ | શાળા ફંડમાં આપ્યા. |
| | શ્રીમાન દારાશાહ રૂસ્તમજી | ૧—૦—૦ | સાકર વહેંચી તથા |
| | રીટાયર સ્ટેશન માસ્તરે ટી બાતાએ | ૧—૪—૦ | રોકડા આપ્યા. |
| | શેઠ રતિલાલ અમરશી ખરસાલીયાનાએ | ૧—૦—૦ | ,, |
| | સ્ટેશન માસ્તર પુરુષોત્તમદાસ ફુલાભાઈ પટેલે | ૧—૦—૦ | ,, |
| ગોધરા | ચોહાણ ફતેસિંહ ચાંદાભાઇએ | ૧—૦—૦ | પોલિસ હેડકવાટર્સ સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં. |
| | મિ. જેરામ દેવજી હેડ કોન્સ્ટેબલે | ૧—૦—૦ | ,, |
| | મે. સુબેદાર સાહેબ ચીમાજી ભાગોજીએ | ૧—૮—૦ | ,, |
| | સુપડીઆ મોહનલાલ જેઠાલાલે | ૫—૪—૦ | દૂધ પાક તથા મિઠાઈ વહેંચી. |
| | રામસુબેર મહાવીર હેડ કોન્સ્ટેબલે | ૦—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | કોન્સ્ટેબલ કરીમખાં એહમદખાંએ | ૦—૮—૦ | ,, |
| | મિ. વહીદમહમદ મહમદયુસફે | ૧—૦—૦ | ,, |
| | કોન્સ્ટેબલ બાબુ મુળજીએ | ૦—૮—૦ | ,, |
| છોટાઉદેપુર | શેઠ મણીલાલ દેવચંદ તથા તલાટી મંગળભાઈ નાથાભાઇએ | ૨—૮—૦ | ખાંડીઆવાંટ સ્કૂલમાં સાકર તથા સાકરીઆ ચણા વહેંચ્યા. |
| | પાનવડના શાહ મૂળજીભાઇ મગનલાલ તથા મિ. ત્રીભોવન મગનલાલે | ૨—૧૨—૦ | સાકર તથા પેંડા વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| છોટાઉદેપુર | ગીઓરના પટેલ શામળાજી ગોબરજીએ | ૪—૦—૦ | સુડેલ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ચલીસાના પટેલ મોતીભાઇ રેવાજીએ | ૧—૦—૦ | |
| | સુડેલ સ્કૂલ કમિટિના મેમ્બર શાહ છોટાલાલ વનમાળીએ | ૫—૦—૦ | |
| મહેસોલ | દરબાર સાહેબ મહારાઉલશ્રી રાયસિંહજી નહારસિંહજીએ | ૧૦—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | પાટવી કુમારશ્રી પૃથ્વીરાજસિંહ રયસિંહજીએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| નળવાંટ | કોળી ભાવજી ધોલજી અને ગામના આગેવાનોએ | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | કોળી નાથા ધોલજીએ | ૧૪—૦—૦ | ,, |
| | કોળી ભાવજી ધોલજીએ અને ગામના આગેવાનોએ મળી મહારાજી સાહેબ શ્રી નટવરસિંહજીની સાલગીરી નિમિત્તે | ૧૫—૦—૦ | ,, |
| જણુગામ | મિ. છીનુભાઇ હરિભાઇએ | ૧૦—૦—૦ | બાળાઓને જમાડી. |
| | ,, | ૫—૦—૦ | બાળાઓના ઉપયોગી સાહિત્યો માટે બક્ષિસ આપ્યા. |
| અમરોલી | મે. ચોરાગલા ઠાકોર સાહેબ તરફથી | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| મલાવ | પટેલ ગોરધનભાઇ જેરભાઇએ | ૧૫—૦—૦<br>૨—૬—૦ | બાળાઓને પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા તથા પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ બાબરભાઇ ગીરધરભાઇની દીકરીના લગ્ન પ્રસંગે | ૨૨—૮—૦<br>૨—૮—૦ | જર્મન સિલ્વરના રકાબી પ્યાલા વહેંચ્યા તથા સાકર વહેંચી. |
| રામસીંગપુરા | સ્વ. ચોરંગિલા ઠાકોર સાહેબ સ્વરૂપસિંહજી છત્રસિંહજી તરફથી | ૫—૦—૦ | છોકરાઓને પુસ્તકો વહેંચ્યાં. |
| જેકોલી | પટેલ ધુળાભાઇ વરઘદાસે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પરબ બેસાડી. |
| અંગુડાળ | પટેલ છગનભાઇ કાળીદાસે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| [illegible] | શીશોડીઆ સ્ટેટના મી: ઠાકોર સાહેબ છત્રસિંહજી મોટા બાવા તરફથી | ૨૦—૦—૦<br>૧—૦—૦ | ચારે ગામ પાણી પીવા માટે પરબ બેસાડી તથા લોટા આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| રામપુરા | સ્વ. ઠાકોર સાહેબ બાજીબાવા નાથુબાવાની ઉત્તરક્રિયા નિમિત્તે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| વડીઆ | મે. પોલિટિકલ એજંટ સાહેબ પધારેલા તે વખતે. | ૧૭—૦—૦ | પુસ્તકો તથા સાકર વહેંચી. |
| | મે. ઠાકોર સાહેબ શ્રી કેસરખાનજી સાહેબે | ૩—૦—૦ | ,, |
| સરસિંડા | મે. ઠાકોર સાહેબ દીપસિંહજી ભારતસિંહજીએ | ૧૪—૪—૦ | છોકરાને પુસ્તકો તથા મિઠાઇ વહેંચી. |
| કણજરી | મે. ઠાકોર સાહેબ શ્રી ચંદ્રસિંહજી સાહેબે સ્વ. મનહર કુંવરબાના પુણ્યાર્થે | ૧૫૦—૦—૦ | છોકરા છોકરીઓને જમાડ્યાં તથા દરેક બાળકને જર્મન સિલવરની લોટીઓ વહેંચી. |
| નરપાડી | જોષી પુરુષોત્તમ અંબાલાલભાઇએ | ... | ચાર માસ માટે પાણીની પરબ બેસાડી. |
| ડાંગરીઆ | શાહ હરીલાલ મોહનલાલે | ૩—૦—૦ | સ્કૂલ માટે ઘડિયાળ |
| | શિક્ષક સ્ટાફ તરફથી | ૨—૦—૦ | લાવવા સારુ ફંડ કરી આપ્યું. |
| | સોની જેઠાલાલ મગનલાલે | ૧—૮—૦ | ,, |
| | બારીઆ ભૂધરભાઇ સાહેબાભાઇએ | ૧—૦—૦ | ,, |
| | પટેલ નારસીંગ વેચાતભાઇએ | ૧—૦—૦ | ,, |
| | પટેલ હીરાભાઇ વેચાતભાઇએ | ૧—૦—૦ | ,, |
| | મિ. હાજી ઇસ્માઇલભાઇએ | ૧—૦—૦ | ,, |
| | દરજી પરસોતમ પીતામ્બરે | ૦—૮—૦ | ,, |
| સેવાડા | ચોહાણ હીંમતસીંગ મોકમસીંગે | ૧—૦—૦ | સાકર વહેંચી. |

## ભરુચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| કરમાડ | પા. બાપુભાઈ રામદાસે | ૨—૦—૦ | નિશાળમાં પેંડા વહેંચ્યા. |
| | પા. ગોરધનભાઇ ઇશ્વરભાઇએ | ૧—૦—૦ | નિશાળમાં જલેબી વહેંચી. |
| હાંસોટ | પા. સા. અમીર રહીમ પોલિસ પેન્સ. અમદાવાદનાએ | ૫—૦—૦ | રેડ, સ્કાઉટ, ફંડમાં આપ્યા. |
| વાસણા | ગામલોકોએ | ૯—૦—૦ | કન્યાશાળામાં ખાંજરી તથા દાંડીઆ ભેટ આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| માંડવાણુજર્ગ | શા. સરૂપચંદ પાનાચંદ તથા પટેલ છગનભાઇ દાનજીભાઇ તથા મિ. ઓચ્છવલાલ શંકરલાલ ત્રિવેદી તથા પટેલ મોહનભાઇ નાથાભાઈ તથા ઠાકોર ચંદ્રસિંહ ખુશાલબાવા તથા શા. મોતીચંદ લાલચંદ મળી | ૫—૮—૦ | ગરીબ વિદ્યાર્થીઓ પુસ્તકો વહેંચ્યાં. |
| દોરા | પોલિસ પટેલ ભાઇલાલભાઇ ઉર્ફે હીરાભાઇ જેસંગભાઇએ ગામાત પાટીદાર પંચ તરફથી | ૧૩૦—૮—૦ | ધોરણવાર વિદ્યાર્થીઓને ચાલતી ચોપડીઓ વહેંચી. |
| રોધ | ગામપંચ તરફથી | ૫—૦—૦ | પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| | ,, | ૨૬—૦—૦ | જર્મન, પિત્તળના ટા |
| | ,, | ૨—૦—૦ | તથા સાકર વહેંચી |
| દોરા | પોલિસ પટેલ ભાઇલાલભાઇ ઉર્ફે હીરાભાઇ જેસંગભાઇએ | ૩૫—૦—૦ | બાળાઓને ચાલત ચોપડીઓ વહેંચી. |
| દિવ્યનગર | આસિ. ડિ. સ્કાઉટ માસ્તર મગનભાઈ જે. પટેલે | ૨—૦—૦ | પરબ બેસાડી. |
| | ,, | ૧—૦—૦ | ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો વહેંચ્યાં. |
| | પોલિસ પટેલ નાથુભાઇ કાળિદાસે | ૧૪—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ |
| ઓરા | નોબારના સીંધા રૂપસંગ દલપતસંગે | ૫—૮—૦ | પિત્તળના પ્યાલા નં |
| | | ૦—૮—૦ | ૫૯ તથા મિઠાઇ વહેંચી. |
| દીવી | હેડમાસ્તર મગનભાઇ જેઠાભાઇ પટેલે | ૭—૦—૦ | પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| | ,, | ૩—૦—૦ | ચોપડીઓ ઇનામ તરે વહેંચી. |
| | માંડવાના મિ. ગોવિંદ નારણે | ૬—૦—૦ | પિત્તળની રકાબીઓ વહેંચી. |
| કોબલા | મિ. ભીમસિંહ ભગવાનસિંહે | ૧—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | બાઈ બાનજીએ ભજન કરાવી. | ૦—૧૨—૦ | ,, |
| જંબુસર | મિ. રતિલાલ જગમોહનદાસ ચોકે | ૯—૦—૦ | ગ્રાન્ચ સ્કૂલ નં. ૧માં ઘડિઆળ નં. ૧ ભેટ આપ્યું તથા |
| | ,, | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. ચંદુલાલ પ્રેમાનંદદાસ ભંડારીવાળાએ | ૪—૦—૦ | પાણી ભરવા માટે પિત્તળની ગોળી આપી. |

| | | | |
|---|---|---|---|
| જંબુસર | મિ. ચુનીલાલ ગોરધનદાસ શાહ તથા મિ. હીરાલાલ મગનલાલ શાહ સદરલ ઇન્સ્પેક્ટરે | ૨—૦—૦<br>૨—૦—૦ | } ભેટ આપ્યા. |
| માંડવા | સ્કૂલ કમિટીના સભ્ય પા. મોહનભાઇ મૂળજીભાઇએ | ૧૦—૦—૦ | સાકર તથા સ્લેટ ચોપડીઓ વહેંચી. |
| કુંડજ | ગામલોકો તરફથી | ૧૫—૦—૦ | ઘડિયાળ ખોખા સાથે ભેટ આપ્યું. |
| જંબુસર | મિ. શાંતિલાલ નંદકિશોર ડૉક્ટરે | ... | કન્યાશાળામાં ત્રાંબાનું બેડું નં. ૧ ભેટ આપ્યું. |
| | વૈદ્ય પ્રેમશંકર જગન્નાથે | ... | પિત્તળની પવાલી નં. ભેટ આપી. |
| | મિ. મણીલાલ ભક્તિદાસે | ... | પિત્તળનો ટાટ નં. ૧ ભેટ આપ્યો. |
| | ડૉક્ટર બાપાલાલ કરુણાશંકરે | ... | જર્મનની થાળી નં. ૧ ભેટ આપી. |
| | મિ. ચીમનલાલ મગનલાલ પાનવાળાએ | ... | જર્મનનો લોટો નં. ૧ ભેટ આપ્યો. |
| | મિ. ગનાભાઇ પટેલે | ... | કન્યાશાળામાં ત્રાંબાનો કરવડો નં. ૧ ભેટ આપ્યો. |
| | મિ. ધનજીભાઇ મુંબઇવાળાએ | ... | જર્મનની કાસંડી નં. ૧ ભેટ આપી. |
| | મિ. ગોકળદાસ લાલદાસ ડૉક્ટરે | ... | ,, |
| | મિ. મગનલાલ છોટાલાલ છત્રપતિએ | ... | ,, |
| | સોની નગીનલાલ ગોવિંદલાલે | ... | ,, |
| | મિ. દેવશંકર લલ્લુભાઇએ | ... | ,, |
| | મિ. મણિલાલ આશારામે | ... | ,, |
| | મિ. કુબેરશંકર પ્રાણશંકર પટેલે | ... | ,, |
| | સોની રતિલાલ નરસિંહદાસે | ... | ,, |
| | ભાઇ ગંગા ઉમરાદારે | ... | ,, |
| | સોની રતિલાલ ભીખુભાઇએ | ... | ,, |
| | દરજી ધનજીભાઇ છગનલાલે | ... | લાકડાનો બાંકડો નં. ૧ ભેટ આપ્યો. |
| | મે. હેડમાસ્તર લાલજી પ્રભાશંકરે | ૪—૦—૦ | કન્યા સ્કૂલ નં. ૧માં પતાસાં વહેંચ્યાં તથા |
| | ,, | ૫—૮—૦ | પિત્તળની ગોળી તથા |
| | ,, | ૧—૮—૦ | ફાનસો પરચુ ખાતે ભેટ આપ્યો. |

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણુ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણુ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણુ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણુ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૩૪ અને ૧૯૩૫ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે મોકલી આપવા નહિ તો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે.

તંત્રી

## અનુક્રમણિકા



| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | કેળવણીમાં સિનેમાનું સ્થાન... | ૨૯૭ |
| ૨ | ના. શહેનશાહના રૌપ્ય મહોત્સવ પ્રસંગે તા. ૧-૭-૩૫ ને સોમવારના રોજ ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં ઉજવાએલો આનંદોત્સવ ... | ૩૦૦ |
| ૩ | બાળકની ભાવના .. | ૩૦૫ |
| ૪ | ભૂમિતિશિક્ષણ–નીચલાં પ્રાથમિક ધોરણો માટે ... | ૩૦૯ |
| ૫ | નીતિશિક્ષણ ... | ૩૧૫ |
| ૬ | વીર આસો બીલ ... | ૩૨૨ |
| ૭ | પ્રકરણ ૨ જું, દુઃખનું કારણ ... | ૩૨૯ |
| ૮ | પૂર્વ પશ્ચિમનો પ્રવાસ ... | ૩૩૨ |
| ૯ | સગાવહાલાનું જીવનચરિત્ર ... | ૩૩૫ |
| ૧૦ | પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલા પુસ્તકોની યાદી ... | ૩૩૬ |
| ૧૧ | ખાનગી જાહેરખબરો ... | ૩૩ |



કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી** બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર ટ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસરોડ–અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૪ ]　　ઑગસ્ટ ૧૯૩૫　　[ અંક ૮ મો


**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

## કેળવણીમાં સિનેમાનું સ્થાન

ચિત્રપટો કેળવણીના કે પ્રચારકાર્યના સાધન તરીકે ઘણા અગત્યના છે: તે કેટલાં બળવાન સાધનો છે તે યુરોપી મહાયુદ્ધ વખતે જણાઈ આવ્યું હતું; કારણ કે યુદ્ધ માટે નવાં માણસો મેળવી યુદ્ધને આગળ ચલાવવા માટે રણક્ષેત્રના મોખરા પર જે બહાદુરીનાં કામો થતા હતાં તેનાં ચિત્રો લઈ જે જે દેશો યુદ્ધમાં જોડાયા હતા તે તે દેશોના લોક આગળ તે રજુ કરવામાં આવતાં હતાં.

સિનેમા એ કેળવણી તથા કોઈપણ જાતના પ્રચારકાર્ય માટે ઘણું કીમતી સાધન છે, એ પહેલવહેલું સ્વીડને જાણી લીધું, અને તેથી તે દેશનું જે કુદરતી સૌંદર્ય હતું તેનો સંપૂર્ણ લાભ લઇ ચિત્રપટો તે દેશે તૈયાર કર્યાં. સ્વીડનમાં આનો પ્રયોગ થયો એટલે અમેરિકાએ તે બાબત ઉપાડી લઈ ત્યાંની દરેક પ્રકારની કેળવણીની સંસ્થામાં તેનો પ્રચાર કર્યો, અને અત્યારે એ દેશમાં દરેકે દરેક વિષયનું શિક્ષણ આવાં ગતિમાન ચિત્રોના પટો વડે આપવામાં આવે છે. આવા ચિત્રપટો તૈયાર કરવાનો ધંધો કરવા

માટે ત્યાં ઘણી કંપનિઓ ઉભી થઈ છે. શાળોપયોગી જે જે ખાસ સાહિત્યો બનાવવાં જોઈએ તે ઘણી સરસ રીતે હવે બનાવવામાં આવે છે, અને અત્યારે અમેરિકાની બનાવટનાં સાહિત્યો દુનીઆભરમાં વેચાય છે.

જર્મનિ અને રશિઆમાં આવાં ગતિમાન ચિત્રોના પટોનો ઉપયોગ જનસમુદાયને કેળવવા માટે સંપૂર્ણપણે કરવામાં આવે છે. મહાયુદ્ધ પછી પ્રશિઆની રાજસભાએ ફરમાન કાઢ્યું હતું કે ત્યાંની દરેક શાળામાં આવા પટો અવશ્ય હોવા જોઈએ અને અત્યારે આખા દેશમાં તેવી વ્યવસ્થા કરી રાખવાની ફરજ પાડવામાં આવી છે. રશિઆમાં આવા પટો બનાવવાનો ઉદ્યોગ રાજને હસ્તક છે અને ત્યાંના રાજતંત્રમાં પ્રજાને કેળવવા માટે નિયમ મુજબ વખતોવખત ચિત્રપટો બતાવવામાં આવે છે અને તેનું ખરચ રાજ ભોગવે છે. ફ્રાન્સ પણ પાછળ રહી ગયું નથી. ત્યાંની શાળાઓના અભ્યાસક્રમમાં ચિત્રપટોનો નિયમિત રીતે ઉપયોગ કરવામાં આવે છે. વળી ખાનગી સંસ્થાઓને પણ સાહિત્યો પુરાં પાડી તેમજ તેને એક જગાએથી બીજી જગાએ લઈ જવાનું ખરચ આપી મદદ કરવામાં આવે છે. સ્વીડનમાં જે ચિત્રપટો બનાવવામાં આવે છે તેમાંના ઘણા કેળવણી કે જ્ઞાનવિષયક હોય છે. ઇટલીમાં આવી જાતના શિક્ષણ માટે એક સરકારી ખાતું ખોલ્યું છે અને તે ખાતું ચિત્રપટો બનાવે છે, સ્થળે સ્થળે મોકલે છે અને દેખાડે છે. યુરોપના લિથુઆનિઆ, લેટવિઆ, ફિન્લેન્ડ, ઝેકોસ્લોવેકિઆ, આસ્ટ્રિઆ, ડેન્માર્ક અને પોર્ટુગાલ જેવા નાના દેશોએ, નાણાભીડ હોવાથી આવા ચિત્રપટો બનાવી શકે એવી સ્થિતિમાં નથી તો-પણ તેમની શાળાઓમાં ચિત્રપટો વધારાના ફરજિઆત વિષય તરીકે દાખલ કર્યા અને સિનેમાનાં મકાનોમાં કેળવણીવિષયક જે જે ચિત્રો વગેરે હોય તે તથા બહારથી લાવેલા ખાસ દેખાવો વગેરે જે કેળવણીની દૃષ્ટિએ અગત્યના હોય તે બતાવવાનું ફરજિઆત કર્યું છે. વળી પ્રજાસંઘની દેખરેખ નીચે રોમ શહેરમાં એક આંતરરાષ્ટ્રીય સિનેમાની સંસ્થા સ્થાપવામાં આવી છે અને તેને દુનીઆના જુદા જુદા દેશોમાં કેળવણીવિષયક ચિત્ર-પટો તૈયાર થતા હોય તેમાં મદદ આપવાનું કામ સોંપવામાં આવ્યું છે. યુરોપ અને અમેરિકામાં આવી પ્રવૃત્તિ જોઈને ઇગ્લંડે પણ તે કામ હાથ ધર્યું, અને કાર્નેગી ફંડમાંથી નાણાની સારી રકમ લઈ સરકારી કમિશનને ચિત્રપટોની બાબતમાં દરેક રીતે વિચાર કરવાનું કામ સોંપ્યું. પરિણામે આ કમિશને 'પ્રજાજીવનમાં ચિત્રપટનું સ્થાન' એવો એક રિપોર્ટ તૈયાર કર્યો, એટલે ઇગ્લંડમાં ચિત્રપટની એક સંસ્થા ઉભી થઈ.

ઉપર જણાવેલા દરેક રાજ્યમાં સરકારી ચિત્રપટખાતું રાખવામાં આવ્યું છે. તે ખાતા તરફથી કેળવણી, હુન્નરઉદ્યોગ કે જ્ઞાનવિષયક ચિત્રપટો તૈયાર કરવામાં આવે છે. અને તે ચિત્રપટો દુનીઆભરમાં મોકલવામાં આવે છે અને તે એવા હેતુથી કે તેનાથી જુદી જુદી પ્રજાઓ વચ્ચે સંસ્કૃતિનો સંબંધ બંધાય. જાણવા જેવી બાબત એ છે કે ઉપરના દરેક દેશમાં કેળવણીવિષયક ચિત્રપટો તૈયાર કરવા માટે અને કેળવણીની સંસ્થાઓ તેમનો ફરજિઆત ઉપયોગ કરે એટલા માટે નાણાની મદદના રૂપમાં સરકારે પ્રથમ પગલાં લીધાં છે. ઇટલી, જર્મનિ અને રશિઆમાં કેળવણી સંબંધી ચિત્રપટો તૈયાર કરવા જે ખરચ થાય છે તે બધું ત્યાંની સરકાર ભોગવે છે, અને ઇગ્લંડની ચિત્રપટસંસ્થાને રવિવારે સિનેમાના દેખાવથી મળતી રકમમાંથી અમુક હિસ્સો આપવામાં આવે છે. હિંદુસ્તાનમાં વડી કે પ્રાંતિક સરકારે આવું કામ હાથમાં લીધું નથી. ચિત્રપટો એ તો એક પ્રગટજ્ઞાનનું પુસ્તક, એક શાળાનું સ્વરૂપ, કે કેળવણીની પદ્ધતિ છે. તેનાથી નાનાં બાળકોનાં ચારિત્ર્ય ઘડાય છે. કેળવણીની દૃષ્ટિએ ચિત્રપટોની તોલે કોઈ પણ સાધન આવી શકે તેમ નથી.

આપણા આવા વિશાળ દેશને માટે દરેક ઇલાકામાંથી ને જિલ્લામાંથી ઉદાર શ્રીમંતોએ બહાર પડીને પોતાનો સખાવતી હાથ આ દિશા તરફ લંબાવવાની જરૂર છે. નામદાર સરકારના નાણાવિષયક કટોકટીના પ્રસંગે આ બાબતમાં ચોક્કસ મદદની આશા ન રાખી શકાય, તો બાળકો કે જે ભાવિ પ્રજા છે તેમના હિતાર્થે સખી ગૃહસ્થો ચોક્કસ આગળ પડે તોજ આપણી શાળાઓમાં સિનેમા કેળવણીની માતા તરીકેનું સ્થાન પ્રાપ્ત કરી શકે. ગુજરાતના શિક્ષકો આ બાબતમાં ઘણું કરી શકે તેમ છે. જ્યાં જ્યાં તેઓ હોય ત્યાં ત્યાં એવા ઉદાર શ્રીમંતોના ધ્યાન પર વાત લાવીને બને તેટલી મદદ આ દિશામાં મેળવી શકે, અને પ્રજાની ઉન્નતિમાં પોતાનો ફાળો આપી શકે. ગુજરાતના શિક્ષકોના ધ્યાનમાં આ બાબત સક્રિય સ્વરૂપ પકડશે એવી આશા રાખવામાં આવે છે. આ સંબંધમાં મોશન પીક્ચર કંપનિના પ્રતિનિધિ મંડળનો પ્રયાસ સ્તુત્ય છે, અને જરૂરી સગવડો નામદાર સરકાર તરફથી (કેળવણીની ફિલ્મ બાબતમાં) મળશે એવી આશા સાથે વિરમીશું.

# ના. શહેનશાહના રૌપ્ય મહોત્સવ પ્રસંગે તા. ૧-૭-૩૫ ને સોમવારના રોજ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં ઉજવાએલો આનંદોત્સવ

શરૂઆતમાં કૉલેજ તથા પ્રે. સ્કૂલના તમામ વિદ્યાર્થીઓ કૂચ કરી નળાકૃતિમાં વ્યવસ્થા પૂર્વક ગોઠવાઈ ગયા હતા અને નિશ્ચિત સમયે સવારે આઠ વાગે અત્રેની પ્રે. સ્કૂલના હેડમાસ્તર મિ. સાકરલાલ શુકલની રચેલી પ્રસંગને અનુસરતી કવિતા બધા વિદ્યાર્થીઓએ ગાઈ હતી. પછી ટ્રે. કૉલેજના મે. હેડમાસ્તર સાહેબે પ્રવચન કરી, તે દિવસનો સવારના આઠથી દસ સુધીનો કાર્યક્રમ જેમાં સ્કાઉટિંગ અને સંવાદો વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો હતો, તે શરૂ કર્યો હતો. બંને સંસ્થાઓના વિદ્યાર્થીઓએ તથા શિક્ષકોએ આ કાર્યક્રમમાં બહુજ આનંદપૂર્વક ભાગ લીધો હતો. કાર્યક્રમ પુરો થયા બાદ રાજગીત ગાવામાં આવ્યું હતું અને મિઠાઈ વહેંચી મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો. કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યો હતો.

**કાર્યક્રમ**

૧. માર્ચ-નળાકૃતિ-પ્રાર્થના
૨. મે. હે. સાહેબે કરેલું પ્રવચન; વિદ્યાર્થીઓ પોતપોતાને સ્થાને
૩. પ્રે. સ્કૂલ —સંવાદ (રા. ચંદુલાલ કૃત)
૪. ક. કૉલેજ—એક ચક્કર દોડ
   ખ. પ્રે. સ્કૂ—સીધી દોડ-૧૦૦ ફુટ
   ગ. કૉલેજ—રૂમાલ પસાર કરવાની હરિફાઈ
   ઘ. પ્રે. સ્કૂ—આંગળી હલાવી ખાલું
   ચ. કૉલેજ—સંદેશો
   છ. પ્રે સ્કૂ—લાકડી ઉભી રાખી દોડ
   જ. કૉલેજ—ખુરસી
   ઝ. પ્રે. સ્કૂ—ચોરકોટવાળ રમત
   ટ. કૉલેજ—દોરડું ખેંચવું
   ઠ. પ્રે. સ્કૂ—નિશાન તાક
   ડ. કૉલેજ—બોલ કૂદવો
   ઢ. પ્રે. સ્કૂ—કોથળાની રમત

૫. ગીત ને રાજગીત

૬. વિદાઈ

## પ્રવચન

નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ અને શહેનશાહ બાનુ રાણીમેરીના રાજ્યાસનારોહણ દિવસના આ પ્રસંગે આપણે તેઓ નામદાર પ્રત્યે આપણી વફાદારી અને પ્રેમની લાગણીઓ પ્રદર્શિત કરવા અત્રે ભેગા થયા છીએ. આખી દુનીઆમાં સ્થપાએલા સામ્રાજ્યના લોકને જાણવા સમજવાનું અને તેમના ઉપર તેમનો પોતાનો પ્રેમ રાખવાનું નામદાર શહેનશાહ અને મહારાણી મેરીએ સર્વદા ધ્યેય રાખેલું છે, અને તે બદલામાં તેઓ નામદાર પ્રત્યે આપણી પ્રેમ અને ઉપકારની લાગણીઓ પ્રદર્શિત કરવા ઇચ્છીએ છીએ; વળી આ મહાન સામ્રાજ્યના તમામ બાળકો સાથે આપણે પણ તેમના રાજ્યના ૨૫ વર્ષ પુરાં થયે જે ઉત્સવ ઉજવાય છે તેમાં અંતઃકરણપૂર્વક સક્રિય ભાગ લેવા ઇચ્છીએ છીએ. નામદાર શહેનશાહ અને બાનુ આપણા દેશથી અજાણ્યા નથી; કારણ કે તેમના રાજ્યાભિષેક પહેલાં અને ત્યારપછી તેઓ આપણા દેશની મુલાકાતે પધાર્યા હતા, અને આપણા પ્રત્યે તેઓએ જે સહૃદયતા અને સહાનુભૂતિ બતાવી છે તે બદલ આપણે હિંદજનો તેઓ નામદારના મોટા ઋણી છીએ. આ પૃથ્વી ઉપરના જે જે ઘણી જાતના લોક ઉપર તેઓનું શાસન ચાલે છે, તે તમામ લોકોની પ્રગતિ અને સુખ દિવસે દિવસે વૃદ્ધિ પામે અને બીજાં ઘણાં વરસો સુધી રાજ્ય ચલાવવાને પ્રભુ તેમને આરોગ્ય અને બળ આપે એવી આશા રાખીએ છીએ, અને પ્રભુ પ્રત્યે તેવીજ પ્રાર્થના કરીએ છીએ.

નામદાર શહેનશાહ અને તેમનાં બાનુનાં જીવનચરિત્ર બાળકોને માટે બોધપાઠ રૂપ છે. તેઓશ્રીએ જીવન સુખરૂપ, આનંદરૂપ અને વૈભવરૂપમોજ ગાળ્યું છે એવું તમે ધારશો નહિ. નામદાર શહેનશાહ અને રાણી એક વખત તમારા જેવાંજ બાળક હતાં. તમારી માફક તેઓ વિદ્યાર્થી હતા. તેમને પુસ્તકોનો અભ્યાસ કરવો પડતો અને તમારા કરતાં વધારે સખત સોંપેલાં કામ પણ કરવાં પડતાં. તેઓશ્રીને જે વધારે ઉચ્ચ અને અઘરૂં કર્તવ્ય કરવાનું હતું તેને માટેની તૈયારીરૂપ જે સખત કામો કરવાનાં હતાં તે કરવાનું તેઓએ ખુશીથી માથે લીધું હતું, અને તેમની ફરજનું એક અંગ ગણી તે કામ તેઓએ પાર પાડયાં હતાં. ફરજ અથવા કર્તવ્ય એ બહુ અઘરૂં કામ છે તે તમે બધા જાણો છો, પણ તેમનાં જીવન-

ચરિત્ર તેવાં રાજીખુશીથી લીધેલાં અને ઉમદા રીતે પાર પાડેલાં કર્તવ્યોની પરંપરારૂપજ છે.

શાળાનાં બાળકો માટે તો નામદાર શહેનશાહનું જીવન ખાસ રસિક છે. નૃપતિ થવા માટે લાયકાતની તાલીમના એક અંગ તરીકે તેઓ નૌકાશિક્ષણની શાળામાં દાખલ થયા, અને જહાજના એક અમલદાર તરીકે દરીઆની સફર ખેડવા માંડી; ખલાસી તરીકેનું જીવન ગુજારતાં તેમને કષ્ટો અને ભય વેઠવાં પડયાં હતા. તેઓ એક મહાન સમ્રાટના પુત્ર હતા તોપણ તેમને ખાસ હકો એકે આપવામાં આવ્યા નહોતા. તેમના બીજા નાવિકબંધુઓની માફક તેમને હુકમને આધીન થવું પડતું હતું. આજ્ઞાપાલનની મહાન ટેવથી નામદાર શહેનશાહ શાસન કરતાં શીખ્યા છે.

સામાન્ય બાળક-છોકરા અને એક યુવાન તરીકે તેમને સખત પણ સાદી તાલીમ મળવાથી-તેમજ ભવિષ્યમાં તેમનીજ જે પ્રજા થવાની હતી તેમનાથી અલગ રહીને નહિ પણ તેમની સાથે ભળી જઈને તેઓ નામદારે સઘળી જાતના કારીગરો-કામ કરનારાઓ પ્રત્યે વાસ્તવિક ભ્રાતૃભાવ કેળવ્યો છે. નામદાર શહેનશાહ ખાણો, કારખાનાં, વગેરેની વારંવાર મુલાકાત લે છે; ત્યાં ત્યાં તેઓ બંધુત્વની ભાવનાથી અને કારીગરોના જીવન અને કાર્યમાં રસ લઈને તેમનાં હૃદય જીતી લે છે, અને એટલા માટેજ શહેનશાહનુ પદ ધારણ કરી પ્રજાથી અધિકતમ પદવી પ્રાપ્ત થયા છતાં માનવતા અને સમજની સાંકળથી તેઓ નામદાર પ્રજાથી અભિન્નતા દાખવે છે.

આપણી શાળાઓની બાળકીઓના હૃદયમાં શહેનશાહ બાનુ મેરીનું તો સતત ચિંતવન રહ્યા કરવું જોઈએ; કારણ કે તેમણે સુખી અને સુસંપીલું ઘર સ્થાપવાનું ધ્યેય હંમેશાં પોતાની આગળ રાખેલું છે. તેઓશ્રીએ પોતાના ઉમદા ખવાસ, પવિત્ર જીવન અને કર્તવ્યની ઉંચી સમજનો દાખલો આપી સ્ત્રીજાતિના અતિ ઉચ્ચ આદર્શો આપણી સમક્ષ રજુ કર્યા છે. નામદાર શહેનશાહ પ્રમાણે મહારાણી મેરીએ પણ પોતાની પ્રજા ઉપર પ્રેમ રાખવાનું તેમજ તેમને બરાબર સમજવાનું શીખી લીધું છે. તેઓ નામદાર પોતાના જીવનનો દૃષ્ટાંત આપી આપણને તેવો બોધ આપે છે.

નામદાર શહેનશાહ અને બાનુના ૨૫ વરસના રાજ્ય દરમિઆન ઘણા અને મહાન ફેરફારો થયા છે. યુદ્ધ અને વિપત્તિના વખતમાં પણ તેમના મહાન સામ્રાજ્યના લોકોને સુખ, સગવડ અને ઉદ્બોધન મળે એ માટે તેઓ નામદાર હંમેશાં ચિંતવન કરે છે. જ્યારે જ્યારે કર્તવ્યનો કે મનુષ્યત્વ બતાવવાનો પ્રસંગ ઉભો થાય છે ત્યારે તેઓ તેને માટે સદા તત્પર

રહે છે, અને તેમના રૌપ્ય મહોત્સવ પ્રસંગેના આનંદ અને ઉત્સાહના અસારના પ્રસંગે પણ પ્રજાનાં પીડિત જનોને નામદાર વીસરી ગયા નથી. આ જ્યુબિલીના પ્રસંગે આપણા દેશમાં માંદા અને દુઃખી જનોને માટે જે ભંડોળ એકઠું કરવામાં આવ્યું છે તે આપણા શહેનશાહ અને શહેનશાહ બાનુંમાં કેટલી બધી માનવતા છે તેનો પુરાવો આપે છે.

આ દુનીઆમાં રહેવાને માટે તેને વધારે સારી, વધારે આરોગ્ય બક્ષે તેવી અને વધારે સહીસલામત બનાવવા જે જે સાહસ ખેડનારાઓ અને વિજ્ઞાનના શોધકો યત્ન કરી રહ્યા છે તેમને બધાને આશ્રય અને અભિનંદન આપીને આપણા નામદાર શહેનશાહે તેમના રાજ્યઅમલ દરમિઆન થએલા હરેક જાતના યત્નોને પોષણ આપ્યું છે. એમના રાજ્ય સમયમાંજ ઘણે ભાગે એવાં સાધનો પ્રાપ્ત થયાં છે કે જેના વડે દુનીઆભરના આપણા જાતિભાઈઓ સાથે સહેલાઈથી વાતચીત કરી શકીએ અને આપણા શહેનશાહ બહુ તીવ્રતાથી જે સલાહસંપ અને શુભેચ્છા માગી રહ્યા છે તે સિદ્ધ કરવામાં આજ સાધનો બહુ બળવાન ભાવિ સાધન થઈ પડશે.

નામદાર શહેનશાહ અને તેમનાં બાનુ મહારાણી મેરી દીર્ઘાયુષ અને મહાસુખ ભોગવે એમ આપણે આનંદ સાથે ઇચ્છીએ છીએ. આપણી વફાદારી અને વિશ્વાસની લાગણીની આપણે તેમને ખાતરી આપીએ છીએ, અને મનુષ્યજીવનમાં જે કાંઈ ઉમદા અને સુંદર છે તે બધાના પુનરૂત્થાનરૂપ આ વર્ષ ઉજવશું અને આપણા ઉત્તમોત્તમ શહેનશાહ અને તેમનાં બાનુના લાયક પ્રજાજન થવા તનમનધનથી યત્ન કરીશું.

---

## રૌપ્ય મહોત્સવને અંગે ભજવાએલો સંવાદ

### મિત્રગોષ્ઠિ.—

**રમેશ:—** ઉપજાતિ

પાળે પ્રજાને નિજ પુત્ર પેરે,
ને સુખશાંતિ મહીં જે ઉછેરે;
તે રાજવીમાં પ્રભુતા ભરી જો,
તેના પરે પૂર્ણ પ્રભુ કૃપા હો.

જેમના સામ્રાજ્યમાં પ્રજાએ પૂર્ણ સુખશાંતિ સાથે સારી આબાદી ભોગવી હોય તેવા રાજ્યપ્રવર્તકો આંગળીના વેઢે ગણાય તેટલાજ છે. સૌથી પ્રાચીન રાજ્યોમાં શ્રીરામનું રાજ્ય ઉચ્ચ પ્રતિનું હતું, અને તે રામ-

રાજ્યના નામથી જાણીતું થયું છે. આજે પણ એ રામરાજ્યની ઉપમા સારાં રાજ્યોને અપાય છે. સમ્રાટ અકબરના રાજ્યની ગણતરી રામરાજ્યમાં થઈ ગઈ, અને હાલ અંગ્રેજી રાજ્યની ગણતરી પણ એ રામરાજ્યમાં થાય છે.

**સુરેશઃ**—કેમ મિત્ર, શા વિચારવમળમાં ગોથાં ખાઓ છો ?

**રમેશઃ**—આજના દિવસને અંગે જે કંઈ વિચારો ઉદ્દભવે તેજ તો.

**નરેશઃ**—જવા દોને એમની વાત ! જ્યારે આવીએ ત્યારે એમને દિવસનાજ વિચાર. ના, ના, કહો તો ખરા આજના દિવસની મહત્તા !

**રમેશઃ**—આજ આપણા નામદાર પંચમ જ્યોર્જનો રૌપ્ય મહોત્સવ છે.

**ઉમેશઃ**—રૌપ્ય મહોત્સવ એટલે ?

**રમેશઃ**—નામદાર શહેનશાહને રાજગાદી પર બેઠે આજ પચીસ વર્ષ પૂર્ણ થયાં. પચીસ વર્ષનો રાજ્યકારભાર ભોગવવા જેટલા તેઓ ભાગ્યશાળી નીવડયા તે માટે આજ આનંદનો ઉત્સવ છે.

**સુરેશઃ**—એમ તો મહારાણીશ્રી વિક્ટોરિઆએ ત્રેસઠ વર્ષ રાજ્ય ભોગવ્યું હતું. ત્યારે એમનાએ આવા મહોત્સવો ઉજવાએલા કે નહિ ?

**રમેશઃ**—કેમ નહિ ! મહારાણીશ્રી તો સૌથી વધારે ભાગ્યશાળી. એમનો તો પચાસ વર્ષનો સુવર્ણ મહોત્સવ ઉજવાએલો અને સાઠ વર્ષનો હીરક મહોત્સવ પણ ઉજવાએલો. મહારાણીશ્રી તો ભલાં ભાગ્યશાળી ! ! નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ પણ તેવા ભાગ્યશાળી નીવડે એવી આજ પ્રભુ-પ્રાર્થના છે.

**નરેશઃ**—મહોત્સવને પ્રસંગે આનંદોત્સવ થાય અને પ્રભુ પ્રાર્થનાઓ થાય એથી કંઈ બીજો વિશેષ અર્થ ખરો ?

**રમેશઃ**—હા, બીજો પણ અર્થ છે. રામજયંતિ ઉજવાય ત્યારે શ્રીરામનાં સદ્દગુણોનું સંકીર્તન થાય. શ્રીકૃષ્ણજયંતિ ઉજવાય ત્યારે શ્રીકૃષ્ણચંદ્રની કળાનાં ગુણગાન થાય. તેમ આજના મહોત્સવને પ્રસંગે અંગ્રેજી રાજ્યથી થએલા ફાયદા પણ વિચારાય.

**સુરેશઃ**—અંગ્રેજી પ્રજાના સહવાસથી આપણે ઘણું શીખ્યા છીએ; આદર્શ કેળવણી કેવી હોય એ આપણે તેમની પાસેથી જાણ્યું; આપણું રાજકીય જ્ઞાન તેમના સહવાસથી વધ્યું; નીડરતા અને સાહસિકતા આપણે તેમની પાસેથી શીખ્યા; વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાન હક્કના સિદ્ધાંતો આપણે તેમની પાસેથી મેળવ્યા. આમ અંગ્રેજી રાજ્યના લાભ મેં જણાવ્યા. હવે નામદાર શહેનશાહના અમલની સમાલોચના આપણા મિત્રવર્ય કરશે.

ઉમેશ:—ના. હું એમને થોડી મદદ કરીશ. નામદાર પંચમ જ્યોર્જ ઈ. સ. ૧૯૧૧ ના જૂન માસની ૨૨ તારીખે ઈંગ્લંડમાં અને તેજ સાલના ડિસેમ્બરની ૧૨ મી તારીખે હિંદુસ્તાનમાં ગાદી પર બેઠા હતા. તે વખતે હિંદીપ્રજાના પ્રેમને સત્કારવા તેઓશ્રી હિંદમાં પધાર્યા હતા. દિલ્હીમાં મોટો દરબાર ભરાયો હતો. ઇ.સ. ૧૯૧૪ માં યુરોપમાં મહાન વિગ્રહ જાગ્યો, તેમાં તેઓને ઉતરવું પડ્યું. તેમાં તેઓએ જીત મેળવી. દર દસ દસ વર્ષે હિંદુસ્તાનને સાંસ્થાનિક સ્વરાજ્યને રસ્તે લઈ જતા મોંટેગ્યુ ચેમ્સફર્ડના સુધારા પર ઇ. સ. ૧૯૨૦ મા તેમના શુભ હસ્તે સહી થઈ. તેમના હાથે હિંદુસ્તાનના જવાબદારી રાજ્યતંત્રનો ઉદય થયો. હવે આગળ મિત્રવર્ય કહેશે.

રમેશ:—ધારાસભાઓનાં ખરાં સ્વરૂપ ત્યારથી ઘડાયાં. હિંદવાસીઓને ઘણા હક્કો એથી પ્રાપ્ત થયા અને બીજા હક્કો મળવાની આશાઓ બંધાઈ છે. જવાબદારી રાજ્યતંત્ર ચલાવવા જેટલી આપણી લાયકાત કેળવાતી જાય છે, એટલે નામદાર શહેનશાહના સમયમાં સુખશાંતિ સાથે સ્વાતંત્ર્યના પ્રવાહમાં આપણે આગળ વધીએ છીએ એ અસંખ્ય લાભ છે, માટે નામદાર શહેનશાહ પંચમજ્યોર્જ ને નામદાર શહેનશાહ બાનુ મેરી દીર્ઘાયુષ્ય ભોગવે અને તેમની તથા તેમના રાજ્યની દિનપ્રતિદિન આબાદી વધે એવી પ્રભુપ્રાર્થના કરી આજના મહોત્સવનું શુભકાર્ય સમાપ્ત કરીશું.

બધા:— સ્રગ્ધરા

બહોળાં ગંગાજળનાં જ્યાં શુચિજળ ઉછળે તે હિમાદ્રિ થકી તે,
રાજે રત્નો રૂડાં જ્યાં વિવિધ તટમાં દક્ષિણાબ્ધિ સુધી તે;
રાજેંદ્રો ને નરેંદ્રો મનુગણ સઘળે પ્રાર્થતાં હે કૃપાળુ,
સમ્રાટ્ સમ્રાની કેરાં, હૃદય થકી ચહે, સુખદાં દીર્ઘ આયુઃ.

---

## બાળકની ભાવના



જો આપણે બાળકોને ખરી રીતે ઓળખવા માગતા હોઈએ તો આપણે આપણી જાતને નીચેના પ્રશ્નો પૂછવા જોઈએ.

તમે બાળકોના સંસર્ગમાં કદાપિ આવ્યા છો ? તમે બાળકોનો સહવાસ કદી સેવ્યો છે ? બાળકોના માનસને પીછાનવા તમે કદાપિ પ્રયત્ન કર્યો છે ? બાળકની રમતો, તેમનો આહ્લાદ, ચેષ્ટાઓ કે હાવભાવ કદી નિહાળ્યા છે ? યદિ આ પ્રશ્નોના જવાબ તમારી પાસે નકારમાં હોય તો—

કોઈ સંધ્યા સમયે, નદી કે દરીઆની રેતીમાં શંખલાંઓ વીણતાં કે ગણતાં તેમજ રેતીનાં ઘર બનાવતાં બાળકોને નિહાળજો; વર્ષા ઋતુથી ભીંજાએલી માટીથી ગામડાનાં બાળકોને ઝુંપડીનો આકાર કરતાં જોજો; કોઈ પુષ્પવાટિકામાં જઈ હરિઆળાં તૃણોથી આચ્છાદિત થએલી ભૂમિ ઉપર આળોટતાં બાળકોને અવલોકજો; કોઈ પૂર્ણિમાની ચમકતી ચાંદનીમાં બાળકોની સ્વતંત્ર રમતગમતોનો સમાગમ સેવજો; કોઈ આંગળીએ વળગાડેલા ફરવા જતા બાળકના કાલાઘેલા પ્રશ્નો સાંભળજો; કોઈ વખત તમારી જાણમાં હોય, છતાંય અજાણતાનો આડંબર કરી ચાલવા જતાં પડી જતા બાળકને નિહાળજો; તેમજ કોઈ વખત પડી જતા બાળકને તેના પડી જવાની જાણ બતાવજો, કોઈ બાલ્યવયના બાળકને મોટેરાંની માફક તપખીર સુંઘતાં કે ચાળા પાડતા તેના મુખારવિંદના ફેરફારો પેખજો; કોઈ બાળકનું સમોવડીઉ મિત્ર રુદન કરતું હોય તો તેને તેમ કરતું બંધ કરવા માટે તેની સમજાવવાની, પટાવવાની કે ફોસલાવવાની શક્તિ અનુભવજો; કોઈ બાગબગીચામાં આકર્ષક પુષ્પોનું સૌન્દર્ય નિહાળતા બાળકને અવલોકજો. કોઈ મદારી કે જાદુગર આગળ જમા થએલાં બાળકોમાંથી એકાદને બોલાવી જોજો.

ઉપર્યુક્ત તેમજ આવી અનેકવિધ બાળક્રિયાઓના અવલોકને તમોને બાળક ઉપર પ્રેમ, મમતા અને માન ઉત્પન્ન થયા વિના રહેશેજ નહિ. સાથે સાથે તેનામાં છુપાએલી શક્તિઓ વિષે, તેની ભાવનાઓ વિષે તેમજ તેના ભાવિ વલણ વિષે પણ બાળકનું અવલોકન તમોને ઉપયોગી થઈ પડશે.

બાળકની આ દરેક ક્રિયા કંઈક ને કંઈક હેતુપુરઃસર હોય છે. એ હેતુઓને સુસાધ્ય કરવા બાળમાનસનો અભ્યાસ માતાપિતાઓને તેમજ શિક્ષકોને આવશ્યક છે.

બાળક જન્મથીજ ભાવનાશીલ હોય છે. બાળક જ્યારથી આ લોકની આબોહવા લેતું થાય છે ત્યારથીજ ક્રમે ક્રમે તેનામાં નવું નવું જોવાની, જાણવાની અને અનુભવવાની વૃત્તિ ઉદ્ભવે છે. પ્રથમ તો તે ચક્ષુરિન્દ્રિયદ્વારા તેની આસપાસની વસ્તુઓનું અવલોકન કરે છે અને ચક્ષુરિન્દ્રિય કેળવે છે. ચક્ષુરિન્દ્રિય કંઈક અંશે દરેલ થતાં માતાપિતાના નાદોથી તેની કર્ણેન્દ્રિય કેળવાય છે. પછી સાધારણ શિશુ વયનું થતાં એટલે કે હાથપગની હલનચલન શક્તિએ ચાલવાની અવસ્થાએ પહોંચતાં નિહાળેલી વસ્તુઓને સ્પર્શ કરવા પ્રેરાય છે. તેટલેથી સંતોષ ન પામતાં અનુભવઅર્થે તેના હાથમાં આવતી ચીજોને ભાગવા ફેડવા મંડે છે. અનુભવ-

દ્વારા તેની સ્નાયુ ઇન્દ્રિય તેમજ ચામડીની સ્પર્શેન્દ્રિય કેળવાય છે. આવી દરેક ક્રિયા તેનામાં જન્મથીજ રહેલા સંસ્કારોના ઉદ્બોધન અર્થે, સ્ફૂરેલી ભાવનાઓને લઇને હોય છે. પછી અનુભવ ઉપરથી બાળક અનુકરણ પર જાય છે. અનુકરણ કરવા માટે તે મનુષ્યોના સમાગમમાં નિકટ ને નિકટ આવતું જાય છે. પ્રથમ તો બાળકને માતાપિતાનો સહવાસ વધુ આનંદકારી હોય છે કારણ કે માતાપિતાના સહવાસમાં તેને વધુ વખત રહેવાનું હોય છે, ત્યારપછી તેઓ શેરી કે ફળીઆનાં મનુષ્યોના સહવાસમાં આવે છે. નજીકના મનુષ્યોના સહવાસ પછી બહારના સહવાસમાં આવવા લલચાય છે. એમ ક્રમશઃ તે સૃષ્ટિના સમાગમમાં આવતો જાય છે.

બાળવિકાસના આ ક્રમને જો આપણે અનુલક્ષીએ તો બાળકની કેળવણી સર્વ અંશે પરિપૂર્ણ કરી શકીએ. આપણે જાણીએ છીએ કે જ્યારે જ્યારે બાળકોની ભાવનાથી વિરુદ્ધ વર્તન આપણે કરીએ છીએ અથવા તો તેમના ભાવનાપ્રદેશમાં જ્યારે આપણે બાધારૂપ કે વિઘ્નરૂપ થઈ પડીએ છીએ ત્યારે ત્યારે બાળક નિરાશ થઈ રુદન કરવાનું શરૂ કરે છે, કારણ કે રુદન સિવાય તેની પાસે બીજો ઇલાજ નથી. કોઈ વખત પસંદ પડેલી ચીજ મેળવવામાં વિલંબ થવાથી અથવા ન મળવાથી પણ તે રડે છે, તો કોઈ વખત તેની શક્તિ ઉપરાંત મુશ્કેલીમાં આવી પડતાં તેના માર્ગમાંથી છટકવાને માટે પણ રડે છે. આમ બાળકનું રુદન ઘણે-ખરે અંશે તેની ભાવના ન પોષાવાને અંગે હોય છે. તેથી ઉલટું એમ પણ બને છે કે તે બાળક હઠીલું થતું નિરુપયોગી વસ્તુ માટે પણ રડે છે. આવે સમયે તેને ખરી વસ્તુથી જાણ કરી તેના રુદનનો તોડ લાવી શકાય છે. કેટલાંક માબાપો તેને ડર બતાવીને રુદન કરતાં બંધ કરે છે. આ રીત બાળકને માટે શાપ સમાન છે અને આગળ જતાં બાળકને ડરપોક ને બાયલું બનાવે છે. ખરી રીતે બાળકની માનસિક શક્તિ બળવાન હોતી નથી તેથી બાળકને ખરી વસ્તુસ્થિતિથી વાકેફ કરી સમજાવી તેને રોતાં અટકાવવું જોઈએ. આ ઉપરથી આપણને સહેજે સમજાશે કે બાળકની ભાવના જ્યારે સંતોષાતી નથી ત્યારેજ તે રુદન કરે છે.

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે બાળકોની ભાવના સંતોષવાની ખાતર આપણે શું શું કરી શકીએ? તેમને રમતો રમાડવી, વાર્તાઓ કહેવી, સૃષ્ટિસૌંદર્યમાં વિહરવા દેવા, વાણીસ્વાતંત્ર્ય યોગ્ય રીતે આપવું. બાળકને વિચાર કરવો પડે તેવા સંજોગોમા મૂકવું અને સ્વઆચારે તેને સદ્વર્તનવાળા બનાવવું. આથી બાળકની દરેક ઇન્દ્રિય તેમજ કલ્પના-

શક્તિ, કે સ્મરણશક્તિ, અનુકરણશક્તિ વગેરેનો વિકાસ થાય છે. સાથે સાથે તેને શારીરિક તાલીમ પણ મળે છે. કેળવણીનો ખરો હેતુ શારીરિક અને માનસિક શક્તિઓને યોગ્ય રીતે ખીલવવાનો છે, માટે બાળકને બાલ્યવયથીજ સંપૂર્ણ અને સર્વઅવયવી કેળવણી આપવી જોઈએ. જેથી તે આગળ જતાં પોતાને "હું મનુષ્ય છું" એ રીતે ઓળખી શકે.

જન્મથીજ બાળકને સમાગમ અને સમભાવ વધુ પ્રિય હોય છે. તેથી બાળક શાળામાં આવતું થતાં તે અન્ય બાળકોનો સહવાસ સેવતું થાય છે. બાળકને પોતાની સમોવયનું બાળક વધુ પ્રિય છે, એટલે તે મોટા માણસોની સંગત ન કરતા પોતાના સમોવડીઆની કરે છે; બાળકને સમોવડીઆં બાળકોનો સહવાસ મળી શકે તેવું સ્થાન તે શાળા છે. શાળામાં તે બાળકો સાથે હળેમળે છે, મિત્રાચારી બાંધે છે, સાથે બેસે છે, અધ્યયન કરે છે, સ્પર્ધામાં ઉતરી શકે છે, છૂટથી બોલી શકે છે, પરોપકારી વૃત્તિ કેળવે છે, સમયે મદદનીશ બને છે. આવા અનેક ગુણો તે શાળામાંથી ગ્રહણ કરે છે. ઉપર્યુક્ત ગુણોએ આચ્છાદિત થતા બાળકને આપણે મૂર્ખ, ઠોઠ કે નાલાયક કહી શું આપણે અન્યાય નથી કરતા? એ વાતો સત્ય છે કે દરેક બાળક ચપળ, આનંદી કે સર્વગુણસંપન્ન નથી હોતું. આવાં બાળકો માટે શાળામાં શિક્ષકો શું શું કરી શકે?

પ્રથમ તો શાળાનું વાતાવરણ બાળકની ભાવનાઓ સતેજ થાય તેવું રાખવું જોઈએ. શિક્ષકે દરેક બાળકના માનસનો અભ્યાસ કરવો જોઈએ. કયા બાળકને કઈ વસ્તુ રુચિકર છે તે જાણી લેવું જોઈએ. વિષય શીખવતાં પહેલાં દરેક બાળકની ભાવના જાણી લઈ તે વિષય પરત્વે તેમની ભાવના પોષાય તેવું વાતાવરણ ઉભું કરવું જોઈએ અને જ્યારે બાળકો ઉત્તેજિત થાય ત્યારે વિષયની રજુઆત એવી રીતે કરવી જોઈએ કે બાળકોને ખબર પણ ન પડે કે આપણે તેમને શું શીખવવા માગીએ છીએ. આમ કરવાથી બાળકોને મન તે વિષય ગમત બરાબર હોય છે. ઉપર્યુક્ત રીતે શાળામાં દરેક વિષયનું જ્ઞાન બાળકની ભાવનાને અનુલક્ષીને અપાય તોજ બાળકની મુશ્કેલીઓ કંઈક અંશે નષ્ટ થાય, શિક્ષણ આપવાનો સરળ માર્ગ બાળકોની ભાવનાને અનુલક્ષી હોવો જોઈએ, કારણકે રસવૃત્તિ કેળવ્યા સિવાય આપેલું જ્ઞાન નિરર્થક છે; માટે શાળામાં શિક્ષણનો વિષય પણ બહુધા તેની ભાવના પર અવલંબે છે. બાળકનામાં જિજ્ઞાસા ઉત્પન્ન કરી આપેલું જ્ઞાન કદી ભુલાતું નથી.

બાળકોમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે આપણે કઈ કઈ યુક્તિઓ અજમાવવી જોઈએ? ભાષાના વિષયમાં ટુંકી ટુંકી વાર્તાઓદ્વારા, જુદાં જુદાં પ્રાણી કે પદાર્થનાં નામની ઓળખ આપીને, નવીન તેમજ તેને મોહક વસ્તુઓથી જાણ કરાવીને જિજ્ઞાસા ઉત્પન્ન કરાવી શકાય. ગણિત જેવો વિષય વ્યાવહારિક જ્ઞાનદ્વારા, ઇતિહાસનો વિષય વાર્તાદ્વારા કે જેનાથી તેની કલ્પનાશક્તિ વધુ ઉત્તેજિત બનતી હોય, ભૂગોળનો વિષય પર્યટનદ્વારા, પદાર્થપાઠનો વિષય પણ પર્યટનદ્વારા તેમજ નિકટના પ્રાણી કે પદાર્થના સમાગમમાં લાવીને અથવા તો નજીકના કોઈ સંગ્રહસ્થાનોમાં લઈ જઈ પદાર્થ કે પ્રાણીનો પ્રત્યક્ષ અનુભવ કરાવીને, શારીરિક તાલીમ માટે રમતોદ્વારા જિજ્ઞાસા ઉત્પન્ન કરી શકાય છે.

જો આપણે બાળકોને ઉચ્ચ કક્ષાએ મૂકવા માગતા હોઈએ તો સ્વકર્તવ્યની ઉંચી સમજે નીચેના નિયમોનું મનન કરો:

(૧) બાળકની ભાવનાને યોગ્ય રીતે સંતોષો;

(૨) બાળકમાં રહેલી જોવાની, જાણવાની અને અનુભવવાની ઉત્કંઠાને વિશેષ પ્રમાણમાં ઉત્તેજિત કરો;

(૩) વાણી, વિચાર અને આચારદ્વારા તેની રસવૃત્તિને પોષો.

(૪) બાળકની સ્વાભાવિક ચપળતાનો ઉપયોગ તેની કેળવણી પ્રત્યે કરો;.

(૫). યાદ રાખો કે કોઈ પણ વિષયમા જિજ્ઞાસા ઉત્પન કર્યા સિવાય આપેલું જ્ઞાન નિરર્થક છે.

ધી માસ્ટર્સ ટયુટોરિયલ હાઇસ્કૂલ,
ગોવાલીઆ ટેન્ક,
મુંબઈ નં. ૭

ચુનીલાલ કાળીદાસ દવે

## ભૂમિતિશિક્ષણ-નીચલાં પ્રાથમિક ધોરણો માટે

(જુલાઈના અંકના તેજ મથાળાના લેખના અનુસંધાનમાં, જુઓ પૃષ્ઠ ૨૭૧)

### ધોરણ ૪ થું

#### વર્તુલ, તેના ભાગ

આ ધોરણનું કામ શરૂ કરતાં પહેલાં બાળક પાસે નાનાં મોટાં વર્તુલ દોરાવવાં. શિક્ષકે કાળા પાટીઆ ઉપર ધીમે ધીમે વર્તુલ દોરવું અને તે વખતે બાળકોને કમ્પાસનું કયું પાંખીઉ ફરે છે, કયું સ્થિર રહે છે અને તે વખતે બંને પાંખીઆં વચ્ચેનુ અંતર એનું એ રહે છે કે વધતું ઓછું થાય છે તે.

જોવા કહેવું. તેજ પ્રમાણે બાળકો પાસે તેમના કંપાસ વડે વર્તુળ દોરાવી કયું પાંખીઉં સ્થિર રહે છે, કયું પાંખીઉં ફરે છે અને બંને પાંખીઆં વચ્ચેનું અંતર એનું એ રહે છે કે વધતું ઓછું થાય છે તે અવલોકવા કહેવું. તે પછી ફરતા પાંખીઆ વડે જે ગોળ લીટી દોરવામાં આવી તેને પરિઘ કહે છે, તે પરિઘ વડે જે જગા ઘેરાઈ તે વર્તુલ છે, બે પાંખીઆં વચ્ચેના અંતરને ત્રિજ્યા કહે છે, જે બિંદુ ઉપર બીજા પાંખીઆની અણી સ્થિર રહે છે તેને મધ્યબિંદુ કહે છે, એ શીખવવું. દરેક બાબત એક પછી એક લેવી અને જુદા જુદા વર્તુલોમાં તે ઓળખાવવી. ત્રિજ્યાને મધ્યબિંદુથી આગળ પરિઘને મળે ત્યાંસુધી લંબાવતાં વ્યાસ બને છે. વ્યાસની લંબાઈ બે ત્રિજ્યાની લંબાઈની બરાબર છે. વ્યાસ વર્તુલને દુભાગે છે.

### કાટખુણો, સાંકડો ખુણો, પહોળો ખુણો :—

વર્ગની સંખ્યાના પ્રમાણમાં ટુકડીઓ પાડવી. દરેક ટુકડીને પહેલેથી તૈયાર રાખેલા વર્તુલના જેવા આકારના ચાર કાગળના કટ (કકડા) વહેંચવા આવા કટ કાગળ ઉપર વર્તુલ દોરાવી બાળકો પાસે પહેલેથી કપાવી શકાય. દરેક વર્તુલને બેવડું વળાવી ફરી બેવડું વળાવો. બરાબર સળ પડાવી ઉકેલી નંખાવો. એ રીતે વર્તુલનું મધ્યબિંદુ જડશે અને તેની આગળ ચાર કાટખુણા પડશે. કાતર, ચપ્પુ અથવા એવા સાધન-વડે દરેક વર્તુલમાંથી એક કાટખુણો કાપી કઢાવો. કાપેલા કાટખુણાની સામેના કાટખુણાની કિનારીના કોઈ પણ બિંદુ અને મધ્યબિંદુથી બાકીનો કટ ઝાલી સળ પડાવો અને એ રીતે કટના બે ભાગ પડાવો. આ રીતે દરેક ટુકડી પાસે ચાર કાટખુણા અને આઠ કાટખુણાથી મોટા ખુણા થશે. મોટા ખુણામાંથી બે ખુણા લો. કાટખુણાથી વધારાનો ભાગ કાપી કઢાવી બાકીના કાટખુણાના બે ભાગ કપાવો. હવે દરેક ટુકડી પાસે ચાર કાટખુણા, ૭ તેનાથી મોટા અને ૭ નાના ખુણા થશે. નાના ખુણાને સાંકડા ખુણા અને મોટાને પહોળા ખુણા કહે છે.

કંપાસની પેટીમાંથી બે ત્રિકોણમાપ કઢાવવાં અને તેમાં કાટખુણો અને સાંકડા ખુણા ઓળખાવવાં. એક કાટખુણો દોરી, તે કાટખુણાના બિંદુમાંથી બહાર એક લીટી દોરાવી એ રીતે કાટખુણામાં સાંકડો ખુણો ઉમેરી પહોળો ખુણો દોરી શકાય છે તે બતાવવું.

### કોણમાપક-ખુણા દોરાવવા :—

આસરે બે ઈંચ લાંબી લીટી દોરાવવી. પછી કંપાસની પેટીમાંથી કોણમાપક કઢાવવું. કોણમાપકની સીધી પટી ઉપર વચ્ચે ઉભી લીટી છે.

તેનું નીચેનું બિંદુ લીટીની જમણી બાજુના છેડા ઉપર મૂકી પડી લીટીની સાથમાં આવે તેવી રીતે સાધન ગોઠવો. સાધનની ઉપર ૧૦,૨૦, ૩૦ એ પ્રમાણે (અંગ્રેજીમાં) આંકડા લખ્યા છે તે બતાવવું. તે શા માટે લખ્યા હશે તે પૂછી કાટખુણાના નેવુમા ભાગને અંશ કહે છે તે શીખવવું. પછી સાધનના ઉપયોગ વડે ૩૦°, ૪૦°, ૬૦°, ૭૫° એવા સાંકડા ખુણા દોરાવવા. તે પછી ૧૦૦°, ૧૨૦° ૧૩૫° એવા પહોળા ખુણા દોરાવવા. લીટીની જમણી બાજુને છેડે ખુણા દોરવાનો મહાવરો થાય તે પછી ડાબી બાજુને છેડે તે દોરતાં શીખવવા. લીટીની ડાબી બાજુના છેડા ઉપર સાધનની પહેલાં જણાવેલી ઉભી લીટીનું બિંદુ મૂકી લીટીની સીધમાં આવે એમ સાધન ગોઠવવું. પછી જમણી બાજુ તરફથી ૧૦, ૨૦....એ પ્રમાણે લખેલા આંકડા બતાવવા અને ઉપર પ્રમાણે સાંકડા અને પહોળા ખુણા દોરતાં શીખવવું. આકૃતિમાં ગુંચવાડો ન થાય તે માટે લીટી ફરી દોરાવવી; એની એ લીટી ચલાવી લેવી નહિ.

એક ચાર ઈંચ લાંબી લીટી દોરાવી તેના ઉપર અર્ધવર્તુલ દોરવું. પછી તેના મધ્યબિંદુ ઉપર સાધનની ઉભી લીટીનું બિંદુ મૂકી પડી લીટીની સીધમાં આવે એમ સાધન ગોઠવવું. પછી સાધન ઉપર ૧૦, ૨૦,...૧૭૦ એ પ્રમાણે લખેલા આંકડા આગળ ટપકા મૂકી સાધન ઉઠાવી લેવું. લીટીને ડાબી બાજુને છેડે ૦ લખવું, જમણી બાજુને છેડે ૧૮૦ લખવું. એક પછી એક ટપકાં અને મધ્યબિંદુ આગળ પટી (લીટી દોરવા માટેની) મૂકી તે વડે અર્ધવર્તુલની અંદર નાની લીટીઓ દોરવી. પછી ૦ પછીની લીટીની આગળ ૧૦, તે પછીની લીટીની આગળ ૨૦ એમ બહારની બાજુએ લખવું. જમણી તરફ અંદરની બાજુએ અનુક્રમે ૦, ૧૦, ૨૦, ૧૮૦ એમ લખવું. એટલે કોણમાપકનું ચિત્ર થશે. એ પ્રમાણે બાળકો પાસે ચિત્ર દોરાવવું.

## કંપાસના બિંદુઓ :—

વર્ગના ઓરડાની દિશાઓ તથા દિશાઓ વચ્ચેના ખુણા પૂછવા. કોઈ પણ નકશો લઈ તે ઉપરની દિશાઓ અને ખુણા પૂછવા. દિવસે સૂર્ય ઉગે છે તે દિશાને પૂર્વ કહે છે અને ધ્રુવના તારા ઉપરથી રાત્રે ઉત્તર દિશાની ખબર પડે છે તે પૂછવું. ઘણી વાર રાત્રે અને કેટલીક વાર દિવસે તોફાન થાય છે ત્યારે દિશા સૂઝતી નથી, એટલે મુસાફરી કરવી ખાસ કરીને દરીઆમાં મુસાફરી કરવી એ જોખમભરેલું થઈ જાય છે. તેવે વખતે દિશા બતાવે એવું એક સાધન છે તેનો ઉપયોગ કરવામાં આવે છે. તેને હોકાયંત્ર કહે છે.

નાનું રમકડા જેવું હોકાયંત્ર બે ત્રણ આનામાં મળે છે. અને ત્યાં-સુધી તે મેળવી મેજ ઉપર મૂકી બાળકોને બતાવવું. મેજ ઉપર તેને ગોળ ફેરવવું. તે વખતે તે યંત્રની સોયની અણી ઉત્તર તરફ જ રહે છે, તે તરફ તેમનું ધ્યાન ખેંચવું. 'ઉત્તર' એ શબ્દ માટેનો અંગ્રેજી શબ્દ N અક્ષરથી શરૂ થાય છે. તે અક્ષર ઉપર સોયની અણી આવે એવી રીતે સાધન ફેરવી ગોઠવવાથી તોફાન વખતે પણ ઉત્તર અને બીજી બધી દિશાઓ જણાઈ આવે છે. તે સાધન ઉપરનાં ચાર દિશા અને વચ્ચેના ખુણા દર્શાવતાં બિંદુઓ બતાવવાં. આપણે તેનું ચિત્ર દોરીએ—

આસરે ચારથી પાંચ ઈંચ બાજુના ચોરસ કટ બાળકોને વહેંચવા. તેના ચાર ચોરસ ભાગ પડે તેવી રીતે વળાવી સળ પડાવવા. પછી ઉકેલી નાખી, સામસામા છેડા મેળવી, એ રીતે બે તિરકસ સળ પડાવી આઠ સરખા ભાગ પડાવવા. પછી વચ્ચેના બિંદુને મધ્યબિંદુ ધારી વચ્ચે આસરે અર્ધા ઈંચનું અંતર રહે એવાં બે વર્તુલ દોરવાં. વર્તુલની વચમાં આઠ સળ ઉપર દિશાનાં અને ખુણાનાં નામ લખવા. દિશા અને ખુણા દર્શાવતાં વર્તુલ ઉપરનાં આ બિંદુને કંપાસના બિંદુઓ કે હોકાયંત્રના બિંદુઓ કહે છે.

### ચોરસમાપ ચોરસ અને લંબચોરસ:—

એક ચાર ઈંચ બાજુ ઉપર ચોરસ દોરો. બધી બાજુઓ ઉપર ઈંચ ઈંચને છેટે ટપકાં મૂકો. ઉભી સામસામી બાજુઓ ઉપરનાં સામસામાં બિંદુ સાધી ચાર એક ઈંચ પહોળા હારો થશે. ઈંચ ઈંચને છેટે કાટખુણે લીટી દોરવાથી દરેક હારમાં ચાર એક ઈંચ બાજુના ચોરસ થશે. એક ઈંચ બાજુનો ચોરસ એટલે એક ચોરસ ઈંચ, એટલે ચોરસનું માપ = ૧ ચો. ઈ. × ૪ × ૪ = ૧૬ ચો. ઇ. કારણ કે દરેક હારમાં ૧ ચો. ઈ. × ૪ છે અને હાર ચાર છે.

તેવી રીતે જો ક ઈંચ બાજુનો ચોરસ હોય અને ઈંચ ઈંચને છેટે ટપકાં મૂકી સામસામાં ટપકાં સાંધી ચોરસ ઈંચ જેવડા ભાગ બનાવીએ તો એક હારમાં ૧ ચો. ઈ.×ક છે અને ક હાર છે. માટે

ચોરસનું માપ=૧ ચો. ઈ.×ક×ક ચો. ઇ.

તેવી રીતે ૪" લાંબા, ૩" પહોળા લંબચોરસમાં ચારે બાજુઓમાં ઈંચ ઈંચને છેટે ટપકાં મૂકી, સામસામાં ટપકાં સાંધી ચોરસ ઈંચ જેવડા ભાગ બનાવાય, હારો ત્રણ (પહોળાઈના અંક જેટલી) છે અને દરેક હારમાં ૧ ચો. ઈ×૪ (લંબાઈના અંક જેટલા) છે. એટલે લંબચોરસનું

ચો. માપ = ૧ ચો. ઇં. × ૪ × ૩ = ૧૨ ચો. ઇ. તેવી રીતે જો લંબ-ચોરસની લંબાઈ લ ઇંચ હોય અને પહોળાઈ પ ઇંચ હોય છે તો બતાવી શકાયઃ લંબચોરસનું ચો. માપ=૧ ચો. ઈ. × લ × પ=લપ ચો. ઈ.

ઉપરના દરેક ઉદાહરણમાં હારો કર્યા પછી દરેક હારમાંથી એક ઇંચ બાજુના ચોરસ કપાવી ગણતરી કરાવાય.

તે પ્રમાણે લંબચોરસ ઓરડાનું ચો. માપ = ૧ ચો. ફુટ × લ × પ = લપ ચો. ફુટ

લંબચોરસ જમીનના કકડાનું ક્ષેત્રફળ = ૧ ચો. વાર × લ × પ = લપ ચો. વાર.

લ એટલે લંબાઈના વારનો અંક અને પ એટલે પહોળાઈના વારનો અંક એ યાદ રાખવાનું છે.

કાટખુણ ત્રિકોણ




ચોરસ અને લંબચોરસનું માપ શોધી કાઢવાની રીત યાદ રાખી ઉપરની આકૃતિના જમણા અને ડાબા ભાગ તરફ નજર કરતાં માલમ પડશે કે દરેક કાટખુણ ત્રિકોણ કોઈ અમુક ચોરસ અથવા લંબચોરસનું અર્ધ છે, અને તેની કાટખુણાવાળી બાજુઓ તે ચોરસ અથવા લંબચોરસની લંબાઈ–પહોળાઈ છે. એક બાજુ લ ઇંચ ને બીજી પ ઇંચ હોય તો કાટખુણ ત્રિકોણનું ચો. માપ = લંબચોરસનું અર્ધ = $\frac{1}{2}$ લપ ચો. ઇંચ.

આકૃતિની ડાબી બાજુના ત્રિકોણમાં છે તે પ્રમાણે બાજુઓ સરખી હોય અને બાજુ = ક ઈંચ હોય તો

કાટખુણ ત્રિકોણનું ચો. માપ = $\frac{1}{2}$ ક × ક ચો. ઇંચ (કારણકે ચોરસનું માપ ક × ક ચો. ઇંચ થાય છે)

ત્રિકોણ

અબક ત્રિકોણ દોરો. મોટામાં મોટી બાજુ નક્કી કરો. તે બાજુને પાયો કહો. પાયાને બે છેડે બે લંબ દોરો અને પાયા ઉપર સામા

બિંદુમાંથી લંબ દોરો. તેજ સામા अ બિંદુમાંથી ત્રણે લંબને કાટખુણે આવે એવી લીટી દોરો (જુઓ ઉપર દોરેલી આકૃતિ).

अबक ત્રિકોણ = ડાબી બાજુનો કાટખુણ ત્રિકોણ + જમણી બાજુનો કાટખુણ ત્રિકોણ
= આખી આકૃતિના જમણી બાજુના ભાગનું અર્ધ
+ આખી આકૃતિના જમણી બાજુના ભાગનું અર્ધ
= આખી આકૃતિનું અર્ધ

આખી આકૃતિ લંબચોરસ છે. તેની લંબાઈ તે ત્રિકોણનો પાયો बक છે. ને પહોળાઈ તે अ બિંદુમાંથી દોરેલા લંબની બરાબર છે. તે લંબ ત્રિકોણની ઉંચાઈ કહેવાય છે. હવે પાયો क ઈંચ હોય અને ઉંચાઈ च ઈંચ હોય તો

अबक ત્રિકોણનું માપ = $\frac{1}{2}$ कच ચો. ઇચ.

ઉપર દોરેલી આકૃતિના માપ પ્રમાણે:

अबक ત્રિકોણનું માપ = $\frac{1}{2}$ × ૩ × ૧ ચો. ઇચ. = $\frac{3}{2}$ ચો. ઇચ
= ૧$\frac{1}{2}$ ચો. ઇચ

આવી રીતે ત્રિકોણનું માપ કાઢવાનો મહાવરો થાય એટલે તેવા આકારના ખેતરનું માપ કઢાવવું. ચતુષ્કોણ, પંચકોણ, પટ્કોણ એવા આકારના ખેતરનું ક્ષેત્રફળ (ચોરસ માપ) શોધી કાઢવું હોય તો તેની આકૃતિ દોરી તેના ત્રિકોણાકાર ભાગ પાડી, દરેક ત્રિકોણનું ક્ષેત્રફળ નીકળશે. બહુકોણ ખેતરનું ક્ષેત્રફળ કાઢવાની આ રીતને ત્રિકોણરીતિ કહે છે.

**ઘનમાપ**

એક ઇચ લાંબો, એક ઇચ પહોળો અને એક ઇચ ઉંચો એવા લાકડાના કકડા ભરેલી પેટીઓ આવે છે. તે ન મળી શકે તેમ હોય તો પુઠાના કકડાના તેવા ઘન બનાવી તૈયાર રાખવા જોઈએ. તેવા ઘનને ઘનઈંચ કહે છે. એક ફુટ લાંબો, એક ફુટ પહોળો અને એક ફુટ ઉંચો તેવા આકારનો ઘન હોય તો તે ઘનફુટ કહેવાય છે. અંદરથી ૬'' લાંબુ, ૪'' પહોળું અને ૩'' ઉંચું લાકડાનું ખોખું લો. તેમાં ઘન ઇચ ગોઠવો. એક હાર ૬ ઘન ઇંચની થશે. એટલે એક હારમાં ૧ ઘ. ઇચ × ૬ થશે. તેવી ૪ હારો ગોઠવાશે. એટલે એક ઇચ જેટલા ઉંચા પડમાં ૧ ઘ. ઇચ × ૬ × ૪ ગોઠવાશે. ૩'' ઉંચાઈ છે માટે તેવાં ત્રણ પડ થશે. એટલે ખોખાની અંદરની જગાનું ઘનમાપ = ૧ ઘ. ઇચ × ૬ × ૪ × ૩ = ૭૨ ઘ. ઇચ થશે. તેવી રીતે ૬' લાંબો, ૪' પહોળો અને ૩' ઉંચો પટારો હોય તો તેનું

ઘનમાપ = ૧ ઘ. ફુટ × ૬ × ૪ × ૩ = ૭૨ ઘન ફુટ થશે. એટલે ખોખાની **ક** ઇંચ લંબાઈ, **ખ** ઇંચ પહોળાઈ ને **ગ** ઇંચ ઉંચાઈ હોય તો તેનું ઘન-માપ = **કખગ** ઘ. ઈંચ થાય (**ક ખ ગ** એટલે **ક** × **ખ** × **ગ**).

અનિયમિત ઘનપદાર્થનું ઘનમાપ કાઢવાની એક સારી રીત છે. એક લંબઘન આકારનું વાસણ લો. તેમાં ઘનપદાર્થ સારી રીતે ડુબી શકે તેટલું પાણી રેડો. પાણી જે સપાટીએ હોય તે જગાએ ધોવાઇ ન જાય તેવી નિશાની કરો. તેમ ન બને તો ફુટપટી સીધી ડુબાડી પાણી કેટલી ઉંચાઈએ છે તે નક્કી કરો. પછી પેલો ઘન પદાર્થ ડુબાડો. કેટલા ઇંચ પાણી ઉંચુ ચઢયું તે નિશાનીથી માપો. અથવા ફરી ફુટપટી સીધી ડુબાડી નક્કી કરો. જેટલી જગા ઘનપદાર્થે રોકી તેટલી જગા પાણીને ખસી આપવી પડી, એટલે પાણી ઉપર ચઢયું. એટલે ઘન પદાર્થનું ઘન-માપ = ચઢેલા પાણીનું ઘન માપ. હવે વાસણની અંદરથી લંબાઈ ૬", પહોળાઈ ૪" હોય અને પાણી ૧½" ચઢયું હોય તો ચઢેલા પાણીનું ઘન માપ = ૧ ઘ. ઈંચ × ૬ × ૪ × ૧½ = ૩૬ ઘ. ઇંચ થશે.

અંદરથી એક ફુટ લાંબુ અને એક ફુટ પહોળુ એવા વાસણમાં પાણી ભરી તેમાં ઘન પદાર્થ ડુબાડતાં જે પાણી ½' ચઢે તો,

ઘન પદાર્થનું ઘનમાપ = ચઢેલા પાણીનું ઘનમાપ
= ૧ ઘં. ફુ. × ૧ × ૧ × ½
= ½ ઘ. ફુ.

આવા વાસણમાં ઘન પદાર્થ ડુબાડતા જેટલા ફુટ પાણી ઉંચુ ચઢે તેટલા ઘનફુટ તે પદાર્થનું ઘનમાપ થાય.

પ્રે. ર. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

---

# નીતિશિક્ષણ

શાળામાં નીતિનું શિક્ષણ કેવી રીતે આપવું, તેને માટે બે મત છે. એક મત એવો છે, કે વિદ્યાર્થીને જુદી જુદી જાતની નીતિના પાઠ આપીને પ્રત્યક્ષ રીતે નીતિનું શિક્ષણ આપવું. બીજો મત એવો છે, કે વાચન, કવિતા, ઇતિહાસ, ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન વગેરે વિષયો શીખવતી વખતે તેમાં આવતા નીતિના પ્રસંગોદ્વારા પરોક્ષ રીતે નીતિનું શિક્ષણ આપવું. અગાઉ

પહેલા મત પ્રમાણે નીતિના પાઠોદ્વારા શાળામાં નીતિશિક્ષણ અપાતું હતું. હાલમાં બીજા મત પ્રમાણે શાળામાં નીતિનું શિક્ષણ આપવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે નીતિનું શિક્ષણ કેવી રીતે આપવું, તેને માટે બે મત છે, છતાં બાળકોને નીતિશિક્ષણ આપવાને માટે બે મત નથી; એટલે બાળકોને શાળામાં કોઈપણ રીતે નીતિશિક્ષણ તો મળવુંજ જોઈએ એ વાત સર્વમાન્ય છે. હવે એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે, કે નીતિનું શિક્ષણ બાળક શાળામાં આવે ત્યારેજ શરૂ થાય છે એમ નથી. આ શિક્ષણની શરૂઆત તો ઘર આગળ થઈ ગએલી હોય છે. બાળક ઘર આગળ જેવા વાતાવરણમા ઉછરે છે, તેવા સંસ્કાર તેને પડે છે.

આ ઉપરથી સ્પષ્ટ છે કે નીતિના શિક્ષણને માટે બાળકનાં માબાપ અને શિક્ષક બન્ને જવાબદાર છે. શાળામા દાખલ થયા પછી પણ બાળકનો બાકીનો સમય ઘરના વાતાવરણમા વ્યતિત થાય છે, એટલે બાળકના નીતિશિક્ષણ માટે શિક્ષક કરતાં માબાપની જવાબદારી વધે છે. નાનું બાળક જેવું જુએ છે તેવું શીખે છે, એટલે તે માબાપ અને શિક્ષકની રહેણીકરણીનું અવશ્ય અનુકરણ કરે છે. આ કારણથી માબાપે અને શિક્ષકે પોતાની રહેણીકરણી દોષરહિત બનાવવી જોઈએ. માબાપ અને શિક્ષકની બેદરકારીથી બાળક નીતિને બદલે અનીતિ શીખે છે, અને તેનું પરિણામ ભયંકર આવે છે. નીતિશિક્ષણને માટે ઘર આગળ માબાપે અને સ્કૂલમા શિક્ષકે શી શી સાવચેતી રાખવાની જરૂર છે, તે આ લેખમાં જણાવીશું. પ્રથમ તો નીતિની ઉત્કૃષ્ટતા, આવશ્યકતા અને સર્વમાન્યતા વિષે વિચાર કરીએ.

સત્ય, દયા, ક્ષમા, પ્રમાણિકપણું, કર્તવ્યપરાયણતા, પ્રતિજ્ઞાપાલન, આસ્તિકતા વગેરે સદ્ગુણોનો સમાવેશ નીતિમાં થાય છે. આવા સદ્ગુણોથી અલંકૃત જીવન એટલે નીતિમય જીવન એજ ખરૂં જીવન છે. એથી ઉલટું અનેક પ્રકારના દુર્ગુણોથી યુક્ત એટલે અનીતિમય જીવન એ અધમ જીવન છે. નીતિમાન મનુષ્ય હમેશા વંદનીય છે. તેના મુખ પર આંખને આંજી નાખે એવો અદ્ભુત પ્રકાશ પ્રકાશી રહેલો હોય છે. અધમ મનુષ્યોની દષ્ટિ તે પ્રકાશની સામે સ્થિર રહી શકતી નથી એટલુંજ નહિ, પણ તે અવર્ણનીય પ્રતાપ જોઈ તેમના હાજા ગગડી જાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે અનીતિ ઉપર નીતિ સંપૂર્ણ વિજય મેળવે છે. ખરેખર, નીતિમાં કંઈક અજબ પ્રકારનુ સામર્થ્ય રહેલું છે. નીતિ વડેજ આ જગતના વ્યવહાર ચાલી રહેલા છે. જો પ્રત્યેક વ્યક્તિ નીતિનો અનાદર કરે, તો

સઘળું અસ્તવ્યસ્ત થઈ જાય. વસ્તુતઃ આ જગતનો આધારસ્તંભ નીતિજ છે. ટુંકામાં કહીએ તો નીતિ વડેજ આ જગતનું અસ્તિત્વ છે. આવી પ્રબળ સત્તાને લીધેજ નીતિનું પદ સર્વોપરિ છે. અનીતિમાન મનુષ્યના હૃદયમાં પણ ઉંડાણમાં એક એવી દૈવી શક્તિ રહેલી છે, કે તે તેને અનીતિને રસ્તે જતાં અટકાવવાનો અને નીતિને રસ્તે વાળવાનો પ્રયત્ન કરે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે, કે જગતમાં નીતિ સર્વમાન્ય છે.

આ પ્રમાણે નીતિની ઉત્કૃષ્ટતા, આવશ્યકતા અને સર્વમાન્યતા સિદ્ધ કર્યા પછી તેના શિક્ષણની જરૂરિઆત સંબંધી વિવેચન કરીશું. મનનું વલણ પાણીના જેવું છે. પાણીનો પ્રવાહ જેમ સ્વાભાવિક રીતે નિચાણ તરફ જાય છે, તેમ મન પણ નીચે જવાનો પ્રયત્ન કરે છે. અર્થાત્ તે સારી બાબત કરતાં નઠારી બાબત ઝટ ગ્રહણ કરે છે. નીતિના વર્તનની છાપ મન ઉપર જેટલી ત્વરાથી અને જેવી પડે છે, તેના કરતાં અનીતિના વર્તનની છાપ અતિશય ત્વરાથી અને વધારે સજ્જડ પડે છે. મનની આ સ્વાભાવિક અધમતાનું નિવારણ કરવાને માટે સારા ઉપદેશની એટલે નીતિના શિક્ષણની અગત્ય છે. જેમ પાણીનું સ્વાભાવિક વલણ નાબુદ કરી તેને ઉંચે લઈ જવાને માટે પંપનો ઉપયોગ કરવો પડે છે, તેમ મનને ઉચ્ચ સ્થિતિમાં મૂકવાને માટે નીતિશિક્ષણ રૂપી પંપની જરૂર છે. વળી જગત અનેક પ્રકારની લાલચોથી ભરપુર છે. તમાંની કોઈપણ લાલચને વશ થઈ, મનુષ્ય અનીતિનું આચરણ કરે છે. અનીતિનું અવલંબન આખરે "ડુંગરા દૂરથી રળિઆમણા" એ કહેવત પ્રમાણે તેને દુઃખદાયક થઈ પડે છે. મનુષ્યને જો નીતિનું શિક્ષણ મળ્યું હોય, તો તેને આવી દુઃખદ સ્થિતિ અનુભવવાનો પ્રસંગ ભાગ્યેજ આવે છે; કારણ કે તે સારાસારનો વિચાર કરી શકે છે, અને તેથી ગમે તેવી લાલચને પણ લાત મારીને તેનાથી દૂર રહી શકે છે. આવી રીતે નીતિનો પંથ લેવાથી તેને કોઈપણ જાતનો ભય રહેતો નથી. નીતિનો માર્ગ સાચું સુખ આપનારો છે, પણ તે માર્ગનું યથાર્થ જ્ઞાન નીતિના શિક્ષણથી મળી શકે છે.

હવે નીતિના શિક્ષણ સંબંધી કેટલીક મહત્વની બાબતોનું જરા વિસ્તારથી વિવેચન કરીશું. "કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે છે." એ કહેવત પ્રમાણે બાળકના અંતઃકરણમાં બાળપણથીજ નીતિના દૃઢ સંસ્કાર પાડવા જોઈએ. બાળકોના મનની વૃત્તિ અતિશય ચપળ હોય છે, તેથી તે જેના સંસર્ગમાં રહે છે તેના વર્તનનું હમેશાં ચપળતાથી અનુકરણ કરે છે. વસ્તુતઃ જે વાતાવરણમાં બાળક ઉછરતું હશે, તેની સંપૂર્ણ અસર તેના

ઉપર થયા વિના રહેશે નહિ. તેની આસપાસનું વાતાવરણ નિર્દોષ એટલે નીતિમય હશે, તો તેના હૃદયમાં સારાં બીજ રોપાશે. એથી ઉલટું જો તેની આસપાસનું વાતાવરણ દોષયુક્ત એટલે અનીતિમય હશે, તો તેના હૃદયમાં નઠારાં બીજ રોપાશે. આ બાબત બરાબર સમજાય એટલા માટે પોપટનાં બે બચ્ચાંના સુપ્રસિદ્ધ દૃષ્ટાંતનું સ્મરણ કરાવવાની જરૂર છે. એકજ માબાપનાં એ બચ્ચાંને સારેનરસે સ્થળે વેચતાં ભવિષ્યમાં એક વિવેકી બન્યું અને બીજું અવિવેકી બન્યું. સારે સ્થળે વેચેલું બચ્ચું જે આવે તેને માનવાચક શબ્દો બોલીને આવકાર આપતું, અને નરસે ઠેકાણે વેચેલું બચ્ચું જે આવે તેને ગાળો દેતું. બન્નેની વાણીમાં આટલો બધો તફાવત પડવાનું કારણ બીજું કંઈ નહિ, પણ તેમની આસપાસનું વાતાવરણજ હતું. નાના બાળકોના સંબંધમાં પણ એમજ છે; એટલે તેમને જેવી સોબત તેવીજ અસર થાય છે, માટે જો આ બાબત તરફ દુર્લક્ષ રાખવામાં આવે તો પરિણામ વિપરીત આવે. આ ઉપરથી એટલું સમજી શકાય છે, કે જો બાલ્યાવસ્થામાં નીતિનો પાયો સારી રીતે રચાયો હોય, તો ભવિષ્યમાં તેનું જીવન નમુનારૂપ બને છે.

નીતિની કેળવણી ઉપર છેક બાળપણથીજ લક્ષ અપાવું જોઈએ, એ નિર્વિવાદ છે. જ્યારે આ સત્ય વિષે બે મત નથી, ત્યારે દેખીતું છે કે નૈતિક કેળવણીની જવાબદારી તેના માબાપ તેમજ શિક્ષકને માથે છે. બાળકને જ્યાંસુધી નિશાળે મૂકવામાં આવ્યું નથી, ત્યાંસુધી તેની જોખમદારી માત્ર તેના માબાપ કે વાલીને માથે છે; પરંતુ તેને શાળામાં દાખલ કર્યા પછી તેના પાલક ઉપરાંત શિક્ષક ઉપર પણ તે જોખમદારી આવે છે.

બાળકના મન ઉપર અનીતિની છાપ ન પડે તે માટે માબાપે અથવા તે જેના આશ્રય નીચે રહેતુ હોય તેમણે કેટલી બધી સાવચેતી રાખવાની જરૂર છે અને તેમની ગફલતથી કેવાં માઠાં ફળ આવે છે, તે બાબતનો વિચાર કરીએ. પ્રથમ સાથી અગત્યની બાબત એ છે કે ઘરમાં માબાપે અને વડીલવર્ગે પોતાનું વર્તન ઉત્તમ પ્રકારનું રાખવું જોઈએ. પોતાની રહેણીકરણીમાં કોઈપણ પ્રકારની ખામી હોય, તો તે પોતાનાં બાળકોના કલ્યાણને માટે તરત સુધારી લેવી જોઈએ. જો તે તરફ બેદરકારી રાખવામાં આવશે, તો તેમની ખામી તેમનાં છોકરાંને વારસામાં મળશે. બાળક થોડુંઘણું સમજણું થાય છે, તે વખતથી ઘરમાં બનતા બનાવો તરફ તે ધ્યાન આપે છે, એટલે નીતિ કે અનીતિના શિક્ષણની શરૂઆત પણ તે વખતથીજ થાય છે. ઘરમાં વડીલ વર્ગમાંનું કોઈ અસત્ય બોલતું હશે, તો પરોક્ષ રીતે બાળકોને અસત્ય બોલવાનું શિક્ષણ મળશે.

વધારે દિલગીરીની વાત તો એ છે, કે કેટલાંક માબાપ પોતે અસત્ય બોલીને નહિ અટકતાં પોતાનાં બાળકોને પણ અસત્ય બોલવાની ફરજ પાડે છે. આ સ્થળે તેનાં એક બે દૃષ્ટાંત આપવાં અયોગ્ય ગણાશે નહિ. કોઈ એક ઘરના અંદરના ભાગમાં બાપ પોતાનું કંઈ કામ કરે છે, અને તેનું પાંચ ૭ વરસનું બાળક તેની પાસે બેસીને રમકડાંથી રમ્યા કરે છે. એટલામાં કોઈ લેણદાર આવીને બહારથી બૂમ મારે છે. આ બૂમ સાંભળીને બાપ પેલા બાળકને આજ્ઞા કરે છે, કે જા બહાર કોઈ આવ્યું છે તેને કહે કે મારા બાપા ઘેર નથી. આ હડહડતું જુઠાણું સાંભળીને કદાચ તે બિચારૂં નિર્દોષ બાળક બાપને પૂછે છે, કે બાપુ! તમે તો ઘરમાં છો, તે છતાં 'ઘરમાં નથી' એમ શા માટે કહેવડાવો છો? તેના જવાબમાં બાપ બાળક ઉપર ગુસ્સે થઈને કહે છે, કે હવે જાણ્યું તારૂં ડહાપણ! ચુપચુપ જા, અને મેં કહ્યું તેમ કહે. બાળક બિચારૂં બહાર જઈને તેના બાપની આજ્ઞા પ્રમાણે અસત્ય બોલે છે.

એવુંજ એક બીજું દૃષ્ટાંત છે. કોઈ એક ગૃહસ્થનાં સગાંમાં કોઈનું મરણ થયું છે. હવે લોકાચાર પ્રમાણે તેમણે અમુક મુદ્દત સુધી તે મરણ પામેલા સગાનો શોક પાળવો જોઈએ. એટલામાં કોઈ તહેવાર આવવાથી તે ગૃહસ્થના ઘરમાં ગુપ્ત રીતે મિષ્ટાન્ન બનાવે છે. હવે આ વાત ગુપ્ત રાખવામાં નાનાં બાળકો વિઘ્નકર્તા થઈ પડે છે. તે વિઘ્ન ટાળવાને માટે માબાપ પોતેજ પોતાનાં બાળકોને અનીતિનો પાઠ ભણાવી દેછે. તેઓ કહે છે, કે જુઓ, તમે આજે આ સારૂં સારૂં ખાવાનું ખાઓ છો, પણ બહાર કોઈ પૂછે તો 'રોટલી ખાધી' એમજ કહેજો. બિચારાં નિર્દોષ બાળકો આ પ્રમાણે જુઠું બોલતાં શીખે છે. આ દૃષ્ટાંતો ઉપજાવી કાઢેલાં નથી, પણ આપણાં ઘરોમાં ખરેખર આવા બનાવો બને છે. તાત્પર્ય એ છે કે ઘરમાં પોતાનાં છોકરાંને સત્ય બોલતા શીખવવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટું આવી રીતે અસત્ય બોલવાનું શિક્ષણ અપાય છે.

આ તો એક પ્રકારની અનીતિની વાત કહી, પણ આવી રીતે માબાપની અજ્ઞાનતાથી બાળકો ઘણી જાતની અનીતિ શીખે છે. ધારો કે બાપને બીડી પીવાનું વ્યસન છે, અને નાનાં બાળકોની હાજરીમાં તે નિશ્ચિંતપણે મોઢામાંથી ધુમાડાના ગોટેગોટા કાઢે છે. નિર્દોષ બાળકોને આ પ્રદર્શન ઘણું આકર્ષક થઈ પડે છે; તેથી બાપની ગેરહાજરીમાં જાતે પ્રયોગ કરીને તે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરે છે. કેટલાક લોકો તો વળી એટલા બધા મૂર્ખ હોય છે, કે પોતે બીડી પીતાં પીતાં પોતાના બાળક છોકરાને પણ

બીડી પાય છે, અને તેના મોઢામાંથી ધુમાડો નીકળતો જોઈ જાણે જગ જીત્યા હોય તેમ ખૂશ ખુશ થઈ જાય છે. કહેવાની મતલબ એ છે, કે વ્યસની બાપ આ પ્રમાણે પોતાનાં છોકરાંને પણ વ્યસની બનાવે છે.

ઉપર જણાવેલી સઘળી હકીકતનો સારાંશ એ છે, કે માબાપની ભુલથી છોકરાં અનીતિમાન બને છે આ પ્રમાણે માબાપ પોતેજ પોતાનાં વહાલા-માં વહાલાં બાળકોના જીવનમાં ઝેર રેડે એના જેવું બીજું કંઈ પણ શોચનીય નથી, માટે તેમણે પોતાની ભૂલો કાળજીપૂર્વક સુધારવી જોઈએ. વળી પોળમાં કે ફળીઆમાં છોકરાં રમવા જાય, ત્યારે પણ તેમના ઉપર વારંવાર દેખરેખ રાખવી જોઈએ. એમ કરવાનો હેતુ એ છે, કે તેમને નઠારાં છોકરાંની સોબતથી દૂર રાખી શકાય. જો આ બાબતમાં દુર્લક્ષ રાખવામા આવશે, તો છોકરાં ખરાબ સોબતથી અનેક પ્રકારના દુર્ગુણો શીખશે. બાળક પાડોશમાં કોઈને ત્યાં રમવા જાય, અને ત્યાંથી લાલચને લીધે કંઈ ચીજ લાવે, તો તેને ધમકાવીને તે ચીજ તેની સાથેજ પાછી મોકલવી; તથા ફરીથી તે પ્રમાણે ન કરે, એટલા માટે તેને ખૂબ શિખા-મણ આપવી.

નાનાં બાળકોને નીતિની કેળવણી આપવાને માટે તેમની માએ વિશેષ કાળજી રાખવાની જરૂર છે, કારણકે તેઓ બાપના કરતાં માના સહવાસમાં વધારે વખત રહે છે. મા ભણેલી અને સદ્ગુણી હોય, તો તે પોતાની આ ફરજ સારી રીતે બજાવી શકે. કેટલાંક માબાપ પુત્રીની કેળવણી તરફ દુર્લક્ષ રાખે છે, પણ તે ઘણુંજ ખોટું છે. નાની બાળાઓ ભવિષ્યની માતાઓ છે, અને તેમને હાથે ભવિષ્યનાં બાળકો ઉછરવાનાં છે. આ મહત્વનું સત્ય ધ્યાનમાં રાખી માબાપે પોતાની પુત્રીઓની કેળવણી તરફ જરા પણ બેદરકારી રાખવી નહિ કેટલીક અણસમજુ માતાઓ પોતાની નાની વયની બાળાઓને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અનેક પ્રકારની કુટેવો શીખવે છે. તે કુટેવો જેમ જેમ તેમની ઉંમર વધે છે, તેમ તેમ પરિપક્વ થતી જાય છે; અને પરિણામે ઘણીજ દુઃખદાયક થઈ પડે છે. વળી કેટ-લીક મૂર્ખ માતાઓ તો પોતાની બાળક પુત્રીઓને બેશરમી ગાળો દે છે. તેમની આ ટેવ ઘણીજ ધિક્કારવા લાયક છે. નાની પુત્રીઓનાં કુમળાં મગજ ઉપર આવી ગાળોના પ્રહાર ઘણીજ ખરાબ અસર કરે છે. પોતાની માનું બોલેલું સાભળીને નિર્દોષ બાળકીઓ પણ તે પ્રમાણે બોલતાં શીખે છે. આ પ્રમાણે માનું અજ્ઞાન પુત્રીનું અહિત કરે છે.

વસ્તુસ્થિતિ જ્યાં આ પ્રમાણે હોય, ત્યાં બાપને માથે બેવડી ફરજ આવી પડે, એ નિર્વિવાદ છે. આમ હોય ત્યારે પુરુષે ધીરજ અને ઉત્સાહથી આ બેવડી ફરજને પણ પહોંચી વળવાનો પ્રયાસ કરવો જોઈએ. તેણે પોતાની અભણ પત્નીને સદ્‌બોધ આપીને સુધારવી; અને પોતાનાં બાળકોને કેવી રીતે નીતિમાન બનાવવાં તેનું પણ તેને જ્ઞાન આપવું. મા પોતાનાં સંતાનોનું અંતઃકરણ પૂર્વક હિત ઇચ્છે છે, તેથી બાળકોનાં જીવન સુધારવાના સંબંધમાં માને માથે કેવી અગત્યની ફરજ છે, તેનું તેણને બરાબર ભાન કરાવ્યું હોય, તો તે પોતાનું કર્તવ્ય બજાવવામાં જરા પણ ભૂલ કે બેદરકારી કરશે નહિ. આ પ્રમાણે મા અને બાપ બન્ને પોતપોતાની ફરજ સમજનારાં, સદ્‌ગુણી અને ખંતીલાં હશે, તો બાળકોને સુધારવાનું કામ ઘણુંજ સરળ થશે, એમાં જરા પણ શક નથી.

સમજુ માબાપોએ એક બાબત ખાસ લક્ષમાં રાખવાની છે, કે તેમણે પોતાનાં બાળકોને ઉત્સાહી અને હિંમતવાન બનાવવાં. કેટલાંક માબાપ પોતાનાં કુમળાં સંતાનોને ખોટા ભય બતાવી નાનપણથીજ બીકણ બનાવી દે છે. બાળક પજવે નહિ એટલા માટે કે બીજા કોઈ કારણને લીધે તે તેમનાં કોમળ હૃદયમાં બીક ઉત્પન્ન થાય એવા વાકયો સંભળાવે છે. "ઘરમાં આવ, નહિ તો હમણાં બાવો પકડી જશે." "ઊંઘી જા, નહિ તો બાઘડો આવશે." "છાનો રહે, નહિ તો મંકોડાની કોઠીમાં પુરી દઈશ." "પેલા ઓરડામાં ભૂત છે, માટે ત્યાં જઈશ નહિ." આવાં ભયાનક વાકયોથી બિચારાં બાળકો થરથરી જાય છે. તે થરથરાટ તેમના હૃદયમાં ઉછરતી હિંમતનો અને ઉદય પામતા ઉત્સાહનો જડમૂળમાંથી ઉચ્છેદ કરે છે. પરિણામે મોટપણમાં પણ તેઓ નિર્માલ્ય જ રહે છે. વળી નીતિની બાબતમાં તેઓ ઘણેભાગે પછાતજ રહે છે, કારણ કે જિંદગીમાં ઉત્પન્ન થતા પ્રતિકૂળ પ્રસંગોમાં નીતિના માર્ગને દૃઢતાથી વળગી રહેવામાં હિંમત અને ઉત્સાહની ખાસ જરૂર છે. આવી રીતે હિંમત અને ઉત્સાહ નીતિનાં રક્ષક હોવાથી માબાપની ફરજ છે, કે તેમણે પોતાનાં બાળકોને એ સદ્‌ગુણોથી વિમુખ રાખવાં નહિ.

કેળવાએલાં માબાપોએ ઘરમાં નાનાં છોકરાને એક બીજા ઉપર હેત રાખતાં અને એક બીજાને મદદ કરવાનું શીખવવું જોઈએ. વળી તેમને જેમ બને તેમ આજ્ઞાંકિત અને વિવેકી બનાવવા જોઈએ. રાતે વાળુ કર્યા પછી કોઈની નિંદાની અથવા બીજી નકામી વાતો નહિ કરતાં, બાળકોને નીતિની ટુંકી ટુંકી અને રમુજી વાતો કહેવી જોઈએ. નાનાં બાળકોને

વાર્તા સાંભળવી બહુ ગમે છે, તેથી વાર્તાદ્વારા તેમને ગમત સાથે નીતિનું શિક્ષણ આપી શકાય છે.

ગૃહસ્થનાં છોકરાં નોકરોના હાથમાં ઉછરે છે, તેમાં પણ ખાસ સંભાળ રાખવાની જરૂર છે. હલકી જાતના નોકરોના સહવાસમાં બાળક અનીતિ શીખે છે. ગૃહસ્થનાં છોકરાંને બગાડવાનો આક્ષેપ તેમના નોકરો ઉપર આવે છે, પણ તેમાં માબાપની બેદરકારી હોવાથી નોકરો કરતાં તેમનો દોષ વધારે ગણાય. નોકરોના સ્વભાવ અને ચાલચલગતની સંપૂર્ણ રીતે પરીક્ષા કર્યા પછી તેમના હાથમાં પોતાનાં બાળકોને સોંપે અને તે ઉપરાંત જાતે વખતોવખત સંભાળ રાખે, તો એવાં પરિણામ આવવાનો સંભવ રહેશે નહિ.

માબાપે પોતાનાં બાળકોને બાળપણથીજ સ્વચ્છ રહેવાની ટેવ પાડવી જોઈએ. તે પોતાનું શરીર કાળજીપૂર્વક સ્વચ્છ રાખે એવું શિક્ષણ તેને આપવું જોઈએ. સારી રીતે દાતણ કરીને દાંત સ્વચ્છ રાખવા, આંખો સારી રીતે ધોઈને સાફ રાખવી, નખ વધવા ન દેવા, વાળ સાફ રાખવા વગેરે બાબતો ઉપર બરાબર કાળજી રાખવી અને રખાવવી.

માબાપે પોતાના દાખલાથી પોતાના બાળકોને સર્વશક્તિમાન પ્રભુ ઉપર આસ્થા રાખનારા બનાવવાં. સૃષ્ટિમાં સર્વ સ્થળે પ્રભુ પૂર્ણપણે પ્રકાશી રહ્યો છે, તે બતાવી બાળકોને તેમનું દર્શન કરાવવું. ઝાડનાં પાંદડાં, ફૂલની પાંખડીઓ વગેરેમા જગન્નિયતા ઝળહળી રહેલો છે, તેનું ભાન કરાવી બાળકોને આસ્તિક બનાવવા. અપૂર્ણ

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ
સાકરલાલ પુરુષોત્તમ શુક્લ
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ

---

# વીર આસો ભીલ

ગુજરાતી ભાષામાં અભ્યાસ કરતા ગુજરાતી બાળકોને ગુર્જર ભૂમિના એક ગૌરવશાળી ભીલ જાતિના એક વીરાત્માના વીરત્વની કાંઈક વધુ ઝાંખી કરાવવા ખાતરજ તેમજ ગુજરાતના ઇતિહાસમાં એ સંબંધી રહેલી અપૂર્ણતા પૂર્ણ કરવા ખાતરજ આ સવિસ્તર વીગતવાર સત્ય બનેલી બીના કેટલાક ઇતિહાસોના સરવાળે અત્રે રજુ કરવામાં આવી છે.

આજેથી લગભગ કેટલાંક વર્ષો પૂર્વે-જ્યારે આધુનિક અમદાવાદ શહેરનું અસ્તિત્વ પણ નહોતું, તે પહેલા આજે જે ભાગમાં અમદાવાદ-શહેર વસ્યું છે તે ભાગમાં એક ઘાડું અને વિકટ જંગલ હતું. એ તો આપણે અમદાવાદ શહેરની ભૂગોળ અને ઇતિહાસ પરથી પણ કાંઈક જાણીએ છીએ.

જ્યારે ઉપર જણાવ્યા મુજબની વસ્તુસ્થિતિ અત્રે હતી ત્યારે હાલ જે અસારવા ગામ છે ત્યાં ભીલ જાતિના લગભગ પચીસેક નાનાં નાનાં તાડપત્રથી છાએલાં ઝુંપડાં હતાં અને એ ઝુંપડાં પાસે સાબરમતી નદી વહેતી હતી, પછી જેમ જેમ અમદાવાદ વસ્યા પછી વસ્તી વધવા લાગી તેમ તેમ અહમદશાહના હુકમથી બહારગામથી વસવા આવેલા લોકો નદીના પટને પુરી પુરીને મકાનો બાંધવા લાગ્યા. જ્યારે અહમદશાહે અમદાવાદ વસાવ્યું ત્યારે એજ સાબરમતી નદી અસારવા ગામથી ખસી ખસીને અત્યારના માણેકચોક બજારમાં વહતી હતી. ત્યાંથી પણ જેમ જેમ વસ્તી વધવા લાગી તેમ તેમ અત્યારે એલિસબ્રિજ પાસે સાબરમતીએ પોતાનું વહેણ કાયમ માટે જમાવ્યું છે.

કુદરતની કારીગીરી એ એક અજબ વસ્તુ છે. જ્યાં જંગલ હોય ત્યાં વસ્તી અને જ્યાં વસ્તી હોય ત્યા ભયંકર જંગલ કે રણ બન્યાની વાતો આજે પણ આપણે ઇતિહાસ કે ભૂગોળમા વાચીએ છીએ.

હવે જે કેવળ અસારવા ગામ હતું તેને જંગલી લોકો આસા-પલ્લીના નામથી ઓળખતા. આસા-પલ્લી એ શબ્દજ આપણને કાંઈક અર્થસૂચક જણાય છે. કેટલાક ઇતિહાસોમા પણ આ સંબંધી કાંઈ ચોકસ નિર્ણય નથી; પરંતુ મારા ધારવા મુજબ તથા કેટલીક લોકોક્તિ મુજબ "આસાપલ્લી"નો અર્થ અને ઇતિહાસ નીચે મુજબ છે:—

| | |
|---|---|
| આસાપલ્લી.—<br>આસા=આસો<br>પલ્લી=ગામડું<br>આસાનું ગામડું | આસાપલ્લી=આસા ભીલે પ્રતિષ્ઠા કરી સ્થાપન કરેલી આશાપુરી માતા કે જ્યા વર્ષમાં એક વખત સમગ્ર ભીલ જાતિ આવતી અને અનાજની પલ્લીઓ માતાને ચઢાવતી. આજે પણ ત્યા આશાપુરીનું મંદિર છે. |

આસાપલ્લીમાં વસતા ભીલ લોકો સાબરમતી નદીમાંથી માછલાં પકડી આજુબાજુના પ્રદેશોમાં વેચી પોતાનું ગુજરાન ચલાવતા તેમજ નદીના ભાઠામાં મકાઈ, શાક, રેંદી વગેરે પકવીને આ પચીસ ત્રીસ ઝુંપડાંમાં વસતી ભીલ જાતિ પોતાનું જીવન પસાર કરતી હતી.

આ જુગજુની વસ્તુસ્થિતિ હતી ત્યારે ગુજરાતની રાજધાની પાટણમાં હતી. પાટણપતિ કર્ણરાજ તે અરસામાં સમગ્ર ગુજરાતના મહારાજા તરીકે રાજ્ય કરતા હતા અને આસાવલ્લા પણ પાટણપતિના તાબે હતું. જેથી આવા સ્વર્ગીય જીવન ગાળનારી ભીલ જાતિ પર મહારાજા કર્ણરાજના કારભારી "ધરમસી ધોળકીઆ"ની દૃષ્ટિ પડી, જેથી તેણે મહારાજા કર્ણરાજને સમજાવી આસાપલ્લીના આગેવાન એક "આસા" નામના ભીલને પાટણ બોલાવી સરકારી જમીન સ્વતંત્ર રીતે વાપર્યાં સંબંધી વાટાઘાટને અંતે તેને પુષ્કળ માર માર્યો અને એ આસાપલ્લીના ભાદાની જમીન પર વિઘોટીનો કર સદાને માટે નાખી દીધો અને જમીન સરકારને કબજે કરી આસાને કાઢી મૂકયો.

કારભારીની સમક્ષ એ આસા ભીલે પોતાના પર નખાતી ગુલામીની જંજીરના બચાવમાં ઘણું કહ્યું, પરંતુ એ કારભારીની ક્રૂરતાનો અંત ન આવ્યો, જેથી પાટણના દરબારમાંથી અપમાન પામી એ ભયાનક ભીલરાજ પાછો પોતાના ગામ આવ્યો અને પોતાના પર ગુજરેલી તમામ બીના બધા ભીલોને કહી સંભળાવી.

ઈશ્વરે બક્ષેલી સ્વતંત્રતા પર પરતંત્રતાના દોર નખાતા જોઈ મધળી ભીલજાતિ કકળી ઊઠી. છેવટે સર્વ ભીલોને પોતાના પક્ષમાં લઈ વિઘોટીનો કર નહિ ભરવા માટે આસા ભીલે પાટણપતિને જાહેર કર્યું. જેથી પાટણપતિ કર્ણરાજના કહેવાથી ધરમસી કારભારીએ સૈન્ય લઈ આસાપલ્લીને ઘેરો ઘાલી બિચારા એ ભીલોને પુષ્કળ માર માર્યો અને તે પાટણ રવાના થઈ ગયો.

ત્યારબાદ સમગ્ર ભીલોને એકત્ર કરી પોતાની સ્વતંત્રતા પાછી મેળવવા માટે એ આસા ભીલે બહારવટુ ખેડવાનો ચોક્કસ નિશ્ચય કર્યો. પ્રથમ ધોળકાના એ કારભારી ધરમસીનું રાત્રીના વખતે તેના મકાનમાં પેસી ખુન કરી પોતાનું બહારવટુ કર્ણરાજને જાહેર કર્યું અને પાટણની આજુબાજુ લૂટો શરૂ કરી.

જ્યારે ભીલો ગુજરાતમાં મહાન લૂટો ચલાવી ગામડાં બાળવા લાગ્યાં, ખુન ઉપર ખુન કરવા લાગ્યા અને ચારે બાજુ જ્યારે પ્રજા પર બેસીતમ જુલમ ગુજરવા લાગ્યો ત્યારે પાટણની તેમજ આજુબાજુની પ્રજા પોકાર પાડી ઊઠી. છેવટે પ્રજાપોકારનો અવાજ પાટણપતિ કર્ણરાજના કાન સુધી પહોંચ્યો ત્યારે એ રંગમાં મશગુલ બનેલ ગુજરાતના નાથ યાને પાટણપતિ કર્ણરાજની આંખો ઉઘડી, અને એ લુંટફાટ કરતી લુંટારાની ટોળીનો નાશ કરવાની તૈયારી કરવા લાગ્યા.

પરંતુ હવે એ પ્રથમનો આસો ભીલ નહોતો. તેણે તો એ આસાપલ્લીમાં એક આશાપુરી દેવીનું નાનું સરખું દેવળ બાંધીને તમામ ભીલ જાતિને માતાની સન્મુખ સોગન લેવડાવી એક અજોડ સંઘબળ જમાવેલું હતું અને તેણે પોતાના પર ગુજરેલા એસીતમ જોરજુલમનું નિકંદન કરવા તૈયારી કરી હતી. આસાની વીરહાક આખા ગુજરાતમાં ગાજી રહી હતી તે અરસામાં તેણે પ્રથમ પાટણપતિને જણાવી પ્રથમ ધોળકા ગામ ભાગી લાખોની મિલ્કત મેળવી હતી. જેમ જેમ તે ધન મેળવવા લાગ્યો તેમ તેમ દૂર દૂરથી તેણે ભીલોને બોલાવી આસાપલ્લીની સરહદમાં વસાવ્યા હતા.

જે આસાપલ્લીમાં ફક્ત પચીસ ઝુંપડીઓ હતી તેજ આસાપલ્લીમાં ધીમે ધીમે વધતાં પાંચસો ભીલોનાં ઝુંપડા વસવાટ કરવા લાગ્યાં અને તમામ આસા ભીલની સરદારી નીચે પોતાની મુક્તિ મેળવવા તનમનધનથી આસા ભીલને વફાદાર બનવા લાગ્યા.

એવામાં એક દિવસના યોગે પાટણપતિનો મહેસુલ ઉઘરાવી જતો રાજખજાનો અધવચ આસા ભીલે લુટી લીધો અને એ ધનની મદદથી તેણે એક મોટો હવન આરંભ્યો અને પંચમહાલમાં વસતા ભીલોને પણ આમંત્રણ આપી બોલાવ્યા.

ચોક્કસ દિવસ આવી પહોંચતાં એ નાના સરખા આસાપલ્લી ગામની પાદરે હજારો ભીલો આવીને એકત્ર થયા. ધામધુમથી માતૃદેવી આશાપુરીનો હવન પૂર્ણ કર્યો અને નદીની વિશાળ ભૂમિમાં લગભગ પચીસ હજાર ભીલોએ ભાતના જમણનો લાવો લીધો. છેવટે પંચમહાલના ભીલોનો સરદાર ભીલ પણ તેના પક્ષમા ભળી ગયો. તે આશા ભીલને પોતાનો સરદાર માનવા લાગ્યો.

આ વખતે આસા ભીલને બે સંતાન હતાં. એક પુત્ર અને એક પુત્રી. પુત્રનું નામ બાલાયચા અને પુત્રીનું નામ સુદેષ્ણા હતું. પિતાએ ઉપાડેલા જંગમાં તે પણ મદદગાર હતાં.

બાલાયચા ફક્ત સોળ વર્ષનો હતો પણ આસા ભીલનો જમણો હાથ હતો. પુત્રી સુદેષ્ણા પણ ચૌદેક વર્ષની હોઈ ડાબા હાથ બરાબર હતી. જેવો પિતા બળવાન હતો તેવાંજ તેનાં બાળકો પણ અતુલ બળવાન હતાં.

આસા ભીલે આરંભેલા મુક્તિસંગ્રામમા પંચમહાલ જિલ્લાના સરદાર ભીલમનું બળ વધવાથી ભીલજાતિ ઘણી સબળ બની અને ચોતરફ લુંટફાટ કરવા લાગી.

જ્યારે આસા ભીલનું બળ ઘણું વધી ગયું ત્યારે સઘળી પ્રજાના આર્તનાદનો પોકાર મહારાજા કર્ણરાજના કાન સુધી પહોંચ્યો. મહારાજા કર્ણરાજે પોતાના વડીલ બંધુ હરપાળદેવ કે જે એક સંન્યાસીનું સાત્વિક જીવન ગાળી રહ્યા હતા તેમની પાસે જઈ તે સંબંધી તેમની સલાહ માગી. હરપાળદેવે કર્ણરાજને વિધોડીનો કર નાખ્યા બદલ ઘણો ઠપકો આપ્યો. જેથી કર્ણરાજ ત્યાંથી નિરાશ બની પોતાના દરબારમાં આવ્યો અને હતાશ બની સિંહાસન પર બેઠો.

એવામાંજ એક સૈનિકે દોડી આવી ગજખજાનો લુંટાયા સંબંધીની હકીકત જાહેર કરી, જેથી હવે કર્ણરાજ ઘણોજ ગભરાઈ ઊઠયો.

એક બાજુ કર્ણરાજને મહારાણી મિનળદેવીની ચિંતા હતી અને બીજી બાજુ આ ભયંકર લુંટારાની ચિંતા હતી. આ ઉભયચિંતામાં અત્યારે તે એક પાગલ જેવો વિહ્વળ બનેલ હતો.

ગુજરાતના એ ઘેલા ગુર્જરપતિ કર્ણરાજનામાં કેટલી બધી ગેરસમજણ અને ઘેલછા હતી અથવા તેનામાં કેટલું ગાંડપણ હતું તે નીચેની એક સત્ય બીનાથી વિદિત થશેઃ

**સોલંકી ભીમદેવ પહેલો**




મહારાજા ભીમદેવ જ્યારે વૃદ્ધ થયા ત્યારે તેમણે પોતાના વડીલપુત્ર હરપાળદેવને ગાદી સંભાળવાનું જણાવ્યું ત્યારે હરપાળદેવે ઇન્કાર કરી એક સાધુ જીવન ગુજારવાની પિતા પાસે આજ્ઞા માગી. મહારાજા ભીમદેવે તેને આજ્ઞા આપી. જેથી પોતે માયાનો ત્યાગ કરી પાટણની પાદરે એક મઠ સ્થાપી પોતાનું સાત્વિક જીવન ગુજારવા માંડયું. તે પહેલાં તેમને એક પુત્ર થએલ હતો. જેને પોતે કર્ણરાજને સુપ્રત કર્યો હતો અને તે યોગ્ય ઉંમરનો થતાં સમગ્ર સૈન્યનો સેનાપતિ બન્યો હતો. તે રાજકાજમાં મહારાજા કર્ણરાજને પોતાના જમણા હાથ બરોબર લેખાતો હતો. જ્યારે તે વીસ વર્ષનો થયો ત્યારે સેનાપતિપદ શોભાવતો હતો.

હરપાળદેવે ગાદી ભોગવવાનો ઇન્કાર કર્યો, એટલે રાજગાદી કર્ણ-રાજને આવી. મહારાજા ભીમદેવ પોતાના નાના પુત્ર મૂળરાજને સાથે લઈ કાશીમાં જઈ કાયમનું પવિત્ર જીવન ગાળવા લાગ્યા—છેવટે ત્યાંજ મરણ પામ્યા.

કર્ણરાજ પોતાની માતા ઉદયામતીની સલાહ મુજબ ગુજરાતનું રાજ્ય ચલાવવા લાગ્યો. એવામાં કર્ણાટક દેશના ચંદ્રપુર નાયકે એક નાના રાજાની પુત્રી દેવી મયણલ્લાની તસ્વીર કર્ણરાજના દરબારમાં પાઠવી. ચંદ્ર-પુરના રાજવીએ પોતાની પુત્રીના શ્રીફળનો સ્વીકાર કરવા માટે કર્ણરાજ પાસે એક ચિત્રકારને મોકલ્યો. તે ચિત્રકારે મયણલ્લાની આકર્ષક તસ્વીર કર્ણરાજને બતાવી. કર્ણરાજે ચંદ્રપુરની રાજકુમારીના શ્રીફળનો સ્વીકાર કર્યો. છેવટે તેની સાથે ખાંડાલગ્ન થયાં. મયણલ્લા પાટણ આવી અને તેણે અધુરાં રહેલ લગ્નની માગણી કરી.

મયણલ્લાને કુબરૂ જોવાથી કર્ણરાજને કાંઈક શ્યામતા જણાઈ તેથી રાણી તરીકે સ્વીકાર કરવા તેમજ અપૂર્ણ રહેલ લગ્નવિધિ પૂર્ણ કરવા માટે ચોકખી ના પાડી. જેથી કર્ણરાજની પ્રથમની નિ:સંતાન રાણી સુમિત્રા-દેવીએ તથા રાજમાતા ઉદયામતીએ કર્ણરાજને ઘણો આગ્રહ કર્યો. ત્યારે અધુરૂં રહેલ લગ્ન પૂર્ણ કર્યું, પણ મયણલ્લાનું મુખ નહિ જોવાની તેણે દ્રઢ પ્રતિજ્ઞા કરી. તેને એક એકાંત રાજમહેલમાં રાખવામાં આવી.

પોતાના કિસ્મત પર દોષારોપણ કરી મહારાણી મયણલ્લાએ કેટલાંક વરસો આમ એકલવાયું જીવન પસાર કર્યું. છેવટે કર્ણરાજની રખાત નર્તિકા નમુંજલાની યુક્તિથી એક દિવસે મયણલ્લા અને કર્ણરાજનો સ્નેહસંસાર ઉજ્જવળ બન્યો. મયણલ્લાને અમૂલ્ય રત્નસમ સિદ્ધરાજ જયસિંહનો જન્મ થયો. આમ કર્ણરાજનો વિકટ ગૃહસંસાર સુખરૂપ નીવડ્યો. કર્ણરાજ દેવી મયણલ્લાને પોતાની પટરાણી તરીકે માનવા લાગ્યો.

આવા આનંદના પ્રસંગમાંજ સમસ્ત ગુજરાતમાં આસા ભીલનો ત્રાસ વર્તી રહેલો હતો. જેથી તેને શિક્ષા કરવા માટે અને તેની ભીલ ટોળીને પકડી તેનો નાશ કરવા માટે હવે એ ગુજરાતના નાથને વિચારો આવવા લાગ્યા.

બીજે દિવસે તેણે આજુબાજુના માંડળિકો અને જાગીરદારોને આમંત્રી એક મોટો દરબાર ભર્યો. તેમાં આસા ભીલને જે કોઈ પકડી લાવે અગર તેનો નાશ કરે તેને એક મોટી જાગીર આપવાનું જાહેર થયું...

દરબારમાં હાજર રહેલા સર્વ માંડળિકો અને જાગીરદારો એક બીજાના મુખ સામું જોવા લાગ્યા. કોઈએ પણ એ શરતનો સ્વીકાર કરી કાર્ય સિદ્ધિ માટે માથું ન ઉચક્યું. ત્યારે મહારાજા કર્ણરાજાને ઘણીજ દીલગીરી થઈ. જ્યારે કોઈએ પણ એ જોખમ ખેડવાની ઇચ્છા ન દર્શાવી ત્યારે મહારાજા કર્ણરાજાની હાલત ઘણી ગંભીર બનવા લાગી. તેને જણાયું કે હવે ગુજરાતીઓના દેહોમાંથી વીરત્વ સદાને માટે ચાલ્યું ગયું છે. ક્ષત્રીઓના શરીરમાંથી વીરતા નાશ પામી છે. પૃથ્વી હવે નક્ષત્રી બની છે.

મહારાજા કર્ણરાજાની વીર હાકલનો જ્યારે કોઈએ જવાબ ન આપ્યો ત્યારે મહારાજાને વિપત્તિમાંથી મુક્ત કરવા માટે પાટણના યુવાન સેનાપતિ દેવરાજસિંહે માથું ઉચક્યું અને મહારાજાને નમન કરી 'આસા ભીલ'નો સામનો કરવા ભર્યાદરબારમાં તેણે જોરથી પ્રતિજ્ઞા કરી. પોતે એકલો મહારાજાની આજ્ઞા લઇ પોતાના અશ્વપર સ્વાર થઈ એકદમ પાટણથી આસાપલ્લી તરફ રવાના થઈ ગયો.

આ બાજુ આસો ભીલ પણ પોતાના જમણા હાથ બરાબર પંચમહાલના ભીલ સરદાર ભીલમ સાથે કર્ણરાજાનો સામનો કરવાની ગુપ્ત મંત્રણા ચલાવી રહ્યો હતો. પોતાની આજુબાજુ આજે અસંખ્ય ભીલો ઉભરાઇ રહ્યા છે. તે વખતે આસાપલ્લીથી પાવાગઢ સુધીના રાહોમાં ભીલ જાતિ કીડીઓની માફક ઉભરાઈ રહી છે. મતલબ કે સર્વત્ર ભીલ કોમ જોવામા આવતી હતી. તે વખતના લોકો એ પ્રદેશને ભીલ પ્રદેશ તરીકે ઓળખતા હતા.

આસા ભીલનો પુત્ર બાલાયચા અને પુત્રી સુદેષ્ણા એ પણ એક મદદગારી પાત્રો હતાં. દિવસે વેશપલટો કરી તે પાટણમાં ફરતાં અને ખાનગી બાતમી લાવી આસા ભીલને જણાવતાં હતાં. બંને જાસુસવિદ્યામાં પરિપૂર્ણ હતા. વળી તીર તલવારથી સારામાં સારૂં લડી પણ જાણતાં હતાં. તેમજ સુદેષ્ણાને ઘણાખરા ભીલો એક દેવી તરીકે માનતા હતાં. ભીલડીઓની મોટી મેદની ભરાતી. ત્યાં હંમેશાં સુદેષ્ણાની એક વીરાંગના સમ પૂજા થતી. ભીલડીઓ જંગલમાંથી ફળફૂલ લાવી 'સુદેષ્ણાના ચરણોમાં ચઢાવતી અને તેને પગે લાગતી.' સુદેષ્ણાના શબ્દો પર હજારો ભીલ અને ભીલડીઓ મરવા તૈયાર હતાં. આમ સુદેષ્ણા પણ અસાધારણ શક્તિ ધરાવતી હતી.

આ તરફ પાટણથી પ્રતિજ્ઞા કરી પોતાના વિજયની આશાનાં સોનેરી સ્વપ્નાં સેવતો સેવતો પાટણનો નવયુવાન સેનાપતિ દેવરાજસિંહ પોતાના

ચાલાક અશ્વને દોડાવતો દોડાવતો આસાપલ્લીની સરહદ તરફ આવતો હતો. આખા દિવસની સખત મુસાફરી તથા સૂર્યના પ્રખર અગ્નિઝરતા તાપથી તે અને તેનો અશ્વ બંને અતિશય પરિશ્રમથી શ્રમિત બની ગએલા હતા. એવામાં લગભગ પાંચેક વાગ્યાના સુમારે તે આસાપલ્લી ગામના પાદરે આવી પહોંચ્યો. અપૂર્ણ

## પ્રકરણ ૨ જું

### દુઃખનું કારણ

(ગતાંક પૃષ્ટ ૨૬૬ થી ચાલુ)

ગીતામાં ભગવાન કૃષ્ણ કહે છે 'પોતે જ પોતાનો મિત્ર છે ને પોતે જ પોતાનો શત્રુ છે.' એ વાત તદ્દન સાચી છે. સામાન્ય રીતે માણસોનો ખ્યાલ એવો છે કે રોગ એ તો પરમાત્માએ દીધેલા શ્રાપ છે, પણ એ માન્યતા ખોટી છે. પરમાત્માએ તો આખા વિશ્વ માટે અમુક નિયમો ઘડી રાખ્યા છે. એ નિયમો પ્રમાણે એનું તંત્ર અવિરત ચાલ્યા જ કરે છે. જેવું કર્મ કરે એવું માણસ પામ્યા જ કરે છે. અકસ્માત સિવાયના બીજા બધા જ રોગનું કારણ માણસ પોતે છે. શરીરની અંદર એકઠાં થએલાં ઝેર, ને કચરો અનેક માર્ગે બહાર કાઢી નાખવા માટે પ્રકૃતિમાતા રોગ ઉત્પન્ન કરે છે અને એ કાર્ય સમાપ્ત થતાં રોગ પણ એની મેળે શાંત થઈ જાય છે.

મહામુનિ આત્રેય પોતાનો શિષ્ય અગ્નિવેશને રોગનું કારણ સમજાવતાં કહે છે "અર્થ, કર્મ અને કાલનો અતિયોગ, હીનયોગ ને મિથ્યાયોગ એટલે ૧ અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ, ૨ પ્રજ્ઞાપરાધ, ૩ કાળ, રોગનાં કારણ છે. એના મહાતાંડવની વાત આ પ્રકરણમાં ન કરીએ તો ઉપલા ગહન વાક્યનું સ્પષ્ટીકરણ એમ કરી શકાય કે માણસ 'અસંયમ' અને 'અજ્ઞાન'થી જ રોગને નોતરે છે. ખૂબ ઊંડા ઉતરી અવલોકન ને મનન કરીએ તો આટલી વર્ષો પર ઉચ્ચારાએલી આ વાત તદ્દન સાચી લાગશે; અને આજે યુરોપમાં બર્નાડ મૅકફેડન વગેરે વિદ્વાનો પણ આ જ સત્ય ઉચ્ચારી રહ્યા છે.

નિરોગી રહેવામાં દવાઓ બહુ ઓછો ભાગ ભજવે છે અને કેવળ દવાઓ પર નભનારા અને પ્રજ્ઞાપરાધ ચાલુ રાખનાર સાચા સ્વાસ્થ્યની કદી ઝાંખી સરખીયે નથી કરી શકતા એ વાત દરેકે પોતાના મનમાં જડી રાખવી જોઈએ. કેટલાક સમર્થ વિદ્વાનોનું તો માનવું છે કે દવાઓથી તો

માનવજીવનને નુકસાન જ પહોંચ્યું છે. આ વાત એક રીતે સાચી છે; પરંતુ સામાન્ય માણસો એ મહાસત્યને સમજી નથી શકતા, એટલે એમને દુઃખમુક્ત કરવા માટે, રોગમુક્ત કરવા માટે, બીજા માર્ગ તરીકે દવાઓનો ઉપયોગ અનિવાર્ય થઈ પડે છે. આ વસ્તુનું રહસ્ય દરેકે બરાબર સમજી લેવું જોઈએ. એક માણસને લોહીવિકાર થયો તો તે મટાડવા માટે દવાઓનો ઉપયોગ કરવાથી ફાયદો થાય, પરંતુ જે કારણોથી લોહીવિકાર થયો એ દૂર ન થાય, કુદરત અંદરનાં ઝેર બહાર કાઢી નાખવા માટે જે પ્રયત્ન કરી રહી હોય તેમાં મદદ કરવામાં ન આવે તો દરદ ફરીફરીને થાય અને કોઈ પણ સમર્થમાં સમર્થ દવા પણ કંઈ જ ન કરી શકે અને પછી વારેવારે શરીરને દવાઓથી લાદવામાં આવે તો તેથી નુકસાન જ થાય;- ભયંકર નુકસાન થાય. માણસે તો એટલું જ કરવાનું છે કે કુદરત અંદરના મળોને જે રીતે બહાર કાઢવા મથી રહી છે તે કાર્યમાં મદદ કરવી અને રોગ થવાના કારણને તુરતજ દૂર કરવું. આયુર્વેદ કહે છે-**संक्षेपेन क्रियायोगो निदानपरिवर्जनम् ।**

હવે વાંચકના મગજમાં એક શંકા એ સહેજે ઉદ્ભવશે કે આ વાત તમે સાચી કહી, સમજાઈ, પરંતુ તે તો વૈયક્તિક રોગ માટે; પરંતુ ચેપી રોગો, મહામારીઓ-પ્લેગ, કોલેરા, મેનિનજાઈટીસ, ટાઈફોઈડ વગેરે રોગો માટે શું? એમાં તો ભલભલા તદ્દુરસ્ત ને તગડાં માણસો પણ સપડાઈ જાય છે. તેમાંથી તો પ્રકૃતિની કૃપા હોય તે જ બચી શકે. આવાં ભયંકર દરદો માટે આપણા આમવર્ગમાં ભારે અજ્ઞાન પ્રસરેલું છે. આ ભયંકર મહામારીઓ પણ જગતમાથી વિજાતીય દ્રવ્ય દૂર કરવા માટે પ્રકૃતિએ આરંભેલું કાર્ય છે એ વસ્તુ ન ભુલાવી જોઈએ. એવાં દરદોના જંતુઓની શોધ થઈ છે પરંતુ તે પણ શરીર અંદરથી અને બહારથી સ્વચ્છ હોય, વિષહીન ને વિજાતીયદ્રવ્યહીન હોય તો કંઈજ અસર ઉપજાવી શકતાં નથી અને જે માણસના શરીરમાં નિર્ભેળ રક્ત વહે છે, જેના દોષ, ત્રિધાતુઓ ને સપ્તધાતુઓ સમ છે તે ગમે તેવા ભારેમાં ભારે ચેપી રોગ સામે સફળતાથી ટક્કર ઝીલી શકે છે.

આયુર્વેદે સ્વસ્થતાની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છેઃ—

**"समदोषः समाग्निश्च समधातुमलक्रियः ।**
**प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥**

[સમદોષવાળો, સમ જઠરાગ્નિવાળો ધાતુઓ અને મલક્રિયાઓની સમતાવાળો, આત્મા, ઇંદ્રિયો અને મનની પ્રસન્નતાવાળો સ્વસ્થ કહેવાય છે.]

. . ઉપલો શ્લોક અત્યંત રહસ્યમય છે. આગળ ઉપર એકાદ પ્રકરણમાં એ વીગતથી સમજાવીશું; પરંતુ આ શ્લોકમાં "આત્મા, ઇંદ્રિયો અને મનની પ્રસન્નતા" એ શબ્દો બહુ મહત્ત્વના છે. મન એ કંઈ શરીરથી અલગ વસ્તુ નથી. એ બધાંનો અતુટ સંબંધ છે, એટલે શરીરની દુરસ્તી કે અદુરસ્તીની અસર મન પર થયા વગર રહેતી નથી. તેમ મનની અસર શરીર પર થાય જ છે. દા. ત. રોગી ને નબળાં માણસ ખૂબ ઉશ્કેરાઈ જાય છે, ક્રોધ કરે છે. તેજ પ્રમાણે જેને ખૂબ ક્રોધ થઈ આવ્યો હોય તેના શરીરની અંદર અનેક વિકૃતિઓ થઇ આવે છે. કોઇને તાવ આવે તો અન્યને કંપ થાય. અને ક્રોધિત થએલી સ્ત્રીનું ધાવણ તરતજ ઝેરી બની જાય છે, અને એ ધાવણ જો બાળકના ધાવવામાં આવે તો તેને ખરાબ અસર થયા વગર રહેતી નથી.

આવાં માનસિક કારણો પણ ચાલુ હોય તોયે જો દવાઓ લેવામાં આવે તો કંઈજ અસર ન થાય, અને અસર ન થવાથી વધારે ને વધારે ઝેરી ને ઉત્કટ દવાઓ આપવામાં આવે તો માણસની નૈસર્ગિક રોગપ્રતિકારક શક્તિઓ નાશ પામે અને છેવટે દવાઓના દાસ બનવું પડે અથવા તો મૃત્યુ આવે.

આગળ આવનાર અનેક પ્રકરણોનાં રોગોના ઉપાયો તરીકે અમે દવાઓ પણ આપી છે છતાં અહીં શરૂઆતમાં જ એક ચેતવણી આપી દેવી જોઈએ કે દવાનું ક્ષેત્ર બહુ પરિમિત છે—પરિમિતજ હોવું જોઈએ. રોગ મુક્ત થવા માટે-ફરીથી એ દરદ બીજે માર્ગે બીજું સ્વરૂપ લઈને ન આવે તે માટે તો પ્રકૃતિની મહાશક્તિઓ—જળ, તેજ, વાયુ, ઇત્યાદિની ઉપાસનાજ શ્રેયસ્કર છે, એજ સાચો માર્ગ છે,—વ્યક્તિની તેમ સમસ્ત રાષ્ટ્રની દૃષ્ટિએ.

બીજી એક મહત્ત્વની વસ્તુ દરેક વાચકે એ યાદ રાખવી ઘટે છે કે રોગ એક જ છે. જુદા જુદા રોગ દેખાય છે તે તો મૂળ કારણોનાં વિવિધ સ્વરૂપો છે. આ સત્ય બહુ લંબાણપૂર્વક આ નાનકડા પ્રકરણમાં વીગતવાર સમજાવવું મુસ્કેલ છે; પરંતુ એ વિષે વધારે જાણવાની જિજ્ઞાસા રાખનારે લુઈ કુહણે નામના જર્મન લેખકનું "અભિનવ ચિકિત્સાપદ્ધતિ" નામનું પુસ્તક જરૂર વાંચવું. આયુર્વેદ પણ એ જ વસ્તુ અન્ય શબ્દોમાં જણાવે છે. એ કહે છે, "બધા જ રોગોનું એકજ કારણ છે અને તે કુપિત થએલા મળ—વાત, પિત્ત, કફ." અને તેથી તે કહે છે, "રોગનાં બધાં નામો ને તેમની અટપટતા ન જાણનારે ગભરાવું નહિ. કંઈ બધા જ વિકારોનાં નામો ન પાડી શકાય." અત્રે સામાન્ય પ્રજાને પણ નિર્ભય રહેવા જણાવીએ

છીએ. રોગોથી દબાઈ ન જતાં. પ્રકૃતિએ પોતાની ફરજ અદા કરવા, અંદરના મળોને પકવી વિવિધ માર્ગે બહાર કાઢવા રોગ પેદા કર્યો છે. આપણે પ્રકૃતિના કાર્યની સામે નથી થવાનું, પણ એના કાર્યમાં મદદ કરવાની છે.

વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુક્લ

## પૂર્વ પશ્ચિમનો પ્રવાસ

આજકાલ પૂર્વની પ્રજાપર પશ્ચિમની પ્રજાનું પ્રભુત્વ જણાય છે. તે પ્રભુત્વનાં કારણો જાતે જઈ શોધવા, તેમનાં કાર્યો નજરે નિહાળવા અને છેલ્લામાં છેલ્લી ઢબથી ચાલતી ઉત્તમ કેળવણીની સંસ્થાઓ જોવા લાંબા સમયથી સ્વપ્ના સેવતો હતો તે પાછલા પાંચ માસમાં પ્રભુકૃપાથી પૂર્ણ થયાં. ભૂતકાળમા પૂર્વની પ્રજાએ પશ્ચિમની પ્રજાપર ધાર્મિકવૃત્તિથી પ્રભાવ પાડેલો છે. તેનો બદલો પશ્ચિમની પ્રજા આજે વ્યાજ સાથે વાળી આપે છે. તે બાબત કોઇપણ નિષ્પક્ષપાતી વિચારકને સ્પષ્ટ સમજાશે.

યુરોપની કેળવણીની સંસ્થાઓ, સંગ્રહસ્થાનો અને અનેક જાહેર સંસ્થાઓ ઉપરાંત તે પ્રજાની કર્તવ્યભાવના, ઉદ્યોગી પ્રકૃતિ અને વ્યવસ્થાશક્તિ જોતાં તે પ્રજાની ઉન્નતિ સકારણ છે તે સહજ સમજાય છે. એ પ્રજામાં આ ઉપરાંત બીજા પણ અનેક સદ્‌ગુણો છે: જેવાકે નમ્રતા, સભ્યતા, નિયમિતતા, પ્રમાણિકતા, સહનશીલતા, કૃતજ્ઞતા અને ઉદારતા વગેરે કે જેનો મને પ્રત્યક્ષ પરિચય થયો છે; તે પ્રજાઓમાં પણ ધાર્મિક, સાંસારિક તેમજ રાજકીય વિષયોમાં અનેક મતભેદ છે છતાં તેમનામાં ઐક્યભાવના અમર રહેલી છે.

મારા પાંચ માસના પ્રવાસનો ઘણો વખત મેં ઇંગ્લંડમાં ગાળ્યો છે; છતાં જે થોડો વખત મળ્યો તેમા યુરોપના બીજા દેશોનાં જાણીતાં શહેરોની મુલાકાત લીધી અને જે જોયું તે સંબંધીના આલેખમાંથી વિદ્યાર્થીઓ, શિક્ષકો અને કેળવણીના વિષય સાથે સંબંધ ધરાવતા રાજ્ય વર્ગને કંઇક ઉપયોગી બાબત મળી આવશે.

'દેશ તેવો વેશ.' સોળમી ઓગસ્ટની સવારે પાશ્ચાત્ય સંસ્કૃતિનો સંપૂર્ણ સ્વાંગ સજ્યો. સામે પ્રતિબિંબ પડ્યું, તે જોતાં શરમાયો, મુંઝાયો અને અને પુરો પસ્તાયો. કેનિઆ કોલોનીના કેળવણીખાતાના પ્રતિનિધિ તરીકે તેમજ એલ્ડોરેટના વિશાળ હાઇસ્કૂલના સ્ટાફની પ્રતિષ્ઠાની દૃષ્ટિએ મારે પશ્ચિમની રંગભૂમિ ઉપર પગ મૂકવાનો હતો. વળી 'જેવો દેશ તેવો વેશ' રાખવો એવો પ્રિન્સિપાલ મિ. ડોલ્ટનનો આગ્રહ હતો; એટલે નકલી "મંજુગુ" થયા વિના મારે છુટકોજ નહોતો.

વહાલાનો વિયોગ કરાવી અને સાથીઓનો સાથ છોડાવી ફ્રાન્સની સ્ટીમર એમ્બોઇસ મને મોમ્બાસાથી માર્સેલ્સ તરફ લઇ ચાલી. મોમ્બાસાનાં મહાલયો દૃષ્ટિથી દૂર થવા લાગ્યાં; એટલે ઉતારૂની આંખ ઉત્તર તરફ વળી અને એક આલીશાન મકાન પર ઠરી. એ આલીશાન મકાન તેજ આપણી અલીદીના વિશ્રામ હાસ્કૂલ. સરસ્વતી મંદિરનું એ ભવ્યભુવન સ્વર્ગસ્થ શેઠ અબ્દુલરસુલની ઉદારતાનું ભાન કરાવે છે.

**પાણીમાં પહેલા પાંચ દિવસ.** સાંજના ૭ વાગે ખાવાનો વખત થયો, એટલે ખાવાના ઓરડામાં દરેકની સામે પાંચપાંચ રકાબી ગોઠવવામાં આવી. ડાબી બાજુએ કડીમાં ઘાલેલો રૂમાલ, જમણી બાજુએ બ્રેડ, બટર અને વાઇનની બોટલ, સાથે બરફની ડોલ, સામે કાચા શાકની કચુંબર, મરી, મીઠું, રાઈ, સરકો અને ઓલીવ ઓઇલ, એટલી વસ્તુઓ રોજની રસોઈની ચીજો ટેબલ ઉપર ગોઠવેલી જોઈએ.

સૌથી પહેલાં શાકભાજીનું આવે. સૂપ એટલે આપણું ઓસામણ. મરીમીઠું નાખી જોઈએ તો ઓર સ્વાદ આવે. સાથે બ્રેડ લઈ ખાઈએ તો દાળરોટીની ગરજ સારે. બીજી રકાબી માસાહારની હોય છે, પરંતુ જો શાકાહારી માગણી કરે તો તેને માટે ભાત અને તળેલું શાક મળે. ફ્રાન્સના લોકો ઘણો ખોરાક તળીને તૈયાર કરે છે. બ્રિટિશો બાફીને બનાવે છે; જ્યારે જર્મનોનું જમણ જુદીજ જાતની ભાત પાડે છે. તે બાબત તેમની સ્ટીમરોમાં મુસાફરી કરીને તથા તેમના દેશોમાં જાતે જઈને અનુભવી. ત્રીજી રકાબી વનસ્પતિ આહારની બધાને માટે આવે છે, ચોથી રકાબી પાછી માંસાહારની હોય છે; પરંતુ તેને બદલે શાકાહારી બ્રેડ, બટર, કઠોળ, ભાત અને શાક વગેરે મેળવી શકે છે. પાચમી મિઠાઈ અને ડબાબંધ ખોરાકની હોય છે.

છેવટે ચીઝ, બિસ્કીટ, બ્રેડ, આઇસક્રીમ, તાજાં ફળ તથા કોફી અને ચા પુરાં પાડે છે. સવારના નાસ્તામાં બ્રેડ, બટર, ચા, કોફી વગેરે આપે છે. બપોરે લંચમાં પણ લગભગ સવારના જેટલીજ અને તેવા પ્રકારની વાનીઓ પીરસાય છે. ચાર વાગે ચા સાથે પણ બ્રેડ, બટર અને બિસ્કીટ હોય છે. ફ્રાન્સમાં તેની સ્ટીમરમાં તેમજ તેની કોલોનીમાં રંગભેદ દેખાતો નથી. આફ્રિકન, એશિઅન અને યુરોપીઅન સૌને સમાન ગણવામાં આવે છે તે બાબત જાતે અનુભવી તથા મોરીશિઅસના એક હિંદી વેપારી શેઠ ઇસ્માઇલભાઇ તરફથી સાભળ્યું.

મુંબઇ અને મોમ્બાસા વચ્ચે ચાલતી બી. આ. ઇ. કંપનીની સ્ટીમરોના બીજા વર્ગમાં જેટલી સગવડ હોય છે તે કરતાં પણ કેટલીક

બાબતોમાં વિશેષ સગવડ ફ્રાન્સ, જર્મન અને ઓરિએન્ટલ લાઇનની સ્ટીમરોના ત્રીજા વર્ગમાં હોય છે. ઓરિએન્ટલ લાઇનની જે સ્ટીમરો ઈંગ્લંડ અને ઑસ્ટ્રેલિઆ વચ્ચે દોડે છે, તેમાં તો ફક્ત એજ વર્ગ હોય છે. એક પહેલો વર્ગ અને બીજો વર્ગ. ત્રીજા વર્ગની સગવડ એટલી બધી ઉત્તમ છે કે કેટલીક બાબતમાં પહેલા વર્ગ કરતાં પણ વિશેષ મઝા પડે છે. નેપલ્સથી કોલંબો સુધી ઓરિએન્ટલ લાઇનમાં ત્રણ અઠવાડીઆં મુસાફરી કરી. તેનાં મીઠાં સંસ્મરણો હજુએ તાજાં છે.

એડન આવ્યું—ગોમ્બાસાથી એડન સુધીના પહેલાં પાંચ દિવસ સૌની સાથે હળવામળવામાં, ઓળખાણો કરવામાં, દેશદેશના અનુભવો સાંભળવામાં અને આનંદથી વાતો કરવામાં વીતાવ્યા.

૨૧ મી ઑગસ્ટના આસરે અગિઆર વાગે અમારી આગબોટ એડન આવી પહોંચી. દૂર દરીઆમાંથી દેખાતા એડનના બોડા "ડુંગર દૂરથી રળિઆમણા પણ પાસે જઈએ તો બિહામણા" એ કહેવતને જુઠી પાડે છે. ભુખરા લાલ રંગની, ઝાડપાન વિનાની અને આંખને અપ્રિય લાગે તેવી જુદી જુદી તથા નાની ડુંગરીઓનાં દ્રશ્ય દૂરથી દષ્ટિગોચર થાય છે, પરંતુ પાસે જતાં દરીઆકિનારે બાંધેલા બંગલા અને બજારને લીધે કંઈક રમ્ય લાગે છે. એડન જો કે એક અગત્યનું બંદર છે છતાં તે મુંબઈ કે મોમ્બાસા જેવું જણાતું નથી. આગબોટ દરીઆમાં દૂર લંગરાય છે. એડન એ પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે દરીઆઈ માર્ગનું મધ્ય બંદર હોવાથી અસંખ્ય આગબોટો આવતી જતી અને લંગરાએલી હોય છે. ડુંગરીઓ ઉપર લશ્કરી દષ્ટિએ બાંધેલા નાના નાના કિલ્લા દેખાય છે. આગબોટમાંથી એડન જવા મોટરબોટ મળે છે જેની આઠ આના ટિકિટ હોય છે. બ્રિટિશ વ્યવસ્થા જરા ખર્ચાળ જણાય ખરી, પરંતુ વ્યવહારૂ દષ્ટિએ તે સગવડભરી છે. એડનની પોલિસ કેનિઆની પોલિસ જેવી ચાલાક અને દઢ જણાતી નથી. બાળકો અને ઘરડાઓમાંથી ભરતી થતી લાગે છે. યુનિફોર્મ પણ આકર્ષક નથી. નમ્રતા અને વિવેકમાં કંઈક કેનિઆ કરતાં વધે.

એડન એ આપણા એશિઆખંડનું બંદર છે. એશિઆના કોઈપણ બંદરે પગ મૂકતાં જાણે આપણા વતન નજીક આવ્યા હોઈએ એવું ભાન થાય છે. એડનની વસ્તીમાં સઘળી પ્રજાનો શંભુમેળો માલમ પડે છે. ત્યાંના મજુરો બધી પ્રજાના સહવાસમાં આવતા હોવાથી ઘણી ભાષાઓ જાણે છે. જેવો માણસ જુએ તેવી ભાષા બોલવાનું શરૂ કરે છે; છતાં હિંદી ભાષા જાણે કે રાષ્ટ્રભાષા સામાન્ય ભાષા હોય એમ જણાઈ આવે છે. નાણું પણ હિંદી રૂપીઆ, આનાનું ચાલે છે. આ ઉપરથી એડન એ

જાણે હિંદનું એક વસાહતી સાંસ્થાનિક શહેર હોય એવોજ ભાસ થાય છે. હતું પણ તેમ, હજુએ છે એમ, પરંતુ ભવિષ્યમાં એ સ્થિતિ રહેશે કે કેમ એ શંકા છે. સને ૧૮૩૯ માં એડનનો કબજો મેજર એલીએ ઓમ્બે ગવર્મેન્ટ તરફથી મેળવ્યો તે પહેલાં તે સુએઝના સુલતાનના તાબે હતું. કેટલાએ સૈકા પહેલાં હિંદીઓએ ત્યાં વસવાટ કર્યો હતો અને વેપાર વધાર્યો હતો. એડન હિંદના નાણાથીજ આબાદ બન્યું છે, અને તેથી હજુ સુધી હિંદી સરકારના અંકુશ નીચે છે. એડનનો વિસ્તાર આસરે ત્રીસ ચોરસ માઇલ છે, અને વસ્તી ૫૫ હજારની છે. તે પૈકી પાંચ હજાર હિંદી છે. વેપાર હિંદીઓને હાથ છે.

એડન ચાર ભાગમાં વહેંચાએલું છેઃ (૧) બંદર નજીકનો લત્તો. ત્યાં પાશ્ચાત્ય ઢબની પેઢીઓ, એજન્સિઓ અને મોટી મોટી ઓફિસો છે. (૨) દરીઆ કિનારા પાસે યુરોપીઅન લત્તો, (૩) એડનકેમ્પ અને ઇન્ડિઅન લત્તો જે કેટર કહેવાય છે. કેટર એટલે જ્વાળામુખી પર્વતનું મુખ. આપણી હિંદી વસ્તી જ્વાળામુખી પર્વતના મુખમાં વસી છે. ભીતરમાં રહેલી બેદી ગરમી ક્યારે એ વસ્તીને ભસ્મીભૂત કરશે એ ભગવાન વિના કોણ જાણે? પ્રભુ બચાવે. (૪) શેખ ઓસ્મીન ઓસીસનો ફળદ્રુપ ભાગ કે જ્યાંથી પીવાનું પાણી તથા ફળફૂલ અને શાકભાજી પુરાં પાડવામાં આવે છે, એ લીલોતરીવાળો રણદ્વીપ એડનથી આઠ માઇલ દૂર છે. ત્યાં જુનું આરબ ગામ છે.

અપૂર્ણ

## સગાંવહાલાંનું જીવનચરિત્ર

ઉપલાં ધોરણોમાં ઘણાંએ બાળકો પોતાના સગાંવહાલાં જેવાં કે ભાઈ, બેન, માતાપિતા, મિત્ર વગેરેનું જીવનચરિત્ર પોતાના શબ્દોમાં સમજ પ્રમાણે લખી લાવે અને તેમાંના કેટલાક નમુના મોકલી આપવામાં આવે તો તે ઉપરથી જાણવાનું ઠીક થઈ પડશે. શિક્ષકોએ કંઈજ હકીકત કહેવાની ન હોય, તેમજ બીજાઓ પાસેથી પણ હકીકત મેળવવાની ન હોય. પોતાનીજ જાણ પ્રમાણેની હકીકત હોવી જોઈએ. તેમને થોડાક દિવસ વિચાર માટે આપવાને વાંધો હોઈ શકે નહિ. વિદ્યાર્થીઓએ અંદર અંદર પણ પૂછવાનું ન હોય, એકી વખતે એકજ જીવનચરિત્ર લખી લાવે. આશા રાખવામાં આવે છે કે શિક્ષકો તે પ્રમાણે કરશે. જુદી જુદી જાતના નમુના મોકલી આપશે. નિશાળ દીઠ એકેક નમુનો બસ થઈ પડશે. દરેક નિશાળમાંથી નમુનો આવવો જોઈએ તેમ કાંઈ નથી પરંતુ જે નિશાળમાંથી તેવા નમુના આવે તો તે ઘણા હોવા જોઈએ નહિ.

તંત્રી

## પાઠયપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા ( ઠેકાણા સહિત ) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. |
|---|---|---|---|---|---|
| ૧ | આરોગ્ય દીપક (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. એસ. એસ. પરમાર અને મિ. એમ. જી. ગીમા. | મેસર્સ એસ. બી. શાહ એન્ડ કો. પાનકોરનાકા, અમદાવાદ. | ૦—૧૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | હિંદનો નવો ઇતિહાસ રાજ્ય-બંધારણ સાથે (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. કે. પટેલ. | મિ. મોતીભાઇ ખુશાલભાઈ પટેલ, સુપરવાઈઝર, ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડ—ખેડા, નડિઆદ. | ૦—૧૨—૦ | ,, |
| ૩ | સાહિત્યરત્ન ભાગ ૨ (સને ૧૯૩૪ ની સુધારેલી ૧૪ મી આવૃત્તિ) | મિ. આઈ. પી. ખાનસાહેબ મિ. નરહરિલાલ ડી. અને મિ. આર. એન. વકીલ. | મિ. આઈ. પી. ખાનસાહેબ, ગોપીપુરા, સુરત. | ૦—૧૪—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૪ | સરળ ભૂગોળમાળા મણકો ત્રીજો-હિંદુસ્તાન (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. ડી. એમ. દોશી. | મિ. ડી. એમ દોશી, ગવર્મેન્ટ હાઇસ્કૂલ, નડિઆદ. | ૦—૫—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૫ | સિંધનો નવો ઇતિહાસ (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. એ એચ. લધુ અને મિ. ડી. કે. ભટ્ટ. | મિ. એ. એચ. લધુ, અમરાઇ રોડ, રામબાગ, કરાંચી. | ૦—૬—૦ | ,, |
| ૬ | સરળ સૃષ્ટિનિરીક્ષણ ,, | મિ. એમ. એમ. દ્વિવેદી. | મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, ભાગાતળાવ, સુરત. | ૦—૧૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૭ | પૃથ્વીનો સંક્ષિપ્ત પરિચય ,, | મિ. પી. જે. અંબાણી. | મેસર્સ એચર મેઘજી એન્ડ સન્સ પુરાબજાર, રાજકોટ. | ૧—૦—૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | નવનવી વાતો (સને ૧૯૩૪ની બીજી આવૃત્તિ) | મિ. જે. ડી. ખંધાડીઆ. | શ્રી જનરલ બુક ડેપો, ૧૧૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ ૨. | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી તરીકે. |
| ૯ | અત્રિસ લખ્ખણ (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | ,, | મિ. જે. ડી. ખંધાડીઆ, વસોભુવન, ત્રીજી ખેતવાડી, લેઇન, મુંબાઈ ૪. | ૧—૪—૦ | ,, |
| ૧૦ | ઉન્નતિનો માર્ગ યાને ગૌસંવર્ધન | મિ. સી. જી. જોષી. | મિ. ચંદ્રશંકર ગૌરીશંકર જોષી વરતેજ, બી. એસ રેલ્વે. | ૨—૦—૦ | ,, |
| ૧૧ | રાસ મંદાકિની (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | સી. એમ. ઓઝા. | ચંદ્રકાન્તા એમ. ઓઝા, ભાવનગર, ભાવનગર હાઉસ, રાજકોટ. | ૦—૫—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૨ | પારસી લગ્ન, ગીતો, ગરબા વગેરે ,, | ... | શ્રી સાહિત્યમંદિર, સુરત. | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૩ | સામાજિક વાતો ,, | ... | ,, | ૦—૫—૦ | ,, |
| ૧૪ | અકસ્માત અને તાત્કાળિક ઉપાયો ,, | મિ. એચ. એ. દેસાઈ. | મિ. એચ એ. દેસાઈ, એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર, ડિ. સ્કૂલબોર્ડ, ખેડા. | ૦—૪—૦ | ,, |
| ૧૫ | જવહાર ,, | મિ. ડી. ડી. શાહ. | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. | ૦—૬—૦ | ,, |
| ૧૬ | સ્ત્રીહૃદય | કિર્તિદાબેન દીવાનજી | શ્રી સાહિત્યમંદિર, સુરત. | ૦—૩—૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૯ | રાજકુમાર સાવજદાસ અને બીજી વાતો | ” | ” | ૦—૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૫૦ | ચાંદાપોળી ( સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. વસંત નાયક. | મિ. વસંત નાયક, મ્યુનિસિપલ બાલમંદિર, અમદાવાદ. | ૦—૨—૦ | ” |
| ૫૧ | મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો (સને ૧૯૩૨ ની ત્રીજી આવૃત્તિ) | મિ. વી. એમ. શાહ. | મિ. શકરાભાઇ મોતીલાલ શાહ, ૪ ઘાટકોપર, મુંબઈ. | ૧—૪—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૫૨ | શિક્ષક અને શાળા, ( સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. એચ. ચોકશી. | મિ. એમ. એચ. ચોકશી, રીટાયર્ડ હેડમાસ્તર. પી. આર. ટ્રેનિંગ કોલેજ ફોરમેન, અમદાવાદ. | ૧—૪—૦ | ” |

**ટીપઃ**—નવયુગ વાંચનમાળાની સને ૧૯૩૫ ની સસ્તી આવૃત્તિ વળી મંજુર થઈ છે, તેની કિંમત નીચે મુજબ છે:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | નવયુગ | વાંચનમાળા | બાળપોથી | ભાગ ૧ | રૂ. | ૦—૧—૬ |
| ૨ | ” | ” | ” | ” ૨ | ” | ૦—૧—૩ |
| ૩ | ” | ” | પુસ્તક | ૧ | ” | ૦—૨—૬ |
| ૪ | ” | ” | ” | ૨ | ” | ૦—૪—૦ |
| ૫ | ” | ” | ” | ૩ | ” | ૦—૪—૬ |
| ૬ | ” | ” | ” | ૪ | ” | ૦—૬—૦ |

(અંગ્રેજીમાં સહી) **એન. એ. કાદરી**
ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભાં ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૧—૬—૩૫ ના પત્ર નં. ૨૪૫૯માં કરેલી સૂચનાનુસાર. )

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સબધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવુ. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવગે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે

૩ શાળાપત્રમા આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણ હેડબીલ વહેચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૩૪ અને ૧૯૩૫ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે મોકલી આપવા નહિતો આવતો અક વી પી. થી મોકલવામાં આવશે.

તંત્રી

પુસ્તક ૭૮ ] [ અંક ૯

*Registered No. B. 43.*

સપ્ટેમ્બર સને ૧૯૩૫

# ગુજરાત શાળાપત્ર



તંત્રી,
એચ. ટી. ઘોઘારી, બી.એ., એમ.ટી.બી.ટી.

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | સ્કાઉટ પ્રવૃત્તિ | ૩૪૧ |
| ૨ | બાળવૃક તાલીમ | ૩૪૨ |
| ૩ | ખોવાએલી નગરી | ૩૪૭ |
| ૪ | વીર આસો ભીલ | ૩૫૩ |
| ૫ | હિંદના ઇતિહાસના યુગો | ૩૫૮ |
| ૬ | પૂર્વ પશ્ચિમનો પ્રવાસ | ૩૬૧ |
| ૭ | આંખની સંભાળ | ૩૬૭ |
| ૮ | અંગકસરત અને તેની અગત્ય | ૩૭૧ |
| ૯ | બંધકોશ | ૩૭૪ |
| ૧૦ | મનુષ્ય જીવનના આદર્શ | ૩૭૬ |
| ૧૧ | ફૂલ (કવિતા) | ૩૭૭ |
| ૧૨ | સ્લેટ (કવિતા) | ૩૭૮ |
| ૧૩ | અજબ જેવી વાત (કવિતા) | ૩૭૮ |
| ૧૪ | સાંપા તા. ગોધરાની વિદ્યાસેનાએ બજાવેલી સેવા | ૩૭૯ |
| ૧૫ | જાહેરખબર | ૩૭૯ |
| ૧૬ | મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી | ૩૮૦ |
| ૧૭ | ઇનામપત્રક | ૩૮૪ |
| ૧૮ | ખાનગી જાહેરખબરો | ૩૭ |



કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસરોડ–અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૪ ]  સપ્ટેમ્બર ૧૯૩૫  [ અંક ૯ મો


પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને
કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર
જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## સ્કાઉટ પ્રવૃત્તિ



મથાળું વાંચીને કેટલાક શિક્ષકો એમ સમજશે કે આ નીચે તે પ્રવૃત્તિના ગુણદોષ વર્ણવામાં આવ્યા હશે. અમારો હેતુ જુદોજ છે. આ પ્રવૃત્તિની ઉત્પત્તિ વિષે બે મત છેઃ—

કેટલાકનું માનવું એવું છે કે આ પ્રવૃત્તિ હિંદને માટે તદ્દન નવી નથી. ફક્ત જુના મંતવ્યને નવું પદ્ધતિસરનું સ્વરૂપ આપવામાં આવેલું છે. બીજાઓનું માનવું એવું છે કે આ હીલચાલ તદ્દન નવીજ છે, અને થોડાંક વર્ષો પરજ એ હીલચાલ શરૂ થઈ હતી.

શિક્ષકો ઉપરની બંને દલીલોનો વિચાર કરીને તેમજ બંને મંતવ્યો માટેની પુરતી તપાસ કરીને પુરાવા સાથેની હકીકત જણાવશે તો ઠીક જાણવાનું થઈ પડશે.

દીલગીરી સાથે જણાવવું પડે છે કે કંઈક નવું કરવાનું કે જાણવાનું હોય તેમાં બહુ થોડા શિક્ષકો રસ લેતા જણાય છે. કેટલાક શિક્ષકો વખતે શરમાળ હશે, પરંતુ શિક્ષકોને એવા શરમાળ થયે પાલવે નહિ કારણ કે

દેવામાં પણ ભય છે. બીજી તરફથી જિજ્ઞાસા દબાવી દેતાં, તેની નવું નવું જાણવાની વૃત્તિને ભારે હાનિ પહોંચે છે. જિજ્ઞાસા દબાવી દેવી એ જેટલું નુકસાનકારક છે, તેના કરતાં પણ તેને અયોગ્ય સાધનોદ્વારા તૃપ્ત થવા દેવી તે વધારે ભયંકર છે. શહેરમાં વસનારાં ઘણીજ પ્રવૃત્તિવાળાં અને કહેવાતાં "મોટાં માણસો"નાં છોકરાંને આ ભય ઘણોજ છે. માબાપને પોતાનાં બાળકો સાથે દિવસનો થોડો સમય પણ ગાળવાની ફૂરસદ હોતી નથી ત્યાં એમની આ પ્રશ્નપરંપરાના જવાબ આપવાની ફૂરસદ તેમને ક્યાંથી મળે ? પરિણામે બાળકોને છણકો કરી તે દબાવી દેવાના યત્ન થાય છે. તાત્કાલિક બાળક દબાઈ જાય છે પણ ખરું; પણ તેની જિજ્ઞાસા દબાતી નથી. પ્રસંગ મળતાં તે ઘરના નવરા માણસો પાસેથી, નોકરચાકરો પાસેથી, પોળમાં રખડતા મોટી ઉંમરના છોકરાઓ પાસેથી પોતાને જોઈતું જ્ઞાન મેળવી લે છે. આ સ્થિતિ કેટલી ભયંકર છે, તેનો જરા ઉંડો વિચાર કરવાથીજ ખ્યાલ આવશે. બાળવૃકપદ્ધતિમાં આ જાતની જિજ્ઞાસા સંતોષવાનો ઘણો અવકાશ છે. યોગ્ય તાલીમ પામેલો વૃકનાયક પર્યટનો સમયે જંગલમા ભમતી વખતે કે બીજા એવા અનેક પ્રસંગે તે તૃપ્ત કરી શકે છે.

બાળકોને સાહસમાં આનંદ પડે છે. બાળકોનાં સાહસ મોટાં માણસનાં જેવા હોતા નથી, પણ આપણા સાહસો આપણને જેવાં મહત્ત્વનાં લાગે છે તેવાંજ તેમનાં સાહસો તેમને પણ મહત્ત્વનાં લાગે છે. 'ઉંચે ઓટલેથી કોણ ભૂસકો મારી શકે છે,' "ખૂબ ઉંચા હિંચકા કોણ ખાઈ શકે છે." 'પડ્યા કે ફેર આવ્યા સિવાય કોણ ઉંચે છેક ધાર નજીક ઉભો રહી શકે છે,' આવાં આવાં સાહસો ભલે આપણી નજરે છેક નજીવાં દેખાતાં હોય પણ બાળજીવનમાં તે ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ જાતનાં સાહસો ખેડવાનુ નિશાળની ચાર દિવાલો વચ્ચે સંભવિત નથી. આ પ્રવૃત્તિને અંગે યોજાએલાં ભ્રમણોમાં તે સાવ સંભવિત બને છે.

આ ઉંમરનાં બાળકોનાં જીવનમા કલ્પના ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. કલ્પના વાર્તાથી ઉશ્કેરાય છે ને વાર્તાદ્વારાજ પોષાય છે તે વાત શિક્ષકો સારી પેઠે જાણે છે. આ પ્રવૃત્તિમાં "તાપણાં" પાસે અને બીજે ઘણે પ્રસંગે વાર્તા કહેવાના પ્રસંગો યોજેલા છે. વૃક નાયક ધારે તો વાર્તાદ્વારા અનેક ગુણોનાં બીજ બાળકોમાં નાખે. મહાભારતની કથાઓએ તેના મનમાં રોપેલાં બીજોને પરિણામેજ બાળ શિવાજી મોટા રાષ્ટ્રવિધાતા બની શક્યો. સીધો નીતિબોધ બાળકોને જલદી ગ્રાહ્ય થઈ પડતો નથી.

હુકમ તરફ તો તરતજ અણગમો છુટે છે, પણ વાર્તાદ્વારા પરોક્ષ રીતે મળતો નીતિબોધ બાળજીવનમાં મોટા મોટા પલટા આણે છે.

બાળકોમાં સ્ફૂર્તિની અતિશયતા હોય છે. એ સ્ફૂર્તિને વહેવાને માટે દિશા જોઈએ છે. એ સ્ફૂર્તિ કૃતિઓમાં પરિણામે છે. બાળજીવનમાં આ બનાવ એટલો તો સાધારણ છે કે તેથી પરિચિત કોઈ પણ માણસ એ સહેલાઈથી જોઈ શકે; છતાં આજ બાબતમાં બાળકને સહન પણ બહુજ કરવું પડે છે. બાળકથી નવરા બેસી રહેવાતુંજ નથી, એ સહજ ને સ્વાભાવિક છે. આ જાતની પ્રવૃત્તિમાંથી તેને જેટલે અંશે રોકીએ તેટલે અંશે આપણે તેનો વિકાસ અટકાવીએ છીએ ને જેટલે અંશે આપણે આ પ્રવૃત્તિને પોષીએ તેટલે અંશે આપણે તેના વિકાસને પોષીએ છીએ; છતાં પણ બાળમાનસથી અજ્ઞાત શિક્ષકો અને માબાપો આ બાબત માટે બાળકોને પારાવાર ઠપકો આપે છે "સખણો બેસ, અટકચાળાં શું કરે છે, માર ખાઇશ" ઇત્યાદિ ધમકીઓ ઘેર ને નિશાળે એમ બંને સ્થળે બાળકના નસીબમાં લખાએલીજ હોય છે. આ કમનસીબી છે, જેને પોષવું જોઈએ, સારે ચીલે વાળવું જોઈએ તેનેજ હણવામાં આવે છે. આ બાળવીરક પ્રવૃત્તિદ્વારા વૃકનાયક બાળકની આ વૃત્તિને સારી પેઠે પોષી શકે છે.

હસ્તઉદ્યોગનો વિષય પણ હવે અભ્યાસક્રમમાં સ્થાન પામ્યો છે તે સારી વાત છે, પણ વર્ગનું અઠવાડીઆમા એક વાર ૨૦ મિનિટના એક 'સમયમાં' કરેલું હસ્તકામ આ વૃત્તિને સંપૂર્ણ રીતે પોષી શકે નહિ તે દેખીતુંજ છે. એને માટે તો બાળવીરક પ્રવૃત્તિ જેવી કોઈ પ્રવૃત્તિ હોય તોજ બાળકોની સહજ શક્તિઓનો સંપૂર્ણ વિકાસ સાધી શકાય.

આ રીતે બાળસ્વભાવનાં ઘણાં લક્ષણોને અનુકૂળ પડે એવી આ યોજના છે એ સ્પષ્ટ છે. આ ઉપરાંત કુદરત સાથેનો ગાઢ પરિચય, પ્રાણીઓની ટેવોનું અવલોકન ને તેમના દ્દષ્ટાંતોથી લાભાલાભ, જીવનની જરૂરિઆતોનું યોગ્ય જ્ઞાન ને સમજ વગેરે અનેક બાબતોનો આ યોજનામાં સમાવેશ કરવામાં આવ્યો છે. યોગ્ય તાલીમ પામેલા વૃકનાયકના હાથ નીચે બાળવીરો આ તાલીમથી લાભ મેળવી શકે એમ છે.

આટલા સામાન્ય વિવેચન પછી બાળવીરક પદ્ધતિ અમલમાં લાવવા ઇચ્છનાર ભાઈઓ માટે કેટલીક અગત્યની વિગત આપવાની જરૂર જણાય છે.

બાળવીરના ધર્મો બે છે, ને તેનાં વચન પણ બે છે. તેથીજ તે અંગુઠા પાસેની પહેલી તથા બીજી એમ બે આંગળીઓથી સલામ કરે છે. વળી તે

આંગળીનો દેખાવ વરૂના કાન જેવો પણ થાય છે; એટલે પોતે વરૂનાં બચ્ચા માફક પોતાની ટોળીને વફાદાર રહેવા, નાયકનું માનવા, ને નાયક જાય ત્યાં હિંમતભેર જવા સરજાયા છે તેનું તેમને ભાન થાય છે.

**પોષાક**—ખમીસ, અર્ધી કે આખી બાંયવાળું, સાદું કે ગજવાંવાળું. (જોડીદાર સ્કાઉટરૂપના રંગથી બીજા કોઈ પણ રંગનું)

**ચડ્ડી**—અડધી; ખાખી કે ઘેરી બ્લુ કે ગ્રે કે ધોળા રંગની

**રૂમાલ**—મંડળના રંગનો સૌનો એકસરખો

**મોજાં**—કોઈ પણ રંગનાં, ઉપરથી વાળેલાં, પીળાં શીટ બહાર દેખાય તેવાં

**છક્કાપટી**—છક્કાના રંગની નાની ત્રિકોણપટી. શિરો બિંદુ ઉપર રહે તેવી રીતે ડાબા ખભા નીચે સીવી લીધેલી

**સેનાપટી**—મંડળના નામની લંબચોરસપટી જમણે ખભે આડી સીવી લીધેલી

**માથાનો પોષાક**—ગમે તે જાતનો, ગમે તે રંગનો (સ્કાઉટ હેટ સિવાયનો) D. C.ની સંમતિ મેળવી વાપરી શકાય.

**પગરખાં**—કાળાં કે બદામી બૂટ કે ચંપલ

**નામ**—રંગ પરથી આપવું, અને તેમના સ્વભાવને અનુકૂળ છે માટે કોઈ પંખી કે જનાવરનું લાડ નામ તરીકે રાખવું.

**છક્કાનું બંધારણ**—છક્કાનાયક, ઉપનાયક ને બીજા ચાર મળી એક છક્કો થાય.

**વૃંદ**—બે થી પાંચ છક્કાનું એક વૃકવૃંદ બને.

**પ્રતિજ્ઞા**—(૧) હું હિંદેશને નરેશને, સ્વદેશને વફાદાર રહેવા,

(૨) વૃકવૃંદના નિયમો પાળવા

મારૂં બનતું કરીશ.

**ધર્મ**—(૧) બાળવૃક મોટાંઓનું કહ્યું માને છે.

(૨) બાળવૃક જક્કી બની પોતાનું ધાર્યું કરતું નથી.

એમના આ ધર્મો એમને આનંદ સાથે યાદ રહે અને એમની ધાંટાધાટ કરવાની વૃત્તિને પ્રોત્સાહન મળે માટે આ યોજનામાં એક હર્ષનાદ ગોઠવવામાં આવ્યો છે. તે નીચે પ્રમાણે છે.—

**વૃંદ**—આ-યા-ર્ય, અમે અમારૂં બનતું કરશું.

**નાયક**—બાળવૃક, તબક, તબક, તબક, તબક.

વૃંદ—આ-ચા-ચાં અમે નકી અમારૂં બનતું કરશું.

તમેક = તમારૂં બનતું કરો.

અમેક = અમારૂં બનતું કરશું.

આ યોજનામાં રમતો, નૃત્યો, વગેરે પણ બાળમાનસને અનુકૂળ પડે તેવાં યોજવામાં આવ્યાં છે; પણ તે હવે પછીના લેખમાં આપવામાં આવશે.

રણજીતભાઈ દેરાસરી

---

# ખોવાએલી નગરી

## તક્ષશિલાનું પ્રાચીન વિદ્યાપીઠ

એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા જેવા ગ્રંથમાં લખ્યું છે કે હિંદના ઇતિહાસમાં કોઈ કાળે હિંદદેશ વિદ્યાના સંસ્કારથી રહિત નહોતો. દેવનાગરી લિપિનું મૂળ પ્રાચીનતામાં લુપ્ત થયું છે. શિલાલેખ, તામ્રપટ અને તાડપત્ર પરના લેખો તથા ઉત્તરકાળમાં કાગળના વિશાળ ઉત્પાદન પરથી જણાય છે, કે હિંદમાં તેનો સર્વ સાધારણ પ્રસાર હતો, વળી પુરાતનતા અને બુદ્ધિની સૂક્ષ્મતામાં બ્રાહ્મણોએ સાચવેલું હિંદનું સાહિત્ય અપ્રતીમ છે. વળી હિંદમાં સામાન્ય કેળવણી હતી એટલુંજ નહિ, પણ લખવાની કળાનો પણ આ દેશમાં પ્રચાર હતો. રાજ્યોની અનેક ઉથલપાથલો છતાં ગામડામાં શિષ્યવર્ગોને માતૃભાષાદ્વારા અતિ સરળ પ્રકારનું શિક્ષણ સર્વ કાળે આપવામાં આવતું હતું. કાશી અને નદીઆનાં સરસ્વતીમંદિરો, એથેન્સ અને અલેકઝાન્ડ્રિઆનાં વિદ્યાલયોનું સ્મરણ કરાવે છે, અને ગણિતનું શિક્ષણ હૉરેસે વર્ણવેલી રોમની કેળવણીનું સ્વરૂપ ઝુંભારી આપે છે.

આપણા દેશમાં અતિપ્રાચીન કાળથી તે અઢારમી સદીના મધ્યભાગ સુધી સાહિત્ય અને કલાનો અદ્દભુત પ્રવાહ વહ્યા કર્યો હતો. 'યુનિવર્સિટી એ વિદ્વજ્જનોનું મંડળ હોવી જોઈએ'. એ ન્યુમેને બાંધેલું લક્ષણ તક્ષશિલા, નાલન્દા અને વિક્રમશિલા જેવાં પ્રાચીન વિદ્યાપીઠોને સુયોગ્ય રીતે લાગુ પડે છે. તક્ષશિલાની મહાન વિદ્યાપીઠનું વર્ણન કરવાનો આ લેખનો હેતુ છે.

રાવલપીંડીની વાયવ્યમાં એકવીસ માઇલને અંતરે વિદ્યાનું આ સુપ્રસિદ્ધ કેન્દ્રસ્થાન આવેલું હતું. વળી તક્ષશિલાનાં પૌરાણિક અવશેષો સર જૉન માર્શલના પ્રયાસથી બહાર કાઢવામાં આવ્યાં છે. એક અત્યંત મનોહર ખીણમાં ટેકરીઓની વચ્ચે તક્ષશિલાનું નગર હતું. પૂર્વે મધ્ય એશિઆ

અને પશ્ચિમે એશિઆને હિંદ સાથે જોડનાર મહાન વ્યાપારી માર્ગપર આ શહેરની સ્થિતિ હતી. સિકંદરના સમયમાં તે અતિસમૃદ્ધ નગર હતું. નગરની વસ્તી ઘણી હતી. આસપાસનો પ્રદેશ ફળદ્રુપ હતો. પ્રસિદ્ધ ચીનના પ્રવાસી હુએનસંગે એ પ્રદેશની રમણીયતા અને ફળદ્રુપતાનું વર્ણન કર્યું છે. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં આ વિદ્યાપીઠની ખ્યાતિ સર્વત્ર પ્રસરી હતી એવાં પ્રમાણો આપણા પ્રાચીન ગ્રંથોમાં છે. મહાભારતમાં તક્ષશિલાના એક શિક્ષાગુરુ ધૌમ્યનો ઉલ્લેખ છે.

સમકાલીન જીવનની સ્થિતિનું પ્રતિબિંબ બૌદ્ધ જાતકોમાં પડેલું છે. વિદ્યા અને સંસ્કારિતાના વાતાવરણથી કેટલાંક જાતકો ભરપુર છે. ખાસ કરીને તત્કાલીન કેળવણીપદ્ધતિ અને વ્યવસ્થા વિષે આ ગ્રંથો ખૂબ પ્રકાશ પાડે છે.

કાશીના એક રાજાને બ્રહ્મદત્ત નામે એક પુત્ર હતો. જુના વખતમાં પોતાની પડોશમાં કોઈ પ્રસિદ્ધ વિદ્યાગુરુ હોય, તથાપિ રાજકુમારોની કેળવણીની પરિપૂર્ણતા માટે રાજાઓ તેમને દૂર દેશાવર મોકલતા. આમ કરવામાં એમનો હેતુ એ હતો કે કુમારોનું અભિમાન ગળી જાય, ટાઢ તડકો વેઠતાં શીખે અને જગતના વ્યવહારથી પરિચિત થાય. કાશીરાજે પણ સોળ વર્ષના બ્રહ્મદત્તને પોતાની પાસે બોલાવ્યો અને એક તળીઆવાળી ચંપલની જોડ, પાંદડાંની એક છત્રી અને એક હજાર દામ આપીને તેને કહ્યું-પુત્ર ! તક્ષશિલા જા અને ત્યાં અભ્યાસ કરી આવ.

રાજકુમાર પિતાની આજ્ઞા માથે ચઢાવી નીકળ્યો અને માતા-પિતાને વંદન કરીને યોગ્ય સમયમાં તક્ષશિલા પહોંચ્યો. ત્યાં તેણે આચાર્યના નિવાસની તપાસ કરી. અધ્યયન પુરું થયા પછી પોતાના ગૃહના દ્વાર પાસે આચાર્ય આમતેમ આટા મારતા હતા. ત્યાં તે જઈ પહોંચ્યો. આચાર્યને જોતાંવેંતજ કુમારે ચંપલ કાઢી નાખ્યાં, છત્રી બંધ કરી અને પ્રણામ કરી ગુરુ સમક્ષ શાન્તિથી ઉભો રહ્યો. કુમાર થાકી ગયેલ છે એમ વિચારી ગુરુએ તેનું તત્કાલ સ્વાગત કર્યું. કુમારે ભોજન કર્યું અને શારીરિક આરામ લીધો. પછી તે ગુરુ પાસે પાછો આવ્યો અને અદબ વાળી તેમની સમીપ ઉભો. આચાર્યે પ્રશ્ન કર્યો—

તમે ક્યાંથી આવો છો ?

કાશીથી.

કોના પુત્ર છો ?

કાશી રાજનો પુત્ર છું.

અહીંઆં કેમ આવવું થયું છે ?

અધ્યયનાર્થે આવ્યો છું.

વારૂ, તમે કાંઈ રકમ સાથે લાવ્યા છો કે અધ્યયનના બદલામાં મારી પરિચર્યા કરવા ઇચ્છો છો ?

જી, હું મારી સાથે રકમ લાવ્યો છું.

આમ કહીને બ્રહ્મદત્તે ગુરુસમક્ષ એક હજાર દામની કોથળી મૂકી.

આ અવતરણ ઉપરથી તે સમયની કેળવણીનાં મુખ્ય તત્ત્વોનો આપણને પરિચય થોય છે.

તક્ષશિલા વિદ્યાનું સુવિખ્યાત સ્થાન હતું. હિન્દુસ્તાનના જુદા જુદા અને દૂર દૂરના ભાગોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં વિદ્યાભ્યાસ કરવા આવતા. રાજગૃહ, મિથિલા, ઉજ્જયિની, કોસલ અને મધ્ય પ્રાંતમાંથી તો ત્યાં વિદ્યાર્થીઓ ઉભરાતા. તક્ષશિલાની પ્રસિદ્ધિ, ત્યાંના અધ્યાપકોને લીધે હતી. તેઓ 'જગપ્રસિદ્ધ' કહેવાતા; કારણ કે પોતપોતાના વિષયમાં તેઓ નિષ્ણાત અને પ્રમાણભૂત ગણાતા. દેશનાં વિવિધ વિદ્યાલયો તક્ષશિલાના વિદ્યાપીઠની સાથે જોડાએલાં હતાં.

વિદ્યાનો આરંભ કરવા માટે નહિ પણ વિદ્યા પરિપૂર્ણ કરવા માટે વિદ્યાર્થીઓ તક્ષશિલા જતા. સામાન્ય રીતે ત્યાં જવાને માટે સોળ વર્ષની ઉંમર યોગ્ય ગણાતી. સાધારણ નિયમ એવો હતો કે શિષ્યોએ અધ્યાપકોને પરિપૂર્ણ કેળવણીના બદલામાં એક હજાર દામ આપવા. જો રોકડી રકમ ન આપી શકાય તો વિદ્યાર્થીએ ગુરુની સેવા કરવાની હતી. આવા ઘણા વિદ્યાર્થીઓ દિવસે કાષ્ઠસંચય ઇત્યાદિ ગુરુનું કામ કરતા અને રાત્રે જ્ઞાન મેળવતા. કેટલીકવાર કોઈ ગરીબ વિદ્યાર્થી પોતાનો બધો સમય અધ્યયનમાં ગાળતો અને તેથી ગુરુની સેવા કે આડું કામ કરી શકતો નહોતો. આવી બાબતમાં પોતાની કેળવણી પુરી કર્યા પછી બ્રાહ્મણ વિદ્યાર્થીઓ ગંગાની પારના પ્રદેશમાં યાચના કરીને ગુરુદક્ષિણા આપતા. ગરીબ વિદ્યાર્થીઓનું દાનવીરો ખર્ચ પુરૂં કરતા. કેટલીક વાર પરોપકારી ગૃહસ્થોને ત્યાં શિષ્યમંડળી સહિત અધ્યાપકોને ભોજનનું નિમંત્રણ થતું. કોઈ કોઈ વાર આખા વિદ્યાલયને માટે ક્રમવાર ભોજન આગળથી નિર્મિત થતું.

કેટલાક વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી શિષ્યવૃત્તિઓ મળતી. ઘણુંખરૂં આવા વિદ્યાર્થીઓને કેળવણી લેવા માટે પોતપોતાના દેશના રાજકુમારોના સાથીઓ તરીકે મોકલવામાં આવતા. કાશી અને રાજગૃહના રાજકુમારો

હંમેશાં વિદ્યાલયોમાં રાત્રે અને દિવસે જુદે જુદે સમયે ઘણા વર્ગો લેવાતા. વિદ્યાર્થીઓને અનુકૂળ આવે એવા સમયો ગોઠવી અધ્યાપન થતું. ગરીબ વિદ્યાર્થીઓ જેઓ દિવસે પરિચર્યામાં રોકાતા તેઓ ગુરુઓ પાસે રાત્રે ભણતા. રાજકુમાર જીંદ અધ્યાપક પાસેથી શિક્ષણ લઈ મોડી રાત્રે અંધારામાં પોતાને ઘેર પાછો ફર્યો હતો. જે જે વિદ્યાર્થીઓ ફી આપીને ભણતા તેમને જ્યેષ્ઠપુત્ર સમાન ગણવામાં આવતા અને જ્યારે તેઓ ઇચ્છે ત્યારે તેમને શીખવવામાં આવતું.

હવે આપણે તક્ષશિલાના અભ્યાસક્રમ ઉપર આવીએ. જાતકોમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, કે તક્ષશિલામાં વેદત્રયી અને અષ્ટ-દશ કલામાં કેળવણી પરિપૂર્ણ કરવાને વિદ્યાર્થીઓ આવતા. કેટલીક વાર વેદ અથવા કલાઓ એમાંથી એક વિદ્યાર્થીઓ પસંદ કરતા.

જાતકના સમયમાં અથર્વવેદનો સામાન્ય કેળવણીમાં સમાવેશ કરવામાં આવતો નહિ. વેદ કંઠે કરવા પડતા. તક્ષશિલાના ગુરુઓનાં મુખેથી પાંચસો વિદ્યાર્થીઓ વેદાધ્યયન કરતા. તક્ષશિલાનાં કેટલાંક વિદ્યા-લયોમાં હસ્તિશિક્ષા, મૃગયા, ધનુર્વિદ્યા, આયુર્વેદ વગેરે શીખવવામાં આવતું. આમાંથી એક વિદ્યામાં ઘણા વિદ્યાર્થીઓ નિષ્ણાત થતા.

પ્રત્યેક વિષયનું શાસ્ત્રીય તેમજ વ્યવહારોપયોગી જ્ઞાન આપવામાં આવતું. ગુરુની દેખરેખ નીચે આયુર્વેદનો અભ્યાસ કરાવવામાં આવતો. તક્ષશિલામા વનસ્પતિનું જ્ઞાન સંપાદન કરવા માટે પ્રત્યેક છોડના ગુણો વૈદક દૃષ્ટિથી તપાસવા પડતા. બીજા વિષયોમાં વિદ્યાભ્યાસ પુરો કર્યા પછી વ્યાવહારિક જ્ઞાન મેળવવાને વિદ્યાર્થીઓ પ્રવાસ કરતા. એક બ્રાહ્મણ વિદ્યા-ર્થીએ તક્ષશિલામાં ધનુર્વિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કર્યા પછી પોતાની કળાના વહેવારૂ ઉપયોગને માટે ઠેક આંધ્રદેશ સુધી પ્રવાસ કર્યો. મગધનો રાજ-પુત્ર, તક્ષશિલામાં બધી કળાનું જ્ઞાન પ્રાપ્ત કરીને વ્યાવહારિક જ્ઞાનાર્થે ગામેગામ ફર્યો. કેટલાક તો સ્થાનિક રીતરિવાજો સમજવાના હેતુથી પ્રવાસ કરતા. શિક્ષણ પુરું કરીને વ્યાપારીના બે પુત્રો અને એક દરજીનો પુત્ર ગામડાંના રીતરિવાજો જાણવાને માટે પ્રવાસે ગયા હતા. કોસલનો રાજપુત્ર વેદ અને કળાઓનું સાંગોપાંગ અધ્યયન કર્યા પછી વ્યવહારોપયોગી જ્ઞાન મેળવવાને દેશપરદેશ વિચર્યો હતો.

આ પ્રમાણે આ સમયની કેળવણીનું અગત્યનું સ્વરૂપ એ હતું, કે સ્નાતક અથવા વિદ્યાર્થી પ્રવાસે જતો. આથી એની દૃષ્ટિ વિશાળ બનતી.

સ્નાતક કે નિષ્ણાત થયા પછી જુદા જુદા દેશના રીતરિવાજ, મનુષ્યસ્વભાવ ઇત્યાદિ પારખવાને વિદ્યાર્થી સર્વે સ્થળે ફરતો અને જીવનને માટે એ બહુ સારી રીતે તૈયાર થતો.

તક્ષશિલામાં આયુર્વેદની ઉત્તમોત્તમ કૉલેજ હતી. પ્રસિદ્ધ વૈદ્ય જીવક ત્યાંના વિદ્યાર્થી હતા. વળી ધર્મશાસ્ત્રનું પણ અહીં સરસ જ્ઞાન અપાતું. તક્ષશિલાની 'લશ્કરી શાળાઓ' કાંઈ ઓછી પ્રસિદ્ધ નહોતી. એવી એક શાળા તો હિંદના એકસોત્રણ વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યાનું વાસ્તવિક અભિમાન લેતી.

મધ્યકાલીન હિંદમાં જે ઉચ્ચ પદ નાલંદાનું હતું, તેવુંજ ઉન્નત સ્થાન પ્રાચીન હિંદમાં તક્ષશિલાનું હોય એમ જણાય છે; પરંતુ આ મહાન વિદ્યાપીઠનો નાશ અત્યંત સ્વચ્છંદી અને નિર્દય રીતે કરવામાં આવ્યો. ઇ. સ. ૪૫૦ થી ૫૦૦ સુધીમાં જંગલી હૂણ લોકોએ તક્ષશિલાના વિદ્યાપીઠનો નાશ કર્યો.

ભગવાનભાઈ ગોવિંદ પટેલ
લો.-બો. સ્કૂલ, સિસોદ્રા, તા. અંકલેશ્વર

# વીર આસોભીલ

ગતાંક પૃ૪ ૩૨૯ થી

આસાપલ્લી એ સાબરમતીના કિનારાપર પાધરીપને વસેલું એક નાનું ગામડું હતું, જેનું આપણે પ્રથમ વર્ણન કરી ગએલા છીએ. સાબરમતીના પવિત્ર તટમાં ભીલ લોકો શાક, અને રેટી, તેમજ તડબૂચ રોપતા, અને તે વેચી તે પોતાના પેટનો ખાડો પુરતા હતા. જેથી જંગલમાં ઝુંપડાં બાંધી એકલવાયું જીવન પસાર કરતા. ભીલો ત્યાં રાહત મળતી હોવાથી ત્યાં રહેવા આવવા લાગ્યા હતા અને આસાભીલને પોતાનો રાજા માની તેના શબ્દોને દૈવી આજ્ઞા માની સર્વે અનુસરતા હતા.

સાંજના પાંચેક વાગ્યાના સુમારે એ ભીલ જાતિના અગ્રગણ્ય વીર આસાભીલની વીરપુત્રી સુદેષ્ણા પોતાની સરખી ઉંમરની ભીલબાલિકાઓ સાથે સાબરમતીના વિશાળ પટમાં આવી હંમેશાંના નિયમ પ્રમાણે યુવાવસ્થાની નિર્દોષ મસ્તીમાં ગુલતાન બની આમતેમ રમતમાં દોડાદોડ કરી મૂકતી. આજ પણ તે પોતાના હંમેશાંના નિયમ મુજબ એ રેતીના વિશાળ પટ પર બેઠી રહેલી હતી.

આ બાજુ પાટણનો સેનાપતિ દેવરાજ પણ આખા દિવસની સખત મુસાફરીથી કંટાળી તૃષાતુર થવાથી દૂરથી દેખાતી એ સરિતાની તરફ પોતાનો અશ્વ જોસથી દોડાવી આવતો હતો. તેને ખબર નહોતી કે પોતે હાથે કરીને આશાપલ્લીની સરહદમાં સપડાઈ રહેલ છે. જોતજોતામાં દેવરાજસિંહ જ્યાં આગળ પેલી બાલિકાઓ નિર્દોષ રમતગમત રમી રહી છે ત્યાં આગળજ એ પાટણનો નવયુવાન સેનાપતિ આવી પહોંચ્યો. પોતે અશ્વપરથી નીચે ઉતરી પ્રથમ અશ્વને પાણી પાયું, બાદ પોતે પોતાની તૃષા છીપાવી આરામ લેવા માટે સ્હેજ નદીની કંડી પડેલ રેતી પર બેઠો. અશ્વ પણ આજુબાજુ ઉગેલી લીલોતરી તથા લીલા ઘાસને આનંદથી ચરવા લાગ્યો.

નવીન આવનાર ઘોડેસ્વારને જોઈને પેલી બાલિકાઓએ પોતાની રમત બંધ કરી. એક ટોળું વળી ત્યાંથી થોડેક દૂર એક વૃક્ષની નીચે બેસી વાતચીત કરી રહેલું હતું. નવીન આવનાર યુવાન કોણ હશે ? એ પ્રશ્ન સુદેષ્ણાને ઉત્પન્ન થવાથી તેની છુપી બાતમી મેળવવા માટે પોતે અને એક બે બીજી બાલિકાઓ તે તરફ જવા લાગી.

આવા નિર્જન જંગલસમા પણ કુદરતની કારીગીરીથી ભરપુર એવા રમણીય સ્થળની સુંદરતા નિહાળી એક અજ્ઞાન ઇન્સાનને પણ કુદરતની અકળલીલાનું કાંઇક ભાન થાય, તો પછી આ તો એક વીર તેમજ સેનાપતિ હતો, તો તેને તો ભાન અવશ્યજ થાય. કુદરતમાં વ્યાપી રહેલી અનેકવિધ ઇશ્વરી સત્તાથી આસાભીલનો નાશ કરવા આવેલ એ પાટણનો નવજુવાન સેનાપતિ ક્રોધ, વેરને વીસરી ઇશ્વરી લીલામાં લીન થયો.

બીજી બાજુએ સુદેષ્ણા પોતાની સમવયની બાલિકાઓ સાથે ધીમે ધીમે વાતચીત કરતી પેલા પાટણના નવયુવાન સેનાપતિ દેવરાજસિંહની પાસે આવી પહોચી અને એકી ટસે કુતૂહલતાભરી દ્રષ્ટિથી તેના તરફ નિહાળવા લાગી. છેવટે સેનાપતિને જિજ્ઞાસા થવાથી તેણે સુદેષ્ણા તરફ દ્રષ્ટિ કરી પૂછ્યું.—

બાલિકે ! આપ કોણ છો ? સૂર્ય અસ્ત થવા આવ્યો છતાં આપ નિર્ભયપણે આમ બેસી રહ્યાં છો તેને માટે મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

સરદાર, અમે જંગલી માણસો હોવા છતાં અમો અસત્યને તો ભૂલી જ ગયાં છીએ. સત્ય, દયા, એજ અમારો ધર્મ સમજીએ છીએ. સમજ્યા ! જુઓ, સાંભળો, આ અમારી દેન સંમાન સખી સુદેષ્ણા છે. તેમનો પિતા આજે ગુજરાતમાં એક નામાંકિત નર છે. આ અમારૂં ગામ છે. જુઓ,

પેલાં અમારાં ઝુંપડાં દેખાય! જોયાં? એક બીલ બાલિકાએ સેનાપતિના પ્રશ્નનો જવાબ આપી દીધો.

વારૂ, એ નામાંકિત નરનું નામ શું? તે જરા જણાવશો? સેનાપતિ દેવરાજે અધીરાઈભર્યા અવાજથી પૂછ્યું.

એ નામાંકિત નરનું નામ? શું તમો નથી જાણતા! તો સાંભળો, એ નામાંકિત નર બીજો કોઈ નહિ, પરંતુ જેણે પોતાની વીરતાથી આજે ગુજરાતની ગાદીના સ્તંભ હચમચાવી મૂકયા છે, તેમજ આજે જેના નામથી ખુદ પાટણપતિ કર્ણરાજ પણ ગભરાઈ ઉઠયા છે, એવા વીર આસાભીલની હું પુત્રી છું. મારૂં નામ સુદેષ્ણા છે. સમજ્યા! હવે જરા આપ આપનું શુભ નામ જણાવી શકશો? સુદેષ્ણાએ પૂછ્યું.

મારૂં નામ દેવરાજ છે. હું પાટણપતિ કર્ણરાજનો સેનાપતિ છું. વળી મહારાજાનો ભત્રીજો પણ થાઉં છું. સમજ્યાં! સેનાપતિએ જણાવ્યું.

વારૂ, એમ છે! તો તો ઠીક! આજે અમારી જંગલની જમીન પણ પાવન થઈ. વારૂ, આમ એકલા અને આ સમયે આ તરફ કયાંથી? હું ધારૂં છું કે શિકારની શોધમાંજ અથવા રાહ ભૂલ્યાથીજ આવા વિકટ સ્થળ તરફ આવે સમયે આવી પહોંચ્યા જણાઓ છો, નહિ વારૂ? સુદેષ્ણાએ સેનાપતિના આગમનનું કારણ કઢાવી લેવા પ્રશ્ન કર્યો, અને એક પોતાની પ્રિય સખી તરફ નિહાળી અટ્ટહાસ્ય કર્યું.

ના, ના, બાલિકા તેમ નથી. હું પશુહિંસા તો ભીલકુલ કરતોજ નથી, કારણ કે નિર્દોષપણે સ્વતંત્રતાથી જંગલમાં વિહરતાં એ પશુઓનો સંહાર કરવો એ મહાન પાતક કહેવાય છે; પરંતુ મારૂં આ તરફ આવવાનું પ્રયોજન પણ પશુને બદલે નરપશુના શિકાર અર્થેજ છે. સમજ્યાં, હું શિકાર કરૂં છું, પરંતુ પશુઓનો નહિ પણ નરપશુઓનો. હવે તો સમજી ગયાં હશો! સેનાપતિએ મર્મભેદથી વાત શરૂ કરી.

શિકાર! અને તે નરપશુનો! વારૂ, એવો નરપશુ કોણું છે! સુદેષ્ણાએ વાક્યચાતુર્યથી પ્રશ્ન કર્યો.

મારો શિકાર આ તરફજ છે અને તે અન્ય કોઈ નહિ પરંતુ એ નીચ લુટારો આસોબીલજ છે, અને તેનો નાશ કરવા માટેજ હું આ તરફ આવેલો છું. સમજ્યાં! સેનાપતિએ ક્રોધની જ્વાળા જ્વલંત કરી દીધી.

સેનાપતિના ઝીનભરેલા શબ્દો સાંભળી પ્રથમ તો સુદેષ્ણાની નસેનસમાં ક્રોધનું તાતું ખૂન વહેવા માંડ્યું પરંતુ પોતાના ક્રોધને દબાવીને તે બોલી—

સેનાપતિજી, જરા અવિનય થાય તો, ક્ષમા, કરશો. આપનો ખ્યાલ તદ્દન ભૂલભરેલો છે. આસા ભીલનો નાશ એ તમારા માટે તો અસંભવિત વસ્તુ છે. જ્યાંસુધી સમગ્ર ભીલ જાતિનો અમોને સાથ છે ત્યાં સુધી તો તમો તો શું, પણ ખૂદ પાટણપતિ પણ એ સંબંધી ખાંડ ખાય છે, સમજ્યા! આસાપલ્લીના સરદારનો નાશ કરતાં પહેલાં કેટલાએ સૈનિકોનો પ્રથમ નાશ થઇ જશે, સમજ્યા? શું કરૂં કે તમો એક અજાણુ અને અતિથિ સમાન છો, નહિતો એ શબ્દો બોલતાં પહેલાંજ, તમારી જીભ બહાર નીકળી જાત. સમજ્યા? સુદેષ્ણાએ સેનાપતિને રોકડો જવાબ આપી દીધો, અને ત્યાંથી ક્રોધમાને ક્રોધમાં જવા લાગી.

બીજી બાજુએ પેલી વૃક્ષ નીચેની બાલિકાઓએ એકદમ કોઇ સરકારી અમલદાર આવ્યા સંબંધીની સર્વ હકીકત ભીલ સરદાર ભીલ્લમને જણાવી દેવા દોડી ગઈ.

જોતજોતામાં સરદાર ભીલ્લમ દસેક ભીલોને લઈ સેનાપતિ પાસે આવ્યો અને એકદમ સેનાપતિને ગિરફતાર કરી હાથપગે દોરડાં બાંધી બંધીવાન બનાવી ત્યાંથી લઈ ચાલ્યો અને એક અંધારી કોટડીમાં તેને સખત દેખરેખ નીચે પુર્યો. આમ શિકાર કરવા આવેલો સેનાપતિ પોતેજ શિકાર બની ગયો. મનની મનમાંજ રહી ગઇ. તેને માટે તે ઘણો પસ્તાવા લાગ્યો.

રાત્રે બહારગામથી આસોભીલ આવ્યો અને સમગ્ર ભીલમંડળ એકઠું કરી વાતચીત કરવા લાગ્યો. એવામાં ભીલ સરદાર ભીલ્લમે આવીને પોતાના સરદાર આસાભીલને નમન કરી સેનાપતિને કેદ કર્યાની સર્વ બીના જાહેર કરી દીધી, જેથી સર્વ ભીલમંડળ આનંદમાંને આનંદમાં ઘેરાઇ ગયું.

બીજે દિવસે પાટણના સેનાપતિ દેવરાજને કેદ કર્યાના સમાચાર વીરપુત્રી સુદેષ્ણાને તેની સખી મારફતે મળ્યા, જે જાણી તે ઘણી દીલગીર થઈ; કારણ કે કોઈ પણ ગુનેગાર ન હોવા છતાં જો તેને અન્યાય થતો હોય તો એવાં કાર્યો તે પોતાના પિતાને સમજાવી અટકાવતી. પાટણના સેનાપતિનો કોઈ પણ ગુનો નહોતો. ફક્ત તેણે આસાપલ્લીની સરહદમાં પ્રવેશ કર્યા બદલજ તેને ગુનેગાર ઠેરવીને કેદખાનામાં નાખવામાં આવ્યો હતો, જેથી કુદરતી રીતેજ તેનો પક્ષ કરવાની સુદેષ્ણાને ઇચ્છા થઈ હતી.

આજ કેટલાએ દિવસથી આસાપલ્લીની સરહદમાં આવેલ આસાભીલના કેદખાનામાં સખત દેખરેખ નીચે એ પાટણનો સેનાપતિ પુરાઈ રહેલો છે. એક ગુજરાતના સ્તંભને આજે જંગલી ભીલોનાં કટુવચનો

સહન કરવાં પડે છે; પરંતુ તેણે પોતાના હૃદયમાંથી આશાનું બીજ સુકાવા દીધું નહોતું.

---

આજે પાટણના સેનાપતિ દેવરાજ પાસે ગુજરાતની રડતી-પ્રજાના પોકારનું કરુણ દૃશ્ય ખડું થઈ તેને તે વધુ ગમગીન બનાવી રહેલું હતું.

બીજી બાજુ સેનાપતિની અચાનક મુલાકાત લેવા માટે વીર આસોભીલ કેદખાના તરફ આવી રહેલો હતો. તે જેલમાં પ્રવેશ કરતાંજ એક ભયંકર અટ્ટહાસ્ય કરતાં બુલંદ અવાજથી બોલ્યો—

કેમ, પાટણપતિના યુવરાજ યાને ગુજરાતના સેનાપતિ, તબીયત તો મજામાં છેને ? બોલો, હવે આપનો શો વિચાર છે ? બોલો, અમારા પક્ષમાં ભળવું છે કે પછી જીવન બરબાદ કરવું છે ?

દુષ્ટ, તું એમ સમજતો હોઇશ કે આમ ખાલી દમદાટીથી તું તારૂં કાર્ય સફળ કરવા ધારતો હોઇશ; પણ સાથે સાથે એટલું પણ સાંભળી લે, તારી દેખાવની દાદાગીરીથી ડરે અને તારા પક્ષમાં ભળી તારા ગુલામ બને તે મનુષ્યો બીજા. આ દેવરાજ નહિ, સમજ્યો ! ભલે, આમ જેલમાં રીબીરીબીને મૃત્યુની મુલાકાતને હું ભેટું. એની મને બીલકુલ પરવા નથી; પરંતુ વિશ્વાસઘાતી અરે દેશદ્રોહી બની તારા પક્ષમાં ભળું અને તને મદદ કરૂં, એ આશા તું બીલકુલ રાખીશ નહિ. દેવરાજે પોતાનો અંતીમ વિચાર જાહેર કરી દીધો.

એમ છે ! આટલું બધું ગુજરાતનું ગુમાન છે ! તો જોઈ લે, હું હમણાં જ તારૂં ગાંડું ગુમાન કાઢી નાખું છું. આસોભીલે પોતાનો અંતીમ નિશ્ચય સેનાપતિ દેવરાજની સન્મુખ રજુ કરી દીધો.

ઓ દુષ્ટ ભીલરાજ, શું તું એટલું પણ જાણતો નથી કે એ ત્રણ દિવસનો ઉપવાસી હોવા છતાં વનરાજ કાંઈ ઘાસ ખાતો સાંભળ્યો છે ? ભલે, હું અત્યારે તારા કેદખાનામાં એક કેદી તરીકે જીવન પસાર કરી રહેલો છું. તારા પ્રપંચના પિંજરામાં પુરાએલો છું, પરંતુ એટલું યાદ રાખજે કે, હું એક સિંહસંતાન છું. ભલે, મારા જીવનનો સૂર્યઅસ્ત થતો હોય તોપણ તેની મને પરવાજ નથી; પરંતુ હું દેશદ્રોહી બની તને મદદ કરૂં, એવી જો તને આશા હોય તો તે તારી આશા કેવળ આકાશકુસુમવત્ સમજજે. જા, તારાથી થાય તેટલો જુલમ ગુજારી લે; પરંતુ હું મારા માલીકથી બેવફા નહિ બનું. સેનાપતિ દેવરાજે પણ પોતાની અંતીમ ઇચ્છા જાહેર કરી દીધી.

અપૂર્ણ.

---

## હિંદના ઇતિહાસના યુગો

આપણે હિંદમાં બ્રિટિશ અથવા મુસલમાની હકુમતના સમય વિષે વધુ વિચાર કરીએ છીએ, જ્યારે પ્રાચીન ઇતિહાસના એથી ઘણાં લાંબા યુગોને તેમની લંબાઇનો ખ્યાલ લક્ષમાં લીધાં સિવાય છોડી દઇએ છીએ.

**રામાયણ અને મહાભારત**

રામાયણ અને મહાભારતમાં આપણા લોકો વ્યવસ્થિત રાજ્યવ્યવસ્થા, કળાકૌશલ્ય, વેપાર, ઉદ્યોગ અને વિદ્યા વગેરેનાં ક્ષેત્રોમાં ખૂબ ઉંચી કક્ષાની સંસ્કૃતિએ પહોંચ્યાં હતાં એવાં સૂચનો મળે છે. આ તો પાંચ હજાર વર્ષ પહેલાંની વાત છે.

લૉર્ડ હેસ્ટિંગ્સથી માંડી અસહકારના જમાના સુધીની બ્રિટિશ હકુમતનો સમય લગભગ સો વર્ષ જેટલોજ છે. કલાક અને મિનિટ જેવું આ પ્રમાણ ગણાય. આપણી સંસ્કૃતિના એક કલાકમાં હાલનું બ્રિટિશ રાજ્ય એક મિનિટ જેટલોજ હિસ્સો ધરાવે છે.

**ગૌત્તમ બુદ્ધ**

આજથી ૨૫૦૦ વર્ષ પહેલાં થઈ ગએલા ગૌતમ બુદ્ધનો વિચાર કરો. તમે એ વખતનું ચિત્ર, તેના મહાભિનિષ્ક્રમણ વખતની પરિસ્થિતિ, એના ઉપદેશ, અમીરો અને આમ પ્રજામાં તેનું કાર્ય, અને તેના વારસોનું કાર્ય વગેરેનો વિચાર કરો તો તમને તેના સમય પહેલાં સ્થપાએલાં અને વિકાસ પામેલા કાયદા અને વ્યવસ્થા, કળા, સંસ્કૃતિ, કેળવણી અને તત્ત્વજ્ઞાનનો ખ્યાલ આવશે. કળા, સંસ્કૃતિ, કેળવણી, કાયદા અને વ્યવસ્થા જનતામાં કાંઇ એક દિવસમાં ફેલાઈ શકતાં નથી. એ તો યુગો સુધી ખર્ચાએલી મનુજ-શક્તિના સરવાળાના પરિણામેજ આવી શકે. બુદ્ધ અને તેના ઉપદેશ માટે ભૂમિકા તૈયાર કરવામાં કેટલાં વર્ષોની પ્રગતિની જરૂર પડી હશે તેની તમે કલ્પના કરી શકો.

**ચંદ્રગુપ્ત**

ત્રેવીસ સદીઓ પહેલાં અશોકના દાદાએ દેશ ઉપર ચડી આવેલા ગ્રીકોને પાછા હાંકી કાઢયા, હિંદને પોતાના કબજામાં આણ્યું, અને એવા પાટનગરમાંથી રાજ્ય ચલાવ્યું કે જેના મ્યુનિસિપલ વહીવટનાં તે વખતના ગ્રીક મુસાફરોએ ઝળકતી પ્રશંસાવાળાં વર્ણનો કર્યાં. મેગેસ્થિનિસનું પુસ્તક વાંચતાં આપણે કોઈ આધુનિક મ્યુનિસિપાલિટિનો અહેવાલ વાંચતા હોઈએ એવો ભાસ થાય છે.

**અશોક** આપણા દેશમાં ૨૧૦૦ વર્ષ પહેલાં થયો હતો અને રાજ્ય કરતો હતો. એને તો બધા જમાનાઓનો સહુથી મહાન અને સંસ્કારી રાજા કહી શકાય. આવી કોટિનો રાજા હોવો એ સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનની ઉંચામાં ઉંચી કોટિએ પહોંચેલા સમાજમાંજ બની શકે. અશોકે ફરમાન કાઢ્યું હતું: "કોઈ પણ વ્યક્તિ બીજાના ધર્મ વિષે હલકું બોલે નહિ." આ જાતનો ગુનો અને એની મનાઈ એ બન્ને તે વખતે આપણે સંસ્કૃતિની કેટલી ટોચે પહોંચેલા હોઇશું તે સ્પષ્ટ રીતે બતાવે છે.

વાલ્મીકિ રામાયણથી મુસલમાની હુમલાઓનો ૪૦૦૦ વર્ષનો લાંબો ગાળો ફક્ત વ્યવસ્થિત રાજ્યવ્યવસ્થામાંજ નજરે પડે એવી ઉંચી જાતનો સંસ્કૃતિદર્શક છે. તેથી અવ્યવસ્થાના પ્રસંગો ગમે તેટલા બન્યા હોય તોપણ શાંતિ અને વ્યવસ્થાના ગાળા એટલા લાંબા હશે કે કળા અને કેળવણી, ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વિકાસ બરાબર થઇ શકે. મુસલમાનોના આવ્યા પહેલાંનો હિંદુ સ્વરાજ્યનો આ યુગ હિંદમાં બ્રિટિશ સમયના યુગ કરતાં ચાલીસ ગણો લાંબો છે. હાથમાં લાકડી લઈને અરબડીયાં ખાતાં ખાતાં ચાલતી તમારી દાદીમા સાથે ક્યાંય ન થોભનારી એક્સપ્રેસ ગાડીનો મુકાબલો કરો તો ચાલીસગણું એટલે કેટલું તેનો ખ્યાલ બાંધી શકશો. એટલે ગમે તેમ તોયે આપણે બ્રિટિશ અમલ નીચે બહુ લાંબો વખત નથી રહ્યા. વૉરન હેસ્ટિંગ્સથી આજ સુધીના વરસો કરતાં ત્રણ ગણાં વરસ સુધી તો મુસલમાનોએ હિંદ પર રાજ્ય કર્યું.

હિંદમાં મુસલમાની હકુમતના બે ભાગ પાડી શકાય: એક બાબર પહેલાંનો અને બીજો મોગલાઇ. બાબર પહેલાંના મુસલમાન રાજાઓએ ૩૦૦ વર્ષ સુધી, એટલે કે ક્લાઈવથી સને ૧૯૨૦ સુધીના સમય કરતાં બમણા વખત સુધી, અમલ ચલાવ્યો. મોગલોએ ૧૮૦ વર્ષ સુધી હકુમત ભોગવી એટલે કે અંગ્રેજો વિષે વિચાર કરતાં જેટલા સમયનો ખ્યાલ રાખવો પડે એટલો સમય તો ખરોજ.

આપણે ઝાડીવાળા ભાગમાં હોઈએ ત્યારે ઝાડ આપણને મંદિરોની ટોચ કરતાં ઉંચાં અને એને ઢાંકી દેતા લાગે છે. એ રીતે આ જમાનામાં જ આપણે વિચરતા હોવાથી બ્રિટિશ હકુમતનો સમય આપણને આટલો બધો લાંબો લાગે છે. ખરું જોતાં બાબર અને એની પાછળ ગાદીએ આવનાર પાંચ તેજસ્વી બાદશાહોના અમલ તળે આપણે રહ્યા એટલોજ વખત થયાં આપણે બ્રિટિશ અમલ તળે આવ્યા છીએ.

મરાઠાઓએ પણ બાજીરાવના વખતથી તે બ્રિટિશ અમલ બરાબર સ્થપાયો ત્યાંસુધી હિંદુસ્તાન ઉપર સાર્વભૌમ સત્તા ચલાવેલી. લૉર્ડ હેસ્ટિંગ્સે હિંદમાં બ્રિટિશ રાજ્યને સર્વોપરી બનાવ્યું ત્યારથી અસહકારના દિવસો સુધી માત્ર ૧૦૦ વર્ષજ થાય છે. મરાઠાઓ માત્ર લુટારાની ટોળીના સભ્યો ન હતા. એમણે તો જેમાં જમીનમાપણી અને જમીનમહેસુલની આકારણીની વિગતો પણ નક્કી કરવામાં આવી હતી, એવા પ્રકારનો વ્યવસ્થિત વહીવટ ચલાવ્યો હતો.

બે મહાન અને પ્રખ્યાત હિંદુ સમ્રાટો ચંદ્રગુપ્ત અને વિક્રમાદિત્યનો વિચાર કરો. એમનો જમાનો કાંઈ હિંદી સંસ્કૃતિનો ઉદય અથવા અસ્તનો કાળ નહતો. બન્ને વચ્ચેના સમયનો ગાળો ૮૦૦ વર્ષનો એટલે કે હિંદના ઇતિહાસમાં બ્રિટિશ અમલનાં બધાં વર્ષો કરતાં ચાર ગણો હતો. વિક્રમાદિત્ય પછી પણ મહમદ ઘોરીએ દિલ્હીનો કબજો લીધો, ત્યાંસુધીના ૮૦૦ વર્ષો દરમિઆન કેટલાએ રાજાઓ અને રાજવંશો ગાદીએ આવી ગયા

હવે હિંદમાની સંસ્કૃતિનો વિચાર કરીએ. તેમાં નોંધવા જેવી બાબત તો સનાતન કાળથી ચાલી આવતી **ધાર્મિક સહિષ્ણુતાની નીતિ છે.**

ધાર્મિક માન્યતાઓને કારણે જુલમ કરવાની નીતિ બ્રિટનમાં માત્ર ૧૯મી સદીમાંજ બંધ થઇ. જ્યારે અકબરે તો ૧૬મી સદીમાં હકકોની સમાનતા, કાયદાની સમાનતા અને સર્વેને ધાર્મિક સ્વતંત્રતાની જાહેરાત કરી હતી. અકબરને તો દરેક ધર્મમાંથી સત્યનું દર્શન થયું હતું, એથી પોતે ઇસ્લામી મજહબ પ્રમાણે પોતાના મહેલમાં ખુદાની બંદગી કરવા ઉપરાંત કેટલીક વખતે હિંદુવિધિ પ્રમાણે, કેટલીક વખત પારસીઓની અને કેટલીક વખત ખ્રિસ્તિઓની પદ્ધતિ પ્રમાણે પ્રાર્થના કરતો હતો. તેણે પોતાની પદ્ધતિ પ્રમાણે ઇસ્લામ અને હિંદુત્વને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એ સ્વીકારવાની કોઈ ઉપર ફરજ પાડી ન હતી. એના વખતમાં ચાલતા ધાર્મિક રીતરિવાજો ઇંગ્લાંડ અથવા યુરોપમાં તો જમાનો ત્રણસો વર્ષ જુનો થયો ત્યારેજ પળાવા લાગ્યા. પોતાની ઇચ્છા હોય એ રીતે ઈશ્વરને ભજી શકાય એવો તેણે યોજેલો કાયદો તેના જમાનામાં અને ત્યારપછી કેટલાંએ વર્ષ સુધી યુરોપના સમાજમાં નહતો. ધર્મની બાબતમાં સ્વતંત્રતા એ હિંદને માટે નવી વસ્તુ નહોતી, પણ સનાતન કાળથી ચાલતી આવતી નીતિ અને સંસ્કૃતિનું એક અંગજ હતી. હિંદનો કોઇપણ ઉદારમતવાદી સમ્રાટ એ વસ્તુને ભૂલી નથી શકયો. જે વખતે અકબર પોતાના

દરબારમાં જુદા જુદા ધર્મના પ્રચારકોની દલીલોને માનપૂર્વક સાંભળતો અને સમજતો, તે વખતે ઓકસફર્ડમાં વ્યવસ્થિત સરકારનો અમલ હોવા છતાં પાદરીઓ અને ધર્મગુરુઓને જીવતા બાળી નાખવામાં આવતા હતા.

ચુનીલાલ બી. પટેલ
ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ

## પૂર્વ પશ્ચિમનો પ્રવાસ

(ગતાંક પૃષ્ઠ ૩૩૫ થી ચાલુ)

એડનકેમ્પ યાને ઇન્ડિઅન લત્તો અને બજાર બંદરથી પાંચ માઇલ દૂર છે. ત્યાં રસ્તા ઘણા સારા છે. ઉચીનીચી ટેકરીઓ પરથી પસાર થતાં દૂરના દરીઆ પર દૃષ્ટિ પડે છે. આકાશ અને અરણ્વ એક રંગે રંગાઈ એકબીજાને મળી ગએલાં માલમ પડે છે. ઇન્ડિઅન લત્તામાં માકડાંનું માથું ફાટી જાય તેટલી ગરમી પડે છે. ગરમીનું ઓછામાં ઓછું માપ ૮૦° થી ૯૫° ફેરનહાઈટ છે. ઇન્ડિઅન લત્તાની આસપાસ ડુંગરોની દીવાલ છે. જેથી દુશ્મનોથી રક્ષણ કરવામાં તે જેમ મિત્રનું કામ કરે છે, તેમ દરરોજ દરીઆનો ઠંડો પવન અટકાવી દુશ્મનનું કામ પણ કરે છે. એડનની હિંદી કેળવણી સંબંધી મારે માહિતી મેળવવાની હતી જેથી સીધો પ્રથમ સ્કૂલે ગયો. હેડમાસ્તર મિ. ઉપાધ્યાય મળ્યા. તે બી. એ; એસ. ટી. સી. ડી. છે, વિવેકી અને ઉત્સાહી છે. તેમણે બધી સ્કૂલો બતાવી અને પુરતી હકીકત પુરી પાડી. એડન સ્કૂલ સાથે શેઠશ્રી સર હોરમસજી કાવસજી દીનશાહનું નામ જોડાએલું છે. વળી ઇન્ડિઅન ગર્લ્સ સ્કૂલ તથા ઉર્દુ સ્કૂલ પણ છે. આ સ્કૂલો ગ્રાન્ટ-ઇન-એઈડ છે. ગવર્મેન્ટ એક સ્કૂલ ચલાવે છે. તેનો સ્ટાફ કેળવાએલો છે. સાધન અને મકાન પણ શ્રેષ્ઠ છે છતાં તેનો લાભ હિન્દી પ્રજા લેતી નથી, કર કરે તેટલો દેવો અને લાભ બીલકુલ ન લેવો એવી માન્યતાને લીધે ઘણાં બાળકોનો અભ્યાસ ગામઠી ઢબે ચાલે છે. ગામઠીમાં આપણી પ્રજા સ્વદેશાભિમાન માની લે છે.

હિંદી વસવાટ સ્થાયી છે. પહેરવેશ ગાંધીયુગનો છે. નમ્રતા અને સભ્યતા પૂર્વની છે. બજાર ઇન્ડિઅન અને સરળ ઢબનું મિશ્રિત છે. ધાર્મિક વાતાવરણ હિંદ જેવું છે. માતામહાદેવનાં મંદિર છે, જૈનનાં દેરાસર છે, મસીદો છે, કોમવાર કલબો અને લાઇબ્રેરીઓ છે. એડનમાં ફક્ત

ત્રણ ઇંચ વરસાદ પડે છે જેથી નહાવાધોવામાં અને પાણીના વાપરમાં ઘણી કંજુસાઈ કરવી પડે છે. હાલમાં પાણીના નળ થયા છે. પહેલાં ડુંગરના પાણીથી ટાંકાં ભરી લેવાતાં. એડનના એક ભાગમાંથી બીજામાં જવા માટે કેટલેક ઠેકાણે સુરંગથી બુગદા પાડેલા છે. એડનમાં મીઠું ઘણું પાકે છે. ત્રણ મોટાં મીઠાનાં કારખાનાં હિન્દીઓના હસ્તક છે. એડનની સ્થાનિક પેદાશ કંઇજ નથી. ઉન્નતિ લશ્કરી દૃષ્ટિએ થઈ છે. હાલ ખુશ્કી અને દરીઆઈ લશ્કરમા ઘટાડો કરી વિમાની દળમાં વધારો કરવામાં આવ્યો છે. એડનનું જીવન સોંઘું છે, (વીશી ખર્ચ રૂ.-૨૦) છે. ઘરભાડું માસિક પંદર રૂ. છે. પાંચ રૂપીઆના માસિક પગારે નોકરો મળી શકે છે. રાજ્યવ્યવસ્થા બ્રિટિશ હબની છે. એડનના દેખાવોના કાર્ડ લઈ ૪ વાગે બોટ પર આવ્યા. બોટ ઉપડી અને અરબી સમુદ્ર ઓળંગી હવે રાતા સમુદ્રને રસ્તે વળી.

**પાંચ રાત રાતા સમુદ્રમાં**—૨૧ મી ઓગસ્ટની સાંજે એડનથી ઉપડી બીજે દિવસે સવારે આઠ વાગે ઝીબુટી બંદરે આવ્યા. તે ફ્રેન્ચ સોમાલી લેન્ડનું અને એબિસિનિઆની નજીકનું બંદર છે. ઠીક એડન જેવો છે, પરંતુ ફ્રેન્ચ ફેશનની સુઘડતા અને સુંદરતાથી મોહક લાગે છે.

ડોકથી ગામ સુધી દરીઆમાં પત્થરની પહોળી સડક બાંધેલી છે. બંને બાજુ દરીઆના મોજાં પત્થર સાથે પછડાઈ પાછાં પડે છે. તે દેખાવ જાણે નવા આવનાર અતિથિઓનાં ઓવારણાં લેવા આવેગથી આવતાં હોય એમ લાગે છે. ફ્રેન્ચ શાસન હોવાથી સ્વતંત્રતા વિશેષ છે. ઝીબુટીમાં સોમાલી નામની મૂળ જાતની વસ્તી વિશેષ છે. એ પ્રજા તેનું તે ઝેર કરી દૂધ દેનારને ડંખે છે, તેમ સોમાલી પ્રજા પોતાને અપાએલી સ્વતંત્રતાને સ્વછંદતામાં ફેરવી ગજબ ગુમે પ્રજાને અહર્નિશ સતાવ્યા કરે છે. દેખીતી રીતે નવાસવા માણસને એ પ્રજા ગરીબડી ગાય જેવી શાંત અને મીઠી જબાનવાળી જણાય છે, પરંતુ જ્યારે તે તેની જાત પર જાય છે ત્યારે ઘણીજ ઝનુની ને ખુની બને છે.

ઝીબુટીના મહાજન તરફથી અમને તેડવા આવેલા ભાઇઓ સાથે વાતો કરતા કરતા ને પારીસનાં પરાં જેવાં ઝીબુટીનાં સુંદર દૃશ્યો નિહાળતા નિશાળ નજીક આવી પહોંચ્યા. ભૂમિ રસાળ અને સપાટ છે. જેથી એડન કરતાં ગરમી કંઈક ઓછી લાગે છે. ઇન્ડિયન વસ્તી આશરે સવાસોની છે. તેમાં મોટો ભાગ જૈન ધર્મી વેપારી વર્ગનો છે. સુંદર દેરાસર છે. મહાજન તરફથી ધર્મશાળા છે અને તેની સાથે એક અખાડો છે. લાઇબ્રેરી પણ વસ્તીના પ્રમાણમાં સારી છે. મહાજન તરફથી એક શાળા

પણ છે. હિંદી વસ્તી પૈસેટકે સુખી છે. બધા ફ્રેન્ચ ભાષા સમજે છે. પોષાક ગાંધીયુગનો અને સ્વદેશી ખાદીનો છે. દરવર્ષે દરેકને ૧૦૦ ફ્રાન્ક પોલટેક્ષ ભરવો પડે છે. સોંઘવારી સ્વદેશ જેવી છે, પણ મકાન ઘણાં મોંઘાં છે. મીઠું મન માન્યું પાકે છે. સોમાલી લોકોની સતામણીમાંથી મુક્ત કરવા ઝીબુટી ઉતરી, એબીસિનિઆ જતા અને ત્યાંથી આવતા હિંદી ઉતારૂઓને મદદ કરવા દર સ્ટીમરે તથા ગાડીના સમયે મહાજન તરફથી એક માણસ જાય છે. તે તમામ પ્રકારની સગવડ કરી આપે છે. જમવાસુવાની સગવડ મહાજનની ધર્મશાળામાં કરવામાં આવે છે. અમને જમવા તથા રહેવાનો ઘણો આગ્રહ કર્યો, પરંતુ ઉતાવળ હોવાથી ચાપાણી ને નાસ્તાથી મન મનાવી લઈ સીધા સ્ટીમરે આવ્યા.

ઝીબુટી એ બંદર છે તેમજ રેલ્વે સ્ટેશન છે. ત્યાંથી એબીસિનિઆના એડીસાબાબા સુધી જઈ શકાય છે. ઝીબુટી એડનની નજીક છતાં એડનથી અનેક બાબતમાં જુદું પડે છે. આસપાસની જમીન ફળદ્રુપ હોવાથી વાડી ને વજીફ્રા છે. ત્યાં દર શનિવારે અને રવિવારે દરેક જણ સહેલ કરવા જાય છે. અમે દૂરના દરીઆકિનારે મીઠાના સફેદ ઢગલા જોઈ સ્ટેશન તરફ થઈ સ્ટીમર પર આવ્યા.

ઝીબુટીથી એબીસિનિઆ નજીક હોવાથી એ દેશ વિષે ઘણી માહિતી વાતચીતમાં પણ મળી આવે છે. એબીસિનિઆ એ સ્વતંત્ર મુલક છે. તેમનો રાજ્ય કર્તા એમ્પરર ઓફ ઈથીઓપીઆ કહેવાય છે. ત્યાંના લોક જુના વિચારનાં ક્રિશ્ચિયન છે. તે દેશમાં સોનું, રૂપુ, લોઢું, તાંબુ, સીસું, ગંધક, કોલસા, પોટાશ, સુરમાની ધાતુ, અબરખ વગેરેની ખાણો છે. એ દેશમાં હરકોઈ પ્રજા દાખલ થઈ શકે છે. ઈન્ડિઅનોની વસ્તી આશરે બે હજારની છે. જેમાંના કેટલાક તો ફળદ્રુપ જમીનના માલીક છે. તેમાં કોફી વગેરે મોટા પ્રમાણમાં પકવે છે. એ ઉપરાંત દરેક જાતના ધંધાદારી ત્યાં સારૂં કમાઈ શકે છે ઇન્ડિઅન માલીકીની હૉટલો તથા સિનેમાગૃહો છે. સોમાલી ભાષા સામાન્ય ભાષા તરીકે બોલાય છે. દીરદાવા તથા એડીસીબાબામાં ગુજરાતી સ્કૂલો છે. મુસ્લીમ બાળકો માટે અરબી સ્કૂલો પણ છે. એ ઉપરાંત સરકાર તરફથી તેમજ મિશન તરફથી સ્કૂલો ચાલે છે તેમાં ઇન્ડિઅન બાળકોને ધર્મ કે જાતના ભેદ વિના દાખલ કરવામાં આવે છે. મુખ્ય શહેર એડીસાબાબા છે. તે શહેરમાં હિંદી વસ્તી એક હજાર છે. થોડા વર્ષ પહેલાં હિંદુઓના શબને અગ્નિદાહ દેવાની છુટ નહોતી; પરંતુ થોડા સમય થયાં બ્રિટિશ સરકારની મારફતે રાજ-

કર્તાને અરજ કરવાથી હવે તે છુટ મળી છે. ત્યાંનું નાણું ડોલર ગણાય છે. તેની કિંમત શિ. ૧–૩ પેન્સ થાય છે. જીબુટી અને એડીસાબાબા વચ્ચે એક અઠવાડીઆમાં બે વાર ગાડી જાય છે. મુસાફરી દોઢ દિવસની છે.

જીબુટીથી અમારૂં જહાજ હવે સુવેજની નહેર તરફ સપાટાબંધ ચાલવા માંડયું. ૨૬ મી ઓગસ્ટની સવારે અમારી સ્ટીમર સુવેજ બંદરે પહોંચવાની હતી; પરંતુ વરુણદેવની અવકૃપા થવાથી રાતો સમુદ્ર રાતો પીળો થઈ તોફાને ચઢયો, એટલે અમે ધાર્યા કરતાં ૧૨- કલાક મોડા એટલે કે રાતના સાડાનવ વાગે સુવેજ બંદરે પહોંચ્યા. સુવેજની વસ્તી ૨૯ હજારની છે, તેમાં ૮૦૦૦ યુરોપીઅન છે. હિંદીઓની ફક્ત બેજ મોટી પેઢીઓ છે. સુવેજ ઉતરી ત્યાંથી ટ્રેઇનદ્વારા કૈરો જઈ ત્યાંના મ્યુઝિઅમ અને જગપ્રસિદ્ધ પિરામિડો જોઈ પોર્ટસૈયદ પહોંચી. સ્ટીમર પકડવાના કોડ કેટલાએ ઉતારૂઓને હતા તે બધા મીસરની માટી સાથેજ મળી ગયા. થોમસ કુકના એજન્ટની સલાહ મુજબ સુવેજથી કૈરો જવા રાત્રે નીકળવું જોખમકારક છે; એટલે તે પ્રોગ્રામ ભવિષ્યમાં વળતી વખત માટે મુલ્તવી રખાયો.

સુવેજ પાઘડીપને દરીઆકિનારે વસેલુ છે. રાત્રે અનેક વીજળીની બત્તીથી સુવેજનો દેખાવ ઘણોજ સુંદર–જાણે મુંબઇની દીવાળી હોય તેવો લાગે છે.

સુવેજની નહેર સાકડી—નાની પણ ઊંડી નદી જેવી હોવાથી સ્ટીમરથી રાતની મુસાફરી વખતે આગળ સુકાન પાસે સર્ચ લાઇટ સાથે એક એકસપર્ટ બેસે છે. તે સર્ચલાઇટ વડે સામેથી આવતાં તેમજ જતા વહાણો જોઈ શકે છે. એક સાથે બે મોટી સ્ટીમરો જઈ શકતી નથી, જેથી અમુક અમુક અંતરે જેમ ટ્રામની ગાડીને ક્રોસ કરવાની અનુકૂળતા હોય છે તેવી કેનાલમાં પણ સગવડ કરેલી છે.

અમારી સ્ટીમર રાત્રે અગીઆર વાગે ઉપડી. સર્ચલાઇટ શરૂ થયું એટલે તે વડે સુવેજ શહેર અને કેનાલના કિનારા જોવા પ્રવાસી ડેક પર આવ્યા. નહેર સાંકડી હોવાથી સ્ટીમર શહેરને ઘસાઇને જાય છે; એટલે રસ્તે ચાલતા મનુષ્યમેદની, મકાનો અને મોટરનો દેખાવ મોહક લાગે છે. કેનાલની કૃત્રિમ નદીમાં અમારૂં જહાજ જળમાર્ગ કાપવા લાગ્યું. ગંગા, જમના અને નર્મદા નદીમાં ચાલતી પનાઇઓ જેવો આનંદ આપે છે તેવો આનંદ અનુભવવા માંડયો: કેનાલની એક બાજુએ આપણી

એશિઆની ભૂમિ, અને બીજી બાજુએ આફ્રિકાના ઇજિપ્તની ભૂમિ દષ્ટિ-ગોચર થાય છે. એ બે ખંડ વચ્ચે ફક્ત સો ફુટનું અંતર છે છતાં તેમનાં દેખાવ, વસ્તી, ફળદ્રુપતા વગેરેમાં સેંકડો માઇલનું અંતર હોય એમ લાગે છે. એશિઆ તરફ ઉજ્જડ અને રેતાળ ઢગલા જ્યાં નજર નાખો ત્યાં જોવામાં આવે, જ્યારે ડાબી બાજુ દષ્ટિ કરીએ તો કુદરતની લીલા અને કળા સાથે કૃત્રિમ કૃત્યોની કૌશલ્યકળા, રેલ્વે અને મોટર તથા મોટર સાઇકલોની ધમાલ સાથે લીલી કુંજલતાઓ અને ગુફાઓમાં લાલ રંગના બેઠી બાંધણીના બંગલા આંખને આંજી નાખે છે.

મોટરમાર્ગની બંને બાજુ છટાદાર વૃક્ષો લચી રહ્યાં છે. પાણી અને પૃથ્વી ઉપર ચાલતાં વીસમી સદીનાં વાહનોમાં માત્ર વિમાનોની ઊણપ હતી. આ બધું કુદરતી ને કૃત્રિમ જોઈ જોઈ દષ્ટિ ધરાઈ ગઈ અને ઊંઘવા માટે આગ્રહ કરવા લાગી, પરંતુ નવું નવું જોવાની જિજ્ઞાસા-વૃત્તિએ તેને હરાવી: એ કૃત્રિમ નદીનાં અને તેના જળપ્રવાહ પર જતાં આવતાં જહાજોની અવરજવર જોતાં જોતા વહાણું વાઈ ગયું. પૂર્વમાંથી સૂર્યનારાયણ પોતાનો પ્રકાશ પશ્ચિમ તરફ ફેંકતા હતા તેમને નમન કર્યું. પૂર્વનું તેજ પશ્ચિમમાં જાય છે એ જાણીતી વાત છે, છતાં પશ્ચિમનાં તેજમાં પૂર્વ બિચારૂં તણાય છે એ પણ સમયની બલિહારી છે. પશ્ચિમમાં ઘણા તેજસ્વી તારા છે. તેમાંના એકની કલ્પનામાં આ કેનાલનો જન્મ થયો. સુવેજની એ નહેરના સૃષ્ટા પ્રત્યે સહેજે સૌને માન ઉત્પન્ન થાય છે. ‘જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ’ કરવાની શક્તિ પ્રભુના પુત્રો પણ થોડે અંશે ધરાવી શકે છે. તેના પુરાવામાં સુવેજ કેનાલ મૂકી શકાય.

સુવેજની નહેર શુમારે ૧૦૦ માઇલ લાંબી અને સો ફુટ પહોળી છે. તે સુવેજ શહેરથી શરૂ થઈ પોર્ટસૈયદ બંદરે પુરી થાય છે. નહેરની ઉંડાઈ ૩૩ ફુટ છે. એ નહેર પસાર કરતાં ૧૪ કલાક લાગે છે. તે ૧૮૫૯માં શરૂ થઈ ને ૧૮૬૯માં પુરી થઈ. આ નહેરથી લંડનથી મુંબઈ સુધીની મુસાફરીમાં ૪૫૬૩ માઇલનો ઘટાડો થયો છે. “પુરુષપ્રયત્ન અને ઈશ્વરકૃપા” એ કહેવત મુજબ લેસેપ્સ સાહેબની કલ્પનાની સુવેજ કેનાલને મદદ કરવા કુદરતે પણ સારી મદદ કરી છે

એ સો માઇલની કેનાલમાં કેટલેક સ્થળે કુદરતી સરોવરો આવે છે. ત્યાં આગળ કેનાલ કુદરતી સરોવરનું સ્વરૂપ ધારણ કરે છે. એવાં સરોવરની વચ્ચે થઈ ને જ્યારે જહાજ જાય છે ત્યારે બંને બાજુ મચ્છી પકડવા

પરવરતાં સફેદ સઢોવાળાં વહાણો, ને મચ્છવા સારસ, અને બગલાં જેવાં લાગે છે. સૂર્યનાં સફેદ કિરણો સરોવરના સ્થિર પાણી ઉપર પરાવર્તન પામે છે; તે તથા ધવલ વસ્ત્રધારી નાવના દેખાવ અલૌકિક આનંદ આપે છે. આગળ જતાં ઇસ્માઇલિઆ બંદર આવે છે. સુવેજથી ટ્રેઇનમાં બેસી ઇસ્માલિઆ બંદરદ્વારા કેરો જઈ શકાય છે. કેરો સુવેજથી ૯૨ માઇલ દૂર છે. તે એકજ દિવસમાં જોઈ રેલ્વે રસ્તે પોર્ટસૈયદ બંદરે પહોંચી સ્ટીમરમ. જોડાઈ શકાય છે. કેનાલના કિનારા પાણીનાં મોજાંથી ધોવાઈ ન જાય તથા કિનારાનો કચરો અંદર દાખલ ન થાય તે માટે સ્ટીમર ધીમી ગતિથી ચલાવે છે છતાં પણ કચરો કાઢી નાખનારી બોટો હંમેશાં તે કામ કર્યાજ કરે છે. ઘણી જગાએ કિનારા પત્થરથી બાંધી લીધેલા હોવાથી નદી કે તળાવના ઓવારા જેવો દેખાવ લાગે છે. કેટલીક જગોએ કેનાલમાં સાઇફનો મૂકી તે દ્વારા નાની નહેરો કાઢી છે. તે નાની નહેરોને લીધે તેની આસપાસ લીલોતરી ઘણી દેખાય છે.

જેમ નાની નદીની બંને બાજુએ વૃક્ષલતાઓ લચી રહી હોય તેમ વનસ્પતિની માતાસમ મનાતી એ નાની નહેરની બંને બાજુ લીલી લતાઓ લચી રહેલી છે. સૂર્યના પ્રખર પ્રકાશની ગરમીથી બચવાને પ્રાણીમાત્રને આ લીલોતરી અતિ ઉપયોગી થઈ પડે છે. આગળ જતાં કંથારા રેલ્વે સ્ટેશન આવે છે, ત્યાં આગળ કેરોથી પેલેસ્ટાઇન જતી અને સુવેજથી પોર્ટસૈયદ જતી રેલ્વેનો ક્રોસ થાય છે. એ સ્ટેશન થઈ જેરુસલેમ જઈ શકાય છે. કંથારા દૃષ્ટિથી દૂર થતાં આગળ પોર્ટસૈયદની નજીક મીઠાના મોટા અગર જ્યાંત્યાં જણાય છે. આવા રમ્ય દેખાવો નિહાળતાં નિહાળતાં પોર્ટસૈયદ પાસે આવી પહોચ્યા. પોર્ટસૈયદના બારામાં અનેક આગબોટો લંગરાએલી અને પોતપોતાના દેશના વાવટા ફરકાવતી પડેલી હોય છે.

સાગરસ્વામી વિહોણી સરિતાસુંદરી પોતાના પતિને ભેટવા જતાં આનંદનો ઉભરો કાઢવા મ્હોં પહોળું કરે તેવો દેખાવ સુવેજ કેનાલ પોર્ટસૈયદ પાસેના પોતાના ભર્તા ભૂમધ્ય-સમુદ્રને મળે છે ત્યારે દેખાય છે. વિશેષમાં જાણે તે પોતાના સર્જક પિતા મોંશ્યો લેસેપ્સ સાહેબના પુતળાના પગનું પાદપ્રક્ષાલન કરતી હોય તેવો ભાસ થાય છે.

અલીદીના વિસરામ હાઇસ્કૂલ,
મોમ્બાસા ( આફ્રિકા )

એસ. બી. જોષી.

# આંખની સંભાળ



આંખની રચના અદ્દભુત છે. શરીરના બધા અવયવોમાં આ અવયવ ઘણોજ અગત્યનો છે. તેની અગત્ય હૃદય ને ફેફસાંની પેઠે માત્ર શરીરને ટકાવી રાખવા પુરતી નથી, પરંતુ મનુષ્યને મનુષ્ય તરીકેનું જીવન ગુજરતાં શીખવવામાં તે ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. એમ કહેવાય છે કે પાંચે ઇંદ્રિયોદ્વારા મળતા જ્ઞાનનો પચાસ ટકા ભાગ માત્ર આંખદ્વારા પ્રાપ્ત થાય છે. આથી બહારની દુનિયા જોડે મનુષ્યને જોઇતું ને જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવો મોટો ફાળો આપતું આ સાધન મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે.

કુદરતે આંખને શરીરના પ્રમાણમાં ઘણીજ નાની બનાવી છે તેમ છતાં તે જગતના મોટામાં મોટા પદાર્થોના સંસ્કાર લઈ શકે છે. એક નજીવા ઘાથી પણ ફૂટી જાય તેવી નાજુક છતાં તેની સમજપૂર્વક સાચવણી રાખ્યાથી ને તેનો અયોગ્ય ઉપયોગ ન કર્યાથી તે જીવનની અંતઘડી સુધી કામ આપે છે. દુનિયાની પ્રગતિ સાથે મનુષ્યની રહેણીકરણી પણ બદલાતી જાય છે. આધુનિક જમાનાના મનુષ્યને લેખનવાચન વધારે કરવાનું હોય છે. તેથી આંખને બોજો પણ વધારે પડતો જાય છે. આધુનિક પ્રગતિમાં મનુષ્ય ઘણે ભાગે કુદરતથી વિમુખ ને વધારે ને વધારે કૃત્રિમ બનતો જાય છે; એટલે અમુક રીતના કુદરતી સંજોગોમાં કામ કરવાને સરજાએલા અવયવોને કુદરત વિરુદ્ધ કામ કરવામાં રોકાવું પડે છે. કુદરતે આંખને નાજુક કરી છે એ વાત સાચી છે પણ તેનું રક્ષણ પણ કુદરતે તેટલીજ કાળજીથી કર્યું છે. તે પોતાનું કામ બરાબર રીતે કરી શકે તેટલા માટે કુદરતે તેને અનેક સ્નાયુઓ મદદમાં આપ્યા છે. જ્યારે જ્યારે અમુક પદાર્થ જોવાનું ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે આ સ્નાયુઓ હલનચલન કરી જોવાના પદાર્થના સંસ્કાર નેત્રપટ પર પાડવાનો યત્ન કરે છે. સામાન્ય રીતે કુદરતે આંખને દૂરના અને પ્રમાણમાં મોટા પદાર્થો જોવાને સરજી છે; પરંતુ આ લેખનવાચનના યુગમાં બાળકની છેક કુમળી વયથીજ આ લેખનવાચન શરૂ થઈ જાય છે. આ બંને કૃતિઓ ઘણીજ નજીકથી કરવાની હોય છે, અને અક્ષરો પણ પ્રમાણમાં ઘણા નાના હોય છે. આથી આ કૃતિઓ કરવામાં આંખને ખાસ વિશેષ શ્રમ લેવો પડે છે. આ વધારાનો શ્રમ એ આંખની ભવિષ્યની નબળાઈનું એક મોટામાં મોટું કારણ છે. કહેવાનું તાત્પર્ય એવું નથી કે દરેક જાતના લખાણ કે વાચનથી આંખ

બગડે છે; પરંતુ જો આપણે આ લેખનવાચનમાં આવશ્યક દરેક જાતની સંભાળ ન રાખીએ તો ભવિષ્યમાં આંખને બગાડવામાં એ કારણરૂપ થઈ પડે છે, એ નિર્વિવાદ છે. દાખલો લેવાથી આ વાત વધારે સ્પષ્ટ રીતે સમજાશે. કોઈ એક છાપેલા ફકરાનું વાચન કરવામાં આંખને કેટલું હલનચલન કરવું પડે છે ને તેની અંદર કેટલી બધી ક્રિયાઓ થાય છે તેનો આપણે વિચાર કરીએ તો ઉપર કહેલી વાતનો સહેજ ખ્યાલ આવશે. વાચન કરતી વખતે છાપેલી લીટીઓ ઉપર આંખ એકસરખી રીતે સરી જતી નથી; પરંતુ જે શબ્દ ઉપર આપણે લક્ષ બાંધ્યું હોય તેજ શબ્દ તે સ્પષ્ટ જુએ છે. સાથે સાથે તેની આજુબાજુના શબ્દોના નેત્રપટ પર સંસ્કાર પડે છે પણ તે અસ્પષ્ટ હોય છે. જેમ જેમ નવા શબ્દો ઉપર લક્ષ બંધાતું જાય છે તેમ તેમ આંખ એક લક્ષબિંદુ ઉપરથી બીજા લક્ષબિંદુ ઉપર કૂદતી જાય છે. સાથે સાથે દૃષ્ટિમર્યાદામાં આવતા શબ્દોના સંસ્કાર પણ તે ગ્રહણ કરતી જાય છે. લખાણમાં અજાણ્યા શબ્દો વધારે હોય તો તેના ઉકેલને માટે તેને આમ આગળ પાછળ કૂદકા વધારે મારવા પડે છે. આ ક્રિયામા આંખના સ્નાયુઓને અનેક ક્રિયાઓ કરવી પડે છે. આંખને અનેક વખત થરડાવું પણ પડે છે અને જોવાના પદાર્થના નેત્રપટ પર સ્પષ્ટ સંસ્કાર પડે તેટલા માટે દૃગ્ કાચની ગોળાઈમાં પણ ફેરફાર કરવા પડે છે. આ બધી ક્રિયાઓ આંખોના નાજુક સ્નાયુઓને ઘણીજ ચોકસાઈથી અને તાત્કાલિક કરવી પડે છે એટલુંજ નહિ પણ અસંખ્ય વખત તે કરવી પડે છે. આથી આંખના નાજુક સ્નાયુઓને થાક લાગે છે.

બાળકના એક દિવસના જીવનમા પણ લેખનવાચનના પ્રસંગો એટલા બધા હોય છે અને એટલો લાંબો સમય હોય છે કે બાળકોની આંખોને વધારા પડતો શ્રમ પહોંચ્યા વિના રહે નહિ. હલનચલન ઉપરાંત પણ બીજાં કેટલાંક કારણોને લીધે આ જાતનો વધારાનો શ્રમ આંખોને પડે છે. આ કારણોનો એકપછીએક વિચાર કરીએ. સૌથી મોટું કારણ અયોગ્ય પ્રકાશ છે પુરતા અજવાળા કરતાં જેટલા પ્રમાણમાં અજવાળું ઓછું તેટલા પ્રમાણમાં આંખના સ્નાયુઓનો શ્રમ વધારે. કુદરતને અમુક પ્રમાણમાં પ્રકાશની જરૂર જણાઈ છે, તેથી વધારે પ્રકાશ હોય તો કીકીને સંકોચાવું પડે છે અને ઓછા પ્રકાશ વખતે તેને વિકસવું પડે છે, એટલે આંખના સ્નાયુઓને કીકીનો સંકોચ ને વિકાસ સાધવા અજવાળાના પ્રમાણ પ્રમાણે સતત ખેંચતાણ કરવી પડે છે. આથી વાચન વખતે અજવાળાનું પ્રમાણ ઓછું હોય તો સ્નાયુઓને વધારે કામ પહોંચવાનો સંભવ રહે છે.

સ્થિર પ્રકાશને બદલે હાલતી જ્યોતમાંથી પ્રકાશ આવતો હોય તો તે ક્ષણે ક્ષણે વધતો ઓછો થયા કરે છે. આથી આ ફેરફારના પ્રમાણમાં સ્નાયુ- ઓને વિકાસસંકોચ કર્યા કરવો પડે છે. આથી પણ સ્નાયુઓને ઘણો શ્રમ પડે છે અને પરિણામે આંખને નુકસાન થાય છે. પ્રકાશ પ્રમાણે કીકીમાં ફેરફાર થવાની શક્તિ ક્ષીણ થતી જાય છે.

ઓછા અજવાળા કરતાં વધારે પડતા અજવાળાનો અથવા ચમકારનો પ્રશ્ન વધારે ધ્યાન ખેંચે તેવો છે. આ વધારે પડતા પ્રકાશને અટકાવવા આંખ- ના સ્નાયુઓને ઘણું કામ કરવું પડે છે, તેથી આંખને ઘણું નુકસાન થાય છે.

આ બધા પ્રશ્નોનો શિક્ષકે વિચાર કરવો જોઈએ. વર્ગમાં નાનપણથી જ બાળકો પાસે લેખનવાચનનું કામ રોજ કલાકો સુધી લેવામાં આવે છે. લેખનવાચનનું કામ નજીકથી કરવાનું હોઈ આંખને અંદરની બાજુ ચરડાએલી રાખવા આંખના સ્નાયુઓના અમુકને વિકસિત ને અમુકને સંકુચિત સ્થિતિમાં લાંબો વખત રહેવું પડે છે. આથી પણ આ સ્નાયુઓ ઘણા થાકી જાય છે. નાની ઉંમરનાં બાળકોને લાંબા સમય સુધી લેખન- વાચનમાં રોકવાં એ એમની આંખોને ઘણું નુકસાનકારક છે.

વાચનના સંબંધમાં પ્રકાશનો પ્રશ્ન સૌથી વધારે ગહન છે. પ્રકાશ જોઈએ તે કરતાં ઓછો હોય કે વધારે હોય, અસ્થિર હોય, ખોટી દિશા- એથી આવતો હોય, આખાએ વર્ગમાં એકસરખી રીતે ફરી વળતો હોય કે નહિ, વગેરે અનેક પ્રશ્નો પ્રકાશના સંબંધમાં વિચારવા જેવા છે. ઘણી વખત વર્ગના દરેક ભાગમાં સરખું અજવાળું આવતું હોતું નથી અને શિક્ષકો તો દરેક જગાએ બેઠેલાં બાળકો પાસે એક સરખી રીતે પુસ્તક પકડાવે છે. આથી પ્રકાશનાં કિરણોના ઓછાવધતા ખુણાને લીધે કેટલાક બાળકોનાં પુસ્તકો પર ચળકાટ ને કેટલાકનાં પુસ્તકો પર જોઈએ તે કરતાં ઓછું અજવાળું આવે છે. આ બન્ને સ્થિતિ ઇચ્છવાજોગ નથી એટલુંજ નહિ, પણ તે સરખી રીતે નુકસાનકારક છે. વર્ગના ઓરડામાં અજવાળું ગમે તેટલું વધારે હોય, પણ જ્યાંસુધી તે દરેક અને પુરતા પ્રમાણમાં બાળકના પુસ્તક ઉપર સરખી રીતે વહેંચાતું આવતું નથી ત્યાંસુધી વાચન- થી આંખને નુકસાનજ થવાનો સંભવ છે. આ સ્થિતિ પણ જરા વિચાર કરવાથી શિક્ષક સુધારી શકે તેમ છે. વર્ગના એક ઓછા અજવાળાવાળા ભાગમાં સપાટ મેજ ઉપર ચત્તા પડેલા પુસ્તકના પાના ઉપર નજર નાખો, પ્રકાશનું પ્રમાણ ધ્યાનમાં રાખો. પછી તેજ જગાએ પુસ્તકને પ્રકાશનાં કિરણોથી કાટખુણે ધરો. પાના ઉપરના પ્રકાશનું પ્રમાણ એકદમ વધી

પોતે બાળકોના બરોબરીઆજ છે, તેમ માનવું; ફક્ત સાવચેતી એટલીજ રાખવાની કે મર્યાદા સચવાય ને આજ્ઞાઓનું ઉલંઘન થવા ન પામે.

શિષ્યવર્ગ સ્વભાવે તદ્દન ગરીબ થઈ ગયો છે, કાં તો તે માબાપના દબાણને લઈને કાં તો શિક્ષકના દબાણને લઈને. તેઓએ દંડ, મગદળ, મલખમ, વગેરેની કસરત ઉપરાંત દેશી રમતો જેવી કે બારીઓ દાવ, આટાપાટા, ગેડાદડી, વગેરે પુરતા ઉત્સાહથી રમવી જોઈએ અને સુધરેલી રમતો જેવી કે હોકી, ક્રિકેટ, ટેનિસ, સાથે સરખાવતાં આ જંગલી રમતો છે તેમ માનવા કંઈ પણ કારણો નથી. જેટલું જોખમ દેશી રમતોમાં રહેલું છે, તેટલુંજ જોખમ સુધરેલી રમતોમાં પણ રહેલું છે. જેટલીજ શારીરિક ખીલવણી સુધરેલી રમતોથી થાય છે તેટલીજ દેશી રમતોથી થાય છે. ઉપરાંત દેશી રમતો ખર્ચાળ નથી. તે આપણા જેવા નિર્ધન દેશને માટે ફાયદાકારક છે. આ બધા પરિસ્થિતિનો વિચાર કરતાં શિક્ષકવર્ગ, શિષ્યવર્ગ, તેમજ માબાપો ધારે તો પોતાની ભૂલો સુધારી દેશને ઘણી સારી રીતે આબાદીમાં લાવી શકે છે. ગામડાંનાં માબાપો ઘણાં ભોળાં હૃદયનાં હોય છે એટલે તેમને આ તરફ દોરવામાં શિક્ષકવર્ગને બહુ મુશ્કેલી નડે તેમ નહિ હોવાથી દરેક પોતાથી બનતું કરે તે ઇચ્છવા જોગ છે.

જો કે તંદુરસ્તી સાચવવા કસરતની જરૂર છે તેમ સર્વ કોઈ માને છે, પણ તેમ માનીને તેનો અમલ કરનાર ઘણાજ થોડા જોવામાં આવે છે. શરીરના જુદા જુદા અવયવો સહેલાઈથી અને અસરકારક રીતે કામ કરી શકે તે સારૂ કસરત કરવી આવશ્યક છે. ખોરાકના ઉપયોગ સારૂ અને ઘસાઈ ગએલા સ્નાયુઓની મરામત સારૂ જે પ્રાણવાયુની જરૂર પડે તે પુરતો મેળવવામાં કસરત બહુ જરૂરની થઈ પડે છે. જો કસરત કરવામાં ન આવે તો માણસ દિનપ્રતિદિન આળસુ અને સુસ્ત થતો જાય છે. એક અંગ્રેજ લેખકનું કહેવું છે કે માણસ આરામના દિવસ કરતાં કામગીરીના દિવસે આઠ અધોળ પ્રાણવાયુ વધારે લે છે, માટે કુદરતની જરૂરિઆત સારૂ પુરતા પ્રમાણમાં પ્રાણવાયુ મળે તે ઇરાદે પણ ખુલ્લી હવામાં કસરત કરવાની આવશ્યકતા છે.

### કસરત શા માટે કરવી જોઈએ.—

(૧) નિર્બળ તેમજ અતિશય વધી ગએલા સ્નાયુઓ તેમજ અવયવોને ખીલવવા;

(૨) માંદગી ભોગવવાથી નિર્બળ થઈ ગએલા અવયવોને તંદુરસ્તીમાં લાવવા;

(૩) જુવાનીમાં શારીરિક ખોડોને દૂર કરવા;

(૪) અશક્તિ અને જાડાપણું દૂર કરવા;
(૫) ફેફસાંનાં રોગથી કેટલીક વિચ્છિન્ન થએલી સ્થિતિને દૂર કરવા;
(૬) સામાન્ય જિંદગીના વહેવારમાં જેઓ જરૂરિઆત યા ટેવ, સદ્ગુણ અથવા દુર્ગુણને લઈને શરીરની દુરસ્તી સાચવી ન શકે તે સાચવવા;
(૭) મન પર માનસિક ખીલવણીથી ઘાતક અસરો થતી હોય તેના સામા થવા;
(૮) માનસિક અપૂર્ણતાઓ દૂર કરવા.

**જુદા જુદા અવયવો ઉપર કસરતની થતી અસરો.—**

(૧) કસરત કરતાં શરીર પર તંગ કપડાં ન રાખવાં; કારણ તેથી ફેફસાં વગેરે પોતાની ફરજ બજાવી શકતાં નથી. લોહી જલ્દી ફરવા માંડે છે, પ્રાણવાયુ પુરતો લેવાય છે અને ઝેરી વાયુ બધો બહાર જતો રહે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જેમ ઝેરી વાયુ વધારે બહાર નીકળી જાય તેમ ખોરાક તેમજ તાજી હવા પુષ્કળ લેવાય.
(૨) વધારે કસરતથી લોહી ઝપાટાબંધ ને જોસથી ફરવા માંડે છે.
(૩) સ્નાયુને પુષ્ટિ સારી મળે છે ને તેથી તે મજબુત થાય છે. કસરતથી સ્નાયુઓ પુષ્કળ પાણી બહાર કાઢે છે.
(૪) ચામડી પણ તે વખતે લાલ થઈ જાય છે અને પોતાનું કર્તવ્ય બહુ સારી રીતે બજાવે છે; પરસેવો સારી પેઠે નીકળે છે ને તેથી શરીરની ગરમીનું પ્રમાણ સમશીતોષ્ણ રહે છે. જોસભેર કસરત કરતાં ટાઢ લાગતી નથી પણ કસરત કરી રહ્યા બાદ ગરમી નકામી ચાલી ન જાય તે સારૂ કપડાં તરતજ પહેરી લેવા સંભાળ રાખવી.
(૫) પેસાબનું પ્રમાણ વધતું નથી પણ યુરિક એસિડ પ્રમાણમાં વધારે બહાર જાય છે.
(૬) મગજના કામ કરનારે શારીરિક કસરત કરવી જોઈએ કે જેનાં પરિણામે માનસિક કામ સારૂં થાય.
(૭) મળ પ્રમાણમાં ઓછો થાય છે. ઝાડાનો બંધકોષ રહેતો નથી, અને આંતરડાં નિયમિત કામ કરે જાય છે.

જો કસરત ગજા ઉપરાંત કરવામાં આવે તો તેથી અનેક જાતનાં નુકસાન, જેવાં કે હૃદયના અસંખ્ય ધબકારા (કેટલીક વખતે નબળા), સ્નાયુઓનું નિરર્થક નકામું ઘસાઈ જવું, વગેરે થવા સંભવ રહે છે; માટે દરેક વ્યક્તિએ લક્ષમાં રાખવાની જરૂર છે કે કસરત અવશ્ય કરવી જોઈએ ને તે ખુલ્લામાં ને પ્રમાણસર કરવી જોઈએ.

મનુભાઈ મ. પરીખ

# બંધકોશ

(ગતાંક પૃષ્ઠ ૭૩૨ થી ચાલુ)

બંધકોશમાંથી અનેક વિકારો ઉત્પન્ન થાય છે. એક લેખકે તો એટલે સુધી કહ્યું છે કે એકેએક શારીરિક રોગનું કારણ બંધકોશ છે. એ વાત તદ્દન સાચી છે. આંતરડાંની સ્વચ્છતા અને પુષ્ટિ ઉપર આખા શરીરનો આધાર છે. મુખથી ગુદા સુધી એક મોટો માર્ગ છે તેને મહાસ્રોતમ્ અને અંગ્રેજીમાં 'એલિમેન્ટરી કેનાલ' કહે છે. ખાધેલા અન્નનું એમાં પાચન થાય છે, એટલે આ માર્ગમાં પાચનયંત્રના અનેક અવયવો આવેલા છે. ખાધેલું અનાજ સૌથી પહેલું તો મોંમાં દાંતથી ચવાય છે. દાંત તો ઘંટી છે. ચાવવાની ક્રિયા ચાલતી હોય છે તે વખતે મોંમાં રહેલા લાલપિંડમાંથી થૂંક ઝરે છે. એ થૂંક પાચનક્રિયામાં ભારે મદદ કરનાર એક જાતનો રસ છે. ત્યાંથી પછી અનાજ અન્નનળી વાટે હોજરીમાં જાય છે. હોજરીમાં તેને અનેક જાતના પાચક રસ મળે છે અને ત્યાં ખોરાક પ્રવાહી બને છે. ત્યાંથી તે આગળ આંતરડાંમાં જાય છે. આંતરડાંના બે મુખ્ય વિભાગ—નાનાં આંતરડાં ને મોટાં આંતરડાં છે. નાનાં આંતરડાં તે વીસ ફુટ લાંબાં ને ૧ થી ૧ાા ઈંચ પહોળાં હોય છે. એની શરૂઆતનો ભાગ ગ્રહણી કહેવાય છે. હોજરીમાંથી આવેલું પ્રવાહી ત્યાં અટકે છે અને ત્યાં એને કલેજામાંથી આવેલું પાચક પિત્ત મળે છે. ડાબે પડખેથી અગ્ન્યાશય (પેંક્રિયાસ)માંથી પણ પાચક રસ ઝરે છે અને તે બન્ને રસ છેવટે એક સામાન્ય નળીદ્વારા ગ્રહણીમાં આવે છે. અહીં બરાબર પાચન ચાલે છે. અહીં પાચન થઇ આહારનો જે સાર બને તેને રસ કહે છે અને એ રસ ડાબે પડખે આવેલી બરોળમાં જઇ ત્યાંથી પછી લોહી થવા માટે હૃદયમાં જાય છે. પાણીનો ભાગ ચુસાઈને ગુર્દાઓમાં જાય છે અને બાકી રહ્યું તે આગળ ધકેલાય છે. ત્યાં પણ પાચનક્રિયા ચાલુ હોય છે અને પેલા કચરામાં કંઈ પણ સત્ત્વ રહી ગયું હોય તેને ત્યાં ચૂસી લેવામાં આવે છે. મોટાં આંતરડાંને મલાશય કહે છે. છેવટનો કચરો ત્યાં આવીને પડે છે. મોટાં આંતરડાંના ત્રણ ભાગ છેઃ ૧ આરોહી, ૨ અનુપ્રસ્થ, ૩ અવરોહી. મોટું આંતરડું પાંચ ફુટ લાંબું ને આશરે ૨ાા ઈંચ પહોળું હોય છે. આમાં પણ કંઈક સૂક્ષ્મપાચન કાર્ય ચાલે છે એમ મનાય છે. કુદરતની કેટલી ભારે ત્રેવડ! કંઈ નકામું ન જવા દેવું એવી

કુદરતની યોજના છે! છેવટે મોટાં આંતરડાંમાંથી મળ ગુદા વાટે બહાર નીકળે છે. એ મળ બહુ કડક તેમ બહુ પાતળો ન હોવો જોઈએ. ગંધાતો ન હોવો જોઈએ. ફોદાફોદા ન હોવો જોઈએ. સ્નિગ્ધ, પીળો, ગંધરહિત મળ રોજ નિયમિત રીતે સવારે આવવોજ જોઈએ. ઉપરનું મહાન પાચકયંત્ર જેને બરાબર નિયમિત રીતે ચાલે તેને બંધકોશ તો ન જ થાય; પરંતુ બીજો કોઈ પણ વ્યાધિ ન થાય. અજીર્ણ ને બંધકોશને તો બધાજ રોગોના કારણરૂપ ગણ્યા છે. એક વિશ્વવિખ્યાત અમેરિકન દાકતરે તો દુનિયામાં ભારે ભારે યુદ્ધો થયાં તેના કારણ તરીકે પણ અજીર્ણને જ ગણ્યું છે. ક્રોધ, વૈમનસ્ય, દ્વેષ વગેરે માનસિક વિકારો પણ આ બન્નેને આભારી હોય છે:

બંધકોશની ચોક્કસ દવાઓ હોઈજ ન શકે. જે કારણને લીધે એ થયું હોય તેનેજ દૂર કરવાથી એ મટી શકે. ખોરાક, પાણી, હવા, ઊંઘ, વ્યાયામ, અને બ્રહ્મચર્ય એજ મુખ્યત્વે સાચો ભાગ ભજવે છે. અનેક રોગોના ઉપદ્રવરૂપે પણ બંધકોશ જણાય છે.

આસન, પ્રાણાયામ તથા ચાલવું એ ઉત્તમ કસરતો છે. આસનોમાં શીર્ષાસન, સર્વાંગાસન, પશ્ચિમોત્તાન, શલભાસન, હલાસન વગેરે ખૂબ ઉપયોગી નીવડે છે. ઉડ્ડિયાન ને નૌલિ અત્યંત લાભદાયી છે. ઉષઃપાન એટલે કે સવારમાં વહેલાં ઊઠી રાતે તાંબાના વાસણમાં રાખેલું પાણી પીવું એ પ્રયોગ ઘણો ફાયદાકારક નીવડે છે. તાજાં શાકભાજીનો ખૂબ ઉપયોગ કરવો. તાંદળજો, ડુંગળી, લીંબુ, ટામેટાં બંધકોશને દૂર કરવામાં ભારે ફાળો આપે છે. બંધકોશને માટે અવારનવાર ઉપવાસ કરવા, એક ટાણું કરવું, અને એનિમા એટલે કે પાણીની બસ્તિ લેવી. આ એનિમાથી ગામડાંમાં ઘણા લોકો ગભરાય છે પરંતુ તેનો પ્રચાર ધીરેધીરે કરવા જેવો તો છે જ. વારંવાર દવા ન જ લેવી પરંતુ જરૂર પડે લેવી પડે તો નીચેના નુસખા સારા છે:

### દવાઓ

૧. નાનાં બાળકો માટે સૌથી ઉત્તમ દીવેલ. એથી વધારે જરૂરી લાગે તો ઉમ્મરના પ્રમાણમાં એળીઓ આપી શકાય. નેપાળાની કોઈ પણ બનાવટ ન જ આપવી. ગરમાળાનો ગોળ પણ નાનાં બાળકો માટે સારો.

૨. મિંઢિયાવળ ૦ા શેર, અજમો ૦। શેર, સંચળ નવટાંક. એ ત્રણેયને ખાંડી ફાકી બનાવી રાખવી. રાતે સૂતી વખતે મોટાં માણસોએ ૦ાા તોલાથી ૧ કે ૧ાા તોલો લેવી ને ઉપર ઠંડું પાણી પીવું. સવારે પચીને દસ્ત આવશે.

૩. અવિપત્તિકર ચૂર્ણ અથવા શિવાક્ષાર પાચન ચૂર્ણ પણ સારો ફાયદો આપે છે.

પણ સૌથી સારી દવાઓ તો

૪. ત્રિફળા—૧ હરડે, ૨ બહેડાં, ૩ આમળાંનું સરખે ભાગે કરેલું ચૂર્ણ છે. એનું લાંબો કાળ સેવન કરવાથી ઘણોજ સારો ફાયદો થાય છે. અર્શ ઉપર પણ આની સારી અસર થાય છે.

૫. એકલી હરડે–મોટી–પણ જુદી જુદી ઋતુઓમાં જુદી જુદી વસ્તુઓ સાથે લેવાથી ચમત્કારી ફાયદો કરે છે. હરડે જેવી તો બંધકોશ માટે એક પણ ચીજ નથી.

૬. બહુજ સખત બંધકોશ હોય તોજ અશ્વકંચુકી કે

૭. ઇચ્છાભેદી જેવી નેપાળાની બનાવટો લેવી, નહિ તો નહિ.

આ તો નાછૂટકાના ઉપાય બતાવ્યા; પરંતુ સાચા ઉપાય તરીકે તો આગળ જણાવેલા કુદરતી ઇલાજોજ છે. ખૂબ ચાવીને ખોરાક ખાવો, પથ્ય ખોરાક ખાવો અને એ ખોરાકને પચવવા માટે, નિયમિત વ્યાયામ કરવો, પુરતું ઊંઘવું, પુરતા પ્રમાણમાં પાણી પીવું, ચોકખી હવામાં ફરવું, પ્રાણાયામ કરવા, આમ કરવાથી કદી બંધકોશ થતો નથી, અને બંધકોશ થયો હોય તોયે મટી જાય છે. બ્રહ્મચર્યનું પાલન બંધકોશ થવા દેતું નથી. વીર્યનો દુરુપયોગ કરનારને બંધકોશ થયા વગર રહેતોજ નથી. (અપૂર્ણ)

શિવશંકર પ્રાણશંકર શુકલ

## મનુષ્ય જીવનના આદર્શ

ભય એ માણસને બીજાઓનો ગુલામ બનાવે છે. ભય એ જુલમી રાજાની બેટી છે. ચિંતા એ એક પ્રકારની કાયરતા છે. તે જીવનને વિષમય બનાવે છે, જ્યારે હિંમત એ ઉંચામાં ઉંચા પ્રકારની ઉદારતા છે.

દઢ ઇચ્છા કરી શકનારને માટે, કોઈપણ કાર્ય અશકય નથી; મજબુત મનોબળવાળા પુરુષની દઢેચ્છા હજારોને થથરાવી મૂકે છે.

ઇચ્છાશક્તિનો વિકાસ કરવો એ મનુષ્યજીવનનો ઉપદેશ છે. દઢ ઇચ્છા અને નિશ્ચય ધરાવનાર વ્યક્તિને માટે આ જગતમાં સમય અને ... છે, છે ને છેજ.

અડગ નિશ્ચય અને સત્યમાર્ગનું અવલંબન એ આ જગતને હલાવી નાખનાર પ્રબળ શક્તિઓ છે.

ઝળકતી કારકીર્દિવાળા તરુણોના શબ્દમાં નિષ્ફળતા હોવી જ ન જોઈએ. નિરંતર આગળ ધસવાની ટેવ અને શ્રદ્ધા સઘળી મુશ્કેલીઓને હંફાવી નાખે છે.

મનુષ્ય સંયોગોનો ગુલામ નથી; પરંતુ ઉચ્ચ સમજણ અને ઇચ્છા-શક્તિઓનીજ તેનામાં ન્યૂનતા હોય છે.

ગરિબાઈના દુઃખોમાં દબાએલી મહાનતા ધીમે ધીમે જ ઉદયને વરે છે. જે માણસે સંકટો સહન કર્યાં નથી તે દુનીઆમાં આવ્યો જ નથી.

મહાન પુરુષોને પોતાના વિજય માટે તૈયાર રાજમાર્ગ મળતા નથી; પરંતુ તેઓ હંમેશાં સતત કાર્ય અને ખંતના સનાતન માર્ગેજ પ્રયાણ કરે છે.

દિવ્ય પુરુષોની મહત્તાનું કારણ તેમની પ્રચંડ મુશ્કેલીઓજ છે. જેમ કસ્તુરીને કચરી નાખવાથી તેમાંથી વિશેષ સુગંધ નીકળે છે તેમ માર્ગના વિઘ્નપહાડોથી મનુષ્યનું જીવન અધિકાધિક ઉચ્ચ બને છે.

જો કે હાનિઓ અને સંકટો એ અત્યંત કઠિન પાઠો છે તોપણ તેમાંથી જે બોધ મળે છે તે બીજે કયાયથી પણ મળતો નથી.

શત્રુઓ એ સ્વઉન્નતિના ઓછાવત્તા ગુરુ છે, જેમ પતંગ જેવી નિર્જીવ વસ્તુ, પવનના સુસવાટા ઝીલતો ઉંચે જઈ શકે છે. તે ઘણેખરે અંશે પવનની લહરીનેજ અવલંબે છે.

દુઃખી જિંદગી પણ જ્ઞાન સાથે ગુજારવી અતિ ઉત્તમ છે. જીવન-નો ડીસીઓ જ સુખદુઃખથી ઘડાએલો છે.

માયાળુ શબ્દોની કિંમત ઘણી છે. જીવનમાર્ગ આમાં સમાએલો છે.

જગતમાં ક્યાંય જો શાંતિ હોય તો દુઃખીઓનાં અશ્રુ લોહવામાં છે?

માસ્તર સરસ્વતિચંદ્ર રાણા

---

## ફૂલ

આવો ફુલડાં રૂપાળાં રે, ભેગાં બેસીને રમીએ;
ફૂલની વાસ મધુરી રે, સુંઘી સુંઘીને લઈએ—આવો.
આ ગુલાબના ફૂલમાં રે, કેવો રૂડો રંગ ભર્યો;
પાસે ઉડે પતંગીઆં રે, ભ્રમર શું શું ગણગણી રહ્યો—આવો.
જુઓ એ રૂડાં ફૂલને રે, દીધી રૂડી પાંખડીઓ;
અમને પ્રભુજીએ આપી રે, આવી રૂડી આંગળીઓ—આવો.

એસ. બી. જોષી

## સ્લેટ

નામ મારું છે સ્લેટ, તે ભૂલશો ના;
પેન મારી છે બેન, ખોઈ નાખશો ના.
મને મૂકીને ઘેર, તમે આવશો ના;
મને પાસેથી કદી, ખસેડશો ના.
મને કાળી કાળી કહીને ખીજવશો ના;
મને રસ્તે રઝળતી મુકશો ના.
મને ઉંચેથી નીચે પછાડશો ના;
મને ખડ ખડ ખડ ખખડાવશો ના.
મને પગ મૂકીને, તમે ભાગશો ના;
મને લઈને કોઈને મારશો ના.
મારા ડીલ પર, ડાઘ કદી પાડશો ના;
મને કદીએ થૂંક, લગાડશો ના.
મને સાફ કર્યા વિના, તમે લખશો ના;
તમે લખી લખીને, કદી થાકશો ના.
પેન મારા ઉપર, ગગડાવશો ના;
પેન ઠોકી ઠોકીને ખખડાવશો ના.

એસ. બી. જોષી

## અજબ જેવી વાત

નાની મારી આંખ, એ જોતી કાંક કાંક;
એ તે કેવી અજબ; જેવી વાત છે!
નાના મારા કાન, સાંભળે દઈ ધ્યાન–એ તે…
નાક મારું નાનું, એ સુંઘે ફૂલ મઝાનું–એ તે…
જીભ મારી રાતી, એ મીઠું મીઠું ખાતી–એ તે…
દાંત મારા ધોળા, એ ચાવે દાળીઆ મોળા–એ તે…
નાનું મોઢું મારું, એ બોલે સારું સારું–એ તે…
નાના મારા હાથ, તાળી પાડે સાથ–એ તે…
આંગળી મારી લપટી, તેથી વગાડું ચપટી–એ તે…
પગ મારા નાના, એ ચાલે છાના માના–એ તે…

એસ. બી. જોષી

# સાંપા તા. ગોધરાની વિક્રમસેનાએ બજાવેલી સેવા

સાંપા સ્કૂલખાતે લગભગ ૧॥ વર્ષથી બાલસેના ઉભી કરવામાં આવી છે. તે બાળવીરોએ નીચે પ્રમાણેની સેવા બજાવી છે.—

(૧) જ્યાં જ્યાં કુવા હતા અને તેની પાછળ પુષ્કળ પાણી ભરાઈ રહી કુવાના પાણીને અસ્વચ્છ કરતું હતું ત્યાં ત્યાં તેની આજુબાજુ રેતી લાવીને પુરી ગંદકી દૂર કરી છે.

(૨) પોતાના ગામમાં સો. બો. નિશાળ ચાલે છે તેને બેસવાને માટે સારૂં મકાન નહિ હોવાથી આખા ગામમાં ઘેરે ઘેર ફરીને વળીઓ તથા થાંભલા ઉઘરાવીને મકાન બંધાવ્યું.

(૩) મકાન બંધાવવા માટે સુથારને મજુરી પેટે આપવાના પૈસા તે આ બાળવીરોએ પોતે ઉઘરાણું કરીને આપ્યા છે.

દલસિંહ પરથમસિંહ પરમાર

રકા. મા. સાંપા, તા. ગોધરા

## જાહેરખબર

મિસિસ માસ્ટર સીવણભરત ફંડના વ્યાજમાંથી ઇનામ માટે ખેડા જિલ્લાની નામદાર સરકારે માન્ય કરેલી સઘળી પ્રાથમિક કન્યાશાળાઓમાં ભણતી બાળાઓએ બનાવેલા સીવણભરતના નમુનાનું ત્રીજું પ્રદર્શન ભરવાનું છે, માટે તેવા નમુનાઓ **તારીખ ૧૫ મી ઓકટોબર ૧૯૩૫** પહેલાં સિનિઅર આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર, નડિઆદ, મુકામે મોકલી આપવા.

(૧) નમુનાઓ બાળાઓએજ બનાવેલા જોઈએ.

(૨) નમુનાઓ બાળાઓએ બનાવેલા છે તેનું પ્રમાણપત્ર બે સદ્‌ગૃહસ્થોનું નમુના સાથે મોકલવું.

(૩) નમુના મોકલવા, લઈ જવાનો ખર્ચ નમુના મોકલનારને શીર છે.

(૪) એકંદરે બે ઇનામો છે, તેમાં પહેલું રૂ. ૧૦) ને બીજું રૂ. ૫) નું છે.

ગવર્નમેન્ટ હોસ્ટેલ,
બી. બ્લોક,
સિનિઅર આસિસ્ટંટ ડેપ્યુટી
એજ્યુકેશનલ ઇન્સપેક્ટરની
ઓફિસ, નડિઆદ.

એન. એલ. બ્રહ્મચારી
સિનિઅર આ. ડે. એ. ઇ. ખેડા.
ને
એક્સ ઓફિશિઓ સેક્રેટરી,
"મિસિસ માસ્ટર સોઇંગ ને એમ્બ્રોઇડરી પ્રાઇઝ ફંડ"

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા કે છુપાવનારનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. |
|---|---|---|---|---|---|
| ૧ | મુખ્તસિર તારીખ-એ-આલમ, ભાગ ૧, ૧૯૩૪ | મિ. હકીમ અહમદ, બી. એ. મુંતાઝીમ જાગીરદારા ગ્વાલીઅર, ગવર્મેન્ટ ગ્વાલીઅર. | ઇલેકટ્રિક અલીજાહ દરબાર પ્રેસ, ગ્વાલીઅર | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૨ | નેચર-સ્ટડી મેથડ ઇન ઉર્દુ (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | મિ. જગમોહનલાલ ચતુર્વેદી, બી એસસી, એલ.ટી | આઝમ સ્ટીમ પ્રેસ, હૈદ્રાબાદ | ૧—૮—૦ | " |
| ૩ | રૂબાઇયત-એ-જઝબ | મિ. રાગવેન્દ્રરાવ કુરતુર, (નિઝામ ડોમીનીઅન્સ) | નીઝામી પ્રેસ | ૧—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ટીચર્સ અને વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૪ | બચ્ચોં-કી-રૂબાઇયતે (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. મહમદહસન ઇસરાએલી મુંબઇ. | લેખક પોતે | ૦—૧—૩ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૫ થી ૧૦ | ઉસ્માનીઆ કાએદા | વહીદાબાનુ-બેગમ; લેડી પ્રિન્સિપાલ, | ... | ૦—૧—૬ | મકતાબો માટે પાઠ્ય-પુસ્તક તરીકે |
| | ઉસ્માનીઆ કાએદા ભા. ૧ | ફુરાનીક કોલેજ, બેંગલોર | ... | ૦—૧—૩ | " |
| | બીઅનુલ-કુરાન | " | ... | ૦—૧—૬ | " |
| | આરકાનુલ-કુરાન | " | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | મતાલીબુલ-કુરાન ભાગ ૧ | ,, | ... | ૦—૧—૩ | ,, |
| | ,, ,, ભાગ ૨ | ,, | ... | ૦—૧—૩ | ,, |
| ૧૧ | અર્સાન એઅલાહબા તસ્વીર ભાગ ૨ | સૈયદ ફ્ઝલ હુસેઇન | ન્યુ ઇન્ડિઅન પબ્લિશિંગ કો., લાહોર | ૦—૧—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્ય-પુસ્તક તરીકે. |
| ૧૨ | ખાબ-એ-પ્રેશાન, (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મુન્શી અમીર અહમદ અ-લ્વી, બી. એ. ડેપ્યુટિ કલેક્ટર; કાકોરી | મખતુર પ્રિન્ટિંગ વર્ક્સ, લાહોર | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં ટીચર્સ અને વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૩ | સલતનત-એ-ખુદાદાદ ,, | મિ. મહમદખાન | મિ. મહમદખાન બેંગ્લોર | ૨—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૧૪ | અમોઝગર-એ-ઉર્દુ ભા. ૧ (૧૯૩૩) | મિ. મૌલ્વી હફીઝ સૈયદ શાહ અલી અહસાન | જાફ્રી બ્રધર્સ—અલ્લાહબાદ | ૦—૮—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્ય-પુસ્તક તરીકે. |
| ૧૫ | ,, ભા. ૨ ,, | ,, | ,, | ૦—૮—૦ | ,, |
| ૧૬ | ,, ભા. ૩ ,, | ,, | ,, | ૦-૧૦-૦ | ,, |
| ૧૭ | ,, ભા. ૪ ,, | ,, | ,, | ૦-૧૦-૦ | ,, |
| ૧૮ | નઝમ-એ-મિલ્લત | હફીઝ સૈયદ જલાલુદ્દીન અહમદ જાફ્રી | ,, | ૦—૧—૧ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૧૯થી ૨૨ | ઉર્દુ કોપિ-સ્લીપ્સ નં. ૧, ૨, ૩, ૪. | મૌલ્વી હફીઝ જલાલુદ્દીન અહમદ જાફ્રી | અનવર અહમદી પ્રેસ, અલ્લાહબાદ | ૦—૦—૩ દરેક કો.બુ.નો | પ્રાથમિક સ્કૂલો માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ | અદબ-એ-મઝામીન ભા. ૧ (પહેલી આવૃત્તિ) | મૌલ્વી નીસાર અહમદ, બી. એ. એલ. ટી. | અનવર અહમદી પ્રેસ, અલ્લાહાબાદ | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં ટીચર્સ અને વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૨૪ | ,, ભા. ૨ ,, | ,, | ,, | ૧—૮—૦ | ,, |
| ૨૫ | નીસાબ-એ-જદીદ | મૌલ્વી મેહદી હુસેઇન નસરી | ,, | ૦-૧૨-૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં વિદ્યાર્થી અને ટીચર્સની લાયબ્રેરી માટે. |
| ૨૬ | નીસાબ-એ-ઉર્દૂ | મૌલ્વી હફીઝ સૈયદ જલાલુદ્દીન અહમદ જાફ્રી | ,, | ૦-૧૨-૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૨૭ | તફહીમ-ઉલ-કવાઇદ ભા. ૧ | ,, | ,, | ૦—૧—૬ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૨૮થી ૩૧ | નાર-એ-વાતન નં. ૧, ૨, ૩, અને ૪ | સૈયદ અબ્દુલ-વસાએ જાફ્રી ઝૈબી | ,, | દરેક બુકનો ૦—૧—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |
| ૩૨ | જદીદ-જુગ્રફીઆ, આફ્રિકા, અમેરિકા અને ઓસ્ટ્રેલિઆ. | મુન્શી અબ્દુલ-રહેમાન અહમદ સાહેબ, હેડમાસ્તર, મ્યુનિ. ઉર્દૂ પ્રાથમિક સ્કૂલ, પુના | મુન્શી અબ્દુર-રહેમાન પુના | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | સવાનેહ નબ્બેવી-કરીમ | મહમ્મદ નશીઉલ્લા કુરેશી | કુરેશી બુક એજન્સિ, લાહોર | ૦-૧૦-૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં ટીચર્સ અને વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૩૪થી ૩૭ | તાલીમ-ઉલ-હરૂફ કૅાપિ-રાઇટીંગ ભાગ ૧ થી ૪ | ... | અનવર- અહમદી પ્રેસ, અલ્લાહબાદ | ૦-૧-૦ દરેક કૅા.બુ.નો | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૩૮થી ૪૧ | પ્રિન્સિપલ્સ ઑફ હેલ્થ (ઉર્દુ) નં. ૧, ૨, ૩ અને ૪ | એમ. એ. કરર અને યુ. એસ. વેરમા | મેસર્સ એમ. એ. કરર અને યુ. એસ. વેરમા, પ્રોફેસર્સ યુઈંગ ક્રિશ્ચિઅન કૉલેજ, અલ્લાહબાદ | નં.૧ ૦-૪-૦ નં.૨ ૦-૪-૦ નં.૩ ૦-૭-૦ નં.૪ ૦-૬-૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્ય-પુસ્તક તરીકે અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |

(અંગ્રેજીમાં સહી) એન. જી. ઘાડગીલ

પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને

સેક્રેટરી ઉર્દુ સ્કૂલ કમિટી, મુંબઈ.

(પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલ કમિટી, મુંબઈના તા. ૧૮-૭-૩૫ ના પત્ર નં. આર-૩૮/૭૪ માં કરેલી સૂચનાનુસાર.)

## ઇનામપત્રક

### ભરુચ જિલ્લો

| ગામ | આપનાર | રૂ. | વિગત |
|---|---|---|---|
| ચાવલી | શાહ વાડીલાલ મોતીલાલે | ૧૧—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | પા. ફુલાભાઇ ચુંનાભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ભગવાનભાઇ હરિભાઇએ | ૧૫—૦—૦ | |
| દિવી | કોબલાના હેડમાસ્તર મગનલાલ જેઠાભાઇ પટેલે | ૧—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| કોબલા | ગામલોકોએ | ૮૧—૦—૦ | બાસ્કીલો નં. ૯ કરાવી આપી. |
| | ” | ૫—૦—૦ | દવાખાનામાં આપ્યા. |
| | ” | ૧૦—૦—૦ | બાળ લાયબ્રેરી માટે આપ્યા. |
| | ” | ૪—૦—૦ | પરબમાં આપ્યા. |
| | મિ. વાઘજીભાઇ સખીદાસ પટેલે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કોરેલા | પટેલ વસનભાઇ લલ્લુભાઇના વાલી બાઇ હરેખાબાએ | | |
| જંબુસર | બાઇ પાર્વતી સીતારામ કૃષ્ણાજીની દીકરીએ | ૫—૪—૦ | મુખ્ય સ્કૂલમાં પિત્તળની ગોળી ઢાંકણા સાથે તથા જર્મન સિલ્વરનો લોટો પવાલા સાથે ભેટ આપ્યો. |

### સુરત જિલ્લો

| ગામ | આપનાર | રૂ. | વિગત |
|---|---|---|---|
| મલેકપોર | મિ. મોરારજી ભીખાભાઇ ભક્તા તરફથી | ૫૧—૦—૦ | બાળ લાયબ્રેરીને પુસ્તકોની ભેટ આપી. |
| | ચાસવડના પટેલ મોરારજી દુલ્લભભાઇએ | ૩૦—૦—૦ | ” કબાટની ભેટ આપી. |
| | મુંબઇના શાહ મનસુખભાઇ હીરાચંદે | ૧૫—૦—૦ | પાણીની પરબ માટે આપ્યા. |
| | ” | ૧૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો માટે આપ્યા. |
| | ” | ૭—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | મિ. હાજી રહેમાન હુસેન મલેકે | ૫—૦—૦ | બાળલાયબ્રેરીને પુસ્તકો માટે આપ્યા. |
| મોટાવરાછા | સ્કૂલ કમિટીના મેમ્બર મિ. મહમદ સુલેમાન વૈદે | ૩—૦—૦ | બાળાઓને ગરબા ગાવા માટે ડાંડીઆ લાવી આપ્યા. |
| | | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા |
| ગુનસાડ | આફ્રિકાવાળા મિ. ભીખાભાઇ કહાનજીભાઇ મિસ્ત્રિએ | ૫—૦—૦ | રેકાઉંટ ફંડમાં આપ્યા. |

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૩૪ અને ૧૯૩૫ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે મોકલી આપવા નહિતો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે.

તંત્રી

પુસ્તક ૬૪ ] [અંક ૧૦-૧૧
ઓક્ટોબર-નવેમ્બર
સને ૧૯૭૫
Registered
No. B. 43.

# ગુજરાત શાળાપત્ર



તંત્રી,
એચ. ટી. ચૌધરી, બી.એ., એસ. ટી. સી. ડી.

# "શાળાપત્રને"

## "નવું વર્ષ મુબારક"

એ પત્ર તુજ વિચારરંગમયતા, હોજો સદા ગાજતું !
હોજો મૃદુ સરસ્વતીના ઝરણામાં, હૈયું વિશાળ થતું;
તારી હો ઉરની અનન્તમયતા, ચક્ષો નવાં ઝાંખતી,
રહો આ પુસ્તક ધારતું મધુરતા, પાનેજ પાને નવી.

ભગવાનભાઈ ગોવિંદ પટેલ
તાલુકા મુખ્ય સ્કૂલ, હાંસોટ

પુ. ૭૪] ઓકટોબર-નવેમ્બર સને ૧૯૩૫ [ અંક ૧૦-૧૧

## અનુક્રમણિકા

| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | શિક્ષકોને ... ... | ૩૮૫ |
| | ક્રિયાપદપરીક્ષાકરણની યુક્તિઓ | ૩૮૯ |
| | ઇતિહાસશિક્ષકની યોગ્યતા | ૩૯૧ |
| | નવીન ભૂગોળશિક્ષણ ... | ૩૯૮ |
| | વીર આસો ભીલ ... | ૪૦૫ |
| | એબિસિનિયા વિષે કંઇક | ૪૦૯ |
| ૭ | નીતિશિક્ષણ ... ... | ૪૧૧ |
| ૮ | તાવ ... ... | ૪૨૦ |
| ૯ | બકરીનું દૂધ ... ... | ૪૨૧ |
| ૦ | લેખન પાઠની નોંધ ... | ૪૨૪ |
| ૧૧ | વૃક્ષોની વિષમતાં (કવિતા) | ૪૨૬ |
| ૧૨ | સાચું શિક્ષણ (કવિતા) | ૪૨૮ |
| ૧૩ | સરકારી જાહેરખબર ટ્રેનિંગ કોલેજની વાર્ષિક પરીક્ષા | ૪૨૮ |
| ૧૪ | પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી ... | ૪૨૯ |
| ૧૫ | મુંબઈ ઇલાકાની ઉર્દૂ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી | ૪૩૩ |
| ૧૬ | સને ૧૯૩૫-૩૬ ની સાલની એન. પી. વકીલ સ્કોલરશિપ પરીક્ષાનું પરિણામ ... | ૪૩૪ |
| ૧૭ | ઇનામપત્રક ... ... | ૪૩૪ |
| ૧૮ | ખાનગી જાહેરખબરો | ૪૧ |

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)
હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી બી. એ., એસ. ટી. સી. ડી.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસરોડ-અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૪] ઓકટોબર-નવેમ્બર ૧૯૩૫ [અંક ૧૦-૧૧

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

---

## શિક્ષકોને

આ મથાળા નીચે જુલાઈના અંકમાં શિક્ષકો પાસેથી એક યોજનાની માગણી કરવામાં આવી હતી. કેટલાક શિક્ષકો તેનો અર્થ સમજ્યા ન હતા. કેટલાકે તો પોતાની નિશાળ માટે એમને એમ રૂ. ૫૦૦ ની માગણી કરી હતી. આ કોઈપણ બાબત સમજવા માટેની આપણી ખંત દર્શાવે છે. ઉપલક દૃષ્ટિ કરી લઈને જાણે બાબત સમજી ગયા એમ સ્વીકારીને પોતાનો મત દર્શાવવાની આપણને ટેવ પડી છે. આ અનિચ્છનીય છે. આ પ્રમાણે જો શિક્ષકનું કામ ચાલે તો બાળકોને કેટલું નુકસાન થાય એ ખાસ સમજવાની જરૂર છે. કોઈપણ બાબત પુરેપુરી સમજવા તેનું મનન કરવાની જરૂર છે અને શિક્ષકો તેમ કરવામાં બેદરકાર રહે તો દેશને કેટલું નુકસાન થાય એ જણાવવાની જરૂર રહેતી નથી. શિક્ષકોએ પોતાની યોજના મોકલી આપી છે તે જોતાં એકંદર સંખ્યાના પ્રમાણમાં યોજના મોકલનારની-સંખ્યા થોડીક જણાય. દીલગીરી સાથે જણાવવું પડે છે કે એક પણ શિક્ષિકા તરફથી તેવી યોજના આવી નથી. શિક્ષિકાઓનું

સમજવું એમ હશે કે 'શિક્ષકોને' એમ લખ્યું છે એટલે આપણે માટે તે નથી; પરંતુ એ સમજવું જોઈએ કે શિક્ષકોમાં પુરુષ અને સ્ત્રી શિક્ષકો તમામનો સમાવેશ થાય છે. હવેની કોઈ યોજનામાં આશા રાખવામાં આવે છે કે સ્ત્રી શિક્ષકો પણ તેટલો રસ લેશે. પુરુષ શિક્ષકો અને સ્ત્રી શિક્ષકો એવો તફાવત હોવાની જરૂર રહેતી નથી, કારણ કે બન્નેનો ઉન્નતિમાં સરખો ફાળો છે. થોડામાં સમજી જવાશે એમ માનીને મૂળ વાત ઉપર આવીએ. બધીજ યોજનાઓ આપવાને માટે પુરતી જગાના અભાવે થોડા નમુનાઓ આપવામાં આવે છે અને તે થોડો વખત ચાલુ રહેશે. જે શિક્ષકોએ યોજનામાં રસ લઈને સક્રિય ફાળો આપ્યો છે તેમને ધન્યવાદ છે. બધાજ નમુના ઉત્તમ છે એમ સમજી લેવાનું નથી અને હોઈ શકે નહિ, પરંતુ તેથી નાસીપાસ થવાની જરૂર નથી. કોઈપણ કામ કરતાં કરતાં ભૂલો થાય તે સુધારતાં સુધારતાંજ ઉત્તમ રીતે તે કામ કરી શકાય છે. જે ભૂલો કરતા નથી એ કશું કરતા નથી, કારણ કે કંઈ કરવાનુંજ ન હોય તેમાં ભૂલોનો સંભવ હોઈ શકે નહિ. ભૂલો તો થવાનીજ, કારણ કે મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે; પરંતુ મનુષ્ય તરીકે એટલી ખબરદારી રાખવાની હોય કે જે ભૂલ એક વખત કરીને સુધારી લેવામાં આવી તેની તેજ ભૂલ ફરીથી ન થાય, કારણ કે એ આપણી બેદરકારી અથવા મંદતા જણાવે છે. નીચે આપેલા **નમુનાઓ સંબંધીનો સારાસાર વિચાર શિક્ષકોએ જાતેજ કરી લેવાનો છે.**

## યોજના ૧

## રૂા. ૫૦૦) માં શું શું થઈ શકે?

ગુ. શાળાપત્ર અંક જુલાઈ પાને ૨૭૨ ની માગેલ હકીકતના જવાબમાં:—

કોઈ સખી ગૃહસ્થ તરફથી રૂા. ૫૦૦)ની રકમ અત્યારની ચાલુ સ્થિતિની નિશાળને (જેમાં બાળસમાસનું મકાન, યોગ્ય ફરનિચર, પુસ્તકો, નકશા તો હોય તેવા) મદદ તરીકે મળે તો નૂતન શિક્ષણની નવન શૈલી અનુસાર શિક્ષણનાં અંગોને વિકસાવવાના દરેક વિભાગમાં મદદ તરીકેની થોડી થોડી રકમ વાપરી શકાય, જે મારી અલ્પ મતિ અનુસાર પ્રાથમિક શાળામાં નીચેની યોજનામાં વ્યય કરી શકાય:—

રૂા. ૧૫-૦-૦ સ્કૂલ સફાઈ માટે. કાચું કે પાકું મકાન હોય. પણ તેને ધોળાવી કે સમરાવી આદર્શતા લાવવા માટે તેમજ કમ્પાઉંડમાં રેતી વગેરેથી સુંદર કરવા માટે ખર્ચના.

૨૫–૦–૦ બાગ કામ માટે. નિશાળમાં નમુનાનો નાનો પણ સુંદર બાગ કરી સૃષ્ટિજ્ઞાનનો વિષય પ્રત્યક્ષ સમજાવવા માટે. તેનાં સાદાં પણ બંધાં સાધન ખરીદવા માટે, ઈંટો, સાદાં લાકડાં, વાંસ, ડોલ, ઝારા, ખરપા, કોદાળી, પાવડા, કોશ, વગેરે લેવાના.

૬૦–૦–૦ વ્યાયામ સાધનો ખરીદવાને. લાઠીઓ, ફુટબોલ, ક્રિકેટ, પાવડી, ડમ્બેલ્સ, પેરેલલબાર્સ, હિંચકો, સાદાં પણ મજબુત સાધનો વસાવવાના ખર્ચના.

૧૫–૦–૦ બાળકો માટે પાણીનું જાહેર પરબ કરી તેનાં સાધન, ગોળા, ગોળી, ખુજારાં, ડોલ, પ્યાલા, લોટા માટેના ખર્ચના પ્રથમના વસાવવાના.

૨૦–૦–૦ સદરહુ ખર્ચની ગ્રાંટ ડિપોઝીટ રાખવી; ચાલુ ખર્ચને પહોંચી વળવા નજીવી પણ ફી રાખવાની હોય છે. આવી યોજનાથી કાયમ નભે.

૨૫–૦–૦ બાળ લાઇબ્રેરી વસાવવી. રૂા. ૧૦) નાં બાળપુસ્તકો, ને રૂા. ૧૫)માંથી ચાલુ બાલ સામયિકો મંગાવવાં.

૩૦–૦–૦ બાળપર્યટનો માટે નાસ્તા ખર્ચના ડિપોઝીટ રાખવા. જરૂર પડયે તેમાંથી મદદ તરીકે જુજ રકમ વાપરી બીજે વરાડ લેવો, જેથી કાયમ ચાલી શકે.

૫૦–૦–૦ સાદો પણ ૨૦ જોડી ચડઉતર પ્રમાણનો ખાખી સ્કાઉટનો ડ્રેસ જે સ્કૂલ તરફથી યોજાએલાં પર્યટનોમાં પહેરાવવો.

૧૦–૦–૦ બાળસભા, વાર્તા, વ્યાખ્યાનો, નિરીક્ષણની નોંધો લેવા કંટિજન્ટની રકમ રાખવી. તેમાંથી નોટો, કાગળો, સાહીખડીઆનો પ્રસંગોપાત ઉપયોગ કરવો.

૨૦–૦–૦ આઝાદ મેદાનમાં બેઠક કરવા શેતરંજી, પાથરણા કે ખાસ બેડીંગ વસાવવું. આનો ઉપયોગ પર્યટનમાં ખાસ કરી શકાય.

૫૦–૦–૦ સંગીત સાહિત્યો વસાવવાં. હારમોનિઅમ, તબલાં જોડી ૧, તાલ માટે મંજીરાં વગેરે લેવા માટે.

૧૦–૦–૦ ગરીબ વિદ્યાર્થી ફંડમાં જમા કરવા નિરાશ્રિત ગરીબોને સ્લેટ, પેન ચોપડીઓ અપાવવાના.

૧૫–૦–૦ આર્પણ મોટા માટે રાત્રીશાળા યોજી અક્ષરજ્ઞાન યોજના પ્રમાણે શિક્ષણ આપવા બત્તી કે અન્ય ખર્ચ માટેની રકમના.
૨૫–૦–૦ વિજ્ઞાનને લગતાં પ્રાથમિક સાધનો: વસ્તુને પ્રત્યક્ષ સમજાવવા દરેક ધોરણને ઓછામાં ઓછા બે વિષય સમજાવવા માટેનાં લેબોરેટરી સાધન વસાવવાના.
૨૦–૦–૦ જાહેર મેળાવડા, પર્યટનો વગેરેમાં જવાઆવવાનું ખર્ચ થાય તે માટે રાહત રકમ જમા રાખી થોડીક વરાડ પડતી રકમનો ફંડમાંથી ઉપયોગ કરવો.
૫૦–૦–૦ બાળવર્ગનાં શિક્ષણ સાહિત્યોના.
૨૫–૦–૦ મોન્ટીસોરીનાં ગણિત, લેખનનાં સાહિત્યો ખરીદવાના.
૨૫–૦–૦ ઉપલાં ધોરણ માટેનાં વિવિધ વિષયનાં ખાસ જરૂર પુરતાં જેના વગર નજ ચાલી શકે તેવાં સાહિત્યો વસાવવાના.
૨૦–૦–૦ શિક્ષક સમાજ નોતરવા ફંડમાં જમા કરી પ્રસંગોપાત સમાજ ભરી પાડોના અખતરા કરવા ને આ રકમમાંથી ખાસ ભોજન ખર્ચ માટે થોડીક રકમ વાપરવી. બીજો વરાડ લેવો.
૨૫–૦–૦ જાહેર વાચનાલય, જ્ઞાનની પરબ ખોલવા ચાલુ છાપાં પુસ્તકો વગેરે ખરીદવા પેટે ખર્ચના.
૧૫–૦–૦ શિક્ષણ સામયિકો તથા પુસ્તકો વસાવી શિક્ષણની અદ્યતન શૈલીથી વાકેફ રહેવું તે માટે ખર્ચના.

રૂ. ૫૦૦–૦–૦

ઉપર મુજબ વપરાય તો બીજી વખત કશીપણ મદદની રકમ ન મળે તોપણ સંસ્થા સુંદર રીતે ચાલી શકે.

## યોજના ૨

આ સ્કૂલમાં હાલ ૧૨૫) નંબર ( સવાસો ) છે. લગભગ ૧૦૦ ની હાજરી રહે છે. ચાર શિક્ષક છીએ, જ્યારે વિદ્યાર્થીઓ વધુમાં વધુ સાદ અને માત્ર બે શિક્ષકો કામ કરી શકે તેટલું મકાન છે. લગભગ એક મહીનાથી વરસાદ વરસે છે, જેથી પડતી મુશ્કેલીનો ખ્યાલ ધ્યાનમાં લેશો.

બે શિક્ષકોને કાયમ બહાર બેસી રહેવું પડે છે. જ્યારે પવન કે વરસાદ હોય ત્યારે અંદર ખીચોખીચ ભરાઈને બેસતાં બધાનું કામ મુસીબતવાળું થાય છે. આવા ઘણા પ્રસંગો બને છે.

આ બીડના મહેરબાન સુપરવાઈઝર સાહેબે છેલ્લી મુલાકાત આ વરસતા વરસાદમાં કરી. તેમણે કહ્યું કે રૂ. ૨૦૦) ગામમાંથી કરી આપો તો ખાતા તરફથી રૂ. ૪૦૦) મળે. કુલ રૂ. ૬૦૦) માં આ કંપાઉન્ડમાં નવું મકાન થઈ રહે; પણ આ ગામમાંથી રૂ. ૨૦૦) થઈ શકે તેમ નથી. તો તે બસેંની રકમ મળે તો આ સ્કૂલને કાયમનું સુખ થાય.

આ સ્કૂલ ખાતે કે ગામમાં લાઇબ્રેરી નથી; તો બાકી રહેલા રૂ. ૩૦૦) અંકે ત્રણસેં, અત્રેની શિક્ષકોની સોસાઇટીમાં મૂકવામાં આવે તો તેના વ્યાજમાંથી કેળવણીને ઉત્તેજન આપનાર માસિકો ને અઠવાડિક પેપરો તથા નવાં પુસ્તકોના વાચનનો લાભ બાળકો મેળવી શકે; અને પરંપરા આશીર્વાદ આપે. આ મારી માગણી બીજાઓની માગણીથી વધારે કીમતી હોવાની ખાતરી કરીને પણ ઘટિત લાભ આપવા મહેરબાની કરશો.

## વિષયસ્પષ્ટીકરણની યુક્તિઓ

વર્ગમાં અપાતા પાઠોના ઘણી વખત અસ્પષ્ટ ને આછા સંસ્કાર બાળકોના મન પર પડે છે. આવે વખતે શિક્ષકોને તે સંસ્કાર, સ્પષ્ટતર અને દૃઢ બનાવવાની જરૂર જણાય છે. આવા સંસ્કારને સ્પષ્ટતર ને દૃઢ બનાવવાની અનેક યુક્તિઓ છે. ઉદાહરણોનો ઉપયોગ તે એમાંની એક યુક્તિ છે. કોઈ વર્ણનને વધારે રસિક કરવા કે કોઈ દલીલને વધારે સ્પષ્ટ કરવા 'ઉદાહરણો' નો ઉપયોગ કરવામાં આવે છે. આજ હેતુ સાધવા શિક્ષકનો કાર્યપ્રદેશમાં પદાર્થો, છબીઓ, ચિત્રો, કા. પા. પરનાં રેખાદર્શનો વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. બાળકોની ઇન્દ્રિયો કે કલ્પનાને સતેજ કરે તે દરેકનો આ 'ઉદાહરણો'માં સમાવેશ થાય છે.

આ જાતનાં ઉદાહરણોનો ઉપયોગ કરવામાં મુખ્ય હેતુ ગ્રહણ કરેલા અસ્પષ્ટ સંસ્કારને સ્પષ્ટ કે દૃઢ કરવા એજ છે; એટલા માટે જે વસ્તુ તદ્દન અપરિચિત હોય તેનો 'ઉદાહરણ' તરીકે ઉપયોગ કરવો તે અયોગ્ય છે. આ ઉદાહરણના પ્રભાવથી ગ્રહણ કરેલા અસ્પષ્ટ સંસ્કાર વધારે સ્પષ્ટ ને સચોટ બનવાજ જોઈએ. બાળકોના મનમાં રસવૃત્તિ જાગ્રત કરી રસ ઉત્પન્ન કરવો, એ આ જાતનાં ઉદાહરણોનો મુખ્ય હેતુ છે; તેટલા માટે તદ્દન અપરિચિત ઉદાહરણોનો ઉપયોગ ન કરતાં વર્ગના પાઠ સાથે સુસંગત હોય તેવાંજ ઉદાહરણો વાપરવાં જોઈએ.

કેટલાંક ઉદાહરણો એવા પ્રકારનાં હોય છે કે તે રજુ કર્યા પછી બાળકની કલ્પનાને કાંઈ કરવાનું બાકી રહેતુંજ નથી. બીજાં કેટલાંક ઉદાહરણોમાં બાળકોને કલ્પના વડે થોડી ન્યૂનતા પુરવી પડે છે. વળી તેથી આગળ વધીને કેટલાંક ઉદાહરણો એવાં હોય છે કે બાળકોને કલ્પના ઘણીજ દોડાવવી પડે છે અને વળી કેટલાંક ઉદાહરણો એવાં હોય છે કે બાળકોને સઘળું કલ્પનાદ્વારાજ ઉપજાવી લેવું પડે છે. જે પદાર્થનો પાઠ ચાલતો હોય તે પદાર્થજ રજુ કરી દેવાથી બાળકને કલ્પના વડે કાંઈ કરવાનું રહેતુંજ નથી, પણ તેજ પદાર્થનો માટી વગેરેનો નમુનો રજુ કરવાથી બાળકને કલ્પના વડે કેટલુંક કરી લેવું પડે છે. તે કુદરતી પદાર્થનો સ્વાદ, સ્પર્શ વગેરે તેને કલ્પી લેવાં પડે છે. ઉદાહરણ તરીકે, છબીઓનો ઉપયોગ કરતાં બાળકોને તેથી પણ વધારે કલ્પના દોડાવવી પડે છે. છેવટે શબ્દચિત્રો રજુ કરતાં બાળકોને બધુંજ કલ્પના વડે કલ્પી લેવું પડે છે.

જો આમ હોય તો કેળવણીને જુદે જુદે તબક્કે જુદી જુદી જાતનાં ઉદાહરણો વાપરવાં વધારે ઇષ્ટ ગણાય. કેળવણીની શરૂઆતમાં ઇન્દ્રિયોનો સીધો ઉપયોગ સાધતા યત્નો કરવા ઇષ્ટ છે. કિન્ડરગાર્ટન ઉમરનાં બાળકોને પદાર્થોની મદદ વડેજ પાઠો અપાવા જોઈએ. પ્રાથમિક ધોરણોમાં પણ વસ્તુપ્રદર્શનથીજ એટલે ઇન્દ્રિયદ્વારાજ કેળવણી આપવી ઇષ્ટ છે, પણ મોટી ઉંમરનાં બાળકો માટે તેમ કરવું યોગ્ય નથી.

વસ્તુથી સંસ્કાર સારા પડે છે એ વાત તો સર્વ કોઈ સ્વીકારે, પણ ઘણીવાર મૂળ વસ્તુને વર્ગના ઓરડામાં રજુ કરી શકાય એમ હોતું નથી. આવા સંજોગોમાં તેનો 'નમુનો' વધારે અનુકૂળ થઈ પડે છે. નમુનો મૂળ વસ્તુથી નાનો કે મોટો હોય છે. આ નમુના ઉપરથી મૂળ વસ્તુની કલ્પના કરી લેવી પડે છે; એટલે કે બાળકોની કલ્પનાશક્તિને પણ કામનો અવકાશ મળે છે. ચિત્રો કે છબીઓ કરતાં 'નમુનો' કેળવણીની દૃષ્ટિએ વધારે અનુકૂળ પડે છે. નમુનાને લંબાઈ પહોળાઈ વગેરે હોવાથી સપાટ છબીઓ કરતાં બાળકોના મનમાં તે સારો ખ્યાલ ઉત્પન્ન કરી શકે છે.

છબીઓ અને રેખાદર્શનોની સરખામણીમાં રેખાદર્શનો શરૂઆતમાં વધારે અનુકૂળ પડે છે. પદાર્થ આંખને જેવો દેખાય તેવી છબીઓ હોય છે, પણ રેખાદર્શનોમાંથી ઘણી વિગતો કાઢી નાખેલી હોય છે. માત્ર જરૂરી બાબતોનોજ તેમાં સમાવેશ કરેલો હોય છે. બીનજરૂરી વિગતો જે છબીઓમાં આવે છે તે રેખાદર્શનોમાં હોતી નથી.

એટલા માટે શરૂઆતના પાઠોમાં રેખાદર્શનો, નકશાનાં ખોખાં વગેરેનો ઉપયોગ છબીઓના ઉપયોગ કરતાં વધારે ઇષ્ટ છે. સુંદર રંગબેરંગી અને વિગતોથી ભરપૂર નકશાથી બાળકોનું ધ્યાન બીજી દિશા તરફ ખેંચાઈ જવાનો વધારે સંભવ છે. પણ જો શિક્ષક કા. પા. પર નકશાનું ખોખું કાઢે ને જેમ જેમ પાઠ આગળ ચાલતો જાય તેમ તેમ વિગતો ભરાવતો જાય તો બાળકોનું ધ્યાન બહુધા મુખ્ય વિષય પરજ રહેશે.

આ પ્રમાણે કેળવણીમાં ઉદાહરણોના સ્થાન વિષે આપણે થોડુંક કહ્યું; પરંતુ તેના ઉપયોગમાં રાખવાની ચેતવણી પણ અહીંજ આપવાની જરૂર છે. ઉદાહરણોથી સંસ્કાર સ્પષ્ટ ને દૃઢ થાય તે ખરૂં, પણ ઉદાહરણોની અતિશયતાથી સંસ્કારનો ગુંચવારો પણ ઉભો થાય; માટે શિક્ષણમાં ઉદાહરણોનો માફકસરનોજ ઉપયોગ કરવો. એકજ બાબતના સ્પષ્ટીકરણ અર્થે ઘણાં ઉદાહરણોનો ઉપયોગ કર્યાથી વિચારની ગુંચવણ ઉત્પન્ન થાય છે ને જે હેતુસર ઉદાહરણો વાપરીએ છીએ તે હેતુ બર આવતો નથી એટલુંજ નહિ, પણ તેથી ઉલટી અસર થાય છે.

બીજી ચેતવણી ઉદાહરણોની જાત સંબંધીની છે. ઉદાહરણો વિષયને લગતાં ને સુસંગતજ જોઈએ; અસંગત ઉદાહરણોથી અનર્થ થાય છે.

વળી ત્રીજી ચેતવણી એ છે કે યોગ્ય સમયેજ તેનો ઉપયોગ થવો જોઈએ. જે વિચારની અસ્પષ્ટતા ઉભી થઇ હોય તેજ સમયે સુસંગત ઉદાહરણથી લાભ થાય. ત્યારપછી આપેલાં ઉદાહરણો અયોગ્ય સમયે આપેલાં હોઈ અસ્થાને થાય છે.

---

## ઇતિહાસશિક્ષકની યોગ્યતા*

ઇતિહાસ શિક્ષકને પોતાના વિષય સંબંધી સારૂં જ્ઞાન હોવું જોઈએ એટલુંજ નહિ, પણ તેને પોતાના વિષય પરત્વે ઉત્સાહ અને વ્યાસંગ હોવો જોઈએ; એટલે કે તેણે વિશ્વવિદ્યાલયની ઉપાધિ મેળવ્યા પછી ને પોતાના ક્ષેત્રમાં જોડાયા પછી તેજ વિષય ઉપર વાચન, અધ્યયન અને મનન કરવાની ટેવ રાખવી જોઈએ. વિષયશિક્ષણપદ્ધતિથી પણ તે વિમુખ હોવો જોઈએ નહિ. ઉપર્યુક્ત ગુણો તેનામાં હશે તો તે સારો ઇતિહાસ શિક્ષક

* ઇતિહાસ શિક્ષણ પરિષદ્, પુના, સમક્ષ મધ્ય વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી. કમેરોને આપેલા ભાષણનો અનુવાદ

નીવડશે એમ માની શકાય, પરંતુ તે ગુણોનો જો તેનામાં અભાવ હશે તો તે કદી પણ સારો ઇતિહાસશિક્ષક થઈ શકશે નહિ. એક વખત એવી માન્યતા હતી કે જો શિક્ષકને શિક્ષણપદ્ધતિ-શીખવવાની કળાની સારી આવડત હોય તો તે ગમે તે વિષય સારી રીતે શીખવી શકે. કેટલીક ટ્રેનિંગ કોલેજોમાં શિક્ષણશાસ્ત્રમાં પોતાને નિષ્ણાત થએલા માનતા અધ્યાપકો દરેક વિષયની તાલીમ આપવાનું જોખમ વહોરતા અને પોતાની કાર્યદક્ષતા માટે અભિમાન રાખતા. આવા સર્વવિષયપદ્ધતિજ્ઞાતા અધ્યાપકો પોતાના જ્ઞાનનું ખોટું દિગ્દર્શન કરાવતા અને સામાન્ય માણસને પણ તેમનો દંભ દૃષ્ટિગોચર થતો. હજુ પણ કેટલીક ટ્રેનિંગ કોલેજોમાં આવા શિક્ષકો મળી આવે છે. આ સર્વદેશીય જ્ઞાનનિષ્ણાત પુરુષ એમજ માને છે કે પોતાના શિષ્યો કરતા પોતાનામાં સહેજ વધારે જ્ઞાન અને આવડત હોય તો તે પોતાનું સ્થાન દીપાવી શકે છે અને તેમના દાખલા ઉપરથી સામાન્ય શિક્ષક પણ એવીજ માન્યતા ધરાવે છે કે પોતાના શિષ્ય કરતાં પોતાનામાં કાંઈક વધારો હોય તો તેને માટે તેટલું પુરતું છે. હાલના કેળવણીકારો જો કે આ સિદ્ધાંતને પસંદ કરતા નથી, છતાં ઘણા શિક્ષકો પોતાનામાં બાળકો કરતાં થોડું વધારે જ્ઞાન હોય અને તે બરાબર આપી શકતા હોય તો પોતાને કૃતકૃત્ય માને છે.

ઇતિહાસશિક્ષક જ્યાંસુધી ઐતિહાસિક વિગતોનું સૂક્ષ્મ અવલોકન કરી નવીન ઐતિહાસિક સૃષ્ટિ પોતાની સમક્ષ ખડી કરી શકતો નથી ત્યાંસુધી તે વિષય શીખવવાની પદ્ધતિ, સાધનો-નિયમો વગેરે સંબંધી તેની સાથે ચર્ચા કરવી નિરર્થક છે. ઇતિહાસશિક્ષકો ઇતિહાસકાર હોવા જોઈએ. ઐતિહાસિક તાલીમ વિશ્વવિદ્યાલયમાંથી લીધા પછી તેનો વિકાસ કરવા તેમણે હમેશાં તત્પર રહેવું જોઈએ. ઉત્સાહ; વગરના આ વિષયશિક્ષણ-પ્રવેશકો કોઈપણ રીતે ઉપયોગી થઈ પડતા નથી.

વિશ્વવિદ્યાલયમાંથી તાજા બહાર આવેલા ઉત્સાહી યુવાન ઇતિહાસશિક્ષકમાં પોતાના વિષયનું બારીક અને પ્રૌઢ જ્ઞાન હોવાની જરૂર નથી; પરંતુ તેણે એટલુંતો જાણવુંજ જોઈએ (પોતાનું જ્ઞાન ઇતિહાસવિષયસમુદ્રમાં એક ટીપાં જેટલું છે,) કે વિષય અગાધ છે અને પોતાનામાં જ્ઞાનની ઉણપ છે. વિષયની અગત્ય અને કેળવણીમાં તેના સ્થાનનો તેને પુરેપુરો ખ્યાલ હોવો જોઈએ. ઐતિહાસિક વિગતો કેવી રીતે મેળવવી અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો તેની પણ તેને તાલીમ હોવી જોઈએ. ફક્ત અભ્યાસક્રમ માટે નિયત કરેલાં પુસ્તકો વાંચવાથી આ પ્રાપ્ત થઈ શકતું

નથી. તેણે તો મૂળ ઐતિહાસિક લખાણો અગર દસ્તાવેજોનો અભ્યાસ કરવો જોઈએ; એટલુંજ નહિ; પણ ઐતિહાસિક વિષયના કોઈ એક યુગ અગર સમયનું તેણે ઝીણવટથી અવલોકન કરી તેના ગુણદોષનો નિર્ણય કરી પોતાનો મત બાંધી શકે તેવી શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ. વળી વૈજ્ઞાનિક, ધાર્મિક, રાજકીય અને તત્વજ્ઞાનના વિચારોનું અધ્યયન કરી પોતાની માનસિક શક્તિ વિકસાવવી જોઈએ. વિષયને લગતું જ્ઞાન તો એટલું બધું વિશાળ હોય છે કે આખું જીવન તેના અભ્યાસ માટે ગાળીએ તોપણ તેનો પાર આવે નહિ; પરંતુ દરેક ઇતિહાસશિક્ષકમાં ઐતિહાસિક વિગતો કયાંથી મેળવવી, શી રીતે મેળવવી, અને તેનો ઉપયોગ શિક્ષણમાં કેવી રીતે કરવો તે શોધી કાઢવાની આવડત હોવી જોઈએ. ઘણાખરા શિક્ષકો પોતાના ધંધાની જોખમદારી ન સમજતાં અને પોતાની ફરજનો યોગ્ય વિચાર ન કરતાં એમ માને છે કે મોટા માણસોને જ્ઞાન આપવા કરતાં નાનાં બાળકોને જ્ઞાન આપવું સહેલું છે અને તેમનામાં વિષયને લગતું થોડું જ્ઞાન હોય અને તેમને સાધારણ શિક્ષણપદ્ધતિનો ખ્યાલ હોય તો તે બાળકોના સારા શિક્ષક થઈ શકે. આ તેમની માન્યતાને હાલના ઉપરી અધિકારીઓ પણ પોષે છે અને તેમની આ ખોટી માન્યતા દૂર કરવાને પ્રયત્ન પણ કરતા નથી. ઐતિહાસિક સત્યનો નાશ ન કરતાં તે વસ્તુ સાદી અને સ્પષ્ટ કરી સમજાવવામાં માત્ર અગાઉથી તે વાંચી તૈયારી કરવામાં રહેલી નથી પરંતુ તેને માટે તો તેના સંપૂર્ણ જ્ઞાનની જરૂર છે. દાખલા તરીકે, શિવાજી સંબંધી બાળક સમક્ષ યથાર્થ ચિત્ર ખડું કરવું હોય તો તેના સમયની સમાજસ્થિતિ, રાજકીય સ્થિતિ, આર્થિક સ્થિતિ, તેમજ ધાર્મિક પરિસ્થિતિનું સંપૂર્ણ જ્ઞાન ઇતિહાસશિક્ષકમાં હોવું જોઈએ; એટલુંજ નહિ, પણ વાઈ, સતારા જેવા શહેરોની તે સમયની વસ્તીનો ખ્યાલ હોવો જોઈએ અને તેટલી વસ્તીવાળા હાલના શહેરોની સાથે તેની તુલના કરવાની શક્તિ હોવી જોઈએ. વળી તે સમયના લોકોની રહેણીકહેણી, બાંધકામ, અને ભૌગોલિક પરિસ્થિતિનો પણ ખ્યાલ હોવો જોઈએ. આનું કારણ એજ કે આવાં જ્ઞાન સિવાય શિક્ષક શિવાજી અને મહારાષ્ટ્ર સંબંધી આબેહૂબ ચિત્ર ખડું કરી શકતો નથી. શિવાજીનો તો એક સાદો દાખલો લીધો છે. અકબરનો પણ લઈ શકાય. ઘણા શિક્ષકો એમ માને છે કે અકબર સંબંધી તેમને સંપૂર્ણ ખ્યાલ છે, પરંતુ તેમાંના ઘણાજ થોડા અકબર અને શિવાજી નિરક્ષર હતા એ બીના પોતાનાં બાળકને કહેતા હશે. આ સત્ય જો કે તેમને અરુચિકર લાગતું હશે તોપણ ઐતિહાસિક દૃષ્ટિએ તો તે ઘણુંજ અગત્યનું

છે. મને બરાબર યાદ છે કે મારા શિક્ષકે મારી વિદ્યાર્થી અવસ્થામાં ઇંગ્લાંડનો રાજા રિચર્ડ પહેલો ઘણોજ સુંદર અને પ્રસંશનીય રાજા હતો એમ શીખવ્યું હતું, અને તેથી તે સમયની સમાજસ્થિતિનો ઘણોજ ઉંચો ખ્યાલ મારી સમક્ષ ખડો થયો હતો. થોડા સમય પછી તે રાજાના દોષ મારા વાંચવામાં આવ્યા અને જ્યારે સિનેમાના પડદા ઉપર રિચર્ડ અને તેના સોબતીઓના ભોજનસમયનું ચિત્ર મારી નજરે પડ્યું ત્યારે મને બરાબર ખ્યાલ આવ્યો કે 'ધર્મયુદ્ધ' યુગમાં ખરેખરા જંગલી લોકો કોણ હતા !

આ દષ્ટાંતો ઉપરથી મારે જે અગત્યનો મુદ્દો કહેવો છે તે મારી સમક્ષ ખડો થાય છે. તે એ છે કે બાળકોમાં ઉત્પન્ન કરવાની ઐતિહાસિક દૃષ્ટિનો ખરો પાયો પ્રાથમિક અગર માધ્યમિક શાળાઓનાં નીચલા વર્ગોમાં નાખી શકાય અને નખાવોજ જોઈએ. પહેલાં ઐતિહાસિક વાતો અને ચિત્રોની મદદથી બાળકોની કુદરતી કલ્પનાશક્તિ વિકસાવવી જોઈએ. પછી આ વાર્તા સંબંધી વધારે ખ્યાલ આપી ઐતિહાસિક કાલક્રમ સંબંધી માહિતી આપવી, કે જેથી કાર્યકારણ ભાવની સમજુતી યોગ્ય સમયે ઉત્પન્ન થઈ શકે.

નાનાં બાળકો માટે તૈયાર કરેલાં અભ્યાસક્રમનાં પુસ્તકોમાં અને શિક્ષકોમાં એક મોટી ખામી જણાઈ આવે છે. તે એ છે કે ઐતિહાસિક વ્યક્તિઓ અગર બનાવોનું સ્વાભાવિકપણું તેમનાથી વિમુખ કરવામાં આવે છે. તે ઉપરથી બાળકો પોતાના દેશની મહાન વ્યક્તિઓ-આલ્ફ્રેડ, અકબર, શિવાજી, એમને દૈવી અને ઇશ્વરી અવતારો માને છે અને તેમનામાં સામાન્ય માણસોના જેવા આચારવિચાર, કાર્યશક્તિ અને બુદ્ધિનો અભાવ હતો એવો ખ્યાલ બાંધે છે. જો ઇતિહાસ તેના ખરા સ્વરૂપમાંજ શીખવવો હોય તો ઐતિહાસિક વ્યક્તિઓના વર્ણન તે સમયના મનુષ્યસ્વભાવના ગુણદોષનું અવલોકન કરીને આપવાં જોઈએ. અતિશયોક્તિ કરી વિદ્યાર્થી સમક્ષ ખોટો ખ્યાલ ખડો કરવો નહિ.

આમ કરવાથી ઐતિહાસિક માધુર્ય અને અદ્ભુતતાનો નાશ થાય છે એમ માનવું ભૂલભરેલું છે. અદ્ભુતતા અંતર્નિહિત છે અને તે શાસ્ત્ર અગર સત્યથી દાખલ કરાવી શકાતી નથી. પ્રાણીશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રથી પ્રેમશાસ્ત્ર અને ચંદ્રની રમ્યતાનો જેટલે દરજ્જે નાશ થાય છે તેથી અધિક દરજ્જે ઐતિહાસિક વ્યક્તિઓમાંથી તેમની સ્વાભાવિકતા અને માનુષીભાવ દૂર કરવાથી બાળકો સમક્ષ અદ્ભુતતાનો નાશ થાય છે. કેળવણીકારોએ હવે તો ઇતિહાસની શૈક્ષણિક કિંમત શી છે તે નક્કી કરવું જોઈએ.

ઇતિહાસ શાસ્ત્ર છે કે કળા એ પુરાણા વાદવિવાદ સંબંધી મારો મત કળાપ્રેમી તરફનો નથી. જે યુગ અને દેશના સંશોધનથી, ઐતિહાસિક દસ્તાવેજો અગર લખાણો મળતા હોય અને જ્યાં શાસ્ત્રીય પદ્ધતિ અગર શાસ્ત્રીય દૃષ્ટિએજ આપણો સંબંધ આપણા જીવનક્રમ સાથે જોડતો જણાય છે ત્યાં આપણાં જીવનના આધારભૂત તેનાં મૂળ તત્ત્વોનું સંશોધન કરવાનું શાસ્ત્રીય કામ કળાકારને સોંપવું તે સુગંધશોધકને ગટરનું પાણી સાફ કરાવવાનું કામ સોંપવા બરાબર છે. મનુષ્ય શરીરના ધર્મ અને તેના કાર્યની માહિતી મેળવવાની જેટલી જરૂર અગત્યની ગણાય છે તેટલીજ અગત્ય સમાજ અને પ્રજાની પ્રગતિની માહિતી મેળવવાની સ્વીકારવામાં આવે અને બન્નેના યથાર્થ જ્ઞાન માટે પ્રગતિશાસ્ત્રનાં મૂળતત્વો અને ઘટનાની માહિતીની જરૂર જણાય, તો ઇતિહાસ શાસ્ત્ર છે એ સિદ્ધાંત આપોઆપ સિદ્ધ થાય છે.

ઇતિહાસ સમાજ અને પ્રજાના મૂળ આરંભની માહિતી આપે છે અને તેના વિકાસ અને અભ્યાસથી આપણે સમાજ વ્યવસ્થાના કેટલાક નિયમો ઘડી શકીએ, તે નિયમોને અનુસરી હાલની સમાજવ્યવસ્થા સમજી શકીએ છીએ અને તેની ખામીઓ દૂર કરી શકીએ છીએ. ઘણુંજ થોડા ઇતિહાસકારો નિષ્પક્ષપાતી છે અને તેથી ઇતિહાસ શાસ્ત્ર નથી એમ કહેવું તે કેમ યોગ્ય ગણાય? કેટલાક વૈદ્ય ડાક્ટરો ધતિંગ ચલાવતા હોય તેથી કાંઈ વૈદ્યકશાસ્ત્ર ધતિંગ ગણી શકાય છે! અલબત આ શાસ્ત્રો અધુરાં હશે, પરંતુ દરેક શાસ્ત્ર તેવાંજ હોય છે; હાલની વીસ વર્ષ પૂર્વેની વૈજ્ઞાનિક શોધોમાં કાંઈ પરિવર્તન થયું નથી! મનુષ્યે ઘડી કાઢેલા દરેક શાસ્ત્રના નિયમો યાવચ્ચંદ્રદિવાકરૌ નિત્યજ રહેશે એમ કેમ કહી શકાય! ઇતિહાસશાસ્ત્ર વિષે પણ તેમજ છે. ઇતિહાસકારોએ તેની ઉણપ અને પોતાનો પક્ષપાત સ્વીકારી શાસ્ત્રીય પદ્ધતિ અને દૃષ્ટિ તે પ્રત્યે ચાલુ રાખવી.

ઇતિહાસના શિક્ષણનો આધાર ઇતિહાસ શિક્ષકની ઇતિહાસ સંબંધી કલ્પના-કાર્ય અને કૃતિની માન્યતા ઉપર રહેલો છે. જો ઇતિહાસ એક કળા છે એમ માનીએ તો ઐતિહાસિક વાર્તા અને વિગતો બીજી કળા-કૃતિઓની માફક પ્રજાનો સાહિત્યનો વારસોજ ગણાય અને તેની કિંમત સાહિત્યસૌન્દર્યની દૃષ્ટિએજ અંકાય. તેને સાહિત્યની દૃષ્ટિએજ શીખવવો જોઈએ અને તેજ દૃષ્ટિએ તેની તુલના કરવી જોઈએ. તે દૃષ્ટિએ ઇતિહાસના પાઠોમાં સમયતત્તા, કાર્યકારણભાવ, વિશ્વ–ક્રાંતિકારક ફેરફારોની અસર વગેરે સંબંધી વિવેચન કરવાની જરૂર રહેતી નથી.

જો ઇતિહાસશિક્ષક ઇતિહાસને શાસ્ત્ર માનતો હોય તો તેણે પોતે શાસ્ત્રીય પદ્ધતિનો અંગીકાર કરવો જોઈએ, સંશોધન કાર્યની શરૂઆત અને જરૂરિઆતને ઉત્તેજન આપવું જોઈએ, કાળ અને ક્રમની ચોક્કસ માહિતી માટે લક્ષ આપવું જોઈએ કે જેથી કાર્યકારણ સંબંધીનું યોગ્ય નિરીક્ષણ થઈ શકે અને વળી ઉદ્‌ગામી અને અવગામી પદ્ધતિનો પુરેપુરો ઉપયોગ કરવો જોઈએ. આથી ઐતિહાસિક વિગતોની અગત્યનો આધાર તેમા રહેલી ભાવના અને ગંભીરતા ઉપર રહેશે અને નામો, ઉપનામોનું મહત્ત્વ ઐતિહાસિક સત્ય સમજવા પુરતુંજ રહેશે. ઔરંગઝેબ, બુદ્ધ, હેન્રી આઠમાનું મહત્ત્વ સૌન્દર્યશાસ્ત્ર અગર નીતિશાસ્ત્રની દૃષ્ટિએ આંકવાનું નથી, પરંતુ ભૂતકાળની તેમની કાર્યસિદ્ધિ ભવિષ્ય ઉપર શી અસર કરે છે અને અમુક કાયદાનું પાલન અમુક રીતેજ પરિણામે છે તેવા દૃષ્ટાંતો સમજવામાં ખરૂં મહત્વ સમાએલું છે. ઇતિહાસને શાસ્ત્ર તરીકે ઓળખનારને અમુક વ્યક્તિ ખરાબ હતી, અગર અમુક વસ્તુ-વિગત સારી હતી તે જાણવું અગત્યનું નથી; પરંતુ તે ઐતિહાસિક વ્યક્તિઓના સમયના સમાજના આચારવિચાર, રહેણીકહેણી અને તેની પ્રવૃત્તિ કેવી હતી તે જાણવું વધારે અગત્યનું છે.

આ બાબતમાં મારે કહેવું જોઈએ કે ઇતિહાસનું કીમતી અને લાભકારક રહસ્ય મહાન વ્યક્તિઓના વૃત્તાંતના કરતાં સામાન્ય માણસોના જીવનચરિત્રમાંથી વધારે મળી આવે છે. પેશ્વાના રાજપ્રકરણના લખાણોની વિગતો અગર તો રાજાઓનાં પુસ્તકો જો કે ઘણાં અગત્યનાં અને કિંમતી છે, છતાં સો વર્ષ પૂર્વેના સમાજનો ખોરાકનો દર, ભોજનનાં સાધનો અને સામગ્રી અગરતો ૨૦૦ બસેં વર્ષ પૂર્વેના કોઈ વ્યાપારીનો હિસાબી ચોપડો ઐતિહાસિક દૃષ્ટિએ વધારે કિંમતી અને અગત્યના ગણાય છે. ઇતિહાસ શાસ્ત્ર તરીકે કાળક્રમ ઉપર આધાર રાખે છે અને તેના કાયદા અને સત્ય, પરિવર્તનના નિરીક્ષણથી ઘડાય છે; માટે શિક્ષકે તુલનાત્મક પદ્ધતિનો સદંતર ઉપયોગ કરવો (એટલે કે ભૂતકાળની વ્યક્તિ, તેનું નામ, અને તેની વિશેષતા એ સર્વનો અર્વાચીન સમયની ભાષામાં સ્પષ્ટ ઉલ્લેખ કરવો અને ઘણી વખતે બને છે તેમ હાલની પરિસ્થિતિ અને કલ્પનાને ભૂતકાળની વિગતોમાં ફેરવી દેવી નહિ).

હવે હું ટ્રેનિંગ કોલેજોમાં 'પદ્ધતિ' શબ્દ સમજાય છે તે ઉપર બે અક્ષર કહીશ. તે ઉપરથી 'પદ્ધતિ'-ની કિંમત હું ઓછી આંકવા માગતો નથી; પરંતુ મારૂં એવું માનવું છે કે 'સ્વરૂપ-સ્થિતિ' વગર શાબ્દિક પદ્ધતિ

કોઈ કરી શકતી નથી. શિક્ષકની પદ્ધતિનો આધાર તેની ઉલ્લેખકળાશક્તિ ઉપર અને ઉલ્લેખકળાશક્તિનો આધાર તેના જ્ઞાન ઉપર રહેલો છે. વિષયના અધ્યાપનને માટે જ્ઞાન, ઉલ્લેખકળાશક્તિ અને પદ્ધતિનો ક્રમ રહેલો છે. જેમ કદીપણ બે વ્યક્તિઓ સ્વભાવ ગુણદોષમાં એક સરખી હોતી નથી, જેમ ક્રિકેટની રમતમાં બે નિષ્ણાત રમનારાઓ જુદી જુદી રમવાની પદ્ધતિ બતાવી આપે છે, તેમ દરેક શિક્ષકમાં શીખવવાની એકજ પદ્ધતિની આશા રાખવી નિરર્થક છે; પરંતુ ઐતિહાસિક જ્ઞાનનાં સામાન્ય તત્ત્વો અને ઉલ્લેખકળાના આધારે પદ્ધતિના કેટલાક સામાન્ય નિયમો ઘડી શકવાનું બની શકે તેમ છે. આ સર્વનો સંપૂર્ણ ખ્યાલ આપવાનો અત્રે સમય નથી. ખાસ કરીને એક સિદ્ધાંતનો તો મેં અગાઉ ઉલ્લેખ કરેલો છે; તે એ કે માધ્યમિક શાળાઓના નીચલા વર્ગોનું અને પ્રાથમિક શાળાના વર્ગોનું કામ માધ્યમિક શાળાઓના ઉપલા વર્ગો માટે પાયારૂપ બનવું જોઈએ. ઐતિહાસિક કાળક્રમાનુસાર ભૂતકાળના બનાવ અને સમાજના શબ્દચિત્રની પરંપરા ખાસ કરીને વિદ્યાર્થીઓની મદદથી બનાવેલા વિદ્યાર્થીની નેત્રેન્દ્રિયને આકર્ષી શકે તેવા ભીંત ઉપર ટાંગેલા નકશા અને તકતા ઉપર બતાવવાથી તેમની કાળક્રમની યથાર્થ કલ્પના કુદરતી રીતે આપોઆપ ઉત્પન્ન થાય છે અને આ કલ્પનાનો પાછળથી બતાવેલા વર્ષોનો ખ્યાલ આપી વિકાસ કરવાથી તેમની ઐતિહાસિક કાળજ્ઞાનશક્તિ કેળવાય છે. એક વાત ખાસ અગત્યની છે કે નાનાં બાળકોના વર્ગોમાં જે ઐતિહાસિક વાતો કહેવામાં, વંચાવવામાં અગર ચિત્રો બતાવવામાં આવે તે સર્વેનું ઐતિહાસિક મહત્ત્વ બાળકોને સમજાવવું જોઈએ કે જેથી આગળ ઉપર તેઓ તેની ગણના યોગ્ય રીતે કરી શકે.

એક બીજા સિદ્ધાંત ઉપર મારે ભાર દઈને લક્ષ દોરવું જોઈએ. તે એ કે વિદ્યાર્થીઓના સ્વતંત્ર વાચન અને જુદાં જુદાં ઐતિહાસિક પુસ્તકોનો ઉપયોગ કરવાના પ્રયાસને ઉત્તેજન આપવું ઘણું મહત્વનું છે. આ કામ ઇતિહાસ શિક્ષકે નિયત કરેલા પુસ્તકમાંથી એક એક વાકય લેઈ પોતેજ વિદ્યાર્થીઓને સમજાવવાથી પાર પડતું નથી. જેમ જલદી બની શકે તેમ વિદ્યાર્થીઓનું સ્વતંત્ર અગર કોઈની મદદ સિવાયનું વાચન તેમની પાસે શરૂ કરાવવું જોઈએ. તે શિક્ષકે પ્રેરતાવનારૂપે કહેલી વાર્તાનો કરતાં વધારે ફાયદાથી છે.

ત્રીજી મહત્ત્વની વાત 'ચર્ચાપદ્ધતિ' કહેવાય છે તે છે; કે જેમાં બાળકો શિક્ષકોને, શિક્ષકો બાળકોને તેગણે વાંચ્યું હોય તે સંબંધી અરસપ-

રસ પ્રશ્નો પૂછે છે. આ પ્રશ્નોનો હેતુ ઐતિહાસિક પીઠિકા, રીતરિવાજ, મુખ્ય ધ્યેય, અમુક વસ્તુ શા માટે, કેવી રીતે થઈ વગેરે અરસપરસ સમજાવવાનો છે. પહેલાં આ ચર્ચા સાદી બાબતો સંબંધી હોય છે, પરંતુ સમય જતાં તે ચર્ચા ઐતિહાસિક નિશ્ચયાત્મક પ્રગતિ, સિદ્ધાંત, અને પ્રવૃત્તિનું સ્વરૂપ લે છે. લખાણકામ ઘણા પ્રમાણમાં થવું જોઇએ. પ્રથમ વિદ્યાર્થીના વાચનની પરીક્ષા કરતાં, પ્રશ્નોના ટુંકા ઉત્તર સ્વીકારવા, પરંતુ સમય જતાં તેઓ ઐતિહાસિક બીના સમજી શક્યા છે કે કેમ તે જાણવા લાંબા ઉત્તરની અપેક્ષા રાખવી. ઇતિહાસના શિક્ષણ માટે બહારનાં ઐતિહાસિક સાધનો અને સાહિત્ય સંબંધી મેં કાંઇ પણ કહ્યું નથી તેનું કારણ એજ કે તે સર્વે ફક્ત મદદ રૂપજ છે. જે ઇતિહાસ શિક્ષકમાં ઇતિહાસનું જ્ઞાન નથી, જેને શીખવવાનો ઉત્સાહ નથી અને જે ઇતિહાસની શૈક્ષણિક કિંમત સમજતો નથી તે ભલેને સિનેમા–ચિત્રપટ, ચિત્રો, નમુના, અને નોંધનો ઉપયોગ સંભાળપૂર્વક કરે પણ તે સારો શિક્ષક નીવડશે નહિ.

'શ્રદ્ધાથી ડુંગરો ડોલાવી શકાય છે તો બાળવિદ્યાર્થી કોણ માત્ર.'

જી. એલ. ભટ્ટ

---

## નવીન ભૂગોળશિક્ષણ

**સૂચનાઓ.—**

ભૂગોળ શિક્ષણને લગતી આ સૂચનાઓ શિક્ષકને કથિતપાદ આપવામાં ઘણી સરળતા કરી આપે તેમ છે. જો સૂચનાઓનો બરાબર અમલ થશે તો વર્ગને શીખવતાં ઉપસ્થિત થતા પ્રશ્નોનો સહેલાઈથી ઉકેલ થઈ જશે. શિક્ષકનામા આત્મવિશ્વાસ આવશે અને શિક્ષણ સફળ થશે. આ ઉદ્દેશ પાર લાવવા એકધારી યોજના ઘડી છે. આ યોજના ઘડવામાં શરૂઆતમાં અભ્યાસક્રમના સિદ્ધાંતોની સમજણ અનિવાર્ય છે. ત્યારપછી શિક્ષકની તૈયારી અને બાળકોનો વિચાર કરવાનો છે. છેવટે સીના પરિણામરૂપ પાઠનું કથન કરવાનું છે. દરેક બાબતમાં પ્રશ્નો, કૃતિઓ અને સામાન્ય જ્ઞાન દઢ કરવાની રીતો પર ખાસ લક્ષ આપવાનું છે.

હવે આ બાબતોમાં શિક્ષકે શું જાણવું અને કામ કેમ કરવું તે વિષેની સૂચનાઓ નવા શિક્ષકને આશીર્વાદ રૂપ નીવડે તેટલીજ બાબતોનો વિચાર કરીશું. સૂચનાઓ સમજાય તેવી સરળ રીતે અને સીધીજ રીતે જણાવીશું.

આમાં ચર્ચાનો અવકાશ નથી રાખ્યો. તેવી બાબતો છણી નથી. ફક્ત શિક્ષક પોતાનું કામ કેમ સહેલાઈથી કરી શકે તે જણાવવું એ ઉદ્દેશ છે. વળી સૂચનાઓ એવી છે કે જે લક્ષમાં રાખવાથી શિક્ષકને તે ભૂલવાનું મન નહિ થાય. જો સૂચનાઓથી શિક્ષક ખરે રસ્તે દોરાશે અને સામાન્ય થતી ભૂલો અટકાવી શકશે તો આ સૂચનાઓનો હેતુ પાર પડયો એમ સમજીશું.

## ૧. અભ્યાસક્રમ.—

પ્રાથમિક શાળામાં અભ્યાસક્રમમાં એવી ગોઠવણ છે કે જ્યારે બાળક નિશાળ છોડે ત્યારે તેને આખી દુનીઆની મુખ્ય ભૌગોલિક બાબતોનું સાધારણ જ્ઞાન મળી જાય. આ જ્ઞાન એવું હોવું જોઈએ કે જેથી તેમને સમગ્ર દુનીઆનો એક આખો વિભાગ જેવો ખ્યાલ આવે. તેમાં કોઈ અગત્યનો પ્રદેશ કે લોકોની માહિતી પડતી મૂકવાની નથી. તે ઉપરાંત જગતના જુદા જુદા ભાગોને આપણા દેશ સાથે કેવો સંબંધ છે તેનું સત્ય જ્ઞાન આપવાનું છે. બુદ્ધિશાળી નાગરિકો બનાવવા થોડા આવા જ્ઞાનની જરૂર છે, અને તેથીજ ભૂગોળનો વિષય અભ્યાસક્રમમાં દાખલ કર્યો છે. આમ થવાથી બાળકોને ભવિષ્યમાં જે જગતમાં ભાગ ભજવવાનો છે તે જગતનો બુદ્ધિપૂર્વક ખ્યાલ આવે અને તેથી તેઓ પોતાનો ભાગ સારી રીતે ભજવી શકે. ભૂગોળના જ્ઞાન વિના આ કામ બરાબર થાય તેમ નથી.

શરૂઆતમાં પહેલા બે વર્ષમાં ભૂગોળ બરાબર શરૂ કરી શકાય નહિ. તેમને તો સૃષ્ટિજ્ઞાન કે પદાર્થપાઠદ્વારા કામ સોંપી શકાય. ૮મા વર્ષે બીજા ધોરણમાં આ વિષય હાથ ધરી શકાય. ઘણાં બાળકો ચૌદ વર્ષે નિશાળ છોડે–સામાન્ય રીતે છઠ્ઠા અને સાતમા ધોરણ પછી ? ( હાલ તો ચોથા ધોરણ પછી બારોબાર બાળકો અંગ્રેજી ભણવા ચાલ્યાં જાય છે તેમને જોઈતું જ્ઞાન તે શાળાઓમાં સારી રીતે મળે છે. ) કહેવાનું તાત્પર્ય એ છે કે જે કંઈ શીખવવું હોય તે ફક્ત ચાર વર્ષમાં પુરૂં કરવું જોઈએ. તેથી વર્ષના કામની, સત્રના કામની કે એક પાઠની યોજના કરવામાં **સૌથી પહેલી જરૂરિઆત એ છે કે અભ્યાસક્રમને સમગ્ર રીતે સમજવો જોઈએ,** અને તેમાં જે કામનો ભાગ લેવાનો હોય તેનું સ્થાન બરાબર છે કે નહિ તેનો યોગ્ય નિર્ણય કરવો જોઈએ. પ્રાદેશિક ભૂગોળમાં કામની વહેંચણીના ધોરણવાર બે અભ્યાસક્રમોના દાખલા નીચે આપ્યા છે:—

(૧) ધોરણ ૨. સ્થાનિક ભૂગોળ ( ગામ કે શહેર )

" ૩. જિલ્લો

,, ૪. પ્રાંત, મુંબઈ ઇલાકો, અને હિંદુસ્તાન
,, ૫. હિંદુસ્તાન, એશિઆ.
,, ૬. યુરેશિઆ.
,, ૭. બ્રિટિશ સામ્રાજ્ય, સમગ્ર જગત.

(૨) ધોરણ ૨. ગામ કે શહેર.
,, ૩. ગુજરાત.
,, ૪. હિંદુસ્તાન.
,, ૫. એશિઆ.
,, ૬. યૂરોપ-ઉત્તર અમેરિકા.
,, ૭. દક્ષિણ ગોળાર્દ્ધના ખંડો.

આ બંને માત્ર દાખલા તરીકે લખ્યા છે. આપણા કાર્ય માટે છાપેલો અભ્યાસક્રમ જોઈ લેવો.

સામાન્ય રીતે અઠવાડીઆમાં ભૂગોળના બે પિરિઅડ હોય છે. આખા વર્ષમાં ૩૬ અઠવાડીઆં કામ હોય છે. તેમાં પરીક્ષાના દિવસો તેમજ બીજી અડચણો નડતાં ખલેલ પડે છે. એકંદરે એક સત્રમાં ૨૫ પાઠ આપી શકાય. તેથી છઠ્ઠા ધોરણમાં નીચે પ્રમાણે કામની યોજના ઘડી શકાય:—

પહેલા સત્રમાં યુરેશિઆ
૧. તેનું દુનિયાંમાં સ્થાન.
૨. પ્રાકૃતિક રચના.
૩. આબોહવાના પ્રદેશો.
૪. વનસ્પતિના પ્રદેશો.
૫. કુદરતી પેદાશ.
૬. લોકો.
કુલ ૨૫ પાઠ.

બીજા સત્રમાં દેશો લેવા.
૪. પાઠ : જાપાન.
૪. પાઠ : ચીન.
દરેક પાઠનો વિષય: (૧) સ્થાન અને પ્રાકૃતિક વિભાગો.
(૨) કુદરતી પેદાશ.
(૩) ગામો અને શહેરો.
(૪) વેપાર અને બીજા દેશો સાથે સંબંધ

કોઈ પાઠ તૈયાર કરવામાં, દા. "ફ્રાન્સની કુદરતી પેદાશ," શિક્ષકે પોતાની જાતને નીચેના પ્રશ્નો પૂછવા:—

(ક) આ મથાળામાં શાનો સમાવેશ થાય છે ? સ્પષ્ટ રીતે જણાશે કે વનસ્પતિ, પ્રાણી, અને ખનીજ પેદાશ, ખેતી માટે અનુકૂળતા, જંગલની પેદાશ, માછલાં પકડવાં, ખાણોમાં કામ કરવું, હુનર ઉદ્યોગો અને વેપાર, લોકોની વસ્તી અને સંસ્કૃતિ.

(ખ) આ પાઠ વિષે સંબંધ હોય તેવું કેટલું કામ અત્યારસુધીમાં થયું છે ? એટલે આગળનાં વર્ષોમાં, કે આગલા સત્રમાં કે બીજા દેશો વિષે મેળવેલા પૂર્વજ્ઞાન સાથેનો સંબંધ કેવી રીતે જોડવો અને તે જ્ઞાનપરથી પાઠનો વિકાસ કેવી રીતે કરવો. ભૂગોળનો કોઈપણ પાઠ છુટો લેવો જોઈ એ નહિ. સારા ફળદાયી શિક્ષણમાં સરખામણીનો છૂટથી ઉપયોગ થવો જોઈ એ. અભ્યાસની શરૂઆતથી આખો વિષયજ લક્ષમાં રાખવો જોઈએ.

(ગ) આ પાઠમાં હું કેટલું શીખવવા પ્રયત્ન કરીશ ? ખાસ અગત્યની બાબતોમાંથી થોડીકની પસંદગી કરવાની છે. (ક)માં જણાવેલા સંબંધો લક્ષમાં લઈ પસંદગી કરવી.

## ૨. તૈયારી.—

શિક્ષકની તૈયારી મોટે ભાગે પાઠની જાત પર આધાર રાખે છે; પણ તેણે ચોકસ હેતુ લક્ષમાં રાખી હંમેશાં શરૂઆત કરવી જોઈ એ. જે બાબત શીખવવાની છે તેનું ધ્યેય અનિશ્ચિત હશે તો પાઠને અંતે જે શીખવ્યું હશે તેનો અનિશ્ચિત ખ્યાલ બાળકોને આવશે. આવી જાતનું આપેલું અનિશ્ચિત જ્ઞાન ખરાબ રીતે કરેલી તૈયારી દર્શાવે છે અને સારા શિક્ષણમાં વિઘાતક નીવડે છે.

પાઠને લગતા તમારા શા વિચારો છે તે તમારી જાતને પૂછો. શરૂઆતમાં કેટલાક પાઠોનો હેતુ બાળકોને નકશા સમજવામાં ચાલાકી આવે અને તેથી તેમની અવલોકનશક્તિ વિકાસ પામે તેવો હોય છે. ભૂગોળનો આ કક્કો છે. દા. "કોન્ટુરની લીટીઓ" વિષેનો પાઠ; પણ ઘણાખરા પાઠોનો હેતુ બાળકોને કેટલુંક ચોકસ જ્ઞાન પ્રાપ્ત થાય તેવો હોય છે, અને માત્ર પરોક્ષ રીતે બુદ્ધિચાતુર્ય મેળવવાનો અને નોંધો અને નકશાની નિશાનીઓ સમજવાનો હોય છે. જેમ કે, "હિંદુસ્તાનના પ્રાકૃતિક વિભાગો"નો પાઠ.

કેટલાક પાઠોમાં એવું જ્ઞાન હોય છે કે જે બાળકો શિક્ષકની દેખરેખ નીચે નકશો, નકશોના સમૂહ કે આકૃતિઓદ્વારા વિધિપૂર્વક અનુમાનો સ્થાપન કરી મેળવે છે. દા. કોઈપણ પ્રદેશની આબોહવાના વિષે પાઠ આપતાં ઉનાળાનું અને શિયાળાનું ઉષ્ણતામાન, પવનો અને વરસાદના

નકશાની આકૃતિઓ અને તેની આબોહવાને લગતી વિગતોની નોંધોનો અભ્યાસ હોવો જોઈએ. આવા પાઠોમાં શિક્ષણ મુખ્યત્વે કરીને પ્રશ્નો-દ્વારાજ થશે, અને સુજ્ઞાત-શિક્ષકે આ પ્રશ્નો સંભાળપૂર્વક તૈયાર કરવા જોઈએ. નમુનાના પ્રશ્નો અગાઉથી લખી રાખવા જોઈએ.

બીજા કેટલાક પાઠોમાં નવા જ્ઞાનનો મોટો ભાગ શિક્ષકે આપવો જોઈએ. જેમકે, કોઈ પ્રદેશમાં મળી આવતાં ખનીજો વિષેનો કે પરમુલકના લોક વિષેનો પાઠ. આ હકીકત સીધી રીતે કહેવામાં અચકાતા નહિ, પણ હકીકત એવી રીતે કહેવી કે બાળકો તે તરતજ ગ્રહણ કરી શકે. તમારે જે બધું તેમને શીખવવાની ઇચ્છા હોય તે બધુંજ તેમની પાસે કઢાવવાની આશા રાખવી એ બુદ્ધિગ્રાહ્ય નથી, પણ યાદ રાખો કે જુદી જુદી હકીકતોનો સંબંધ બાળક ગ્રહણ કરે તે બાબત હકીકતો ફક્ત મોંઢે કરે તેના કરતાં ઘણી અગત્યની છે. સંબંધ બરાબર સમજ્યા વિના ગોખી જવું તે નકામું છે. તેથી દેશનાં ખનીજો વિષે આપેલી હકીકતને દેશના હુન્નર-ઉદ્યોગો અને વેપાર સાથે જોડવી જોઈએ, અને આ રીતે તેના લોકજીવન સાથે તેનો સંબંધ થઈ જશે. આમ બને તોજ કેળવણીની દૃષ્ટિએ તેની કિંમત છે.

નકશા દોરવાના પાઠોના સામાન્ય રીતે બે ઉદ્દેશો છે.

૧. અમુક બાબતો મનમાં દૃઢ કરવી, અને ૨. નકશાના ઉપયોગમાં ચાલાકી મેળવવી. ભૂગોળના અભ્યાસક્રમમાં આ અગત્યનો ઉમેરો છે; પણ આવા પાઠોમાં તૈયારીને ન ગણીએ તો વર્ગના કામમાં કોઈ ખાસ મુશ્કેલી હોતી નથી. વર્ગ નકશાના કામમાં રોકાએલો રહેવો જોઈએ. તેના વિષે તેને કાંઈ સાંભળવાનું હોતું નથી. શિક્ષકનું મુખ્ય કાર્ય ચાલતા પાઠમાં અને છેવટે નકશાઓ જોઈ લેવાનું હોય છે.

શિક્ષકની તૈયારીનો સૌથી વધારે મુસીબતભરેલો ભાગ હકીકતોની અને સંબંધો શીખવવાની પસંદગીનો છે. જેમકે, કેટલાં નામો (શહેરનાં, નદીઓનાં, પર્વતોનાં, પાકનાં વગેરે) દાખલ કરવાં જોઈએ? આનો જવાબ બીજી કેટલીક બાબતો પર આધાર રાખે છે. તેમાં નીચેની ત્રણ બાબતોનો સમાવેશ થાય છે:—(૧) બાળકની ઉંમર અને સંપાદન કરેલું જ્ઞાન. (૨) નામોની જાત—પરદેશી નામો (જેવાં કે અફઘાનિસ્તાન, ચીન કે જાપાનને લગતા), હિંદી નામો (જેવાં કે સિંધ, ગુજરાત, બંગાળા કે મહારાષ્ટ્રને લગતાં) કરતાં વધારે મુશ્કેલી ઉભી કરે છે. (૩) કેટલે દરજ્જે તે નવાં

નામો છે તે. દા. કેટલાંક નામો વિષે બાળકોએ સ્કૂલમાં કે સ્કૂલ બહાર પહેલાં સાંભળ્યું હોય તો તેથી મુશ્કેલી ઓછી થાય છે.

નીચલાં ધોરણમાં પાઠમાં આવાં નામો ૫ થી ૧૦ કે ૧૫ દાખલ કરી શકાય. ઉપલા વર્ગોમાં તેથી એવડાં હોય ત્યાંસુધી કદાચ ચાલશે. ઓછાં હોય તોપણ ચાલે. જે સ્થાનોનાં નામો શીખવવાનાં હોય તેમને નકશાનાં ખોખાંમાં કે સ્કેચમાં મૂકવાં જોઈએ. શિક્ષક કાળા પાટીઆ પર અને બાળકો કાગળ પર સ્થાન બતાવે. હવે આવું નામ માત્ર સાંભળવાથી, બોલવાથી કે જોવાથી શીખાતું નથી, તેથી તે નામને તેના સ્થાન સાથે સંબંધ જોડી બતાવવું જોઈએ. વળી, સ્કેચમેપને સ્વચ્છ રાખવાની અગત્ય છે, તેથી ઘણાં નામો દાખલ કરવામાં મુશ્કેલી ઉભી થશે. કેટલીક વખત ફક્ત પહેલો અક્ષર અથવા બીજી કોઈ ટુંકી રીતે સ્કેચમેપમાં નામ મૂકવાની રીત સારી છે. પણ તેમ કરવામાં આવે તો તેની કુંચી–પુરેપુરાં નામ જણાય તેવી રાખવી જોઈએ. એક પ્રદેશમાં મૂકેલાં ઘણાં નામો એક કરતાં વધુ પાઠમાં ફરી ફરી આવશે.

આવા વિચારો ધ્યાનમાં રાખવાથી પાઠમાં કેટલી નદીઓનાં નામ દાખલ કરવાં—હિંદુસ્તાન કે જર્મનિ–તે નક્કી કરવાને અડચણ નહિ નડે. જે નામનું સ્થાન ન જણાવાય તો તે પાઠમાં લાવવું નહિ. જો તે બાળકોને શીખવવાનું ન હોય તો તેને પડતુંજ મૂકો. આટલી નાની ઉમ્મરે બાળકોને બહુ થોડી ભૌગોલિક હકીકતો શીખવી શકાય, અને તે સંભાળપૂર્વક પસંદ કરેલી હોવી જોઈએ જેથી તેમના જ્ઞાનની સુસંબદ્ધ માનસિક ભૂમિકા બને. આ ભૂમિકામાં પાછળથી જીવનમાં જેમ જેમ જરૂર પડે તેમ તેમ બીજી હકીકતો યોગ્ય રીતે ગ્રહણ કરી શકાય. આ ભૂમિકા એવી હોવી જોઈએ કે બધી બાબતો એકદમ સમજાઈ મનમાં ઉતરે; માટે અહીં તે જુદાજુદા ભાગ પાડી દર્શાવી નથી અને જો તે સંપૂર્ણરીતે ન સમજાય તો તે ઘણા થોડા ઉપયોગમાં આવશે.

વળી, શિક્ષકે જેને આર્થિક ભૂગોળ કહેવામાં આવે છે તે પર કેટલું વજન મૂકવું તે નક્કી કરવું જોઈએ. મનુષ્યજીવન પર થતી ભૂમિની અસર દેખીતી રીતે તેની અગત્યની આર્થિક પેદાશ–ખોરાક, કપડાં, ઘર અને આ બાબતો મેળવવામાં જોઈતાં બીજાં સાધન મારફત ઘણી થાય છે. તેથી આવી પેદાશ અને માણસોએ તેમના કરેલા ઉપયોગનું વારંવાર નિદર્શન થવું જોઈએ. સામાન્ય રીતે જે પ્રદેશોમાં આ પેદાશ (દા. વિષુવ-

વૃત્તના પ્રદેશોમાં રબર, અથવા લેંકેશાયરમાં કાપડ વણવાનાં કારખાનાં) મળી આવતી હોય કે બનતી હોય તે પ્રદેશના પાઠોમાં તે આવવી જોઈએ.

જુદા જુદા પ્રદેશોમાં જુદા જુદા ધંધાની અગત્ય જુદી જુદી હોય છે, અને દરેક પ્રદેશમાં તે પ્રદેશના મુખ્ય ધંધાઓજ (માછલાં પકડવાં, જંગલમાં કામ કરવું, ખાણોમાં કામ કરવું, ખેતી કરવી, હુન્નર ઉદ્યોગ, વેપાર) વિચારવા જોઈએ. વળી તેણે તે ધંધાઓની ત્યાંના લોકોને અને જગતના બીજા ભાગોના લોકોને કેટલી અગત્ય છે તે વિચારવું જોઈએ. દેશના પરદેશ સાથેના વેપારને મુખ્ય વિષય બનાવવાની સામાન્ય ભૂલ દૂર રાખવી. બધા દેશોમાં દેશની અંદરનો વેપાર બહારના દેશોના વેપાર કરતાં ઘણો ભારે હોય છે.

વિષયની પસંદગીમાં બીજો પ્રશ્ન આંકડાઓની પસંદગીને લગતો છે. આ પ્રશ્ન મુસ્કેલીભરેલો છે. પ્રશ્ન એ છે કે વર્ગમાં આંકડાઓનો ઉપયોગ કરવો કે નહિ. જો ઉપયોગ કરવો હોય તો કેટલે દરજ્જે અને કેવી રીતે કરવો. જેમ જેમ કોઈ વિષયની શિક્ષણગ્રંથમાં આગળ પ્રગતિ કરે છે તેમ તેમ તેમાં વિગતનું ભંડોળ વધતુ જાય છે, તેથી કેટલાક આંકડાના નમુના નાના બાળકોને ભાગ્યેજ જરૂરી કે ઉપયોગી હોય છે. બાળકોના મન પર તેની કંઇ અસર થતી નથી, અને અગત્યની બાબતો આકૃતિઓ કે આકૃદારા કે તુલનાત્મક વિચારો દર્શાવી સારી રીતે સમજાવી શકાય છે. દેશોનું ક્ષેત્રફળ, આબોહવાને લગતી આપેલી બાબતો, વસ્તીના આંકડા, અને ઘાડી વસ્તી, વેપારની રકમ, ધારા અને શિખરોની ઉંચાઈ, નદીઓની લંબાઈ, અંતર (માઇલ કે મુસાફરીનો વખત) આ બધું બાળકોને સંપૂર્ણરીતે જોઈએ તેટલી હકીકત આપી તુલનાત્મક આકૃતિઓ વડે તાદૃશ્ય કરી શકાય. ઘણા થોડા ખરેખરા આંકડા અને તે પણ આસરે આખા આંકડામાં બોલાય તેવા આંકડા વાપરવા જોઈએ. દા. ૨૫ લાખ. સ્થાનિક જગ્યાઓ, પોતાનું શહેર, પ્રાંત, ઇલાકો, દેશ, ઝરો, ટેકરી, બંદર વગેરે તુલનાત્મક વાક્યોદ્વારાજ જણાવવાં જોઈએ. આવી આકૃતિઓ મોટા કાગળો પર દિવાલ ઉપર લટકાવવાં માટે સંભાળપૂર્વક દોરાય અથવા પાઠ આપતી વખતે કાળા પાટીઆપર દોરાય. આ બંને રીતો ઉપયોગી છે અને તે બંનેનો છૂટથી ઉપયોગ થવો જોઈએ.

અપૂર્ણ.

# વીર આસોભીલ

ગતાંક પૃષ્ઠ ૩૫૭ થી ચાલુ

સેનાપતિ દેવરાજનો અંતિમ જવાબ સાંભળી આસાભીલના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે સેનાપતિ દેવરાજનો નાશ કરવા માટે પોતાની કમ્મરે લટકતી સમશેર ખેંચી, અને જેવો સેનાપતિપર ઘા કરવા જાય છે તેવામાંજ પાછળથી તેની વીરપુત્રી સુદેષ્ણા ધસી આવી પોતાની તલવાર પર ઘા ઝીલી લેછે અને ઠપકાભરી દૃષ્ટિથી પોતાના પિતાને જણાવે છે—

ખબરદાર ! પિતાજી, આવો અધર્મ ન આદરો. એક નિર્દોષ આત્મા પર અને વળી એકાંતમાં આમ ઘા કરતાં શરમ નથી આવતી ? કેટલી ધૃષ્ટતા !

પુત્રી ! તું સમજે છે કે આ એક આપણો ભયંકર શત્રુ છે. આવા નીચ દગાખોર આત્માઓના લીધેજ ભીલ જાતિ આજે ગુલામીમાં જકડાઈ છે. હવે તો આવા અમલદાર કે જેઓ સત્તાના મદમાં અંધ બનીને ગુલતાન કરી રહેલા છે તેમનાં બલિદાન સિવાય ભીલ જાતિ આઝાદ કેવી રીતે બનશે ? માટે મારા કાર્યમાં તું ડખલગીરી ન કર. હું જે કાંઈ કરું છું તે યોગ્યજ કરું છું. આસાભીલે પોતાની પુત્રી સુદેષ્ણાને સર્વ ખુલાસો કરતાં જણાવ્યું.

પિતાજી ! મારો ઇરાદો તમારા કાર્યમાં વિઘ્ન નાખવાનો નથી; પરંતુ એક નિર્દોષ આત્માને અન્યાય ન થાય તેને માટેજ હું અત્રે આવી છું. જ્યાંસુધી આ સુદેષ્ણા જીવે છે ત્યાંસુધી પોતાના પિતાને અધર્મ કાર્યો કરતાં જરૂર બચાવશે. વળી પિતાજી, જરા દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરશો તો તમોને પણ જણાશે કે આપણો દુશ્મન પાટણપતિ છે. આ સેનાપતિ નહિ, સમજ્યા ! વળી આ તો બિચારો નિર્દોષ છે, છતાં કમનસીબના યોગે આજે જેલના લોખંડી સળીઆની ભીતર ભયંકર યાતનાઓ સહન કરી રહેલ છે. અફસોસ ! કેટલો બધો અન્યાય ! સુદેષ્ણાએ જણાવ્યું.

સુદેષ્ણાનાં મર્મભેદક વચનો સાંભળી આસાભીલના હૃદયમાં એક પ્રચંડ વજ્રાઘાત થયો. અત્યારસુધીના સમયમાં કોઈપણ કાર્યમાં સુદેષ્ણાએ માથું માર્યું નહોતું. પરંતુ આજે તેનો પોતાની સામે આમ સ્વતંત્રતાભર્યો વર્તાવ નિહાળી ઘડીભર આસોભીલ ચકિત બની ગયો. પોતાનું આમ સ્વમાન નષ્ટ થતું જોઈને તેને પોતાની પુત્રી પર ઘણો ક્રોધ વ્યાપવા

માંડ્યો. અંતીમે તેણે પોતાની પુત્રીને પોતાના આ કાર્યમાંથી દૂર કરવાના આશયથી ક્રોધયુક્ત ચક્ષુઓ કરી કહેવાની શરૂઆત કરી. —

પુત્રી !...તારા આ કાર્યથી ખરેખર તેં તારા માટેનો મારા હૃદયમાં વાસ કરી રહેલો પુત્રીપ્રેમ સદાને માટે ગુમાવ્યો છે. હું તને આજ્ઞા કરૂં છું કે તું મારા રાહમાં કંટક ન બનતા એકદમ ખસી જા, નહિ તો આસાભીલની અઘોર લાલસાના યજ્ઞમાં તારૂં પ્રથમ બલિદાન ચઢાવવામાં આવશે. સમજી ! મારે તારા ભલા ખાતર તું અત્રેથી ચાલી જા. મને મારી કાર્યસિદ્ધિ નિર્વિઘ્ને સફળ કરવા દે. આસાભીલે પોતાની પ્રિય પુત્રીને દમદાટીથી ડરાવી.

પિતાજી ! આપ ભૂલો છો. આપને માલમ નથી કે અત્યારસુધીના વિજયો કોના બાહુબળથી પ્રાપ્ત કર્યા છે ? સંઘબળ વિના ભલભલાં રાજ્યો પણ નાશ પામ્યાં છે, છતાં જો આપને આપના બળપર વિશ્વાસ હોય તો ચલાવો શમશેર. હું પણ જોઇશ કે અંતીમે કોનો વિજય થાય છે ? હું એક બાલિકા છું, પુત્રી છું, અબળા છું, એમ ધારતા હો તો તમારૂં ધારવું ભૂલભરેલું છે. સ્ત્રીજાતિને અબળા સમજનાર પુરુષોએ પણ હવે સમજી જવું જોઇએ કે સ્ત્રી એ અબળા છે, પરંતુ વખત આવે પ્રબળા બની કાળો કેર વર્તાવી દેવાનું સામર્થ્ય તેમના બાહુબળમાં ધરાવે છે; માટે પિતાજી, હવે હું પણ તમોને આ કાર્ય ન કરવાનું જણાવું છું, છતાં જો તમારા તરફથી પહેલ થશે તો જરૂર આ સુદેષ્ણા યુદ્ધ કરવા તૈયાર છે. એક નિર્દોષ આત્માનું આવી રીતે મૃત્યુ નિપજાવવું એ અન્યાયયુક્ત છે. વળી જ્યાંસુધી આ સુદેષ્ણા હયાત છે ત્યાંસુધી એ પોતાના પિતાને આવો અધર્મ નહિ કરવા દે. નિર્દોષ આત્માના ઉદ્ધાર માટે, ધર્મની ખાતર આપની સામે પડવા પણ આ સુદેષ્ણા તૈયાર છે. સમજ્યા ! સુદેષ્ણાએ પોતાના પિતાની આજ્ઞાનો અનાદર કરતાં જણાવ્યું.

નાદાન છોકરી ! હવે તું તારી હદ વટાવતી જાય છે. પિતાના ગમે તેવા કાર્યમાં પણ આમ અડચણ ઉભી કરવી એ શું તારો ધર્મ છે ? હું તને ફરીથી કહું છું કે આવા નીચ નિરાધારને મદદરૂપ ન થા, મને મારૂં કાર્ય કરવા દે. નહિ તો......

નહિ તો ? શું ! મને મારા જીવનની ખીલકુલ પરવા નથી. આપ ભૂલો છો. દુનીઆમાં જેનો કોઈપણ મદદગાર નથી તેનો મદદગાર પરમેશ્વર થાય છે. આપ એમ ન સમજશો કે આ દેવરાજ અત્યારે નિઃસહાય છે, નિરાધાર છે. એના જીવનની પુંઠે પરમેશ્વરનો લોખંડી પંજો છે. એ અતુલ

બળ સામે આપનું તમામ બળ નિરર્થક છે; માટે આપ આટલાથી સમજી જઈને તમારો વિચાર માંડી વાળો તો ઠીક, નહિ તો તેનું પરિણામ પણ જરૂર ભયંકર આવશે. સુદેષ્ણાએ જવાબ આપ્યો.

અંતીમે આસાબીલ અને સુદેષ્ણાના સંવાદનું એ ફળ આવ્યું કે સુદેષ્ણાના ઉપર આસાબીલનો કોપ ઉતર્યો અને તેણે પોતાના બીજા હાથમાં પકડી રાખેલ આયુધ ફટકારવાની તૈયારી કરવા માંડી.

એવામાં ત્યાં એકદમ બાલાયચા ધસી આવી. બુલંદ અવાજથી કહે છે—ખબરદાર! પિતાજી, બેન સુદેષ્ણા ઉપર હાથ ચલાવતાં જરા વિચાર કરશો. આપ સુદેષ્ણાને નારાજ કરી દૈવી કોપ શિર પર ઉતારી રહ્યા છો. સુદેષ્ણા એ મનુષ્ય જાતિ નથી, પરંતુ એક દૈવી શક્તિ છે. એ દૈવી શક્તિના બળથીજ આજે આપણે પાટણપતિના સામે માથું ઉંચકી શક્યા છીએ; છતાં જો આપ અત્યારે આમ અવિચારી પગલું ભરશો તો પ્રથમ આ આપના પુત્ર બાલાયચાનું બલિદાન એ દેવીના બચાવમાં ચઢાવવું પડશે. સમજ્યા! બાલાયચાએ સુદેષ્ણાનો બચાવ કરતાં પોતાના પિતાને જણાવ્યું.

પોતાની પુત્રી અને પુત્રનાં આવાં વીરત્વભર્યાં વચનો સાંભળીને એ બીલરાજને રગેરગમાં હળાહળ ક્રોધ વ્યાપી ગયો. તેણે ક્રોધાવેશમાં કોઈ પણ જાતનો વિચાર કર્યા વગર પોતાના ફરજંદોપર બેવફાઈ નો અંદેશો આણી ત્યાંથી એકદમ કાતીલ દૃષ્ટિ નાખી જલદી રવાના થઈ ગયો.

પોતાના પિતાની આવી કુતુહલતાભરી હીલચાલ નિહાળીને બાલાયચા અને સુદેષ્ણા પણ શંકાશીલ બની સેનાપતિના જાનની ચિંતામાં વ્યગ્ર બની ત્યાંથી એકદમ રવાનાં થઈ ગયાં.

સેનાપતિ દેવરાજ પણ આજે પોતાના પ્રાણવિસર્જનમાંથી બચી ગયો. તેના માટે ઈશ્વરનો અને આ બંનેય વીર બાળકોનો આભાર માનવા લાગ્યો અને ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં તે નિદ્રાને શરણ થઈ ગયો.

—ત્યારે બીજી બાજુ—

સેનાપતિ દેવરાજને પાટણથી વિદાય થયે ઘણા દિવસો વીતવા આવ્યા, છતાં તેના તરફથી કાંઈ પણ સમાચાર ન મળ્યા ત્યારે એ ગુજરાતના ધણી કર્ણરાજની આશાઓ નિરાશાઓમાં પલટાવા લાગી, જેથી તેણે સેનાપતિની તપાસ કરાવવા ચારે બાજુ સૈનિકો મોકલ્યા, પરંતુ અંતીમે નિરાશાજ પ્રાપ્ત થવા લાગી. જેથી હવે મહારાજા કર્ણરાજને આ શંકા સિવાય બીજું કાંઈ જણાવા ન લાગ્યું. વળી એકાએક આ કરુણ બનાવ બનવાથી, તે રાત્રિદિવસ ગમગીન અને ઉદાસ રહેવા લાગ્યા અને

પોતાની થએલી ભૂલનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા. એવામાં તેમની સમીપ દેવરાજના પિતા હરપાળદેવ આવી પોતાના પુત્ર દેવરાજની કુશળતા પૂછવા લાગ્યા.

પોતાના વડીલ બંધુ મહાત્મા હરપાળદેવને હવે શો જવાબ દેવો એ વિચારમાં કર્ણરાજ ગુંથાયા, જેથી તેમના વદન પર નિરાશાની રેખાઓ તરવરવા લાગી. આવી ભયંકર અવદશા નિહાળી મહાત્મા હરપાળદેવ પણ કાંઈક આશ્ચર્યમાં ગરકાવ બનતાં કર્ણરાજને કહેવા લાગ્યા.—

કર્ણરાજ, ગભરાઓ છો શા માટે ? જે સત્ય બીના હોય તે જલદી કહી નાખો. આસાભીલ જેવા સમર્થ લુંટારાની સામે એ નાના પુષ્પને મોકલતાં જરા પણ વિચાર ન કર્યો ? ગમે તેવો પણ એ હજી નાદાન છે. સેનાપતિ થયો તેથા શું થયું ? તમારે જરા એની ઉંમરનો તો ખ્યાલ કરવો હતો ! હશે જે થયું તે ખરૂં, પરંતુ તમો આજ આટલા બધા ગમગીન કેમ છો ? શું કાંઈ દેવરાજના માઠા સમાચાર છે ? કર્ણરાજ, હવે જે થયું હોય તે કહી નાખો. મહાત્માએ પ્રશ્ન કર્યો.

વડીલ બંધુ, મારી ભૂલ થઈ છે. મેં પ્રથમથીજ આ કાર્યમાં વિચાર ન કર્યો, કે આવા પ્રચંડ ભીલરાજ સામે દેવરાજનું શું ગજું ? મારાથી એ થઈ ગએલા મહાન પાતકનો અત્યારે પસ્તાવો કરીને પ્રાયશ્ચિત કરી રહેલ છું. મેં ઘણી તપાસ કરાવી, પરંતુ દેવરાજનો બીલકુલ પત્તો લાગતો નથી. તેનું માઠું તો થયું નથી, પરંતુ હજી તેના તરફથી બીલકુલ સમાચાર નથી. એ બીનાથીજ હું રાત્રિદિવસ ગમગીન દશામાં ફસાઈ રહેલ છું. કર્ણરાજે જવાબ આપ્યો.

હશે, કર્ણરાજ, જે થવાનું હતું તે થઈ ગયું. મારા ધારવા મુજબ આસોભીલ એટલું બધું નીચ કાર્ય કરે તેવો તો નથી, છતાં કદાચ તે લુંટારાની નીતિવિરુદ્ધ વર્તન ચલાવવા તૈયાર થાય તોપણ તેની પુત્રી અને પુત્ર એ એટલાં બધાં સદ્ગુણી છે કે એવા અધર્મ, અન્યાયના પંથે વિચરતા પહેલાં પોતાના પિતાને રોકી લે અને સત્યાસત્ય સમજાવવા બનતી કોશીશ કરે તેમ છે; માટે અહિતની આ શંકા એ કેવળ ભ્રમણાને ગણાય, છતાં હવે કર્ણરાજ, તમારે રાજદરબારમાં બેસી રહી નાચમુજરા અને વિલાસો ભોગવવાના નથી, પરંતુ મેદાને જંગમાં પડી આસાભીલ જેવા લુંટારાના સંઘબળનો નાશ કરવાના છે. સમજ્યા ! લ્યો, હવે હું રજા લઉં છું. તમો આજથી તમારા કાર્યમાં કમર કસી ગુજરાતની રાંકડી પ્રજાના ચોકારોની એ દુષ્ટ ભીલરાજનો નાશ કરી દાદ આપો. આમ રૂબરૂમાં

ગુજરાતના એ ઊંઘતા વનરાજને જગાડી મહાત્મા હરપાળદેવ ત્યાંથી એકદમ પાટણની પાદરે આવેલા પોતાના એ દિવ્ય મઠ તરફ ત્વરિત ગતિએ રવાના થયા.

મહાત્મા હરપાળદેવનાં મર્મભેદક વાક્યો સાંભળીને મહારાજા કર્ણ-રાજની નસેનસમાં ક્ષાત્ર ઉષ્ણ રક્ત ઉત્તેજિત થઈ વહેવા લાગ્યું, જેથી તેણે પોતાના સુબેદારો અને સરદારોને બોલાવી સમગ્ર સૈન્ય તૈયાર કરવાનો હુકમ આપી દીધો.

સરદારોએ પણ પોતાના હસ્તક જેટજેટલું સૈન્ય હતું તેની તાલીમ શરૂ કરી દીધી અને નવીન સૈન્ય માટે સૈનિકોની ભરતી શરૂ કરી દીધી. આજે પાટણના પાદરે કીડીઓની માફક સૈન્ય ઉભરાવા લાગ્યું અને મહારાજા "કર્ણરાજની જય" ની ઘોષણાઓ શરૂ થઈ.

આજુબાજુના માંડલિક રાજવીઓ તથા જાગીરદારોએ પણ પોત-પોતાના સૈન્ય સાથે પાટણપતિને મદદરૂપ બનવા માટે એકદમ આવી પાટણના વિશાળ પાદરમાં તંબુઓ ઠોકી દીધા.

મહારાજા કર્ણરાજ પણ લડાઈના મેદાનમાં જવાના ઉત્સાહમાં ઉત્તેજિત બનીને પોતાના રાજમહેલમાં આવી પહોંચ્યો અને રણમેદાનમાં જવાની તૈયારી કરવામાં તથા વસ્ત્રો બદલવામાં રોકાયો.

એવામાં ત્યાં તેમની મહારાણી મયણલ્લાએ પ્રવેશ કરતાંજ પોતાના પ્રાણથી પણ પ્રિય કર્ણરાજને અધિરાઈથી પૂછ્યું.—

નાથ, આજે અચાનક આપ કયાં સિધાવો છો ? શું કાંઈ લડાઈ જાગી કે શું ? એવામાં ત્યાં ત્રણ વર્ષના બાળક સિદ્ધરાજ સાથે મહારાણી સુમિત્રા દેવી પણ ત્યાં આવી પહોંચ્યાં.

નાના રાજકુમાર સિદ્ધરાજને નિહાળી કર્ણરાજને તેના પર પુત્રપ્રેમ આવવાથી તેને ઉંચકી લઈને એક મીઠું ચુંબન કર્યું.

અપૂર્ણ

---

## એબિસિનિઆ વિષે કંઈક

એબિસિનિઆ આફ્રિકા ખંડમાં આવેલું એક સ્વતંત્ર રાજ્ય છે. ઈટલિ સાથે થએલા સીમાવિવાદને લીધે આ રાજ્ય વિશેષ જાણીતું થતું જાય છે અને તેને વિષે હાલની દુનીઆને વિશેષ માહિતી મળતી જાય છે.

**સ્થાનઃ**—આફ્રિકા ખંડના મધ્યની પૂર્વ તરફના ભાગમાં આ રાજ્ય આવેલું છે. ઉત્તરે ફ્રેન્ચ અને બ્રિટિશ સોમાલીલેન્ડના પ્રદેશો આવેલા છે. પૂર્વ તરફ ઇટાલિઅન સોમાલીલેન્ડની હદ છે. ઓગાડન પ્રાંત સરહદ પર આવેલો હોવાથી, ઇટાલી સાથે સીમાવિવાદનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે.

**ભૂતલરચનાઃ**—દેશ પહાડી છે. ૯૦ ટકા જમીન ૫૦૦૦ ફુટથી ઉંચી છે. કેટલાંક શિખરો ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલાં છે. ઢોળાવવાળા ભાગોમાં મેદાનો, રણ અને જંગલો છે.

**વિસ્તારઃ**—મુંબાઈ ઇલાકા કરતાં આ દેશ વિસ્તારમાં લગભગ પાંચગણો છે. અફ્ઘાનિસ્તાન અને સ્વિટ્ઝરલેન્ડની માફક દરીઓ પાસે ન હોવાને લીધે પ્રજા નૌકાશાસ્ત્રમાં પ્રવીણ નથી. લોકોની ખાસિઅત ડુંગરમાં વસતા લોકોના જેવી છે, સહનશીલતા, ધીરજ, શૌર્ય અને સ્વતંત્રતા ટકાવી રાખવાની અભિરુચિ વગેરે-ગુણો સ્વાભાવિક છે.

**નદીઓઃ**—ડુંગરોમાંથી નીકળે છે, પણ આખરે રણમાં સમાઈ જાય છે. નદીઓ લાંબી ન હોવાથી વ્યાપાર માટે અનુકૂળ નથી.

**આબોહવા અને વરસાદઃ**—ઘણાખરા ભાગોમાં પર્વતને લીધે હવા સમધાત છે. વિષુવવૃત્તની નજીકમા આવેલા કેટલાક ભાગોમાં ઉનાળો ઇંગ્લાંડ જેવો જ છે. અતિશય તાપ અને પ્રકાશને લીધે વનસ્પતિ જલદીથી ઉગી નીકળે છે. ઝાડોની સામાન્ય ઉંચાઈ ૧૨ ફુટથી ઓછી હોતી નથી. પાણીના જમાવને લીધે એક સુંદર સરોવર બનેલું છે. આ સરોવર સાનાનું દશ્ય વર્ષાઋતુમાં અતિ મનોરંજક અને રમણીય દેખાય છે.

**વસ્તીઃ**—સમગ્ર દેશની વસ્તી આશરે ૫૫ લાખ કહી શકાય. શુદ્ધ એબિસિનિઅનો આસરે ૩૦ લાખ હશે. દેશના ત્રીજા ભાગમાં તેમનો વસવાટ ફેલાએલો જણાય છે. પ્રજા ખ્રિસ્તી અને મૂળ હેમિટિક જાતની છે. અરબસ્તાનમાંથી સેમિટિક પ્રજાના હુમલાને લીધે અને હબસી જાત સાથે લગ્નના સંયોગથી પ્રજા સેમિટિક કહેવાય છે. બાકીના લોકોમાં, ગાલા-જાતનો, મુસલમાનો અને અન્ય જાતોનો સમાવેશ થાય છે. વસ્તી છુટક છુટક હોવાથી મોટાં શહેરો નજરે પડતાં નથી. રાજધાનીનું નગર 'અદીસ-અબાબા' છે. આ નગરનો વિસ્તાર માઇલો સુધી છુટાં છુટાં ઝુપડાંમાં નજરે પડે છે. આ નગર ફ્રેંચ બંદર 'જીબુટી' સાથે રેલવેથી જોડાએલું છે.

**ઉદ્યોગ અને નિકાસઃ**—ખેતી, ઢોરઉછેર અને શિકાર એ લોકોનો મુખ્ય વ્યાપાર છે. દેશના અસલ વતનીઓ ખેતી કરતાં હથિયાર ધારણ કરવાં વધારે પસંદ કરે છે. ખાંડ, કોફી, ઘઉં, ટેફ નામની બાજરી, જવ,

અનેનસ, ટામેટાં, બટાકા અને કપાસ એ મુખ્ય પેદાશ અને નિકાસ છે. જવમાંથી તાશ્રા નામનો દારૂ બનાવવામાં આવે છે. મધ એકઠું કરવાનો ઉદ્યોગ પણ પ્રચલિત છે. ઝાડ ઉપર નળાકાર ટોપલા બાંધવામાં આવે છે. આ ટોપલામાં માખીઓ મધપુડા બાંધે છે. મધપુડામાંથી મધ બકરાના ચામડાની મશકોમાં નીચોવી લેવામાં આવે છે. 'તેજ' નામનો દારૂ આ મધમાંથી બનાવવામાં આવે છે. હિંદુસ્તાનમાંથી આ દેશમાં કાપડ આવે છે.

**પ્રાણીઓ:**—ઓરીકસ, આઇબેક્સ (ઘેટાં), જીરાફ, ઝીબ્રા, અને કુડુ નામનાં પ્રાણી જોવામાં આવે છે. ન્યાલા નામની એક હરણની જાત પણ જોવામાં આવે છે. કાળા પટાવાળો ચિત્તો પણ કેટલેક ઠેકાણે નજરે પડે છે.

**મુસાફરીનાં સાધન:**—મુલક પહાડી હોવાથી અને દેશની યોગ્ય ખીલવણીના અભાવે અર્વાચીન યાન્ત્રિક સાધનોનો અભાવ છે. મુસાફરી ઘોડા અને ખચ્ચર ઉપર કરવામાં આવે છે. દેશમાં સર્વત્ર શાંતિ ફેલાએલી ન હોવાથી મુસાફરી નિર્ભય રીતે થઈ શકતી નથી.

**ખનીજ:**—સોનું અને ખનીજતેલનો સમાવેશ થાય છે.

અપૂર્ણ

# નીતિશિક્ષણ

ઓગસ્ટના અંકના પૃ૪ ૩૨૨થી ચાલુ

પોતાનો કોઈ પણ પ્રકારનો દુર્ગુણ દાખલ ન થાય એટલા માટે માબાપે અનેક બાબતો ઉપર કાળજી રાખવાની જરૂર છે. એવી બાબતોના કેટલાક નમુના દષ્ટાંત-તરીકે આપ્યા છે. એવી બાબતો ઉપર જો માબાપ કાળજી રાખશે, તો તેમનાં બાળકો નીતિમાન થશે કુમળાં બાળકો ભવિષ્યની પ્રજા છે, તેથી જો બાળકો નીતિમાન થશે, તો ભવિષ્યની તમામ પ્રજા સુધરી જશે.

બાળકોને નીતિ શીખવવાના સંબંધમાં માબાપની શી ફરજ છે, તે વિષે કહેવામાં આવ્યું. હવે તે બાબતમાં શિક્ષકના કર્તવ્ય-સંબંધી વિચાર કરીએ. છોકરું પાંચ વર્ષનું થાય ત્યારે તેનાં માબાપ કે વાલી તેને નિશાળમાં દાખલ કરે છે. શાળામાં દાખલ થયા પછી તે હંમેશાં પાંચ છ કલાક શિક્ષકની સંભાળ નીચે રહે છે. આ સમયમાં પોતાના વિદ્યાર્થીઓને ધોરણ પરત્વે મુકરર કરેલા વિષયો શીખવવા ઉપરાંત સદ્‌ગુણો

બનાવવા એ તેમનું ખાસ કર્તવ્ય છે. સદ્ગુણ વગરનું ભણતર નકામું છે, માટે જો નીતિની કેળવણી ઉપર લક્ષ ન અપાય, તો શિક્ષકના કર્તવ્યમાં અપૂર્ણતા રહે છે. ઉત્સાહી અને ખંતીલા શિક્ષક પોતાના કર્તવ્યમાં એવી અપૂર્ણતા રહેવા દેતા નથી. બાળકની ઉમર જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ તેની માનસિક શક્તિઓ વિકાસ પામતી જાય છે. શિક્ષકે આ બાબતનો વિચાર કરીને વિદ્યાર્થીઓની વિકાસ પામતી શક્તિઓને ઉત્તમ પ્રકારનું પોષણ આપવું જોઈએ. આ પ્રમાણે કરવાથી અન્યોન્યાશ્રય, સ્વાશ્રય, મોટાઈની વાસના, વિવેક, ભ્રાતૃભાવ વગેરે સદ્ગુણો સહેલાઈથી કેળવી શકાશે; પરંતુ વિદ્યાર્થીઓ પોતાની શુભેચ્છાઓ પાર પાડવાને માટે અનીતિનો માર્ગ ન પકડે, એ બાબતની શિક્ષકે ખાસ કાળજી રાખવાની જરૂર છે.

દૃષ્ટાંત તરીકે, મોટાઈની વાસના લઈએ. વિદ્યાર્થીઓના સંબંધમા વર્ગમાં સૌથી હોશિયાર ગણાવું, અને ઉપર નંબર રાખવો, એ તેમની મોટાઈની વાસના છે. હવે ખંતથી સારી રીતે અભ્યાસ કરીને પ્રમાણિકપણે ઉપર નંબર મેળવે, તો એમાં નીતિ સમાએલી હોવાથી તે ઇચ્છવા લાયક છે, પણ પોતાને આવડતું ન હોય છતાં કોઈનામાં છાનુંમાનું જોઈ લઈને આવડે છે એમ બતાવવું અને ઉપર નંબર મેળવવો, એ અનીતિનો માર્ગ હોવાથી ધિક્કારવા લાયક છે. શિક્ષકે આવી બાબતમાં જરા પણ દુર્લક્ષ રાખવું નહિ, કારણ કે તેમ કરવાથી એવા વિદ્યાર્થીઓમાં ચોરી, અસત્ય, અદેખાઈ વગેરે અનીતિ દાખલ થાય છે. નીતિનો રસ્તો મુશ્કેલીભરેલો છે, તેથી તે રસ્તે વહાણને સહીસલામત લઈ જવાને માટે કોઈ સારા સુકાનીની જરૂર છે. શિક્ષકે આવા બાહોશ સુકાની બનવું જોઈએ. કોઈ પણ વિદ્યાર્થીનું વહાણ લોભ કે લાલચરૂપી ખડક તરફ જતું હોય, તો શિક્ષકે તરત તેનું સુકાન ફેરવીને તેને ખરે રસ્તે લઈ જવું. પછી જેમ જેમ વિદ્યાર્થીની યોગ્યતા વધતી જાય, તેમ તેમ તેમને તેમના પોતાના વહાણનું સુકાન તેમના પોતાના કબજામાં રાખતાં શીખવવું. આમ કરવાથી બે લાભ થશે. વિદ્યાર્થીઓ પોતાની મેળે સાઈનરસું પારખી શકશે, અને સ્વાશ્રયી બનશે.

કેટલીક બાબતો દેખીતી નજીવી હોય છે, છતાં તે તરફ આંખ આડા કાન કરવાથી તેનું પરિણામ ભયંકર આવે છે, એટલે શિક્ષકે આવી બાબતોને નિર્જીવ નહિ ગણતાં મહત્ત્વની ગણીને તેની બરાબર તપાસ કરવી. ધારો કે એક છોકરાએ કોઈનો પેનનો કકડો છાનોમાનો લઈ લીધો. હવે પેનના કકડાની કંઈ એટલી બધી વિસાત નથી, પરંતુ તે ગુનાને જતો કરવાથી તે છોકરો ધીમે ધીમે મોટી વસ્તુની ચોરી કરવા માંડશે. અર્થાત

વિદ્યાર્થીને ચોરી કરવાનું ઉત્તેજન મળશે, અને છેવટે તેનું ઘણું માઠું પરિણામ આવશે. કોઈ વખત કોઈ વર્ગમાં વિદ્યાર્થી આઠ આના, રૂપીઓ કે તેથી પણ મોટી રકમ લાવેલો હોય છે. આ બીના ઘણુંકરીને તે વિદ્યાર્થીના સહાધ્યાયીઓ મારફતે શિક્ષકના જાણવામાં આવે છે. આવી બીના જાણ્યા પછી શિક્ષકે તરતજ, તે પૈસા તે વિદ્યાર્થી ક્યાંથી અને કેવી રીતે લાવ્યો છે, તેની બરાબર તપાસ કરવી. આવા ઘણાખરા પ્રસંગોમાં તપાસ કરતાં તે રકમ છોકરો ઘેરથી ચોરી લાવેલો માલમ પડે છે. જો આમ હોય તો શિક્ષકે તેના બાપને ચિઠ્ઠી લખીને કે રૂબરૂમાં બોલાવીને બધી હકીકત જણાવવી, અને તેની ચાલચલગત ઉપર બરાબર નજર રાખવાની સૂચના કરવી. વળી એવા અનીતિમાન છોકરાના ખરાબ વર્તનનો ચેપ વર્ગના બીજા વિદ્યાર્થીઓને ન લાગે, તે માટે શિક્ષકે ઘણી સંભાળ રાખવી.

બીજી એક અગત્યની બાબત એ છે, કે શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓને આજ્ઞાધીન બનાવવા જોઈએ. જો તેમને નિશાળમાં આવી ટેવ પાડવામાં આવશે, તો ઘેર માબાપના તથા બીજા વડીલોના હુકમને પણ તેઓ માન આપશે. આ સદ્‌ગુણ કેળવવાને માટે શિક્ષકે ઘણીજ દૃઢતા અને ચોકસાઈ રાખવાની જરૂર છે. શિક્ષકે કોઈ પણ આજ્ઞા કરતાં પહેલાં તે પાળી શકાય એવી છે કે નહિ તેનો સંપૂર્ણ વિચાર કરવો જોઈએ. એવી રીતે વિચાર કર્યા પછી ફરમાવેલો હુકમ ગમે તેમ થાય તોપણ વિદ્યાર્થીઓ પાસે પળાવ્યા સિવાય રહેવું નહિ. વળી પોતે કરેલી આજ્ઞા બરાબર સ્મરણમાં રાખવી જોઈએ. ધારો કે શિક્ષકે પોતાના વર્ગને અમુક લખાણ ઘેરથી લખી લાવવાનું કહ્યું. હવે બીજે દિવસે શિક્ષક તે લખાણ જોઈ લેવાનું ભૂલી જાય, તો વિદ્યાર્થીઓ ધીમે ધીમે શિક્ષકની આજ્ઞાનો અનાદર કરતાં શીખશે. હુકમ પળાવવામાં સહેજ પણ શિથિલતા રાખવાથી બાળકોને આજ્ઞાનો ભંગ કરવાનું ઉત્તેજન મળે છે, અને તેના પરિણામમાં તેઓ ઉચ્છૃંખલ બની જાય છે.

આપણે જાણીએ છીએ કે બોલનારના મોઢામાંથી જેવાં વચન નીકળે છે, તે પ્રમાણે તેની કિંમત અંકાય છે. જેવું બોલીએ તેવું શોભીએ, એમાં કંઈ પણ ખોટું નથી; માટે શિક્ષકના બોલવામાં જરા પણ અશિષ્ટતા ન હોવી જોઈએ. કેટલાક શિક્ષકો પોતાના વર્ગના વિદ્યાર્થીઓની સાથે બોલવાચાલવામાં નીચે પ્રમાણે શિક્ષિત વર્ગને ન છાજે એવી તોછડાઈ વાપરે છે. 'એ ઘાંચી; તું ગઈ કાલે શા માટે ગેરહાજર રહ્યો હતો?' 'એ પારસી તું ઉભો થા'. 'અલ્યા મુસલમાન તું બરાબર બેસ'

વગેરે. શિક્ષકની વાણીમાં આવી અશિષ્ટતા હોય, તો તે તદ્દન વખોડવા યોગ્ય છે. ગાડી હાંકનાર કે જેમને સામાન્ય રીતે અશિક્ષિત વર્ગમાં મૂકી શકાય, છતાં તેમાંના પણ કોઈ કોઈ રસ્તા વચ્ચે આવનારને 'ભાઈ', 'કાકા', 'શેઠ' વગેરે શિષ્ટ શબ્દોનાં સંબોધનથી દૂર ખસવાનું કહે છે. આ દૃષ્ટાંત અગત્યનું છે. જે શિક્ષકની વાણીમાં વિવેક નથી તેમને તે ખાસ ધડો લેવા લાયક છે. જો શિક્ષકના બોલવામાંજ આવા પ્રકારનું નહિ ઇચ્છવા યોગ્ય દૂષણ હોય, તો બાળકોની વાણીમાં શિષ્ટતા લાવવાની આશા શી રીતે રાખી શકાય! ઉલટું તેમનું જોઈને તેઓ પણ અંદર અંદર એકબીજાને અસભ્યતાથી બોલાવતાં શીખે. આવી જાતની અશિષ્ટતા અટકાવવાને માટે શિક્ષકે ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે. પોતાના વર્ગના વિદ્યાર્થીઓનાં નામ શિક્ષકને આવડતાં હોવાથી જે છોકરાને બોલાવવાની જરૂર પડે, તેને નામ દઈને બોલાવવો. કોઈ વખત અજાણ્યા વર્ગમાં કામ કરવાનું હોય, અને નામ ન આવડતાં હોય, તો છોકરાને 'એ ભાઈ' એમ કહીને બોલાવવો છોકરાઓ પણ એકબીજાને નામ દઈને બોલાવે, અથવા 'ભાઈ' કહીને બોલાવે, એવી ટેવ પાડવી. આમ કરવાથી વિદ્યાર્થીઓ વિવેક શીખશે એટલુંજ નહિ, પણ તેમનામાં ભ્રાતૃભાવ વધશે

વડીલો સાથેની વાતચીતમાં બાળકોએ સભ્યતા સાચવવાનો સદ્‌ગુણ પણ શાળામા કેળવી શકાય. શિક્ષક કોઈપણ વિદ્યાર્થીને બોલાવે, તો તેના જવાબમાં 'આવ્યો જી' એમ માનપૂર્વક બોલવાની ટેવ પાડવી. શિક્ષક શીખવતા હોય તે વખતે જવાબ આપવામાં 'હા જી', 'ના જી', એવી રીતે બોલવાની ટેવ પાડવી. આમ કરવાથી વિદ્યાર્થીઓની વાણીમાં વિવેક આવશે. પરિણામે તેઓ પોતાને ઘેર તેમનાં માબાપ સાથે પણ બોલવાચાલવામાં વિવેક વાપરશે.

બોલેલું પાળવાની સતત ઇચ્છાવાળો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને એકવચની બનાવશે. વચનભ્રષ્ટ શિક્ષક એથી ઉલટું પરિણામ લાવશે. ધારો કે શિક્ષકે વર્ગમાં કહ્યું, કે હું આવતી કાલે તમને નદી ઉપરનો પૂલ બતાવવા લઈ જઇશ. બીજે દિવસે આળસ કે વિસ્મૃતિને લીધે શિક્ષક તેમને તે સ્થળે લઈ જાય નહિ. કદાચ વર્ગનો કોઈ પણ વિદ્યાર્થી તે વાત યાદ દેવડાવે, તોપણ તે દિવસે ન લઈ જતાં કોઈ અમુક દિવસનો વાયદો કરે. આવી રીતે બીજી બાબતોમાં પણ લાંબો વિચાર નહિ કરતાં વગર કારણે વાયદા ઉપર વાયદા કરી પોતાના વચનની દરકાર ન કરે; તો તેમનું માન ઓછું થયા વિના રહેજ નહિ. પૂજ્ય ભાવને લીધે કે આંખની શરમને લીધે શિષ્યો શિક્ષકને મોઢે તો કંઈ ન કહી શકે, પણ તેમના મનમાં તો એમજ

થાય, કે આપણા શિક્ષકના બોલવામાં કંઈ પણ ઢંગ નથી. એ તો 'અબી બોલ્યા અને અબી ફોક' એવું કરે છે. વળી કેટલાક શિષ્યો એમ પણ નિશ્ચય કરે, કે આપણા માસ્તરસાહેબ બોલેલું પાળતા નથી, તો આપણે પણ એમ કરીએ તો કંઈ હરકત જેવું નથી. તાત્પર્ય એ છે કે જે શિક્ષકને પોતાના વચનની કિંમત નથી, તે પોતાનો ભારબોજ ગુમાવે છે એટલુંજ નહિ, પણ પોતાના શિષ્યોના હૃદયમાં વચનભ્રષ્ટતાનો દુર્ગુણ દાખલ કરે છે. આ પ્રમાણે ન થાય એટલા માટે શિક્ષકે પોતાના વચનને દૃઢતાથી વળગી રહેવાની જરૂર છે.

પારકાનું ભલું કરવાની તીવ્ર ઇચ્છાને અમલમાં મૂકનાર શિક્ષક પોતાના શિષ્યોના અંતઃકરણમાં રહેલી પરોપકારની લાગણીને સારી રીતે કેળવી શકશે. બીજાનું દુઃખ જોઈને તેમાંથી તેમને મુક્ત કરવાને માટે પોતાની શક્તિ પ્રમાણે મદદ કરવાની બાળકોને ટેવ પાડશે. એકજ વર્ગમાં ભણનાર બધા વિદ્યાર્થીઓની સ્થિતિ એકસરખી હોતી નથી. કેટલાંક ધનાઢ્યનાં બાળકો હોય છે, તો કેટલાંકનાં માબાપ તદન ગરીબ હોય છે. હવે ધારો કે શિક્ષક પોતાના વર્ગને અમુક સ્થળનું નિરીક્ષણ કરાવવાને માટે લઈ જવાના છે. ત્યાં જવાના ભાડા માટે શિક્ષકની આજ્ઞા પ્રમાણે વર્ગના છોકરા એક એક આનો લાવ્યા છે; પરંતુ વર્ગમાં બે ત્રણ છોકરા એટલા બધા ગરીબ છે, કે તેમના વાલી તેમને એટલી જુજ રકમ પણ આપી શકયા નથી. તે છોકરા બિચારા નિરાશ થઈને વીલે મોઢે વર્ગમાં બેઠા છે. આ વખતે શિક્ષકે તે છોકરાઓની સ્થિતિ, મુશ્કેલી અને નિરાશા તરફ વર્ગનું ધ્યાન ખેંચવું, અને જેનાથી બની શકે તેને મદદ કરવાનું કહેવું. શિક્ષકના અસરકારક બોધથી તે ગરીબ છોકરાઓને વર્ગમાંથી જરૂર મદદ મળશે; અને તેઓ હસતે મોંએ બધાની સાથે નિરીક્ષા કરવા જઈ શકશે. આની રીતે બાળકોના મનની વૃત્તિ પરમાર્થ તરફ દોરીને તેમને પરોપકાર કરતાં શીખવી શકાશે.

ગૃહસ્થનાં છોકરાંઓને તેમનાં માબાપ તરફથી ખીસા ખર્ચ માટે કંઈક રકમ મળે છે. હવે જો નિરાધારને આધાર આપવાની નીતિનું શિક્ષણ તેમને મળ્યું હશે, તો તેઓ પોતાને મળેલી વાપરવાની રકમમાંથી થોડું થોડું બચાવીને પોતાના સહાધ્યાયી ગરીબ છોકરાને ચોપડી કે સ્લેટ અપાવવામાં આનંદ માનશે. આથી તેમને કરકસર કરવાની અને કેટલેક અંશે સ્વાર્થનો ત્યાગ કરવાની પણ ટેવ પડશે. વળી પૈસાથીજ પરમાર્થ કરી શકાય એમ કંઈ નથી. શરીર વડે પણ પોતાનાથી બનતી મદદ બીજાને

આપી શકાય. કોઈ બિચારો આંધળો માણસ રસ્તો ભૂલીને આમ તેમ ફાંફાં મારતો હોય, તો તેનો હાથ ઝાલીને રસ્તે ચઢાવવો; અથવા તેને દોરીને જ્યાં જવું હોય ત્યાં લઈ જવો: આવી જાતની મદદ તે શરીરથી આપેલી મદદ કહેવાય. દિલગીરીની વાત છે કે કેટલાક નિષ્ઠુર હૃદયવાળા છોકરાઓ આવા અપંગ માણસોની મુશ્કેલી દૂર કરવાને બદલે ઉલટા તેમાં વધારો કરે છે. સાંજે નિશાળમાંથી રજા મળ્યા પછી છોકરાઓનું ટોળું ઘર તરફ જતું હોય, તે વખતે તેમાંના કેટલાક છોકરા રસ્તે જતાં બિચારાં અપંગ માણસોને અટકચાળાં કરીને પજવે છે, અને તેમને હેરાન થતાં જોઈને ખડખડ હસે છે. આ ઘણુંજ શરમભરેલું કામ છે. બાળકોને જો ઘરમાં માબાપે અને નિશાળમાં શિક્ષકે દુઃખી મનુષ્યોને મદદ કરવાની નીતિ શીખવી, તેમની દયાની લાગણીને કેળવી હોય, તો તેઓ કદીપણ આવું કામ કરશે નહિ. ઉલટું બિચારાં આંધળાં, લુલાં માણસોની મુશ્કેલી જોઈ તેમનું હૃદય દયાથી પીગળશે, અને તેમને બનતી મદદ આપીને ખુશ થશે. વળી પોતાના શરીરના અવયવોની પૂર્ણતાને માટે પરમેશ્વરનો ઉપકાર માનશે. આવી રીતે આ નીતિના પેટામાં દયા, કરકસર; સ્વાર્થત્યાગ અને ઈશ્વર ઉપર પ્રીતિ વગેરે સદ્ગુણો કેળવાશે.

શિક્ષકે ઈશ્વર ઉપર પૂર્ણ આસ્થા રાખવી જોઈએ. ઈશ્વર ઉપરની આસ્થાવાળો શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને ઈશ્વર ઉપર આસ્થા રાખતાં શીખવી શકશે. હંમેશાં વર્ગનું કામ શરૂ કરતાં પહેલાં અને વર્ગને ઘેર જવાની રજા આપતાં પહેલાં બાળકો પાસે ઈશ્વરસ્તુતિ કરાવવી. વળી પ્રભુના ઐશ્વર્ય સંબંધી, અને તેમણે આપણા ઉપર કરેલા ઉપકાર સંબંધી સમજ આપી, વિદ્યાર્થીઓના હૃદયમાં ભક્તિભાવ ઉત્પન્ન કરવો. આમ થવાથી બાળકો ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખતાં શીખશે. તે પોતાના દરેક કામની શરૂઆત કરતાં પહેલાં પરમ કૃપાળુ પ્રભુની સહાય માગશે. સૃષ્ટિનિયંતાની સત્તાથીજ માણસ કંઈ પણ કામ કરી શકે છે, અને તેની ઇચ્છા વિના જગતમાં પાંદડું પણ હાલી શકતું નથી, એ સત્ય તે સમજી શકશે. આવી રીતે તેઓ નિરભિમાની બનશે. વળી એકાંતપણામાં પણ પ્રભુનો ડર રાખી કોઈ પણ ખરાબ કામ કરતાં અચકાશે.

વિદ્યાર્થીઓના મનનું વલણ સત્ય તરફ વાળવું, એ શિક્ષકની અગત્યની ફરજ છે. આ હેતુ પાર પાડવાને માટે વિદ્યાર્થીનું બોલવું સાચું છે કે ખોટું, તે પારખી કાઢવાની શક્તિ શિક્ષકમાં હોવી જોઈએ. જો તેમનામાં એવી કુશળતા હશે, તો શિષ્યો જાણી જશે, કે આપણા શિક્ષક પાસે

કોઈ પણ ખોટી વાત ચાલી શકશે નહિ. આ પ્રમાણે તેમને પાકી ખાતરી થવાથી તે અસત્ય બોલતાં ડરશે. બુદ્ધિશાળી શિક્ષકને સત્ય પારખવું એ કંઈ બહુ મુશ્કેલ નથી. ઘણુંકરીને બોલનારના ચહેરા ઉપરથી અથવા આસપાસના સંજોગો ઉપરથી સત્યાસત્ય પારખી શકાશે. કેટલાક અતિ શઠ છોકરાઓના સંબંધમાં સત્યાસત્યનો નિર્ણય કરવાનું કામ સરળ નથી, એ વાત ખરી છે; પણ એવી બાબતમાંએ સહેજ વધારે ઉંડા ઉતરવાથી સત્ય શોધી શકાય. ધારો કે એક વિદ્યાર્થી નિશાળે મોડો આવ્યો. શિક્ષકે તેને મોડા આવવાનું કારણ પૂછ્યું, તો તેણે જરા પણ સંકોચાયા સિવાય બેધડક કહ્યું, કે સાહેબ, ખાવાનું મોડું થવાથી નિશાળે આવવાનું મોડું થયું. આ પ્રસંગમાં ખરી હકીકત તો એમ હતી, કે તે છોકરો રસ્તામાં મદારીનો ખેલ જોવા રોકાયો હતો; તેથી તેને નિશાળે આવતાં મોડું થયું હતું. ઘેર રસોઈ મોડી થવાનું ખોટું બહાનું બતાવતી વખતે તેના ચહેરા ઉપર ગભરાટનું ચિહ્ન નહિ હોવાથી શિક્ષક ભૂલથાપ ખાય, અને તેનું કહેવું સાચું માને તો અસત્ય બોલનાર અપરાધી વિદ્યાર્થીનો વિજય થાય, એટલે આવા પ્રસંગોમાં શિક્ષકે જરા વધારે ખાતરી કરવાની જરૂર છે. તે છોકરાએ આપેલા કારણને લગતા કેટલાક ઉલટસુલટ પ્રશ્નો પૂછવા. આમ કરવાથી વખતે તે અસત્ય બોલનાર વિદ્યાર્થી જવાબો આપવામાં બંધાઈ જશે, અને સત્ય વાત નીકળી આવશે. આ યુક્તિથી પણ કાર્યસિદ્ધિ ન થાય તો તેને ઘેર તપાસ કરાવીને ખાતરી કરવી, એટલે જે ખરૂં હશે તે તરત જણાઈ આવશે. આવી બીજી બાબતોમાં પણ પ્રસંગ પ્રમાણે બુદ્ધિ વાપરી સત્ય શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ.

શિક્ષકે ન્યાયાધીશનું કામ પણ કરવાનું છે, એટલે તેમનામાં અદલ ઇન્સાફ આપવાની શક્તિ હોવી જોઈએ. વિદ્યાર્થી કંઈ પણ ફરિયાદ કરે તે તેમણે ધીરજથી સાંભળવી જોઈએ. પછી ગુનેગાર છોકરાની હકીકત પણ લક્ષપૂર્વક સાંભળવી જોઈએ. આ પ્રમાણે બન્ને પક્ષની હકીકત જાણી લીધા પછી બધી બાબતનો પોતાના મનમાં બરાબર વિચાર કરીને તેનો નિષ્પક્ષપાતી ન્યાય આપવો જોઈએ. ગુનેગાર ફાવી જાય, અને ફરિયાદ કરનાર નાસીપાસ થાય અથવા ખોટી ફરિયાદ કરનાર ફાવી જાય, અને નિરપરાધીને ગુનેગાર ઠરાવવામાં આવે, તો શિક્ષક પોતાની પ્રતિષ્ઠા ગુમાવે. વળી એવા શિક્ષકના વિદ્યાર્થીઓ નીતિના માર્ગનું ઉલ્લંઘન કરીને અનેક પ્રકારના ગુના શાળામાં કરશે. અર્થાત્ અનીતિને ઉત્તેજન મળશે. આ કારણથી શિક્ષકે ન્યાય આપવાના સંબંધમાં બરાબર ઉંડા ઉતરીને કોઈ

પણ વિદ્યાર્થીનો જરા પણ પક્ષ કર્યા સિવાય ન્યાય આપવો જોઈએ. આવા ન્યાયથી શિક્ષકના વિદ્યાર્થીઓ નીતિમાન બનશે, અને ભવિષ્યમાં કોઈ પણ ખોટું કાર્ય કરતાં અચકાશે.

કહેવત છે કે 'જેવા શિક્ષક તેવી નિશાળ.' આ કહેવતમાં પુરેપુરૂં સત્ય સમાએલું છે. ઉદ્યોગી શિક્ષકના વર્ગમાં જઈને જોઈશું, તો તેમના વિદ્યાર્થીઓ પોતાના કામમાં તલ્લીન થઈ ગએલા જણાશે. વળી તેમના ચહેરા ઉપર અને ચલનવલનમાં ઉત્સાહ અને ચપળતા માલમ પડશે. તેથી ઉલટું આળસુ શિક્ષકના વર્ગમાં કેટલાક વિદ્યાર્થીઓ બગાસાં ખાતા અને કેટલાક ઊંઘનાં ઝોકાં ખાતા નજરે પડશે. વળી ત્યાં સર્વત્ર નિરુત્સાહ અને જડતાનું સામ્રાજ્ય સ્થપાએલું જણાશે. એક સંસ્કૃત શ્લોકમાં કહેલું છે, કે 'આળસ એ મનુષ્યના શરીરમાં રહેલો મોટો શત્રુ છે.' હવે જો બાળક નાનપણથી એ શત્રુના પંજામાં સપડાશે, તો તેની આખી જિંદગી દુઃખરૂપ થઈ પડશે. જેમ પડી રહેલું લોઢું કાટથી ખવાઈ જાય છે, તેમ તેમનાં શરીર આળસથી નિર્માલ્ય બની જશે એટલુંજ નહિ, પણ તેમને ખાવાપીવાના પણ સાંસા પડશે. વળી આળસુ માણસનું મન નવરૂં હોવાથી તે અનેક પ્રકારના કુતર્ક કર્યા કરશે, અને નઠારા તર્કવિતર્કને પરિણામે તેના હૃદયમાં અનીતિનાં બીજ રોપાશે. ઉદ્યોગ એ મનુષ્યના તન અને મનનો એક જાતનો ખોરાક છે, એટલે ઉદ્યોગથી માણસનું શરીર અને મન સ્વસ્થ રહે છે. વળી મનની સ્વાભાવિક ચપળતા ઉદ્યોગમાં રોકાએલી હોવાથી તે કોઈ પણ જાતના નઠારા સંકલ્પવિકલ્પ કરી શકતું નથી. ટુંકામાં કહીએ તો ઉદ્યોગથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે, અને આળસથી અધોગતિ થાય છે. આ પ્રમાણે હોવાથી શિક્ષકની ફરજ છે, કે તેમણે પોતે આળસને તજી દઈ ઉદ્યોગી થવું અને પોતાના વિદ્યાર્થીઓને ઉદ્યોગી બનાવી, તેમને આળસરૂપી ભયંકર શત્રુનો સહેજ પણ સંસર્ગ થવા દેવો નહિ.

શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓની ગુરુભક્તિની ભાવના સારી રીતે કેળવવી જોઈએ. શિક્ષક વર્ગમાં આવે ત્યારે વિદ્યાર્થીઓ પ્રેમથી ઉભા થઈ તેમને સલામ અથવા નમસ્કાર કરે એવી ટેવ તેમને પાડવી. વળી પોતે કરેલી આજ્ઞા વિદ્યાર્થીઓ પાસે દઢતાથી પળાવીને તેમને આજ્ઞાધીન બનાવવા. અસલ આર્યાવર્તમાં ગુરુ પોતાના શિષ્યોને પોતાનાં સંતાન સમાન ગણતા, અને શિષ્યો પણ પોતાના ગુરુને માટે પોતાનો પ્રાણ પાથરતા. શિક્ષકે પોતાના વિદ્યાર્થીઓને પુત્ર તુલ્ય ગણીને તેમની સાથે પ્રેમથી વર્તવું, એટલે વિદ્યાર્થીઓ પણ શિક્ષકને પિતા તુલ્ય ગણી તેમની સાથે માન

અને પ્રેમથી વર્તશે. વિદ્યાર્થીઓ તરફ સાચો સ્નેહ રાખનાર શિક્ષક તેમની ગુરુભક્તિની ભાવના સહેલાઈથી કેળવી શકશે.

વિદ્યાર્થીઓની ગુરુભક્તિની ભાવના કેળવવાથી તેઓ પોતાનાં માબાપ અને વડીલ વર્ગ તરફ પણ માન અને પ્રેમથી વર્તતાં શીખશે. માબાપની સેવા કરવી એ બાળકનો ધર્મ છે. એ બાબત શિક્ષકે વિદ્યાર્થીઓના મન ઉપર જુદાં જુદાં દ્રષ્ટાંતો આપીને બરાબર ઠસાવવી. કેટલાંક બાળકો ઘેર માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, અને તેમને બહુ પજવે છે. બાળકો માબાપને હેરાન કરે, એમાં ખરું જોતાં તો માબાપનો પોતાનોજ વાંક છે. અતિલાડથી બાળકો બગડે છે, એમાં કંઈ પણ શંકા નથી. બાળકોને મોંએ ચઢાવવાથી તે લાડઘેલાં બની ઉછાંછળાં થઈ જાય છે, અને તે માબાપને જરા પણ ગાંઠતાં નથી. કોઈ વાર આવાં બાળકોનાં માબાપ અતિશય કંટાળીને શિક્ષક પાસે આવે છે, અને તેમને સુધારવા માટે વિનતિ કરે છે. આવે પ્રસંગે શિક્ષકે એવા વિદ્યાર્થીઓને ઉદ્દેશીને આખા વર્ગને માબાપની સેવાની નીતિ શીખવવી. માબાપ કેવાં કેવાં કષ્ટ વેઠીને બાળકોને ઉછેરે છે, તેમના લાલનપાલન માટે તે કેટલી બધી કાળજી રાખે છે, વગેરે બાબતનો સરસ ચિતાર રજુ કરીને તેમને તેમની ફરજ સમજાવવી. માબાપના ઉપકારનો બદલો કોઈ પણ રીતે વાળી શકાય એમ નથી; તેમના ઉપકારનો બદલો કંઈક અંશે વાળવા માટે તેમની ખરા દિલથી સેવા કરવી જોઈએ, અને તે જે આજ્ઞા કરે તે કંઈપણ આનાકાની કર્યા વિના પાળવી જોઈએ; માબાપને હેરાન કરનાર બાળકો કદી પણ સુખી થતાં નથી. આવી બાબતો દૃષ્ટાંત સાથે સમજાવવી. આથી માબાપને હેરાન કરનાર વિદ્યાર્થીઓના મન ઉપર સારી અસર થશે, અને તેઓ સુધરશે. વળી વર્ગમાં જે વિદ્યાર્થીઓ માબાપ તરફ પૂજ્ય ભાવથી વર્તતા હશે, તેમનો પોતાના વડીલ વર્ગ તરફનો ભક્તિભાવ વૃદ્ધિ પામશે અને ઉચ્ચ પ્રકારનો બનશે.

અપૂર્ણ

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. } સાકરલાલ પુરુષોત્તમ શુકલ, હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

## તાવ

(ગતાંક પૃષ્ઠ ૩૭૫ થી ચાલુ)

આ તો સર્વસામાન્ય રોગ છે. આયુર્વેદમાં તો એને 'રોગોનો રાજા' કહ્યો છે. એક જર્મન વિદ્વાને તો એટલે સુધી જણાવ્યું છે કે "તાવ વગરનો કોઈ રોગ નથી અને રોગ વગર તાવ આવતો નથી. તાવના અનેક પ્રકાર હોય છે. તે આવવાનાં જુદાં જુદાં કારણો હોય છે, એનો ચડઉતરનો નિયમ જુદો હોય છે. એની મુદતમાં પણ ફેરફાર હોય છે તેથી જુદા જુદા પ્રકાર પાડયા છે.

કેટલાક તાવ જંતુઓથી આવે છે, કેટલાક ખાનપાનથી આવે છે, કેટલાક હવામાનના ફેરફારથી આવે છે અને કેટલાક અન્ય રોગના ઉપદ્રવરૂપે હોય છે; એટલે તેમનાં કારણો જાણી લઈ ઉપાય કરવા જોઈએ. આ પ્રકરણમાં તો સાધારણ રીતે તાવ આવ્યો હોય ત્યારે શું કરવું એટલુંજ બતાવીશું.

શરૂઆતમાં તો તાવ કઈ જાતનો છે એની ખબર નથી પડતી. એને માટે સમય જોઈએ છીએ. જો કે સામાન્ય ચિન્હો ઉપરથી એ પ્રકાર કળી શકાય છે, પરંતુ નિશ્ચિત પણ ન કહી શકાય; પણ ગમે તે પ્રકારનો તાવ ભલે હોય તોપણ નીચેના પ્રયોગો તો કરવાજ.—

૧. ઉપવાસ. (ન ખાવું અથવા તદ્દન હલકો ને પ્રવાહી ખોરાક લેવો. પ્રાચીનોએ કહ્યું છે ज्वरादौ लङ्घनं ।) ઉપવાસથી શરીરના મળ પાકી રોગ ઝટ દૂર થાય છે, અને તાવમાં તો ઉપવાસ જેવું એક પણ ઔષધ નથી.

૨. પાણી ગરમ કરીને ઠારી પીવાય એટલું પીવું. એમાં જરા લીંબુનો રસ ને મીઠું નાખી શકાય; અથવા પિત્તનો તાવ હોય તો ધાણા, કાળી દ્રાક્ષ ને નેત્રવાળો પાણીમાં ઉકાળી એ પાણી પી શકાય.

૩. ૧૦૨ ડિગ્રીથી વધારે તાવ હોય તો માથે બરફ કે નવસારનાં પોતાં મૂકી શકાય; પણ ગામડામાં એ બેમાંનું કંઈજ ન મળે તો કાળી માટીમાં પાણી નાખી એ બાંધી શકાય, અથવા છુંદ ને આમળાં વાટીને એની લુગદી મૂકવી જોઈએ. એમાંનું કંઈ જ ન હોય તો ગોળીનું ઠંડું પાણી ચાલી શકે.

૪. પેટે બંધારણ બાંધવું ને એના ઉપર શેક કરવો.

૫. સંપૂર્ણ આરામ લેવો.

૬. સુદર્શન ચૂર્ણનો ઉકાળો દિવસમાં ત્રણ વખત પીવો. ગમે તે જાતના તાવ ઉપર સુદર્શનનો ઉકાળો લાભકારી નીવડે છે. એનાથી કોઈ પણ જાતનો ગેરલાભ નથીજ થતો.

૭. તાવ કઈ જાતનો છે એ નક્કી થયા વગર રેચની દવા ન આપવી. ઝાડા થતા હોય તો તેમને રોકવા નહિ.

૮. પરસેવો વળે એટલો વળવા દેવો. પરસેવા વાટે કુદરત શરીરનો કચરોજ બહાર કાઢે છે.

૯. દરદીને સંપૂર્ણ શાંતિમાં રાખવો.

ઉપરની તો તદ્દન સામાન્ય સૂચનાઓ છે, પણ જુદા જુદા તાવના ઉપચારો આવતા અંકમાં આપીશું.

અપૂર્ણ

---

## બકરીનું દૂધ

લંડનના જગપ્રસિદ્ધ વૈદકીય પત્ર 'Good Health' 'ગુડ હેલ્થ'માં ડૉક્ટર આઈ. ઈ. બ્લીલોકનો એક લેખ "બકરીના દૂધના ગુણો" એ મથાળાથી પ્રગટ થયો છે, જેમાં તેઓ સાહેબ જણાવે છે કે:—

ઘણા લોકોને બકરીના નામથી નફરત પેદા થાય છે અને તેનું કારણ પૂછતાં ખાસ કરીને બકરીની ગંદકી કારણરૂપે જણાવે છે. ખરી રીતે જોતાં જણાશે કે કુદરતી રીતે બકરીઓ સાફ રહે છે અને ઉંચી જગાએ બેસવાનું પસંદ કરતી હોવાથી સ્વચ્છ રહેતી જણાય છે. બકરીઓને કાળજીપૂર્વક રાખવામાં આવે તો એથી એ વિશેષ સ્વચ્છ રહી શકે છે. એક ગાય અને એક બકરી બેઉને એકસરખી ગંદકીમાં સાથે રાખવામાં આવે તો વૈદકીય દૃષ્ટિએ ગાય કરતાં બકરીનું દૂધ વધુ ખાતરી લાયક અને વાપરવા યોગ્ય લેખાશે.

બકરીના દૂધની ઉત્તમતાનું એક કારણ તો એ છે કે બકરીને સિલની બિમારી બાદુજ ઓછી બલ્કે થતી નથી; એટલે બકરીના દૂધમાં સિલનાં જંતુઓ હોતાં નથી, જેથી બકરીનું દૂધ ગરમ કર્યા સિવાય એ ધડક પી શકાય છે. વળી ગરમ કરવામાં આવે તોએ એમાંનું વિટામિન નામનું સત્ત્વ એકદમ નાશ પણ થતું નથી. જ્યારે ગાયના દૂધને સિલના જંતુઓથી પાક કરવા પુરતું ગરમ કરવું જરૂરી છે, પણ ગરમ કરવાથી

તેમાંનું ઘણુંખરૂં વિટામિન નાશ થાય છે. ફ્રાન્સના એક જાણીતા પ્રોફેસર નોકાર જણાવે છે કે જે વેળા પેરિસમાં એક લાખ ત્રીસ હજાર બકરીઓ જીબ્હ થવા લાવવામાં આવી હતી, તે વખતે એક પણ બકરીને સિલનો વ્યાધિ ન હતો. પ્રશિઆ (જર્મની)માં સુડતાલીસ હજાર બકરીઓ તપાસવામાં આવી હતી. જેમાં સેંકડે $\frac{४१}{१००}$ એટલે બસો બકરીઓમાં માત્ર એક બકરી સિલના વ્યાધિવાળી જોવામાં આવી હતી. પ્રશિઆમાં સામાન્ય રીતે બકરીઓમાં સિલના જંતુઓ માટે પરીક્ષણી કે નિરીક્ષણી તપાસણી કરવામાં આવે છે. તમામ દેશની સરાસરી માત્ર ½ દર સેંકડે એવી જોવામાં આવે છે કે જેમાં સિલના રોગનાં જંતુઓ હોય! પ્રમાણ ઉપર પ્રમાણે બસો બકરીઓમાં માત્ર એક બકરીમાં સિલના જંતુઓ એવું જોવામાં આવે છે.

હમણાંજ એક અખતરો કરવામાં આવ્યો છે. તે વડે નક્કી કરવામાં આવ્યું છે કે બાળકોના ખોરાકમાં બકરીનું દૂધ સર્વોત્તમ શ્રેષ્ઠ છે.

બકરીનાં કેટલાંક બચ્ચાંને બકરીના દૂધથી ઉછેરવામાં આવ્યાં અને કેટલાંકને ગાયના દૂધથી પાળવામાં આવ્યાં. પછીથી નિયત કરેલી મુદ્દત બાદ બેઉ રીતે પાળવામાં આવતાં બકરીનાં બચ્ચાંનું આરોગ્ય તપાસવામાં આવ્યું તો ગાયનું દૂધ પી મોટાં થતાં બચ્ચાંનાં હાડકાં નરમ અને કમજોર જણાયાં, જ્યારે બકરીનાં દૂધથી ઉછરતાં બચ્ચાં ખૂબ તંદુરસ્ત અને સશક્ત જણાયાં. એવીજ રીતે થોડાક સફેદ ઉંદરો ઉપર એજ અખતરો કરવામા આવ્યો. તેમાં બકરીના દૂધથી પોષાતા ઉંદરો તંદુરસ્ત અને તાકતવર બની ગયા, જ્યારે ગાયના દૂધથી મોટા થતા ઉંદરો સામાન્ય રીતે નબળા અને ખોરાકમાં પણ ઓછું દૂધ લેતા જણાયા. બાળકોની કેટલીક ચામડીની બિમારીઓ માત્ર બકરીના દૂધથી મટી જાય છે, જેથી બાળકોને ગાયના કરતાં બકરીનું દૂધ આપવું એજ વધારે સલાહભર્યું છે. એટલા માટે ગીલ્ડફોર્ડની "કાઉ એન્ડ ગેટ કું૦" એ બકરીનું દૂધ પાઉડરના રૂપમાં "ફ્રીપ્રોલક" ના નામથી વેચવું શરૂ કર્યું છે. એવા અસંખ્ય દાખલાઓ દેખાડી શકાય છે કે બકરીના દૂધ વડે બાળકો અને બુઢ્ઢાઓને અજોડ ફાયદો થએલો છે.

વળી બકરીના દૂધમાં ફોલાદનું પ્રમાણ પણ ઘણું સારૂં હોય છે, જેથી દમની વ્યાધિવાળાઓને તો ખાસ કરીને ફાયદાકારક છે.

વ્યાધિઓ અને તેનો ઇલાજ બાજુએ મૂકીએ તોપણ બકરીના દૂધમાં એક ખાસ ખૂબી એ જણાશે કે તે ઘણું હલકું અને જલદી હજમ થવાવાળું છે. બકરીના દૂધના અણુઓ પણ ઘણા નાના હોવાથી એનું

જમાવેલું દહીં પણ ઘણુંજ મુલાઇમ કે નરમ હોય છે, જ્યારે એથી ઉલટું ગાયનું દૂધ દહીં જાડું અને સખ્ત જમેલું હોય છે, જેથી બાળકો અને કમજોરો ગાયનું દૂધ હજમ કરતાં જેટલો વખત લે તેથી ઘણાજ ઓછા વખતમાં બકરીનું દૂધ પચાવી શકે છે.

વળી સામાન્ય રીતે એમ પણ માનવામાં આવે છે કે બકરીઓમાં અને બકરીઓના દૂધમાં એક રકમની ગંધ હોય છે; પરંતુ એ માનવું પણ ખરૂં નથી. દુર્ગંધ ન તો બકરીમાં હોય છે, ન તો બકરીના દૂધમાં હોય છે; પરંતુ એ વાત તો ચોક્કસ છે કે જ્યાં દૂધ રાખવામાં આવ્યું હોય ત્યાંની આસપાસની ચીજોની વાસ દૂધમાં બહુજ ત્વરાથી દાખલ થઈ જાય છે. એવોજ ગુણ ગાયના દૂધમાં પણ હોય છે; એટલા માટે જો બકરીને અને તેના દૂધને સ્વચ્છ જગામાં સ્વચ્છ રીતે સ્વચ્છ વાસણોમાં રાખવામાં આવે તો ઉનાળામાં પણ બકરીનું દૂધ ઘણો વખત ગાયના દૂધ કરતાં સારૂં રહી શકે છે. ગાયના દૂધ માટે સ્વચ્છતાનો પુરતો ખ્યાલ રાખવામાં આવતો નથી અને દોહતા પહેલાં કયાએ તેને નવડાવવાનો રિવાજ જોવામાં આવતો નથી, જ્યારે એજ પ્રમાણેની સફાઈઓ ધારીએ તો બકરી માટે સહેલાઈથી અમલમાં લાવી શકાશે.

ગાય અને બકરીના દૂધનું કીમ્યાવી પ્રમાણ કાઢવામાં આવે તો "પ્રોટીન"નું પ્રમાણ ગાયના દૂધ કરતાં બકરીમાં વિશેષ હોય છે અને ઇન્સાની દૂધ કરતાં એ પ્રમાણ બમણું હોય છે. ઇન્સાની દૂધ (સ્ત્રીઓનું દૂધ) કરતાં બકરીના દૂધમાં નમકનું પ્રમાણ પણ વધારે હોય છે, જ્યારે ગાયના દૂધમાં એ પ્રમાણ બકરીના દૂધ કરતાં છેક અડધું હોય છે. વળી બકરીના દૂધમાં એક ફાયદો એ પણ હોય છે, કે બદનના પ્રમાણમાં ગાય કરતાં બકરી બમણું દૂધ આપે છે, તેમજ બદનના પ્રમાણમાં ગાય કરતાં બકરીનો ખોરાક પણ વધારે હોય છે. દરરોજનું અઢીશેર દૂધ દેનારી ઘણી બકરીઓ જોવામાં આવશે. ગાય કરતાં બકરીનો ખોરાક વિશેષ હોવા છતાં આપણને મોંઘો પડતો નથી. સબબ કે બકરીનો ઘાસ-પાલો ઘણોજ સસ્તો હોય છે; એટલા માટે તેના વધુ ખોરાકથી આપણને કાંઈ નુકસાન થતું નથી. ઉપર પ્રમાણેની સઘળી બાબતો ચિકિત્સાપૂર્વક ધ્યાનમાં લેવામાં આવે તો બચ્ચાંને માટે અથવા ઘરોમાં બીજાં કામો માટે બકરીનું દૂધ ઘણુંજ સવડભર્યું જણાશે.

ઉમ્મરજી-બક્ષ પટેલ
-દયાદરાવાળા
મુન્શી જીતાલી

# લેખન પાઠની નોંધ

વિષય:—લેખન

બાળવર્ગ

શિક્ષક:—ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી
આસિ. મા; ગુજ. પ્રેક્ટિ. સ્કૂલ.
તા. ૧૭-૮-૩૫ શનિવાર
સમય ૩૫ મિનિટ

સા. હેતુ:—અવલોકનશક્તિ કેળવી હાથ કેળવવાનો.
વિ. હેતુ:—'મગર' શબ્દ લખતાં શીખવવાનો.
સાધન:—કાળી પાટીઓ, ચાક, કપડાં, પોઇન્ટર, મગરનું મોડેલ, લાકડીઓ, વાડકીઓ, વાર્તાનાં પાત્રોનાં મોડેલ.

| પાઠના વિભાગ અને મુદ્દા | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| ૧. આરંભ:-अ. વર્ગવ્યવસ્થા | બાળકોને અર્ધચંદ્રાકારમાં ગોઠવી યોગ્ય વ્યાયામ કરાવી પાઠ માટે તૈયાર કરવા. | |
| ब. પૂર્વાપર સંબંધ | કા. પા. ની નોંધમાં લખેલું વાક્ય વંચાવવું. મગરનું મોડેલ બતાવી 'મગર' શબ્દ કઢાવવો અને તે શબ્દ વાક્યમાંથી શોધાવવો. | આ મગર છે. |
| क. રજુઆત | 'મગર' શબ્દ વાંચતાં આવડે છે તેની ખાતરી કર્યા પછી એ શબ્દ કા. પા. ની નોંધમાં લખ્યા પ્રમાણે લખતાં શીખવાની જિજ્ઞાસા ઉત્પન્ન કરવી. | મ ગ ર |
| ૨. મુખ્ય વિષય:-अ. વાડકી અને લાકડીની ગોઠવણી | કા. પા. ની નોંધમાં જણાવ્યો પ્રમાણે મોટી લાકડી અને નાની લાકડીની તથા મોટી વાડકી ને નાની વાડકીની ગોઠવણી કરાવવી. વાડકી અને લાકડી ઉપર નીચે લીટીઓને જે રીતે અડકવી જોઈએ તે રીતે બાળકો અડકાડે તેની ચોકસાઈ રાખવી. | |

| | | |
|---|---|---|
| ख. વાર્તાદ્વારા શબ્દ-રચના | ચકલી, બિલાડી, ને કુતરાનું લાકડીઓ લઈ ફરવા જવું; લાકડીઓ કા. પા. ની નોંધમાં બતાવ્યા પ્રમાણે ગોઠવી નદીમાં નાહવા પડવું; ચકલીની લાકડી ખોવાઈ જવી; તેને વાડકી આપી સમજાવવી; પછી બાગમાં ફૂલ વીણવા જવું; વાડકી ને લાકડી ( કા. પા. ની નોંધમાં બતાવ્યા પ્રમાણે ) ગોઠવી ફૂલ ચૂંટવાં; બિલાડીએ કરેલી વાડકી-અને લાકડીની બીજી ગોઠવણ; એવા પ્રસંગો કહેતા જવું; વાડકી લાકડી ગોઠવતા જવું, તેજ પ્રમાણે કા. પા. માં દોરતા જવું અને બાળકોને ચાક આપી તેજ પ્રમાણે દોરાવતા જવું.<br>આવી રીતે બનાવેલો 'મગર' શબ્દ વંચાવી તે કેમ લખાય તેનો ખ્યાલ આપવો. | મ ( આમ લાકડીઓ ગોઠવી નાહવા પડયાં.)<br>ગ (વાડકીને લાકડી ગોઠવી ફૂલ ચૂંટયાં.)<br>ર (બિલાડીની ગોઠવણ) |
| क. હસ્તકેળવણી | પ્રથમ હવામાં હાથ ફેરવાવી 'મ', 'ગ', ને 'ર' ના આકારો રચાવવા. પછી રેતીના અક્ષરો ઉપર આંગળી ફેરવાવી 'મ', 'ગ', ને 'ર' ના આકારોનો સચોટ ખ્યાલ આપવો. | મ ગ ર |
| ड. અનુલેખન | એક પછી એક 'મ' 'ગ' અને 'ર' અક્ષરો સમજણ આપીને બે લીટીઓ વચ્ચે લખવા અને એ રીતે આખો 'મગર' શબ્દ લખી બાળકો પાસે બે લીટીઓ વચ્ચે લખાવવો. લાકડીઓ સીધી દોરે, વાડકીઓ ઉંધી ગોળ દોરે, અને ઉપર નીચે લીટીઓને અડકવા જોઈતા ભાગો અડકાડે તેની સંપૂર્ણ કાળજી રાખવી. | મ ગ ર |
| ૩. પુનરાવર્તનઃ-ई. સાફલ્ય જોવું. | કા. પા. સાફ કરી જોયા વગર 'મગર' શબ્દ લખાવવો. પછી સારા નમુના વર્ગ સમક્ષ રજુ કરવા ને પાઠ પૂર્ણ કરવો. વર્ગને યોગ્ય રીતે રજા આપવી. | મ ગ ર |

# વૃક્ષોની વિષમતા

## શિખરિણી

અરણ્યે એકાંતે અકળિત અનેરા અનુભવે,
તરંગો તેજીલા હૃદયસરમાં શા ઉદ્ભવે !
અહો છાંડે એવી—સકળ ફળના—સર્વ રસની—
જગે દેખાતી બે શુભઅશુભ શ્રેણી પણ બની.

મહામેળો શો આ વિવિધ તરુનો ચારુતરમાં !
ભલાં ભુંડાં સર્વે લિલમસમ લીલાં વસનમાં;
ભલાં સૌની સાથે નિશદિન ભલાઈજ કરતાં,
ભુંડાં સૌની સામે નિશદિન ભુંડાઈજ ધરતાં.

વડે શીળી છાંયા અમિત સહુ લે 'હાસ'જ વહી,
કશો આશ્રો દેવા ખિલતું નવ ગાંડું તરુ કદી;
કડુ નિમ્બે મીઠી ઘર સમ ઘટાથી સુખ વધે,
વિના પત્રે થોરી અસિ સમ છતાં કંટક બધે.

રસાળે કોકિલા ઉચિત ગુણ ગાયે રસ ગ્રહી,
શમીના પોલાણે વસતી ચિબરીને રસ નહિ;
વખાણે પંખી આ કદર કરતાં રાયણતણી,
ફળો 'સારાં વિના કદર પણ કેવી કદમની.

ચડે ડાળે સન્ધે ફળ—ઉમરડે -શાં દળ—વિના;—
દગે અંજીરી આ બગભગત ફાલી ફળ વિના;
વધે ધીમે ધીમે પણ ફણસનાં શાં ફળ અહીં,
વધે વેંલો વેંલો પણ કશુંજ વાંસે ફળ નહિ.

જુઓ, નિમંત્રે આ અન્નજળ ભરી શ્રીફળ ઘણાં,
તરુ છૂપે પેલાં અતિથિ નિરખી કોફળ તણાં;
લીલો મીઠો મેવો અહીં ખજુર ખારેક અરપે,
કરી ડોકાં ઉંચાં અફળ અમથાં તાડજ તપે.

પડે મીઠાં કોઠાં અહરનિશ ધબ્બોધબ અહીં,
ચડે મેણો બીલાં મધુર જોતાં સત્વર તહીં;
દડે બાળો દોડે ગઢ સમ જુની આમલી જહીં,
રડે ત્યાં આંસુડે નિરખી ગહુડો કૈં જન મહીં. ૭

બદામે સેવાનો સરસ નમુનો શુભ શિખવ્યો,
વિના સેવાનો આ કટુ કણઝીએ ગંધ ખિલવ્યો;
રૂડાં મોટાં જાંબુ ભ્રમર સમ ઉંચે ગણગણે,
અશોકે જાંબુની નકલ કરતાં ભોઠજ બને. ૮

પડે ઢેખાળા ત્યાં પણ બદરી દે બોર બદલી,
કૃપાયે માળાથી ફળ વગર આ વાઝ કદલી;
ભલે કાપે બાજે પણ નિત સુગંધી સુખડ દે,
વસાવી ભુતોને પિપળ નિત સૌને ભયજ દે. ૯

ઉંચો, સીધો, ધીંગો પરગજુ ઉભો સાગજ વડો,
નીચો, વાંકો, પોલો વિષધર વસાવે વરખડો;
નમી નીચે વેણો બરફ સમ રૂ અર્પણ કરે,
ઉંચે રાખી રૂને કૃપણ સિમળો કંટક ધરે. ૧૦

સ્વજાતે પીલાંઈ જીવનસુખ દે શેરડી રસે;
ધતુરે સર્વાંગે જીવન હરવા ઝેરજ વસે;
ખરી શાંતિ વ્યાપે દુખદરદમાં લીંબુ રસની,
સદા દેતો ચળો કદણ બળીઓ બાવળ બની. ૧૧

ભલે કાંટા તોએ ગુણિઅલ ગુલાબે મન હરે,
વિના કાંટે કેયે ખુશ ખબર આ આવળ પરે;
કળા ખીલી શી આ મહદ ગુલમોરે ગુલ વડે,
રહે નાનો તોયે સુમન હંસરાજે નવ જડે. ૧૨

ગણાવું શી રીતે અખિલ જગવૃક્ષે વિષમતા ?
જણાવું શી રીતે વિવિધ જનમાં જે વિષમતા ?
નમી યાચું સૌને કટુ વિષમતાને પરહરો,
ફળો ! ફૂલો ! ફાલો ! સકળ જન એવું પ્રભુ કરો. ૧૩

આઇ. પી. મિશન,
પેટલાદ

ખ્રિસ્તી મહીજી હીરાલાલ

## પાઠ્યપુસ્તક ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા (ઠેકાણા સહિત) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | ઇંગ્લંડનાં ઇતિહાસની રૂપરેખા (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | મિ. સી. સી. શાહ અને મિ. ટી. સી. પારેખ | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦-૧૦-૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | વિજ્ઞાન પ્રવેશિકા (સને ૧૯૩૪ની બીજી આવૃત્તિ) | મિ. ટી. સી. ઠાકોર | મિ. બાળગોવિંદ કુબેરદાસ, ગણુ દરવાજા, અમદાવાદ | ૦-૧૦-૦ | " |
| ૩ | કૃષિ શિક્ષણ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એસ. જી. પટેલ | મિ. એસ. જી. પટેલ, વડોદરા | ૦-૧૨-૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૪ | બાળગણિત (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. બી. ગાંધી | મંગળદાસ એન્ડ સન્સ, ભાગા તળાવ, સુરત | ૦-૯-૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૫ | નવી ગુજરાતી કોપિબુક નં. ૧ | ... | એસ. બી. શાહ એન્ડ કું. પાનકોર નાકા, અમદાવાદ | ૦-૧-૬ | પ્રાથમિક સ્કૂલોમાં વાપરવા માટે મંજુર કર્યું છે. |
| ૬ | " નં. ૨ | ... | " | ૦-૧-૬ | " |
| ૭ | " નં. ૩ | ... | " | ૦-૧-૬ | " |
| ૮ | " નં. ૪ | ... | " | ૦-૧-૬ | " |
| ૯ | " નં. ૫ | ... | " | ૦-૧-૬ | " |
| ૧૦ | કુમાર માર્ગ (ત્રીજી આવૃત્તિ) | મિ. એમ. ડી. શાહ | સી. જમનાદાસ એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ | ૦-૩-૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | ભોગીન્દ્રરાવ દીવેટીઆ (પહેલી આવૃત્તિ) | મિ. એસ. જી. તોલાટ | દીવેટીઆ એન્ડ સન્સ, પાનકોરનાકા, અમદાવાદ | ૨—૦—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૨ | અનડા ભૂમિતિ ભાગ ૧ (સને ૧૯૩૩ની બીજી આવૃત્તિ) | મિ. આર. પી. અનડા | મિ. આર. પી. અનડા એમ. બી. એમ. ટ્રેનિંગ કોલેજ, બોરસદ | ૦—૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૩ | ,, ,, ૨ (સને ૧૯૩૪ની ત્રીજી આવૃત્તિ) | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૧૪ | સાગરિકા (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. કે. સી. દેસાઈ | જીવનલાલ અમરશી મેહતા, પીરમશા રોડ, અમદાવાદ | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૫ | મેના યાને ચંબલનું યુદ્ધ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | તરલીકા તરજની | ,, | ૨—૦—૦ | ,, |
| ૧૬ | જીવનની ઝાંખી (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | મિ. કે. સી. દેસાઈ | ,, | ૨—૦—૦ | ,, |
| ૧૭ | લક્ષ્મીનાં બંધન (પહેલી આવૃત્તિ) | મિ. આર. જે. દેસાઇ | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૧૮ | જ્યોત્સ્ના | મિ. બી. આર. દીવેટીઆ | ,, | ૧—૮—૦ | ,, |
| ૧૯ | અકસ્માત અને તાત્કાલિક ઉપાયો (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એચ. એ. દેસાઈ | મિ. હરરાય એ. દેસાઈ, એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર ડિ. સ્કૂ. બોર્ડ ખેડા, નડિઆદ | ૦—૪—૦ | માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૦ | અમૃતત્વ યાને અમર (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. સી. જી. મહેતા | મિ. સી. જી. મેહતા, કેળાપીઠ, સુરત | ૨—૮—૦ | માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| [illegible] | [illegible] પુસ્તક ૧ શબ્દ-પોથી (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એસ. કે. પટેલ | મિ. સોમાભાઇ ફીશાભાઇ પટેલ, સુણાવ, જિલ્લે ખેડા | ૦—૧—૬ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૨ | ,, પુસ્તક ૨ શબ્દપોથી અને જોડાક્ષર પોથી (સને ૧૯૩૪ પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૨૩ | ,, પુસ્તક ૩ બાળપાઠો ,, | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૨૪ | ,, પુસ્તક ૪ સુંદરપાઠો ,, | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૨૫ | ,, પુસ્તક ૫ નાનાં મોટા પાઠો ,, | ,, | ,, | ૦—૨—૬ | ,, |
| ૨૬ | ,, પુસ્તક ૬ સાચી ખોટી વાતો ,, | ,, | ,, | ૦—૨—૬ | ,, |
| ૨૭ | બાલ બટુક (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. કે. સી. દેસાઈ | જીવનલાલ અમરશી મેહતા, પીરમશારોડ, અમદાવાદ | ૦—૬—૦ | ,, |
| ૨૮ | ખંજન (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૨૯ | મણીની દેવી (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૩૦ | બાળવાડી (સને ૧૯૩૩ની બીજી આવૃત્તિ) | મિ. બી. આર. દીવેટીઆ | દીવેટીઆ એન્ડ સન્સ, પાનકોરનાકા, અમદાવાદ | ૦—૮—૦ | ,, |
| ૩૧ | ફુવારો (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | વસંત નાયક | વસંત નાયક, મ્યુનિ. બાલમંદિર, અમદાવાદ | ૦—૩—૦ | ,, |
| ૩૨ | નાની ફુલદાની (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૩૩ | મોટી ફુલદાની ,, | ,, | | ૦—૩—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૪ | ગીલીપત્ર (૧૯૩૪) | મિ. આર. કે. મેહતા | દીવેટીઆ એન્ડ સન્સ, પાનકોરનાકા, અમદાવાદ | ૦—૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે |
| ૩૫ | ભારતનાં વીર વીરાંગનાઓની કેટલીક વાતો (સને ૧૯૩૩ની બીજી આવૃત્તિ) | જેનબાઇ બી. પટેલ | બી. આઈ. પટેલ, કે. જીવનલાલ એન્ડ સન્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. | ૦—૪—૦ | ,, |
| ૩૬ | વીર ગટારગચ્છ ,, | મિ. એમ. એસ. પાઠક | મિ. મહાશંકર સોમેશ્વર પાઠક, કોઠીપોળ, વડોદરા | ૦—૪—૦ | ,, |
| ૩૭ | રાઇનામું (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એન. એમ. પટેલ | દીવેટીઆ એન્ડ સન્સ, પાનકોરનાકા, અમદાવાદ | ૦—૬—૦ | ,, |
| ૩૮ | માઉન્ટ આબુ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. એ. એમ. કાંટાવાળા | ,, | ૦—૬—૦ | ,, |
| ૩૯ | કુમળું (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. મનુભાઈ જોધાણી | પી. બી. દીવેટીઆ, કે. ,, | ૦-૧૨—૦ | ,, |
| ૪૦ | પ્રસુતિ (સુવાવડ અને ગર્ભાશયને લગતા રોગોની સમજણ) (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. આર. જી. ભટ્ટ | ડૉ. રતિલાલ જી. ભટ્ટ, પાલીતાણા | ૨—૦—૦ | સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

ટીપઃ—દેશીહિસાબ ભાગ ૧ કર્તા રા. સા. ભોગીલાલ પી અને રા. સા. મોહનલાલ આર અને સુધારો કરનાર મિ. ઉમેદભાઈ એન. પટેલ, અને પ્રસિદ્ધકર્તા ધી તત્ત્વ વિવેચક પ્રેસ મુંબાઈ, સને ૧૯૩૫ની ૩૬મી આવૃત્તિ, અને દેશીહિસાબ ભાગ ૨. કર્તા મિ. વિઠ્ઠલદાસ ધનજીભાઈ અને પ્રસિદ્ધકર્તા ચંદ્રવદન આર. શાહ, નડિઆદ સને ૧૯૩૪ની ૫૨મી આવૃત્તિ મંજુર થએલાં પુસ્તકોની યાદીમાંથી કમી કરવામાં આવ્યા છે.

(અંગ્રેજીમાં સહી)—એન. એ. કાદરી

ફોર એજ્યુ. મન્સ. વ. ભા. . . . .

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | તારાખ-એ-હિંદ (ઉર્દુ) ભાગ ૧, (૧૯૩૫) | મિ. સૈયદ અમીન અહમદ બી. એ. એલ. એલ. બી. અને મિ. સૈયદ ઇકબાલ હુસેઇન | રૉયલ એજ્યુકેશનલ બુક-ડેપો, લાહોર | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે |
| ૨ | ,, ૨, (૧૯૩૫) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૩ | રીરહોસે-એ-ખયાલ,(સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ ) | મિ. મહમદ હસન ઇસિરા-એલી; મુંબઈ | જેમ્સ પ્રેસ, દિલ્હી | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટટ્યુશનોમાં લાયબ્રેરીતરીકે. |
| ૪ | મરચ્ચોં-કા-તોહફા ભાગ ૧ (૧૯૩૪) | મિ. મોહમ્મદ શરીફુદ્દીન નાચ્યર | જૈયાદ બારકી પ્રેસ, બીલ્લી મારન, દિલ્હી. | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે. |
| ૫ | ,, ભા. ૨ (૧૯૩૪) | ,, | ,, | ૦—૬—૦ | ,, |
| ૬ | હૈવાનાત-સૈ-રહમકા બરતાવ. (૧૯૩૪) | રા. સા. રંગાસ્વામી આયંગર અને ભાષાંતર કર્તા એચ. રહીમ અહમદ | શાહી પ્રેસ, દ્રામુલ ખેડી, મદ્રાસ | ૦—૬—૦ | ,, |

(અંગ્રેજીમાં સહી) એન. જી. ગાડગીલ
પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને
સેક્રેટરી ઉર્દુ સ્કૂલ કમિટી, મુંબઈ.

( પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલ કમિટી, મુંબઈના તા. ૨૦-૮-૧૯૩૫ ના પત્ર નં. આર-૩૮/-૮૬ માં કરેલી સૂચનાનુસાર. )

## સને ૧૯૩૫-૩૬ ની સાલની એન. પી. વકીલ સ્કોલરશિપ પરીક્ષાનું પરિણામ

| નંબર | નામ | ઉંમર વર્ષ માસ | કઈ શાળામાં અભ્યાસ કરે છે | માસિક સ્કોલરશિપની રકમ રૂ. |
|---|---|---|---|---|
| | કલાસ એ. | | | |
| ૧ | પ્રેમીલા ત્રીકમલાલ દલાલ | ૧૩—૬ | ગવર્નમેન્ટ ગર્લ્સ હાઇસ્કૂલ અમદાવાદ | ૪ |
| | કલાસ બી. | | | |
| ૨ | રમેન્દ્રબાળા જેષ્ટારામ ભટ | ૧૪—૨ | " | ૫ |
| | કલાસ સી. | | | |
| ૩ | સરસ્વતી સાંકળચંદ શાહ | ૧૫-૧૦ | " | ૬ |
| | કલાસ ડી. | | | |
| ૪ | ગાબ્રેલ હરન પાટી | ૧૬-૧૧ | " | ૭ |

બળવંતરાય પ. ઠાકોર
પ્રેસિડેન્ટ,
અમદાવાદ મ્યુનિસિપાલીટિ

અમદાવાદ
૩૧ ઓગસ્ટ સને ૧૯૩૫

---

## ઇનામપત્રક

### સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઉમરસાડી | પટેલ ફળીઆ-સ્કૂલ કમિટીના વાઇસ ચેરમેન મિ. ગીકાભાઇ કહાનભાઈએ | ૪—૨—૦ | મુંબઈ ઇલાકાનો નકશો લાવી આપ્યો. |
| ભગવા | મિ. રામશંકર ગીરજાશંકર વ્યાસે | ૬—૮—૦ | ૨૬ શુક્રવાર સુધી ચણા વહેંચ્યા. |
| | મિ. ભાણાભાઈ સોમા સરંગે | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| અલ્લુ | શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજા સેના ખાસખેલ શમશેર બહાદુરે | ૫—૦—૦ | મેને સ્કૂલોમાં મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| બોરા | પટેલ છીમાભાઈ દુલ્લભભાઈએ | ૧૨—૦—૦ | કન્યાશાળામાં વાચનમાળાની ચોપડીઓ ભેટ આપી તથા |
| | | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ મગનભાઈ જીવણજીએ | ૨—૦—૦ | કન્યાશાળાનું ઘડિઆળ રીપેર કરાવવા માટે રોકડા આપ્યા. |
| અણામા | મિ. મોહનજી જીવણજી દેસાઈએ | ૩—૪—૦ | વ. ફા. પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓને ઇનામ આપ્યાં. |
| | મિ. મગનલાલ પાંડુભાઈ દેસાઈ ઉટડીકરે | ૫—૦—૦ | પાંચ માસ સુધી પરબ બેસાડી. |
| | ગં. સ્વ. બેન કાશી દેસાઈ પરાગજી જીવણજીની દીકરીએ | ૭—૧૨—૦ | પરબ માટે પિત્તળનું બેડું આપ્યું. |
| ઉમરા | શેઠ ધનરાજ માનમુલજીતરફથી તેમના પિતાજીના પુણ્યાર્થે | ૨૫—૨—૩ | નિશાળમાં ચાલતી ચોપડીઓ તથા સ્લેટો વહેંચી. |
| મોર | મિ. રામા જીવા સરંગે | ૪—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. છોટાલાલ છગનલાલ મોદીએ | ૨—૮—૦ | ફુટ વહેંચ્યું. |
| | મિ. બાલુભાઈ છગનલાલ મોદી તથા મિ. બાલકૃષ્ણ કાશીલાલ ભટ્ટ | ૫—૦—૦ | પિત્તળના રકાબીઓ વહેંચ્યા. |
| | મિ. મીઠા કેશવ પટેલે | ૩—૦—૦ | વાર્ષિક પરીક્ષામાં પાસ થએલી બાળાઓને પિત્તળની વાડકીઓ વહેંચી. |
| અજોદ | મિ. જહાંગીરજી બીખાજી દલાલે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે | ૧૮—૨—૬ | વાચનમાળાની ચોપડીઓ ભેટ તરીકે વહેંચી. |
| ઇસંખા | પટેલ ઠેકા સેંકાએ | ૪—૦—૦ | કાંસાનું ઝાલર કન્યાશાળામાં ભેટ આપ્યું. |
| | તીથલના પારેખ લીલાધર દાદાભાઈએ | ૫—૦—૦ | ગરબા માટે કાંડીઆ જોડ ૧૬ ભેટ આપી. |
| બરેલી | રા. રણછોડજી નારણજી દેસાઈએ | ૧૬૩—૦—૦ | કન્યાશાળામાં સીવણ કામ માટે સીંગરસંચો આપ્યો. |
| | ” | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ ચતુર્ભુજ કરસનદાસ ઠક્કર મુંબઈવાળાએ | ૧૫૧—૦—૦ | બાંકડા નં. ૨૦ ભેટ આપ્યા. |
| | ” | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ભદેલી | રા. રણછોડજી નારણજી દેસાઈએ | ૨૦—૮—૦ | ઘડિયાળ કેસ સાથે ભેટ આપ્યું. |
| | ,, | ૪—૪—૦ | ખંજરી નં. ૧૬ ભેટ આપી. |
| | રા. મણીલાલ જીવણજી દેસાઈએ | ૪—૦—૦ | દાંડીઆ નંગ ૩૨ ભેટ આપ્યા. |
| | બોલીવલ્લી-મુંબઈના રા. સુરજરામ દલપતરામ મહેતાએ | ૩૪—૪—૯ | ગરબા ગાનારી બાળાઓને જર્મન સિલ્વરના લોટા લોટી વહેંચ્યા. |
| | ,, | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૪—૦—૦ | ચોળીનું કાપડ ઇનામ તરીકે વહેંચ્યું. |
| | મુંબઈના રા. ચતુરભુજ કરસનદાસ ઠક્કરે | ૨૬—૬—૦ | નકશા નં. ૮ ભેટ આપ્યા. |
| | માસ્તર પેરાગજી વસનજીએ | ૧૫—૦—૦ | કન્યાશાળામાં પુસ્તકો, કપડાં, તથા સાકર વહેંચી. |
| | મિ. છોટુભાઈ પરાગજીએ | ૬—૦—૦ | લોખંડની ખુરસી નં. ૨ તથા |
| | | ૫—૪—૯ | નાં પુસ્તકો ગરીબોને વહેંચ્યાં. |
| આકોટી | મિ. ભુળાભાઈ ભવાનભાઈ માધવભાઈએ | ૬—૧૪—૦ | બે નકશા ભેટ આપ્યા. |
| સેગવી | સ્કૂલ કમિટિના ચેરમેન મિ. મોહનભાઈ રૂઘનાથજીએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ઉમરસાડી | પટેલ ફળીઆ—મિ. બાવાભાઈ દુર્લભભાઈ દેસાઈએ તેમના પિતાશ્રીના પુન્યાર્થે | ૨૧—૧૧—૬ | વાચનમાળાની ચોપડીઓ વહેંચી. |
| વેસુ | મુંબઈના શેઠ પેસ્તનજી ડોસાભાઈ મારફતે | ૩૦—૦—૦ | ,, |
| ભગોદ | શેઠ ધનજીશા હીરજીભાઈ પટેલે | ૩૫—૦—૦ | આંકડા નં. ૫ ભેટ આપ્યા. |
| | દેશાઈ ગુલાબભાઈ રણછોડજીએ | ૧૩—૦—૦ | ,, ૨ ,, |
| | દેશાઈ જીવણજી રતનજીએ | ૬—૮—૦ | ,, ૧ ,, |
| | દેશાઈ સુખાભાઈ કંથડજીએ | ૬—૮—૦ | ,, ૧ ,, |
| આંજેટા | કોઓપરેટિવ ક્રેડિટ સોસાઈટી તરફથી | ૨૦—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં. |
| સુલતાનપોર | મિ. મોરારજી વલ્લભભાઈ દેસાઈએ | ૧૦—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| હનુ. ભાગડા | મિ. દયાળજી હસનજીએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. નાથુભાઇ લલ્લુભાઇ દેસાઈ એ | ૨—૦—૦ | ,, |
| | મિ. ગુલાબભાઇ કીકાભાઇ દેસાઇએ | ૨—૦—૦ | ,, |
| | મુંબઈના મિ. જમનાદાસ હરખજી સંઘવીએ | ૫—૦—૦ | ,, |
| દિવેદ | મિ. કલ્યાણજી ડાહ્યાભાઇ દરજીએ | ૮—૦—૦ | સ્કાઉટ ડ્રેસ નં. ૭ ભેટ આપ્યા. |
| | ,, | ૨—૦—૦ | ,, લેઝીમવાજીંત્ર ભેટ આપ્યું. |
| | મિ. દોલતરામ ભીખાભાઈ દેસાઇએ | ૨—૦—૦ | સ્કાઉટનાં પુસ્તકો આપ્યાં. |
| | મિ. મોહનજી ડાહ્યાભાઇ દેસાઇએ | ૨—૦—૦ | ડ્રોઇંગના નમુનાઓ માટે આપ્યા. |
| | ,, | ૦—૮—૦ | ઢોલ તથા પવાલું આપ્યું. |
| | મિ. રણછોડ પેમા દરજીએ | ૧૦—૦—૦ | નાયકાનાં છોકરાંને પુસ્તકો આપ્યાં. |
| ધમડાચી | મિ છોટુભાઇ અંબેલાલે પોતાની પત્નિ શાંતાબેનના પુન્યાર્થે | ૧-૧૨-૦ | લોટો તથા પવાલાં ભેટ આપ્યાં. |
| | | ૧—૪—૦ | કાળીપરજનાં છોકરાંને પુસ્તકો તથા પેનો આપી. |
| | મિ. દોલતરાય નીછાભાઇએ પોતાના માતુશ્રી બાઇ અંબાના પુન્યાર્થે | ૧૭—૮—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| હાંજપુ | ટિંગ છના રતને | ૫—૪—૦ | ચટાઇ નં. ૮ ભેટ આપી. |
| ઑંજલ | તલાટી ડાહ્યાભાઇ લાલભાઇએ | ૧૫—૦—૦ | ઘડિયાળ કેસ સાથે ભેટ આપ્યું. |
| | મિ. ભાણાભાઇ સુખાભાઇએ | ૩—૦—૦ | પાસ થનાર છોકરીઓને કોરી નોટ બુકો વહેંચી. |
| | પોલિસ પટેલ ભાણાભાઈ ધનજીભાઇએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | મિ. રવજી ભગવાને | ૨—૦—૦ | પેન તથા પેન્સિલ વહેંચી. |
| ચીખલી | દેશાઇ રતનજી રઘનાથજીએ | ૧૫—૦—૦ | કન્યાશાળામાં બારટીલો નં. ૨ ભેટ આપી. |
| | શાહ રાયચંદ નથ્થુજી બીલીમોરાવાળાએ | ૧૫—૦—૦ | ,, |
| | મિ. નાથુભાઈ ભગવાનજી મિસ્ત્રી સમરોલીવાળાએ | ૨—૮—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ચીખલી | શ્રીણીબેન રામભાઇ દેસાઇ આગાધરાવાળાએ | ૦-૧૦-૦ | પિત્તળની લોટી નં. ૧ ભેટ આપી. |
| | મિ. કાનજીભાઇ બાવાભાઇ પટેલે | ૧૮—૪-૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| ભગવા | ગેંદર કારકુન મિ. ઉમેદરામ નારાયણ ભટ્ટ | ૩—૦-૦ | દર શુક્રવારે ચણા વહેંચ્યા. |
| સરાવ | મિ. કાળાભાઇ ખંડુભાઇ નાયકે | ૨૫—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સરભોણ | મિ. રતનજી મકનજી ભગુભાઇએ | ૧૪—૦-૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | ,, | ૩—૦-૦ | મિઠાઇ વહેંચી. |
| સ્યાદલા | મિ. ડાહ્યાભાઇ ગોરધનભાઇ ભગતે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હાંસાપુર | ગામના ગૃહસ્થ લલ્લુભાઇ કેશવભાઇએ | ૨૫—૦-૦ | બાળ લાયબ્રેરી માટે આપ્યા. |
| વાઘલધરા | શા. ફકીરચંદ ભાણાભાઇએ | ૫—૦-૦ | પેંડા વહેંચ્યા. |
| કડોદ | પા. પેરભુ મોરારે | ૧૦—૦-૦ | પેટી ભેટ આપી. |
| | પા. ભીખા મીઠલે | ૩—૮-૦ | ખુરસી ભેટ આપી. |
| | પા. રતનજી નાગરજીએ | ૧૨—૦-૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | પા. હરખાભાઇ લખાભાઇએ | ૪-૧૨-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઉમરસાડી | મિ. નાગરજી ગાંડાભાઇએ | ૩—૦-૦ | હિંદુસ્તાનનો નકશો તથા |
| | | ૧—૦-૦ | અક્ષર માળાનો નકશો ભેટ આપ્યો. |
| આકવા | મિ. રણછોડજી ડાહ્યાભાઇ પટેલે | ૧૦—૦-૦ | બે ડઝન સ્લેટ્રીમની કિંમત આપી. |
| ઉમરસાડી | મિ. ગુલાબભાઇ ભગવાનજી દેસાઇએ | ૫—૦-૦ | ખમીસ નં. ૬ તથા ચોળી નં ૪ તૈયાર સીવેલાં વહેંચ્યાં. |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| ઉમલા | કંટાળીના મિ. મથુરભાઇ હરજીભાઇ પટેલે | ૧૫—૦-૦ | બાળાઓને પિત્તળના દાબડા નં. ૫૮ વહેંચ્યા. |
| છજીઓર | પાટીગામના દુમાલદાર મિ. બાપુમીયાં મહમદમીયાંએ | ૨—૦-૦ | પતાસાં વહેંચ્યાં. |
| ઓળી | કરારીના પા. નાથાભાઇ પુરષોત્તમે | ૩—૦-૦ | બાળાઓને પિત્તળના જામ વહેંચ્યા તથા |
| | | ૧—૦-૦ | છોકરાઓને સાકર વહેંચી. |
| સારસા | તલાટી નંદશંકર શિવશંકર પંડયાએ | ૨—૦-૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ઉમલ્લા | પટેલ નાથાભાઇ અમૈદાસે અત્રેના કેશુરભાઇ કાળિદાસ સ્વર્ગસ્થ થયા તે નિમિત્તે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| પાણેથા | પંડયા પ્રભાશંકર નાગેશ્વરે | ૨૦—૦—૦ | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | રણોલીના પા. નાથાભાઇ કાળીદાસે | ૪૦—૦—૦ | બાળાઓને પિત્તળના ટાટ તથા મિઠાઈ વહેંચી. |
| | ,, | ૧૦—૦—૦ | છોકરાઓને મિઠાઈ વહેંચી. |
| બદામ | પાણેથાના દેસાઇ મોતીભાઇ ગોરધનભાઇએ તથા પટેલ અંબાલાલ ઇશ્વરભાઇએ. | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| લાછરસ. | શીણોરના પટેલ દેશાઇભાઇ ગીરધરભાઇએ | ૭૫—૦—૦ | બાળાઓને પિત્તળના વાડકા નં. ૧૨૫ તથા લગ્ન થએલી બાળાને પિત્તળનો મોટો ડાબરો સાડી તથા ભરેલો કબજો વગેરે આપ્યું. |
| સિસોદરા | તલાટી રામચંદ્ર ધીરજરામ તથા પોલિસ પટેલ લલ્લુભાઇ નાથાભાઇએ. | ૩—૦—૦ | બાળાઓને બેસવા માટે બેન્ચ આપી. |
| લાછરસ | દરાપરીના પટેલ મૂળજીભાઇ અમથાભાઇએ | ૧૫—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | ,, | ૫૦—૦—૦ | લગ્ન થએલી બે બાળાઓને બે સાડીઓ આપી. |
| | ભાયલીના પટેલ ડાહ્યાભાઇ વલ્લભભાઇએ | ૧૩-૧૫-૬ | બાળાઓને પિત્તળના વાડકા આપ્યા તથા લગ્ન |
| | ,, | ૨૫—૦—૦ | થએલી બાળાને સાડી આપી. |
| | ઉમલ્લાના પટેલ ઇશ્વરભાઇ ગીરધરભાઇએ | ૪૧-૧૪-૦ | બાળાઓને જર્મનના પ્યાલા રકાબી વહેંચ્યા |
| | ,, | ૩—૨—૦ | તથા લગ્ન થએલી બાળાને જર્મનના ટાટ નંગ ૩ આપ્યા. |
| | શીણોરના પટેલ કેસુરભાઇ દાદાભાઇએ | ૪૦—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરના પ્યાલારકાબી વહેંચ્યા તથા લગ્ન થએલી બાળાને જર્મનની પેટી નંગ ૧ આપી. |

| | | | |
|---|---|---|---|
| ફેર | ગુમાનદેવના મહંતજી દામોદરદાસજીએ | ૫—૦—૦ | છોકરાને પતાસાં વહેંચવા રોકડા આપ્યા. |
| લાછરસ | ઈ ટોલાના પટેલ મણિભાઈ મથુરભાઈએ | ૫૦—૦—૦ | બાળાઓને સિવણ કામ માટે હાથનો સંચો ભેટ આપ્યો. |
| ઝગડીઆ | સોની છોટાલાલ ઘેલાભાઈએ | ૧૦૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા તથા સાકર વહેંચી. |
| પાણેથા | અધ્વર્યુ મોતીલાલ જશવંતરામે પોતાના દીકરાને નિશાળે બેસાડયો તે નિમિત્તે | ૬—૦—૦ | બંને સ્કૂલોમાં સાકર વહેંચી. |
| ભાલોદ | ભટ રતનલાલ તાપીશંકરે પોતાની માતુશ્રીના સ્મરણાર્થે | ૧૬—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરના પ્યાલા વહેંચ્યા. |

## મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ડાંયાવાડા | પા. આદરભાઈ દેસાઈભાઈએ | ૧૫—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | પા. કોહ્યાભાઈ બહેચરદાસે | ૩—૪—૦ | મુંબઈ ઈલાકાનો નકશો ભેટ આપ્યો. |
| | મતાદાર ઠાકોરો તરફથી ઠાકોર ઉદેસંગ વજેસંગે | ૧૨—૦—૦ | બાંકડા નં. ૨ ભેટ આપ્યા. |
| | વાળંદ સના ભાઈશંકરે | ૨—૦—૦ | દૂધ પાયું. |
| | ઠાકોર ઉદેસંગ વજેસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ડાભાના પાટવી કુંવરજી શ્રી બાલુસિંહજીએ | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| રણાસણ | શાહ પુનમચંદ સાંકળચંદે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા બાંકડો રૂ. ૫) નો આપવા કહેલ છે. |
| વાવ | મિ. બુધરલાલ લલ્લુભાઈ પારેખે | ૬—૯—૦ | ભેટના પુસ્તક સાથે અઠવાડિકચોપાનીઉં ગુજરાતી મંગાવવા માટે આપ્યા. |
| ખારમુવાડા | જરાવતના ઠાકોર સોમાજી ભૂપતજીએ | ૫—૪—૦ | પરબ માટે તાંબાનું બેડું નં. ૧ આપ્યું. |
| સમૌ | મોટાવાસના ઈજારદાર શેઠ હોરમસજી જમશેદજીએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આડપોદરા | પંડયા નટવરલાલ કોદરલાલે | ૧૨—૦—૦ | " |
| | રૂપાલના શેઠ ફકીરચંદ લીલાચંદે | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | વાડાના શેઠ મુલચંદ રવચંદભાઈએ | ૧૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા ઇનામ વહેંચ્યું. |

| | | | |
|---|---|---|---|
| ડભોડા | મે. પોલિટિકલ એજંટ સાહેબ વીલીયમ્સ મેળાવડા વખતે પધારેલા તે પ્રસંગે અમદાવાદના શેઠ લાલચંદ જયમલ તથા કંટ્રાકટર શેઠ દોલતચંદ કાળીદાસે | ૧૧૫—૦—૦ | કન્યાશાળામાં સીવણકામ માટે હાથનો સંચો ભેટ આપ્યો. |
| | કંટ્રાકટર શંકરલાલ મગનલાલે | ૩—૦—૦ | બાળાઓને ૧૨ વાર કપડું આપ્યું. |
| ઓઘુદરા | શાહ દામોદર વેદભાઈએ | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વ્યાસ પુરસોતમ દેવશંકરે | ૮—૦—૦ | ,, |
| | ભાયાત લક્ષ્મણસિંહ સાલમસિંહે | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | ભાયાત તખતસિંહ હીમતસિંહે | ૧—૦—૦ | ,, |
| સાદરા | મિ. ચુનીલાલ બહેચરદાસે | ૧૦૧—૦—૦ | ત્રણે સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખાનપુર | અહુવાના શેઠ ન્હાલચંદ મયાચંદે | ૧૦—૦—૦ | છોકરા તથા છોકરીઓને પ્યાલા વહેંચ્યા તથા |
| | ,, | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ચુનાદરા | અમદાવાદના શાહ મણિલાલ દેશાઈભાઈએ | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા નં. ૪૨ વહેંચ્યા. |
| સામેત્રી | સુથાર આલા વસ્તારામે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શેઠ મગનલાલ દેવચંદે | ૧—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| મોટા-કોદાસણા | સોની કાળીદાસ લવજીભાઈએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| બાકરોલ | મિ. ભલાવત ભુલજી મયાચંદે | ૧૫—૦—૦ | ,, |
| | પટેલ છગનલાલ કુતાજીએ | ૧૫—૦—૦ | ,, |
| | મિ. ભલાવત મૂળચંદ મયાચંદે | ૧૫—૦—૦ | ,, |
| મહીસા | પટેલ શનાભાઈ મોતીભાઈએ | ૫૦—૦—૦ | છોકરાછોકરીઓને પુસ્તકો વહેંચ્યા. |
| | વાત્રકકાંઠાના થાણદાર મિ. મૂળશંકર છગનલાલ મહેતાએ | ૩—૦—૦ | બંને સ્કૂલોમાં મિઠાઈ વહેંચી. |
| પોગલસર | પટેલ શીવાભાઈ રણછોડભાઈએ | ૪૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા તથા |
| | ,, | ૨૦—૦—૦ | કન્યાશાળા માટે ઘડિયાળ ભેટ આપ્યું. |
| બાકરોલ | પટેલ છગન કુતાજીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| તાજપુરી | શેઠ ફુલચંદ મોતીલાલ વખારીઆએ | ૫—૦—૦ | પરમ ખાને લોટો નં. ૧ તથા પ્યાલા નં. ૨ તથા ગરીબ બાળકોને પુસ્તકો મિઠાઈ તથા બાળાઓને કાપડ વહેંચ્યું. |

| | | | |
|---|---|---|---|
| તાજપુરી | પટેલ-ત્રિકમભાઇ હેમજી-ભાઈ એ | ૧—૦—૦ | દૂધ પાયું. |
| લીહોડા | શ્રીયુત દામોદરદાસ મલુકચંદ ભાઈ શાહે | ૧—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | શેઠ હીરાચંદ જગજીવનદાસ શાહે | ૫—૦—૦ | સ્કાઉટસ તથા બાળાઓને રોકડા આપ્યા અને પતાસાં વહેંચ્યાં. |
| | મોડાસાના કડીઆ-કેશવલાલ અને વલ્લભ તરફથી | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મોડાસાના મિસ્ત્રી સોમેશ્વર દલસુખરામે | ૩—૦—૦ | પરબ બેસાડી ને પતાસાં વહેંચ્યાં. |
| | શ્રી લીહોડાના આમાત કુવા ફંડ ખાતેથી હસ્તે શ્રીયુત શામળદાસ કાળીદાસ શાહ ખાનપુરનાએ | ૭—૧૨—૦ | પરબ ખાતે આપ્યા. |
| | શેઠ હીરાચંદ જગજીવનદાસ શાહે | ૩—૦—૦ | ,, |
| | ખાનપુરના શાહ— ચંદુલાલ હરજીવનદાસ શાહે | ૧—૦—૦ | ,, |
| | લીહોડાના ઠાકોર.. કોલાજી ભૂપતાજીએ | ૧—૦—૦ | ,, |
| | લીહોડાના ઠાકોર માધુસીંગજી ગેમર્સીંગજીએ | ૧—૮—૦ | ,, |
| | લીહોડાના શાહ જેઠાલાલભાઇ હરજીવનદાસે | ૧૫—૦—૦ | સ્કાઉટ ફંડ ખાતે આપ્યા. |
| | મોડાસાના મિસ્ત્રી સોમેશ્વર દલસુખરામે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | આકરૂંદવાળા શાહ પાનાચંદ છગનલાલ પ્રાઈવેટ સેક્રેટરી ને ટયુટર, પાલસ્ટેટ તરફથી | ૧—૦—૦ | ,, |
| | દહેગામના શાહ સાંકળચંદ ચુનીલાલભાઈ એ | ૧—૮—૦ | પરબ ખાતે આપ્યા. |
| | લીંબવાળા શાહ ડાહ્યાલાલ મુળચંદભાઈ એ | ૧—૦—૦ | ફંડ ખાતે આપ્યા. |
| | હરખજીના મુવાડાના ઠાકોર વેણુભાઈ ગેમર્સીંગજીએ | ૧—૦—૦ | ,, |
| | સામેત્રીના શાહ મહાસુખલાલ છગનલાલ હસ્તે મણીલાલ-ભાઈ,સ્કાઉટનું કામ જોયાથી | ૧—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| | ખાનપુરના શાહ સોમચંદ રવચંદભાઈએ | ૩—૬—૦ | સ્કાઉટસ તથા ગરબા-પાંગી બાળાઓને રોકડા આપ્યા, ને પતાસાં વહેંચ્યાં. |
| સાન્થલ | વારાહીના મે. થાણદાર જેસિંગ લાલભાઈએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | શેઠ અમૃતલાલ નગીનદાસે | ૧—૦—૦<br>૫—૦—૦ | ,, તથા પરબખાતે આપ્યા. |
| | સોની ચકુભાઈ મગનલાલભાઈએ | ૨—૦—૦<br>૩—૦—૦ | મિઠાઈ વહેંચી તથા પરબખાતે આપ્યા. |
| પ્રેમપુર | મે. ઠાકોરસાહેબ હરિસિંહજીએ | .. | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પેથાપુર | ભાવસાર મૂળચંદ કચરાભાઈએ | ૧૫—૦—૦ | બધી સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડાંગીલ | શાહ નાથુરામ ગંગારામે | ૨૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પિત્તળના લોટા વહેંચ્યા. |
| થોડાસર | શાહ ભીખાલાલ સોમાલાલે | ૩૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયા. |
| પેથાપુર | મર્હુમ વકીલ ડાહ્યાભાઈ હકમચંદ તરફથી | ૨૫—૦—૦ | બાળાઓને કાપડ તથા મિઠાઈ વહેંચી. |
| સુદાસણા | મે. ઠાકોરસાહેબ પૃથીસિંહજીએ પોતાના કુમારશ્રીની જન્મગાંઠ નિમિત્તે | ૨૫—૦—૦<br>૨૫—૦—૦ | છોકરાઓને જમાડયા તથા રમતગમત કરાવી ઇનામ વહેંચ્યાં. |
| રમાસ | મે. ઠાકોરશ્રી માનસિંહજી સાહેબે ... | ૪—૦—૦ | પુસ્તકો તથા મિઠાઈ વહેંચી. |
| | નરશીપુરના શેઠ નથુભાઈ અમથાલાલે | ૩—૦—૦ | ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો આપ્યાં. |
| | મે. ઠાકોરશ્રી માનસિંહજી સાહેબના ગાદીનશીન વખતે | ૧૩—૦—૦<br>૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા મિઠાઈ વહેંચી. |
| | ,, | ૧—૦—૦ | એક માસ પરબ બેસાડી. |
| | શા. રેવાચંદ સાંકળચંદે | ૧—૪—૦ | સવા માસ પરબ બેસાડી. |
| | શા. જયચંદ ગુલાબચંદે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મે. ઠાકોરશ્રી માનસિંહજી સાહેબના જન્મમહોત્સવ પ્રસંગે | ૨—૦—૦<br>૧—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં, તથા મિઠાઈ વહેંચી. |
| ડીસાકેમ્પ | મિ. ખુસાલદાસ ત્રિકમલાલે | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| કુણસા | શેઠ મુળચંદ માયારામે પોતાની પત્ની ચંદનબાઈના મરણ નિમિત્તે | ૧૬—૦—૦ | પરબમાટે જોઈતા સામાન લાવી આપ્યો. |

| | | | |
|---|---|---|---|
| તાજપુરી | પટેલ ત્રિકમભાઇ-હેમજી-ભાઈ એ | ૧—૦—૦ | દૂધ પાર |
| લીહોડા | શ્રીયુત દામોદરદાસ મલુકચંદભાઈ શાહે | ૧—૪—૦ | પતાસાં વહે |
| | શેઠ હીરાચંદ જગજીવનદાસ શાહે | ૫—૦—૦ | સ્કાઉટસ તથા રોકડા આને પતાસાં વહેંચ્યા. |
| | મોડાસાના કડીઆ-કેશવલાલ અને વલ્લભ-તરફથી | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મોડાસાના મિસ્ત્રી સોમેશ્વર દલસુખરામે | ૩—૦—૦ | પરબ બેસાડી ને પતાસ વહેંચ્યાં. |
| | શ્રી લીહોડાના આમાત કુવા ફંડ ખાતેથી હસ્તે શ્રીયુત શામળદાસ કાળીદાસ શાહ ખાનપુરનાએ | ૦૭-૧૨-૦ | પરબ ખાતે આપ્યા. |
| | શેઠ હીરાચંદ જગજીવનદાસ શાહે | ૩—૦—૦ | ,, |
| | ખાનપુરના શાહ— ચંદુલાલ હરજીવનદાસ શાહે | ૧—૦—૦ | ,, |
| | લીહોડાના ઠાકોર.. કોયાજી ભૂપતાજીએ | ૧—૦—૦ | ,, |
| | લીહોડાના ઠાકોર માધુસીંગજી ગેમસીંગજીએ | ૧—૮—૦ | ,, |
| | લીહોડાના શાહ જેઠાલાલભાઇ હરજીવનદાસે | ૧૫—૦—૦ | સ્કાઉટ ફંડ ખાતે આપ્ય |
| | મોડાસાના મિસ્ત્રી સોમેશ્વર દલસુખરામે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | આકરૂંદવાળા શાહ પાનાચંદ છગનલાલ પ્રાઈવેટ સેક્રેટરી ને ટયુટર, પાલસ્ટેટ તરફથી | ૧—૦—૦ | ,, |
| | દહેગામના શાહ સાંકળચંદ ચુનીલાલભાઈ એ | ૧—૮—૦ | પરબ ખાતે આપ્યા. |
| | લીંબવાળા શાહ—ડાહ્યાલાલ મુળચંદભાઈ એ | ૧—૦—૦ | ફંડ ખાતે આપ્યા. |
| | હરખજીના મુવાડાના ઠાકોર વેણુભાઈ ગેમસીંગજીએ | ૧—૦—૦ | ,, |
| | સામેત્રીના શાહ મહાસુખલાલ છગનલાલ હસ્તે મણીલાલભાઈ, સ્કાઉટનું કામ જોયાથી | ૧—૪—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| | ખાનપુરના શાહ સોમચંદ રવચંદભાઈએ | ૭—૬—૦ | સ્કાઉટસ તથા ગરબા-વાળી બાળાઓને રોકડા આપ્યા. ને પતાસાં વહેંચ્યાં. |
| સાન્થલ | વાગદીના મે. થાણદાર જેસિંગ લાલભાઈએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | શેઠ અમૃતલાલ નગીનદાસે | ૧—૦—૦ | ,, તથા |
| | | ૫—૦—૦ | પરબખાતે આપ્યા. |
| | સોની ચકુભાઈ મગનલાલભાઈએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી તથા |
| | | ૩—૦—૦ | પરબખાતે આપ્યા. |
| પ્રેમપુર | મે. ઠાકોરસાહેબ હરિસિંહજીએ | .. | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પેથાપુર | ભાવસાર મૂળચંદ કચરાભાઈએ | ૧૫૮—૦—૦ | બધી સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડાંગોલ | શાહ નાથુરામ ગંગારામે | ૨૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પિત્તળના લોટા વહેંચ્યા. |
| ઘોડાસર | શાહ ભીખાલાલ સોમાલાલે | ૨૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયા. |
| પેથાપુર | મહૂ`મ વકીલ ડાહ્યાભાઈ હકમચંદ તરફથી .. | ૨૫—૦—૦ | બાળાઓને કાપડ તથા મિઠાઈ વહેંચી. |
| સુદાસણા | મે. ઠાકોરસાહેબ પૃથીસિંહજીએ પોતાના કુમારશ્રીની જન્મગાંઠ નિમિત્તે | ૨૫—૦—૦ | છોકરાઓને જમાડયા |
| | | ૨૫—૦—૦ | તથા રમતગમત કરાવી ઈનામ વહેંચ્યાં. |
| રમાસ | મે. ઠાકોરશ્રી માનસિંહજી સાહેબે ... | ૪—૦—૦ | પુસ્તકો તથા મિઠાઈ વહેંચી. |
| | નરશીપુરના શેઠ નથુભાઈ અમથાલાલે | ૩—૦—૦ | ગરીબ વિદ્યાર્થીને પુસ્તકો આપ્યાં. |
| | મે. ઠાકોરશ્રી માનસિંહજી સાહેબના ગાદીનશીન વખતે | ૧૩—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | | ૨—૦—૦ | તથા મિઠાઈ વહેંચી. |
| | ,, | ૧—૦—૦ | એક માસ પરબ બેસાડી. |
| | શા. રેવાચંદ સાંકળચંદે | ૧—૪—૦ | સવા માસ પરબ બેસાડી. |
| | શા. જયચંદ ગુલાબચંદે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મે. ઠાકોરશ્રી માનસિંહજી સાહેબના જન્મમહોત્સવ પ્રસંગે | ૨—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં, તથા |
| | | ૧—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| ડીસાકેમ્પ | મિ. ખુસાલદાસ ત્રિકમલાલે | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ફલુસા | શેઠ મુળચંદ માયારામે પોતાની પત્ની ચંદનબાઈના મરણ નિમિત્તે | ૧૬—૦—૦ | પરબમાટે જોઈતા સામાન લાવી આપ્યો. |

| | | | |
|---|---|---|---|
| ખત્તલવાડા | ગુજરાતી મંડળ તરફથી લુહાર રામજી ગોપાળજીના અગ્રપણા નીચે | ૧૪-૧૨-૦ | ત્રડિઆળ ભેટ આપ્યું |

## થાણા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઉંબરગાંવ | મિ. વૃંદાવન ગાંડાભાઈ ઠક્કરે | ૩—૦—૦ | સાદડીઓ બેસવા માં આપી. |
| | મિ. ગોપાળજી હરજીવન ઠક્કરે | ૫-૧૧-૦ | ગરીબ વિદ્યાર્થીઓ કપડાં આપ્યાં. |
| ચિંચણી | હેડમાસ્તર અંબુભાઇ લલ્લુભાઇ વશી તરફથી | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| કોઠ | પેન્સનર હેડમિસ્ટ્રેસ ઇચ્છાબેન હરનારણે | ૭૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તેમ૦ કન્યાશાળા જમાડી. |
| અરવાળ | શેઠ નાગરદાસ પાનાચંદે | ૦-૧૨-૦ | જામફળ વહેંચ્યાં. |
| | ” | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ઉંચડી | રાણા વેરૂભા કાળુભાને ત્યાં ચોકવાળા બાઇને પુત્ર આવ્યાની ખુશાલીમાં | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા |
| ગોધા | શેઠ ગફ્ફારભાઈ હાજીયાકુબ હસનભાઈએ | ... | ” |
| | ” | ૫—૦—૦ | પૈસા વહેંચ્યા. |
| | શેઠ મુસાજી ઇસાજી ધાયલે | ૧૫—૦—૦ | મિઠાઈ વહેંચી તથા પૈસ વહેંચ્યા. |
| ઉંચડી | અડવાળના રાણા શ્રી વેરૂભા કાળુભાને ત્યાં ચોકવાળી બાઇને કુંવર જન્મવાથી ખુશાલીમાં | ... | બાળાઓને જમાડી. |
| જવારજ | મિ. મોહનભાઇ નાજીભાઇ ડાભીએ | ૧૨—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | હેડમાસ્તર ગફુરભાઇએ સવિતાબેનના પુન્યાર્થે | ૩—૦—૦ | દૂધ પાયું. |
| મોયદ | ખાનપુરના પટેલ સાંકાભાઇ દામોદરદાસે | ૫—૮—૦ | પવાલાં તથા પતાસાં વહેંચ્યાં. |
| | ઘાંચી છગનલાલ ગણેશભાઇએ | ૮—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| સરખેજ | મહંમદપુરાના પટેલ આત્મારામ મગનલાલે પા. બહેચરભાઇ ઇશ્વરભાઇના સ્મરણાર્થે | ૧૫—૦—૦ | તમામ સ્કાકરોને જમાડ્યા. |

વિદ્યાર્થીઓનાં લાભાર્થે    કિંમતમાં ઘટાડો

# લેખનકળા-કોપિબુક

**પાછળ અક્ષરો ફૂટે નહિ તેવા ઉત્તમ કાગળ પર છાપેલી**

**૨૪ પાનાં છતાં    કિંમત દોઢ આનો**

કેળવણીખાતાએ મંજુર કરેલી, શિક્ષકવર્ગમાં માન્ય થએલી અને વિદ્યાર્થીઓને વિભૂષિત થતી અમારી લેખનકળા કોપિબુકો માટે આજેજ લખો.

કેળવણીખાતાએ મંજુર કરેલી

લેખનકળા--કોપિબુક

## માધ્યમિક શાળા માટે

**નંબર ૧ થી ૩    કિંમત દોઢ આનો**

ખાતાએ મંજુર કરેલો

## દેશીહિસાબ ભાગ પહેલો

**૪૮ પાનાં છતાં    કિંમત દોઢ આનો**

દેશીહિસાબને નામે આજકાલ રાફડો ફાટી નીકળ્યો છે માટે બીજા ખરીદ કરો તે પહેલાં મંજુર કરેલા માગશો તો આપની ખાત્રી થશે.

એન. ડી. મહેતા એન્ડ કું,

નં. ૩૯૭ કાલબાદેવી રોડ-મુંબઈ ૨.

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૨૪ અને ૧૯૨૫ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે મોકલી આપવા નહિતો આવતો અંક વી: પી. થી મોકલવામાં આવશે.

પુસ્તક ૭૪ ] [ અંક ૧૨

ડિસેમ્બર
સને ૧૯૩૫

*Registered*
*No. B. 43.*

# ગુજરાત શાળાપત્ર



તંત્રી,
એચ. ટી. ઘોઘારી, બી.એ., એસ.ટી.સી.ડી.

# ગ્રાહકોને સૂચના

આ માસિકનું ચાલુ વર્ષ તા. ૩૧ મી ડિસેમ્બરે પુરૂં થાય છે, માટે જેમણે ચાલુ સાલના લવાજમના પૈસા ન મોકલ્યા હોય તેમણે તાકીદે મોકલી આપવા. નવા વર્ષ માટે જે ગ્રાહકને માસિક ચાલુ રાખવાની ઇચ્છા ન હોય તેમણે ડિસેમ્બરનો અંક મળેથી તરત લખી જણાવવું, અને જેની ચાલુ રાખવાની ઇચ્છા હોય તેમણે અગાઉથી લવાજમના રૂ. ૧-૮-૦ આના અગાઉથી મોકલી આપવા.

તંત્રી

---

પુ. ૬૪] ડિસેમ્બર સને ૧૯૩૫ [અંક ૧૨

## અનુક્રમણિકા


| ક્રમ નંબર | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | નિવેદન ... | ૪૪૫ |
| ૨ | ગુજરાત સાહિત્યસભા તરફથી ઉજવાએલી શિક્ષણસપ્તાહ ... | ૪૪૬ |
| ૩ | સને ૧૯૩૫ ના માર્ચમાં લેવાએલી છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સૂચનાઓ સાથે ... | ૪૬૪ |
| ૪ | સને ૧૯૩૫ ના માર્ચમાં લેવાએલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુધારા માટે સૂચના સાથે ... | ૪૬૯ |
| ૫ | કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ ... | ૪૭૬ |
| ૬ | સરકારી જાહેરખબરો ... | ૪૭૭ |
| ૭ | ઇનામપત્રક ... | ૪૮૩ |
| ૮ | ખાનગી જાહેરખબરો ... | ૪૫ |



કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ઘોયારી** બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસરોડ-અમદાવાદ

# गुजरात शाळापत्र

પુસ્તક ૭૪] ડિસેમ્બર ૧૯૩૫ [અંક ૧૨


પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

---

## નિવેદન

આ અંકમાં અમો રૂ. ૫૦૦ ની યોજનાઓના શિક્ષકો તરફથી આવેલા બીજા નમુના આપી શકયા નથી. બની શકશે ત્યારે પછીના અંકોમાં પ્રગટ કરવામાં આવશે. આ અંકમાં અને તે પછીના અંકોમાં ગુજરાત સાહિત્ય સભા તરફથી જે શિક્ષણસપ્તાહ ઉજવવામા આવી હતી તેને લગતા લેખો પ્રસિદ્ધ કરવાનો અમારો ઇરાદો થવાથી તે યોજનાઓ પ્રગટ કરવી મુલતવી રાખવામાં આવી છે.

શિક્ષણસપ્તાહને અંગે અપાએલાં ભાષણો વિવિધ વિષયો સંબંધી થયાં હતાં અને તે વિષયો કેળવણીના કાર્યમાં ઘણા અગત્યના જણાવાથી શિક્ષણસપ્તાહના લેખો આ અને બીજા અંકોમાં પ્રગટ કરવામાં આવશે. અંક વધારે મોટો થઈ જવાના ભયથી ભાષણકર્તાઓનાં ભાષણો ટુંકાવવા પડયાં છે અથવા તો તેનો સારરૂપે હકીકત આપવી પડી છે.

# ગુજરાત સાહિત્યસભા તરફથી ઉજવાએલી શિક્ષણસપ્તાહ

તા. ૬–૯–૩૫ થી તા. ૯–૯–૩૫ સુધી અને તા. ૨૬–૯–૩૫

ગુજરાત સાહિત્યસભાના આશ્રય નીચે શિક્ષણસપ્તાહની શરૂઆત તા. ૬–૯–૩૫ ના રોજથી હંસરાજ પ્રાગજી હોલમાં શ્રી જીવણલાલ દિવાનના પ્રમુખપદે શરૂ થઈ હતી. તે પ્રસંગે શિક્ષકો અને અન્ય સ્ત્રીપુરુષોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

## ડૉ. હરિપ્રસાદનું નિવેદન

સંગીત થયા બાદ સાહિત્યસભાના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદ દેસાઈએ નિમંત્રણ સ્વીકારી પધારવા માટે સભાજનોનો આભાર માની નિવેદન કરતાં જણાવ્યું હતું કે જાપાનની અત્યારની ઉન્નતિનો પાયો ત્યાં અપાતા ઉચ્ચ પ્રકારના શિક્ષણ ઉપર રચાએલો છે. જાપાનની શાળાઓનું વાતાવરણ બાળકની સ્વતંત્રતાને પોષી રહી છે અને ત્યાંની શિક્ષણવ્યવસ્થા, ત્યાંની શાળાઓનાં મકાનો વગેરે બહુ આદર્શરૂપ છે. આપણો શિક્ષણક્રમ વિષયોથી ભરપૂર છે અને બાળકો વિષયો અને પરીક્ષાઓના બોજાથી દબાઈ જાય છે. દેશની પ્રજાને સંસ્કારી બનાવવી હોય તો તેને શિષ્ટકેળવણી મળવી જોઈએ અને તે દેશના વિદ્વાનોના અને નેતાઓના હાથની વાત છે. સપ્તાહનો હેતુ જણાવતાં તેઓશ્રીએ એ જણાવ્યું હતું કે આજની કેળવણીને લગતા જે મૂળભૂત પ્રશ્નો છે તેના ઉપર વિદ્વાનો પોતપોતાના વિષય ઉપર ભાષણો આપી ઉદ્દેશો રજુ કરશે, અને તેમ કરી તેમની વિદ્યાકળાનો પ્રવાહ વાતાવરણને સજીવન કરશે. ગુજરાત સાહિત્યસભાએ આરંભેલા આ જ્ઞાનસત્રની રચનાથી આખા ગુજરાતને લાભ થાય એવી શુભેચ્છા તેઓએ દર્શાવી હતી.

## પ્રમુખશ્રી જીવણલાલ દિવાનનો પ્રસ્તાવ

સાહિત્યસભાના આશ્રય નીચે 'શિક્ષણસપ્તાહ' ઉજવવા માટે જે પગલું ભરવામાં આવ્યું છે, તે આવકારદાયક છે, સ્તુત્ય છે અને ગુજરાતના પાટનગર અમદાવાદને શોભા આપનારૂં છે. અમદાવાદ એ ગુજરાતનું પાટનગર હોવાથી તેમાં જે જે વિવિધ પ્રવૃત્તિઓ ઉપાડવામાં આવે, તેથી માત્ર અમદાવાદનેજ લાભ છે એમ નથી, પરંતુ સારાએ ગુજરાતમાં એ પ્રવૃત્તિનો સંદેશો પહોંચે, અને ત્યાંના લોકો એ પ્રવૃત્તિમાં સક્રિય ભાગ

સેતા થાય એ શુભ આશય રહેલો છે. કેળવણીની પ્રગતિની બાબતમાં કહેવું જોઈએ કે સુરતનો હિસ્સો પ્રમાણમાં વધારે સારો છે. ત્યાંના સાર્વજનિક કેળવણીમંડળે કેળવણીની પ્રગતિ કરી છે એટલુંજ નહિ, પણ તે માટે એક મોટું ફંડ ઉભું કર્યું છે. અમદાવાદમાં પણ કેળવણીની પ્રગતિ વધારવાનો અમારો આશય છે, અને અમે તો ટુંક સમયમાં અમદાવાદમાં યુનિવર્સિટિના ધારાધોરણને અવલંબીને કોલેજ ઉઘાડવાનું કાર્ય આદરેલું છે એ સુવિદિત છે. અમારા કાર્યમાં અમદાવાદ અને ગુજરાતની જનતા યથાશક્તિ પોતાનો ફાળો આપશે એવી અમે આશા રાખીએ છીએ. છેવટે સાહિત્યસભાએ આદરેલો આ પ્રયાસ ફળીભૂત થાય, અને તેના કાર્યનો પડઘો ગુજરાતના ગામેગામમાં પડે એ શુભેચ્છાથી આજના કાર્યનો આરંભ થાય એમ હું હર્ષપૂર્વક જાહેર કરું છું, અને આવા શુભ પ્રસંગે પ્રમુખપદ આપવા માટે સાહિત્યસભાના સંચાલકોનો આભાર માનું છું.

પહેલો દિવસ, તા. ૬-૯-૩૫

**પ્રમુખ, શ્રી જીવણલાલ હ. દિવાન**

**વિષય—શિક્ષક અને સાહિત્ય**

**વ્યાખ્યાનકર્તાઓ—શ્રી નવલરામ જ. ત્રિવેદી**
**શ્રી સાકરલાલ અ. દવે**
**શ્રી રતિલાલ મો. ત્રિવેદી**

**શ્રી. નવલરામભાઈનું ભાષણ:**—મારે શિક્ષક અને સાહિત્ય વચ્ચે શો સંબંધ છે તે વિષે બે શબ્દો કહેવા એવી આજ્ઞા છે. કોઈ એમ કહેશે કે શિક્ષક અને પગાર, શિક્ષક અને શિક્ષણ એને બદલે શિક્ષક અને સાહિત્યની પ્રથમ શી જરૂર છે? આનું કારણ એ છે કે ધંધાને અંગે કે શોખની ખાતર પરંતુ શિક્ષકો અને સાહિત્ય એ બન્ને ઓતપ્રોત થઈ ગયાં છે. અહીંઆં આપણી સામે વિદેહ ગુજરાતી શિક્ષકોની યાદી મૂકવામાં આવી છે ત્યાં શિક્ષક શબ્દને બદલે સાક્ષર શબ્દ મૂક્યો હોત તોપણ લાગુ પડત. શિક્ષક અને સાહિત્ય વચ્ચે ખાસ સંબંધ છે. ઉત્તમ સાહિત્યકાર એરિસ્ટોટલ, પ્લેટો, કેન્ટ, શોપનહોરમાંથી પ્રેરણા લઈને અનેકે લખ્યું છે. ચિંતકોના વિચારો કવિઓ લે છે, અને એ રીતે ઉત્તમ વિચારો વ્યાપક બને છે.

પાસેની વાત કરીએ તો કવિ નર્મદ એક શિક્ષક હતા. પ્રતિજ્ઞા પછી પણ શિક્ષક તરીકેજ ગુજરાન ચલાવતા હતા. દલપતરામ, કરસનદાસ, નવલરામ પણ શિક્ષક હતા. કચ્છના દિવાન થયા છતાં પણ શ્રી નંદશંકર

તુળજાશંકરને બધા નંદશંકર માસ્તર કહીને સંબોધતા હતા. દાદાભાઈ નવરોજજી પણ શિક્ષક હતા. આ બધાએ ઉચ્ચમાં ઉચ્ચ બાબતોથી માંડીને સાહિત્યની સામાન્યમાં સામાન્ય બાબતોમાં પણ સારો પ્રકાશ પાડ્યો છે. ગુજરાત સિવાય બીજા દેશના સાહિત્યમાં પણ તેમણે સારો ફાળો આપ્યો છે. મણિશંકર રતનજી ભટ્ટે શિક્ષણનો ઇતિહાસ અને કવિતાઓ લખીને ખૂબ નામના મેળવી છે.

અર્વાચીન સાહિત્યમાં શ્રી. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો મોટો ફાળો છે. ૪૦ વર્ષની ઉમ્મરમાં તેમણે ૧૦૦ પુસ્તકો લખ્યાં છે. એ સિવાય સ્વ. લાલશંકર ઉમીઆશંકર, શ્રી. કાંટાવાળા તથા વિઠ્ઠલદાસ ધનજીનું મેવાડનો ઇતિહાસ વગેરેએ યુવકોને ખૂબ પ્રેરણા આપી છે. ટચુકડી વાતો, અને પ્રાચીન કાવ્યમાળાથી શ્રી. કાંટાવાળા ખૂબ પ્રસિદ્ધિ પામ્યા છે. આ રીતે શિક્ષકોએ સાહિત્યમાં ખૂબ ફાળો આપ્યો છે; પરંતુ સાહિત્યે શિક્ષણની સેવા કરી નથી. શિક્ષકોએ સાહિત્યને સમૃદ્ધ કર્યું, પણ સાહિત્યે શિક્ષણને માટે કંઈજ ન કર્યું, કારણ કે સાક્ષરોને મન શિક્ષણ એ એક અસ્પૃશ્ય વસ્તુ છે. આજે એનું પ્રાયશ્ચિત કરવા માટે આપણે એકઠા થયા છીએ.

સર્જન, અધ્યયન અને અધ્યાપન એ સાહિત્યનાં ત્રણ અંગ છે. કેટલાક શિક્ષકો અધ્યાપન જ કરે છે. અધ્યયન માટે તેમને વખતજ મળતો નથી; છતા મોટા ભાગના શિક્ષકો અધ્યયન પણ કરે છે. હવે તેઓએ સર્જનમાં પણ પોતાનો ફાળો આપવા માંડયો છે, એ હર્ષની વાત છે. સાહિત્યકારો તો ફક્ત સર્જનજ કરે છે, જ્યારે શિક્ષકો તો અધ્યયન, અધ્યાપન અને સર્જન ત્રણે કરે છે તેથી તેઓ સરસ્વતીના પરમ ઉપાસક ગણાય.

**શ્રી સાકરલાલ મ. દવેનું ભાષણઃ**—ગયા જમાનાના આપણા ગુજરાતી શિક્ષકોએ સાહિત્યમાં કેવો સારો ફાળો આપ્યો છે એ વિષે રા. નવલરામે આપને કહ્યું. હવે સાહિત્ય કોને કહેવું એ સંબન્ધે મારી સમજણ આપની પાસે રજુ કરવા ઇચ્છું છું:

જે સર્જન વાંચનારના આત્માને બે ઘડી અપાર્થિવ પ્રદેશમાં લઈ જાય અર્થાત્ તેને ઉન્નત બનાવી દિવ્યતાનો આસ્વાદ કરાવે, તેના વિચારોને હલાવી નાખી મેલ વગરના શુદ્ધ બનાવે, તેની લાગણીઓને વિકાર રહિત કરી મનુષ્યની પામરતામાંથી ઉંચે ચઢાવી નિર્મળ અને પવિત્ર બનાવે, અને તેના જીવનમાં પરોક્ષ રીતે માર્ગદર્શન કરે, તે કૃતિ પછી તે ગદ્ય હો કે પદ્ય હો—સાચું સાહિત્ય છે. આ કાંઈ સાહિત્યની વ્યાખ્યા નથી, વ્યાખ્યાઆપવાનો મારો ઇરાદોએ નથી, પરંતુ સાહિત્યના તત્ત્વ સંબન્ધે મારા વિચાર ઉપર પ્રમાણે

હું રજુ કરું છું. આપ કોઈ કાવ્ય કે નવલકથા વાંચો અને ઉપર પ્રમાણે વિચાર કે લાગણીનો અનુભવ ના કરો, તો એ વાચન મારા અભિપ્રાય પ્રમાણે વ્યર્થ છે. તે ખરૂં સાહિત્ય નથી. તે કૃતિ ઝાઝો વખત ટકશે નહિ.

હવે એવા સાચા સાહિત્ય પ્રત્યે વિદ્યાર્થીઓની અભિરુચિ કેમ કેળવાય, તેમાં તેમને રસ લેતા કેમ કરાય, એ બહુજ મહત્ત્વનો વિષય છે. શિક્ષકને માથે એ એક ગંભીર જવાબદારી છે. હમણાં કેટલાંક વરસથી મેટ્રિક્યુલેશન પરીક્ષાને માટે અંગ્રેજી તથા ગુજરાતી વિષયમાં ગદ્યપદ્યના સંગ્રહો નિયત કરવામાં આવે છે. એ સંગ્રહમાંના વિધવિધ લેખો ને કાવ્યોના વિધવિધ લેખકો ને કવિઓનો પરિચય શીખનારને થવો જોઈએ, તેમનાં જીવન વિષે માહીતી મળવી જોઈએ, અને જે ગ્રંથોમાંથી એ લેખો લેવામાં આવ્યા હોય તેનો સારો ખ્યાલ પણ મળવો જોઈએ. શીખવનાર શિક્ષક એ બધું ન કરે, અથવા ન કરી શકે, તો શીખનારને સાહિત્ય પ્રત્યે અભિરુચિ થવાનો સંભવ નથી. પચાસ શિષ્યોના વર્ગમાંથી પાંચને પણ એ અભિરુચિ ન થાય તો એ આખુંએ શિક્ષણ મારા નમ્ર અભિપ્રાયે અફળ છે.

એ અભિરુચિ કેળવવાનાં કેટલાંક સાધનો હું આપને સંભળાવું. શિક્ષકનું વાચન વિશુદ્ધ અને મધુર ઉચ્ચારણવાળું હોવું જોઈએ; તેની ભાષા પરની પ્રભુતા અને બોલવાની શૈલી સંસ્કારી હોવી જોઈએ; ખાસ કરીને પદ્યપાઠ કર્ણપ્રિય થવા જોઈએ. શાળામાં ઓછામાં ઓછાં બસો પુસ્તકોનું એક નાનું પુસ્તકાલય વિદ્યાર્થીઓને માટે જ અલાહેદું હોવું જોઈએ; એ પુસ્તકોની પસંદગી કાળજીપૂર્વક અને આવડતથી થવી જોઈએ; તેમાં પ્રતિવર્ષ યોગ્ય ઉમેરો થવો જોઈએ; વાચનનું માર્ગદર્શન થવું જોઈએ; સાહિત્યકારોનાં દર્શન, પરિચય કે વિશેષ સંબન્ધ સાધવાને માટે જરૂરી તીર્થયાત્રા થવી જોઈએ; શતાબ્દીઓની ઉજવણી એ બહુ આદરપાત્ર ગણાવી જોઈએ. વળી, લેખનની પ્રવૃત્તિ ઉત્તેજનને પાત્ર છે, માટે શાળા ખાતે વિદ્યાર્થીઓનું હસ્તલિખિત ત્રૈમાસિક કે વાર્ષિક હોવું જોઈએ, અને એમાં શિક્ષકોના પણ કોઈ કોઈ લેખ આવશ્યક છે. તે ઉપરાંત, વિદ્યાર્થીમાં વિવેચકદૃષ્ટિ ખીલવી જોઈએ. **बाबावाक्यं प्रमाणम्** એ નીતિ છોડી વિદ્યાર્થીએ પોતે વિચાર કરતાં થવું જોઈએ, અને શિક્ષકની વિચારપ્રણાલીથી જરૂર જણાતાં જુદા પણ પડવાની હિંમત કેળવવી જોઈએ. વિવેચક દૃષ્ટિના વિકાસ વગર સાહિત્યનો ઉપભોગ થઈ શકે નહિ.

વિદ્યાર્થીઓને ખૂબ ભલામણ કરવાની જરૂર છે કે હંમેશાં દસેક

મિનિટ મોટે સાદે વાંચવું. પરિણામે કાન કેળવાય છે, અને ઉંચા સાહિત્ય તરફ સ્વયં દોરવણી થાય છે.

જે માણસને પુસ્તકો પર પ્રેમ નથી તે પોતાનો નવરાશનો વખત કેમ ગાળવો તેની વિમાસણમાં પડે છે. અને એજ કારણસર આપણે ઘણી વાર જોઈએ છીએ, કે પંચાવન વરસની ઉંમર સુધી નોકરી કર્યા પછી નિવૃત્ત થતાં કેટલાય સારા સારા માણસો પાછા નોકરીમાં જોડાય છે. ધન કે સત્તાનો લોભ એ પણ કારણભૂત હોય છે, છતાં મોટે ભાગે વાંચવા લખવાની ટેવનો અભાવ એને માટે જવાબદાર છે. મેકૉલે કહી ગયો છે, કે "પુસ્તકો મળ્યાં એટલે સદ્વિચારરૂપી એક આખો મનમોહન મહેલજ મળ્યો જાણો. એટલું બધું જાદુ પુસ્તકોના–સાચા સાહિત્યના–સેવનમાં રહેલું છે. એ સેવન પ્રત્યે આપણે સૌ શિક્ષકો પોતપોતાના ક્ષેત્રમાં વિદ્યાર્થીઓને વાળીએ એ કર્તવ્ય છે.

છેવટે, સાચા સાહિત્યના નમુના તરીકે એક કાવ્ય આપની સમક્ષ વાંચી સંભળાવવાની રજા લઉં છું. એનો લેખક એક શિક્ષક હતો–સ્વ૦ દામોદર ખુશાલદાસ બોટાદકર.

"વસંતે પંચમાલાપે રસીલી કોકિલા કૂજે,
કદી કો શબ્દ એ કાને ધરે કે ના ધરે તોએ."

(એ પંક્તિઓથી શરૂ થતું કાવ્ય પદ્યની રીતે વાંચવામાં આવ્યું હતું.)

**શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદીનું ભાષણ:**—આપણો આત્મા પ્રકટ કરવાની ઉત્કંઠામાં કે ઉતાવળમાં આપણે શિક્ષણમાં પદ્ધતિઓ, બીબાંઓ, ચોકઠાંઓ, અને આકારોનાં કોકડાંઓમાં વધુ પડતા ગુંચવાતા જઈએ છીએ. આ કડાકૂટમાં સમગ્ર મનુષ્યનો ખ્યાલ આપણે વિસરી જઈએ છીએ. આપણે આ માનસિક શક્તિ અને તે માનસિક શક્તિ એમ માનસિક શક્તિઓની મીમાંસા કરીએ છીએ, પરંતુ આત્મા એ અખંડ પદાર્થ છે, એના છૂટાછવાયા વિભાગો પડી શકતા નથી એ સ્વયંપ્રકાશ સત્ય વેગળું મૂકીએ છીએ. આપણા સમગ્ર આત્માને, આપણી સર્વ શક્તિઓને એકીસાથે કેળવવાને મહાન અને પ્રધાન સાધન સાહિત્ય છે. 'સાહિત્ય' શબ્દ એના વિશાળ અને વ્યાપક અર્થમાં અત્રે સમજવાનો છે. હમણા હમણામાં Humanitics અને Sciences એવા ભેદો ભાર દઈને દોરવામાં આવે છે તે પણ અસ્થાને છે. સાહિત્યમાં કાવ્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, સર્વ અન્તર્ગત છે.

સાહિત્ય હૃદયને કોમલ બનાવે છે, માનસિક દૃષ્ટિને વિસ્તૃત કરે છે અને કોઈ કાર્યની દિશા બતાવે છે. જગતના મહાન્ સાહિત્યકારો એ સનાતન સૌન્દર્યના શાન્ત અને ભવ્ય સૃષ્ટાઓ છે. આપણું શિક્ષણ તેજસ્વી થાય તે માટે આપણામાં સાહિત્ય પ્રત્યે ભરપૂર ભક્તિ જોઈએ.

સાહિત્યનો પ્રત્યેક સાચો અભ્યાસી હૃદયથી પ્રજાતન્ત્ર અને ભ્રાતૃભાવનો હિમાયતી છે. સાહિત્ય સમતા સ્થાપક છે. જેણે જીવનમાં ખૂબ વાંચ્યું છે, વિચાર્યું છે અને કલ્પનાથી અનુભવ્યું છે તેને માનવજાતિ એક સળંગ માનવ કુટુમ્બ તરીકે જણાય છે, અને એમાં ઉચ્ચ, નીચ, ગરીબ, તવંગર, વિદ્વાન્, અભણ વગેરે ભેદો કૃત્રિમ અને અજ્ઞાનજન્ય લાગે છે. આપણી સર્વ સાધારણ માનવતા એજ આપણું સાચું સગપણ છે.

સાહિત્ય જીવનનાં ખરાં મૂલ્યો વધારે છે અને ઉંચા અર્થમાં આપણને જગાડે છે. મહાન સાહિત્યકારો માનવતાનું શાન્ત અને કરુણ સંગીત સંભળાવે છે અને એ દ્વારા આપણા આત્માને નિર્મળ અને ઉન્નત બનાવે છે. આપણા નિત્ય જીવનમાંથી અને રોજના કાર્યમાંથી જેટલી ક્ષણો એ મહાન સર્જકોના સમાગમમાં ગાળી શકાય તેટલું સાચું જીવન જીવી શકાય.

સ્વાધ્યાય એ આપણો જ્ઞાનયજ્ઞ છે. જર્મન કવિ અને તત્ત્વજ્ઞ ગયથે તો પ્રત્યેક વ્યક્તિને માટે કહેતો "One ought everyday at least, to hear a little song, and read a good poem, see a fine picture, and if it were possible to speak a few reasonable words."

આપણા ખેડુતો, કારીગરો, માળીઓ અને મજુરો દિવસના પરિશ્રમને અંતે રાત્રે એકઠા થઈ ભજનો ગાય છે અને આનંદ અને નવી શક્તિ મેળવે છે. આપણે રોજ રોજ મનોભૂમિમાં ખેતરો ખેડવાનાં છે અને તાજગી મેળવવાની છે.

આમ આપણાં બુદ્ધિ અને હૃદયને-આપણા સમસ્ત આત્માને નિત્ય નિત્ય સંસ્કારવાથીજ સાચુ કેળવણીનું કાર્ય બની શકે છે. આપણી જાતને સંસ્કારીનેજ આત્મશિક્ષણ આપીને આપણે બીજાને કેળવણી આપી શકીએ. આપણું વ્યક્તિત્વ બાળકમાં નીતારી શકીએ. જગતની સર્વ શિક્ષણપદ્ધતિઓ કરતાં આ વધારે સાદો માર્ગ છે, પરંતુ સહેલો નથી. એ યત્નનો માર્ગ છે, ખાંડાની ધાર છે, પરંતુ એકવાર પ્રવેશ કર્યા પછી અપાર રસથી ભરપૂર છે.

આપણો સકલ આત્મા કોઈપણ કોયડો ઉકેલવા તત્પર થાય છે ત્યારે આપણી વાણી પણ હૃદયની સાચી વાણીરૂપે પ્રકટ થાય છે, ક્ષણે ક્ષણે વિચારને અનુરૂપ વાણી સર્જાતી જાય છે અને જગતના મહાન શિક્ષકે સેંકડો વર્ષો પહેલાં કહ્યું છે તેની ઝાંખી થાય છે. "Out of the abundance of the heart the mouth speaketh." આ વાણી હૃદયના ઊંડા ઝરણામાંથી ફૂટે છે; એમાં અસ્તવ્યસ્તપણું નથી પરંતુ સચ્ચાઈ છે અને ગંભીરતા છે. એમાં બોલનારનું ચિત્ત પોતાના વિષય ઉપર સંપૂર્ણ રીતે ચોંટેલું છે. આવી વાણી વિદ્યાર્થીઓના ચિત્તમાં જાદુઈ અસર કરી શકે છે અને આત્માના અનેક પ્રદેશો ઉઘાડે છે.

જ્ઞાનપિપાસુ શિક્ષકો જ્ઞાનનું ભવ્ય વાતાવરણ રચી શકે છે. પ્રાચીન એથેન્સ અને આપણા દેશનું નવદ્વીપ એનાં જ્વલંત ઉદાહરણો છે. બંને નગરોમાં નવદ્વીપમાં દ્રવ્યપ્રાપ્તિ, રાજકારણ, યુદ્ધ, રમત-ગમત અને મોજ-શોખમાં જીવનનો ઉલ્લાસ મનાતો નહોતો પણ જ્ઞાનની પ્રાપ્તિ એજ જીવનનો પ્રધાન રસ હતો. નવ-દ્વીપના ઘણાખરા નાગરિકોના પરમ વિદ્યાનુરાગને લીધે એ નગર જગતના બધાં નગરોથી જુદું પડતું. જ્યાં જુઓ ત્યાં વિદ્યાર્થીઓના જમાવ નજરે પડે. બજારો, શેરીઓ અને નદીના આરાઓ વિદ્યાર્થીઓથી ભરચક રહેતા. વાદવિવાદને અર્થે પ્રત્યેક અનુકૂળ સ્થાને તેઓ હજારોની સંખ્યામાં એકઠા થતા. રસ્તે ચાલતાં પણ વિદ્યાર્થીઓ જ્ઞાનગોષ્ઠીઓ કરતા હોય. રોજ રોજ નગરના ઘાટે ઘાટે વિવાદ-પરિષદો ભરાતી. આ બુદ્ધિબળના અખાડાઓમાં વાદીઓ વચ્ચે સામસામી લડાઈઓ પણ થતી અને હારેલા પક્ષને નદીના સામે કાંઠે તરી જવું પડતું.

અલબત્ત, પ્રાચીન આદર્શ બધો અર્વાચીન જીવનમાં ઉતારવા જેવો નથી, પરંતુ આપણી જે જ્ઞાનની ધગશ છે તે આત્મામાં વસાવવા જેવી છે. જ્ઞાન એ આત્માની અનિવાર્ય ભૂખ છે અને એ ભૂખની તૃપ્તિમાં કોઈ અનિર્વચનીય આનંદ રહેલો છે એટલું સ્મરણમાં લેવા જેવું છે.

છેવટે, આપણું આ નગર પણ વિદ્યાના ભરપૂર વાતાવરણથી ગાજતું થાય, એવા અનેક જ્ઞાનીઓ અહીંઆં ઘૂમતા થાય અને આપણી ઊગતી પ્રજાની અને જનતાની જ્ઞાનપિપાસા તૃપ્ત કરે એજ પ્રાર્થના છે. એ દિશામાં સાહિત્યસભાના અંગેનું આ સત્ર પ્રેરકબળ આપો.

અત્રે આર. સી હાયસ્કૂલના હેડમાસ્તર મિ. દલાલે જણાવ્યું હતું કે એક વખત એવો હતો કે જ્યારે સર્વેની એવી માન્યતા હતી કે શાળામાં સાહિત્યને સ્થાનજ ન હોય (હેર્બર્ટ સ્પેન્સર). તે માનતો હતો કે સાહિત્ય એ તો શિક્ષણનું છેલ્લામાં છેલ્લું પગથીઉં છે. રસ્કિન એનાથી વિરુદ્ધ પડયો. તેણે સાબિત કર્યું કે સાહિત્ય એજ જીવન છે, શાળામાં તેને પ્રથમ સ્થાન અપાવું જોઈએ. ત્યારથી શિક્ષણ અને સાહિત્ય તરફ સર્વેનું લક્ષ ગયું છે.

મારી માન્યતા મુજબ સાહિત્ય, યુનિવર્સિટિ કે કૉલેજમાં નહિ, પરંતુ પ્રાથમિક શાળામાંથી શરૂ થવું જોઈએ. અત્યારે તો ત્રણમાંથી ક્યાંએ નથી એમ કહેવું પડશે. તૈયાર કરવામાં આવતી માર્ગદર્શિકા કે નોટસ્ સાહિત્યના આત્માને મારી નાખે છે. તેના શીખવનારનેજ સાહિત્યની કંઈ ખબર હોતી નથી. સાહિત્યશિક્ષક તો ઘેલો હોય છે. એક કાવ્ય શીખવવાનો વિચાર કરતાં તેકેમ શિખવાય એની મુંઝવણ ઉભી થાય છે. એક વખત શીખવ્યા પછી એજ રીતે બીજા વર્ગને શીખવી શકાતું નથી. સાહિત્યનું આ સ્વરૂપ છે. આપણો ઉત્સાહ આપણે વિદ્યાર્થીઓમાં રેડીએ, અને તેઓ શીખવેલું કાવ્ય ઘેર વાંચીને તે ઉપર મનન કરે તો પાઠનો પ્રભાવ પડયો ગણાય.

હવે પ્રાથમિક શાળામાં સાહિત્યનો પ્રચાર શી રીતે થાય એ સંબંધી આપણે વિચાર કરીએ. હાલમાં વાર્તાનાં ઘણાં પુસ્તકો બહાર પડે છે, એ સાહિત્યનું પ્રથમ પગથીઉં છે. આવાં પુસ્તકો દરેક શાળામાં રાખવામાં આવે અને વંચાવવા સાથે તે નાટકરૂપે પણ ભજવાય તો ઘણી સારી અસર થાય. આવી રીતે શરૂઆત થાય તો એ વિદ્યાર્થી માધ્યમિક શાળામાં પહોંચતાં સુધીમાં ઘણો સંસ્કારી થઈ જાય. જો કે માધ્યમિક શાળામાં પણ આમ બની શકે; પરંતુ ત્યાં ગુજરાતી સાહિત્યને ગૌણ સ્થાન મળે છે. અંગ્રેજી સાહિત્ય વધારે ધ્યાન રોકે છે. ગુજરાતી સાહિત્ય ત્યાં પાઠ્યપુસ્તક માફક શિખવાય છે, તેનો એ ઉદ્દેશ નથી. એ પુસ્તકો વિદ્યાર્થીઓ પર છોડી દેવાં જોઈએ. તે ઘેરથી તૈયાર કરી લાવે. વર્ષમાં બે ત્રણ પુસ્તકો વાંચે તો તેના જીવન પર સારા સંસ્કાર પડે.

**શ્રી. જનુભાઈ અચરતલાલ સૈયદે** આ વિષય પરત્વે પોતાના વિચારો રજુ કરતાં જણાવ્યું હતું કે આજના વિષયને હું ત્રણ ભાગમાં વહેંચી નાખું છું. (૧) શિક્ષકો સાહિત્યકાર બને, (૨) શિક્ષકો સાહિત્યના અભ્યાસી

બને, અને (૩) શિક્ષકો સાહિત્ય તરફ વિદ્યાર્થીઓ દોરાય એવી રીતે શીખવે.

પહેલી બાબતમાં મારે જણાવવું જોઈએ કે દરેક શિક્ષક સાહિત્યકાર ન બની શકે; કારણ કે તેમાં નૈસર્ગિક શક્તિ જોઈએ. બીજા બે વિભાગો અધ્યયન અને અધ્યાપન સંબંધમાં આપણે વિચાર કરીએ. બન્ને વિભાગો ઘણા અગત્યના છે, પરંતુ તેને શી રીતે વ્યાપક કરી શકાય ? હું ખાસ કરીને પ્રાથમિક શાળા માટેજ બોલું છું. માધ્યમિક શાળાઓ અને કોલેજોમાં સારાં પુસ્તકોની ખૂબ સગવડ હોય છે. પ્રાથમિક શાળાઓમાં તેવી સગવડ નથી. ત્યાં જો ફરતાં પુસ્તકાલયોની યોજના થાય તો સાહિત્ય તરફ અભિરુચિ થાય. વળી તેને માટે પરીક્ષા, પ્રમાણપત્રો વગેરેની પણ ગોઠવણ થવી જોઈએ, તોજ સાહિત્યની ઉન્નતિ થાય.

સાહિત્યનો વિષય શીખવનાર પોતે રસિક હોવો જોઈએ. અત્યારે સાહિત્યનું શિક્ષણ એટલે તેના અર્થ અને સમજુતી એવીજ માન્યતા છે; પરંતુ જ્યાંસુધી કવિનો હેતુ, ગૂઢ રહસ્ય વગેરે વિદ્યાર્થી પાસે રજુ ન કરીએ ત્યાંસુધી તે સાહિત્ય કહેવાયજ નહિ.

સાહિત્યરસ તોજ જનસમાજમાં સાહિત્ય તરફ અભિરુચિ ઉત્પન્ન કરી શકશે. સાહિત્યસભા દર વર્ષે સાહિત્યની પરીક્ષા લે છે, તેમાં ટ્રેનિંગ કોલેજના તથા બીજા ઘણા વિદ્યાર્થીઓ બેસે છે. આવી રીતે સાહિત્ય તરફ અભિરુચિ વધે તો ઘણું સારું કામ કરી શકાય.

**શ્રી. ભોગીલાલ કેશવલાલ પટવાએ** પણ કેટલીક અગત્યની સૂચનાઓ કરી હતી. તેમણે જણાવ્યું હતું કે શિક્ષક અને સાહિત્યનો સંબંધ ગાઢ છે. શિક્ષકોએ ખૂબ શિષ્ટ સાહિત્ય વાંચવું જોઈએ. સુંદર ફકરા, કાવ્યો મુખાગ્ર કરવાં જોઈએ. જે જે ઉપયોગી લાગે તે બધું પોતાનું કરી લેવું જોઈએ. એવું કરવાથીજ સંસ્કારિતા વધે છે.

સારો શિક્ષક હંમેશાં અભ્યાસી હોય. નાનાં ગામડાંના શિક્ષકો જેમને સારા વિદ્વાનોની સોબત ન હોય ત્યાં સારાં પુસ્તકોજ મિત્રની ગરજ સારે છે. તેનાથી લેખકોના સમાગમમાં રહેવા જેટલોજ આનંદ થાય છે. સદ્ગ્રંથોના અભ્યાસીને હવે જીવનમાં શું કરવું એવો સવાલ ઉભો થતોજ નથી. ભાષાશાસ્ત્ર એટલે સાહિત્ય એમ નહિ, પરંતુ સાહિત્યમાં બીજી ઘણી બાબતોનો સમાવેશ થાય છે. જે મનુષ્યજીવનને ઉન્નત કરે અને તેને સંસ્કારિતા અને મનુષ્યત્વ આપે તેનું નામ સાહિત્ય. જેઓ આટલી સેવા કરશે તેમણે જનકલ્યાણમાં ઘણો ફાળો આપ્યો ગણાશે.

**પ્રમુખપદેથી શ્રી. જીવણલાલ હ. દિવાને** નીચે પ્રમાણે સમાલોચના કરી તે દિવસનો કાર્યક્રમ પુરો કર્યો હતો. આજના વિષય પરત્વે ઘણું બોલાઈ ગયું છે. આજનો કાર્યક્રમ સમાપ્ત કરતાં મારે મારા વિચારો જણાવવા જોઈએ.

શિક્ષકને તેના આત્મગૌરવનું સંપૂર્ણ ભાન હોવું જોઈએ. શિક્ષકમાં સ્વમાન ન હોય તે દેશનું અપમાન છે. એ સમાજની અધોગતિ છે. શિક્ષકો સ્વમાનની ભૂમિકા ઉપર ન પહોંચી શકયા હોય એ દેશ ખરેખર નિર્બળ છે. જેને સ્વમાનની કિંમત નથી તે શિક્ષકની જવાબદારી માટે નાલાયક છે.

જર્મનિ, અમેરિકા અને ગ્રીસ શિક્ષકોથીજ ઉન્નત બન્યા છે. જર્મનિમાં રાષ્ટ્રકાર્યમાં પણ શિક્ષકોનો મોટો હિસ્સો હોય છે. અમેરિકાના પ્રેસિડંટ વિલ્સન પણ એક શિક્ષકજ હતા. દરેક સુધરેલા સમાજમાં શિક્ષકનો દરજ્જો ઉંચો છે. અહીં તેમ નથી. શિક્ષક અહીં સ્વતંત્ર નથી, એ સ્વાભિમાન તેનામાં નથી.

દેશમાં સાહિત્યનો શોખ વધારવો હોય તો તે કામ શિક્ષકોજ બરાબર કરી શકશે. જો શિક્ષક શિક્ષિત નહિ હોય તો જનસમાજને સાહિત્ય તરફ અભિરુચિ નહિ થાય. દેશ જેમ જેમ કેળવણીમાં આગળ વધતો જશે તેમ તેમ આપણી સાહિત્યસંપત્તિને પણ આપણે સમૃદ્ધ કરવી જોઈશે; પરંતુ તેમાં સારા શિક્ષકની ખાસ જરૂર છે. શિક્ષણથી દેશ બગડે છે એ માન્યતા હવે ભુલાવીજ જોઈએ. લાયકાતવાળો શિક્ષક કેવો હોવો જોઈએ એ સંબંધી વિચાર કરતાં જણાય છે કે આ દુનીઆમાં એક પણ માણસ એવો નહિ હોય કે જેનામાં શિક્ષકના સંપૂર્ણ ગુણો હોય. જો હકીકત આવી છે તો હવે મળે તેવાથીજ નભાવ્યે છુટકો છે; છતાં બને તેટલા સારામાં સારા શિક્ષકો શોધવા જોઈએ; બીજો કાંઈ રસ્તો નથી. બીલકુલ અજ્ઞાન કરતાં તો અક્ષરજ્ઞાન પૂરતું છે. ટીકાઓ કરનાર તરફ લક્ષ આપવા બેસીએ તો નિરાશાજ મળે છે. બધો આધાર શિક્ષકો ઉપરજ છે, એમ માનનારા અતિશયોક્તિ કરે છે. આખો દિવસ ઘેર રહેનાર છોકરાઓ શિક્ષકના પાંચ કલાકના સહવાસથી ઘરની અસર નાબુદ કરી શકે? સામાન્ય રીતે પ્રજા અજ્ઞાન છે. તેના ઘરના સંસ્કારો નાબુદ કરી તેને ઠેકાણે સારા સંસ્કારો બેસાડવા, એ કામ વાતો કરવા જેટલું સહેલું નથી, છતાં નિરાશ થવાની જરૂર નથી. કાલ નહિ તો થોડા દિવસ પછી પણ તેનું શુભ પરિણામ આવશે તેની ખાતરીજ છે.

બને, અને (૩) શિક્ષકો સાહિત્ય તરફ વિદ્યાર્થીઓ દોરાય એવી રીતે શીખવે.

પહેલી બાબતમાં મારે જણાવવું જોઈએ કે દરેક શિક્ષક સાહિત્યકાર ન બની શકે; કારણ કે તેમાં નૈસર્ગિક શક્તિ જોઈએ. બીજા બે વિભાગો અધ્યયન અને અધ્યાપન સંબંધમાં આપણે વિચાર કરીએ. બન્ને વિભાગો ઘણા અગત્યના છે, પરંતુ તેને શી રીતે વ્યાપક કરી શકાય ? હું ખાસ કરીને પ્રાથમિક શાળા માટેજ બોલું છું. માધ્યમિક શાળાઓ અને કૉલેજોમાં સારાં પુસ્તકોની ખૂબ સગવડ હોય છે. પ્રાથમિક શાળાઓમાં તેવી સગવડ નથી. ત્યાં જો ફરતાં પુસ્તકાલયોની યોજના થાય તો સાહિત્ય તરફ અભિરુચિ થાય. વળી તેને માટે પરીક્ષા, પ્રમાણપત્રો વગેરેની પણ ગોઠવણ થવી જોઈએ, તોજ સાહિત્યની ઉન્નતિ થાય.

સાહિત્યનો વિષય શીખવનાર પોતે રસિક હોવો જોઈએ. અત્યારે સાહિત્યનું શિક્ષણ એટલે તેના અર્થ અને સમજુતી એવીજ માન્યતા છે; પરંતુ જ્યાંસુધી કવિનો હેતુ, ગૂઢ રહસ્ય વગેરે વિદ્યાર્થી પાસે રજુ ન કરીએ ત્યાંસુધી તે સાહિત્ય કહેવાયજ નહિ.

સાહિત્યરસ તોજ જનસમાજમાં સાહિત્ય તરફ અભિરુચિ ઉત્પન્ન કરી શકશે. સાહિત્યસભા દર વર્ષે સાહિત્યની પરીક્ષા લે છે, તેમાં ટ્રેનિંગ કૉલેજના તથા બીજા ઘણા વિદ્યાર્થીઓ બેસે છે. આવી રીતે સાહિત્ય તરફ અભિરુચિ વધે તો ઘણું સારૂં કામ કરી શકાય.

**શ્રી. ભોગીલાલ કેશવલાલ પટવાએ** પણ કેટલીક અગત્યની સૂચનાઓ કરી હતી. તેમણે જણાવ્યું હતું કે શિક્ષક અને સાહિત્યનો સંબંધ ગાઢ છે. શિક્ષકોએ ખૂબ શિષ્ટ સાહિત્ય વાંચવું જોઈએ. સુંદર ફકરા, કાવ્યો મુખાગ્ર કરવાં જોઈએ. જે જે ઉપયોગી લાગે તે બધું પોતાનું કરી લેવું જોઈએ. એવું કરવાથીજ સંસ્કારિતા વધે છે.

સારો શિક્ષક હંમેશાં અભ્યાસી હોય. નાનાં ગામડાંના શિક્ષકો જેમને સારા વિદ્વાનોની સોબત ન હોય ત્યાં સારાં પુસ્તકોજ મિત્રની ગરજ સારે છે. તેનાથી લેખકોના સમાગમમાં રહેવા જેટલોજ આનંદ થાય છે. સદ્ગ્રંથોના અભ્યાસીને હવે જીવનમાં શું કરવું એવો સવાલ ઉભો થતોજ નથી. ભાષાશાસ્ત્ર એટલે સાહિત્ય એમ નહિ, પરંતુ સાહિત્યમાં બીજી ઘણી બાબતોનો સમાવેશ થાય છે. જે મનુષ્યજીવનને ઉન્નત કરે અને તેને સંસ્કારિતા અને મનુષ્યત્વ આપે તેનું નામ સાહિત્ય. જેઓ આટલી સેવા કરશે તેમણે જનકલ્યાણમાં ઘણો ફાળો આપ્યો ગણાશે.

**પ્રમુખપદેથી શ્રી. જીવણલાલ હ. દિવાને** નીચે પ્રમાણે સમાલોચના કરી તે દિવસનો કાર્યક્રમ પુરો કર્યો હતો. આજના વિષય પરત્વે ઘણું બોલાઈ ગયું છે. આજનો કાર્યક્રમ સમાપ્ત કરતાં મારે મારા વિચારો જણાવવા જોઈએ.

શિક્ષકને તેના આત્મગૌરવનું સંપૂર્ણ ભાન હોવું જોઈએ. શિક્ષકમાં સ્વમાન ન હોય તે દેશનું અપમાન છે, એ સમાજની અધોગતિ છે. શિક્ષકો સ્વમાનની ભૂમિકા ઉપર ન પહોંચી શકયા હોય એ દેશ ખરેખર નિર્બળ છે. જેને સ્વમાનની કિંમત નથી તે શિક્ષકની જવાબદારી માટે નાલાયક છે.

જર્મનિ, અમેરિકા અને ગ્રીસ શિક્ષકોથીજ ઉન્નત બન્યા છે. જર્મનિમાં રાષ્ટ્રકાર્યમાં પણ શિક્ષકોનો મોટો હિસ્સો હોય છે. અમેરિકાના પ્રેસિડંટ વિલ્સન પણ એક શિક્ષકજ હતા. દરેક સુધરેલા સમાજમાં શિક્ષકનો દરજ્જો ઉંચો છે. અહીં તેમ નથી. શિક્ષક અહીં સ્વતંત્ર નથી, એ સ્વાભિમાન તેનામાં નથી.

દેશમાં સાહિત્યનો શોખ વધારવો હોય તો તે કામ શિક્ષકોજ બરાબર કરી શકશે. જો શિક્ષક શિક્ષિત નહિ હોય તો જનસમાજને સાહિત્ય તરફ અભિરુચિ નહિ થાય. દેશ જેમ જેમ કેળવણીમાં આગળ વધતો જશે તેમ તેમ આપણી સાહિત્યસંપત્તિને પણ આપણે સમૃદ્ધ કરવી જોઈશે; પરંતુ તેમાં સારા શિક્ષકની ખાસ જરૂર છે. શિક્ષણથી દેશ બગડે છે એ માન્યતા હવે ભુલાવીજ જોઈએ. લાયકાતવાળો શિક્ષક કેવો હોવો જોઈએ એ સંબંધી વિચાર કરતાં જણાય છે કે આ દુનીઆમાં એક પણ માણસ એવો નહિ હોય કે જેનામાં શિક્ષકના સંપૂર્ણ ગુણો હોય. જો હકીકત આવી છે તો હવે મળે તેવાથીજ નભાવ્યે છુટકો છે; છતાં બને તેટલા સારામાં સારા શિક્ષકો શોધવા જોઈએ: બીજો કાંઈ રસ્તો નથી. બીલકુલ અજ્ઞાન કરતાં તો અક્ષરજ્ઞાન પૂરતું છે. ટીકાઓ કરનાર તરફ લક્ષ આપવા બેસીએ તો નિરાશાજ મળે છે. બધો આધાર શિક્ષકો ઉપરજ છે, એમ માનનારા અતિશયોક્તિ કરે છે. આખો દિવસ ઘેર રહેનાર છોકરાઓ શિક્ષકના પાંચ કલાકના સહવાસથી ઘરની અસર નાબુદ કરી શકે? સામાન્ય રીતે પ્રજા અજ્ઞાન છે. તેના ઘરના સંસ્કારો નાબુદ કરી તેને ઠેકાણે સારા સંસ્કારો બેસાડવા, એ કામ વાતો કરવા જેટલું સહેલું નથી, છતાં નિરાશ થવાની જરૂર નથી. કાલ નહિ તો થોડા દિવસ પછી પણ તેનું શુભ પરિણામ આવશે તેની ખાતરીજ છે.

જો વિદ્યાર્થીની નિષ્ફળતાથી શિક્ષક ગભરાય તો તે કંઈજ કરી શકે નહિ. ચારિત્ર્યની છાપ સાહિત્ય પર પડે છે અને સાહિત્ય સમૃદ્ધ થતાં દેશની પણ ઉન્નતિ થાય છે. ઇગ્લાંડના ઇતિહાસ જોશો તો જણાશે કે રાણી ઇલિઝાબેથના વખતમાં સાહિત્ય ખૂબ આગળ વધ્યું હતું. શેકસપીઅર વગેરે કવિઓ અને લેખકોથી ઇગ્લાંડ જાણે મધુગાન ગાનાર પક્ષીઓનું પાંજરૂં ન હોય એવું બની ગયું હતું. પ્રખ્યાત નાવિકાએ ચારે ખંડ ખેડી નાખ્યા હતા. સ્પેઇનને હરાવ્યું હતું. સાહિત્યની ઉન્નતિ સાથેસાથ દેશની પણ ઉન્નતિ થઈ હતી.

જે કાળમાં સ્વતંત્રતાનો પવન ખૂબ હોય છે, તે કાળમાં સાહિત્યમાં પણ તેની અસર આવે છે. પરતંત્ર અને ગુલામ દેશમાં સાહિત્ય પણ ગુલામજ હોય. સાહિત્ય ઉપર દેશકાળની પુરેપુરી છાપ પડે છે. સાહિત્ય ઉન્નત થાય છે તેમ સમાજ અને તેનું માનસ પણ ઉન્નત થાય છે. અઢારમા સૈકામાં ફ્રેન્ચ સાહિત્યની ઉન્નતિ થઈ, સાથોસાથ લોકો પણ ઉત્સાહી અને સ્વતંત્રતાની ધગશવાળા થયા.

હવે શિક્ષક સાહિત્યની શી સેવા કરી શકે તે જોઈએ. દરેક શિક્ષક અભ્યાસી અને વિવેચક હોય. ભણાવવું એને એક દેશસેવા માનનારો હોય. શિક્ષકને સત્તાનો શોખ હોય છે. તે શિસ્તને ખૂબ અગત્ય આપે છે. જ્યારે વિદ્યાર્થીનું માનસ બીજી બાજુએ છે. તેઓ શિસ્ત કરતાં સ્વચ્છંદતાને વધારે માને છે. હું માનું છું કે જ્યાં શિસ્ત નથી ત્યાં કંઇજ નથી. સ્વચ્છંદી વિદ્યાર્થી કંઈજ કરી શકશે નહિ. જ્યાં શિસ્ત જાળવવાનો શોખ નથી ત્યાંનું વાતાવરણ જરૂર નિષ્પ્રાણ હશે. પશ્ચિમના દેશોમાં તો ભણાવવા કરતાએ શિસ્તને વધારે મહત્ત્વ આપવામાં આવે છે. ત્યાં શાળાની કવાયત પણ લશ્કરી છે અને તે ફરજિઆત છે. ખરેખર શિસ્ત વિના કોઈ કામ થઈ શકતું નથી. (મારી તો દૃઢ માન્યતા છે કે સત્તાનો દુરુપયોગ કરીને પણ Discipline જાળવવીજ જોઈએ.)

આ શહેરમાં એક પણ કેળવણીમંડળ નથી. સુરતમાં સાર્વજનિક મંડળ છે તે ઘણી ઉચ્ચ કક્ષાએ છે. તેણે ૧૨ લાખ રૂપીઆ ભેગા કર્યા છે. આવા મોટા અને ધનાઢ્ય શહેરમાં તેવું મંડળ હોવુંજ જોઈએ.

અંતમાં સાહિત્ય સભાએ આવા સત્રની યોજના કરીને કિંમતી સેવા કરી છે તેથી તેમનો આભાર માની હું મારૂં ભાષણ સમાપ્ત કરૂં છું.

## બીજો દિવસ—તા. ૭-૯-૩૫

### પ્રમુખ શ્રી. શારદાબેન મહેતા

### વિષયઃ ઘરની કેળવણી અને બાળકેળવણી

વ્યાખ્યાન કર્તાઓ—શ્રી. ભોગીલાલ ઠાકર
શ્રી. વ્રજલાલ જટાશંકર દવે

**શ્રી ભોગીલાલ ઠાકરનું ભાષણઃ**—આજનો મારો વિષય "ઘરની કેળવણી અને બાળકેળવણી" છે. મને લાગે છે કે તેમાં કંઇક હોય છે. ખરી રીતે "બાળકેળવણી અને તેમાં ઘરની કેળવણી" એમ વ્યાખ્યાનનો વિષય હોવો જોઈએ; કારણ કે બાળકેળવણીમાં ઘરની કેળવણી સમાઈ જાય છે. બાળકેળવણી એ કોઈ પણ રાષ્ટ્રને માટે અત્યારે અગત્યનો પ્રશ્ન છે. જગતના સર્વ રાષ્ટ્રો જાણે છે કે જો બાળકો સુંદર, શ્રેષ્ઠ કે અન્ય રાષ્ટ્ર સાથે બળ અને શક્તિપૂર્વક ઉભા રહેનાર નહિ થાય તો તે પ્રજા નાશ થવાનેજ સર્જાએલી છે. માટે બાળકેળવણીનો પ્રશ્ન એ કંઈ સામાન્ય પ્રશ્ન નથી, પણ જીવનમરણનો પ્રશ્ન છે. બાળકોના વિકાસની તૈયારીમાં કોઈપણ પ્રજાનું સંરક્ષણ અને વિકાસ રહેલા છે. કમનસીબે આપણી માન્યતા એવી થઈ ગઈ છે કે—બાળક એ એક પુષ્પ છે. ખરી રીતે તે પુષ્પ નથી; પણ પુષ્પથી પણ વિશેષ છે. બાળક એ એક સૈન્દ્રિય પ્રાણી છે, અને આનુવંશિક ગુણો લઈને પૃથ્વી પર આવ્યું છે. તેનો વિકાસ થાય છે તેમજ વૃદ્ધિ થાય છે. રેટેશન અને રિવોલ્યુશન બંને સાથે થાય છે. આ ક્રિયામાં સંપૂર્ણ રીતે અનુકૂળતા કરી આપવી તેને સંપૂર્ણ કરવું એ શિક્ષણનું કાર્ય છે, અને શિક્ષક તો માત્ર તેની શક્તિનો પ્રાદુર્ભાવ થાય તેજ જોવાનું છે. અત્યારના શિક્ષણ પરત્વે એવી માન્યતા ધરાવવામાં આવે છે કે બાળકર્મ ઘડનાર શિક્ષક છે. વસ્તુતઃ આધુનિક શિક્ષણ તેની વિરુદ્ધ છે. બાળક એ કંઈ માટીનો લોંદો નથી કે તેને જેવો ઘડવો હોય તેવો ઘડાય. તેમાં અનેક તત્ત્વો છે, તેવો નિર્ણય નક્કી થયો છે. બાયોલૉજીએ (જીવનશાસ્ત્રે) સિદ્ધ કર્યું છે કે માનવજીવનની અંદર એકલાં માતાપિતાનાજ ૪૦૯૬ ગુણો આવે છે. આ ઉપરાંત અન્ય ગુણોની ગણતરી કરીએ તો બધાં મળી પાંચ લાખ ગુણો ઉત્પન્ન થાય છે. શું આ ગુણો એકાએક ઉત્પન્ન થઈ શકે? બાળકમાં એવું શું છે? દરેક બાળકના વાળ, આંખો, શક્તિ ઇત્યાદિ ભિન્નભિન્ન પ્રકારનાં છે. તેનું કારણ એ છે કે તેની પાછળ વંશપરંપરાના ગુણોની શક્તિ છે. શિક્ષક બાળકની

આ શક્તિને પિછાને અને તેમાં અમુક હદ સુધી વિચરી શકે, તોજ બાળકનો વિકાસક્રમ વિચારી શકે. ખોરમાંથી ઢળાઓ કાઢી શકાય, પણ ફેરી બનાવાય નહિ. દરેક બાળક અમુક હદ સુધી કાર્ય કરી શકે છે. પણ આપણે તેને એકજ બીબામાં ઢાળીએ છીએ, એ તેની વૃદ્ધિ અને વિકાસનું ખુન કરવા જેવું છે; એટલે કે આ સિદ્ધાંત એક વિભાગમાં ઢાળવો તે ભુલ છે. બાળકનો આ રીતે જે વિકાસ થાય છે તે માર્ગસર નથી. તેના ગુણોનો વિચાર કરતાં તેની રેખા આવી શકે પણ આવુંજ બનશે અથવા વિકાસ પામશે એમ કહેવાય નહિ, કારણ જુદા જુદા ગુણસમૂહને પરિણામે તેના ગુણો બહાર આવે છે, અને બાળક જુદી મનોવૃત્તિવાળું થાય છે. જે ગુણોને યોગ્ય કે અયોગ્ય વાતાવરણ મળે છે તે પ્રમાણે બાળકના ગુણો બહાર નીકળે છે. કોઈપણ બે ગુણો કે ક્રિયા એકસાથે થઈ શકતી નથી. દયાના કાર્ય વખતે ક્રૂરતા સંભવતી નથી તેમ આ આનુવંશિક ગુણો વાતાવરણને અંગે ઉત્પન્ન થાય છે. વાતાવરણ ગમે તેટલું બળ કરે તોપણ ડઝન કે દોઢ ડઝન ગુણો બહાર આવી શકતા નથી. કોઈ પણ માબાપ એમ ન માને કે અમે શ્રેષ્ઠ છીએ માટે અમારાં બાળકો શ્રેષ્ઠ થાય, કે અયોગ્ય હોઈએ તો અયોગ્ય થાય. જંગલી અને સુધરેલા વાતાવરણનો વિચાર કરીએ તો એક નિર્બળ અને નિઃસત્ત્વ પુરુષમાં જ્યારે લાગણીઓનો આવેશ આવે છે ત્યારે તે કંઈ ઓરજ કાર્ય કરી બતાવે છે. કારણ કે તે વખતે તે મનુષ્ય વાતાવરણના બળમાં નિર્બળ છે છતાં બહાદુર બને છે અને પ્રવાહમાં ધસ્યે જાય છે. વાતાવરણની શક્તિ અને સામર્થ્ય અજબ છે. તે મહાશક્તિ છે છતાં તેની પાછળ આનુવંશિક ગુણો વિચારવાના છે. એકજ કોટિના કે કુટુંબનાં જુદાં જુદાં બાળકોમાં પણ જુદા જુદા ગુણો હોય છે. આપણને સહેજેય પ્રશ્ન થશે કે માબાપોની સરખી દેખરેખ તેમજ સંભાળ છતાં શા માટે ગુણોમાં તફાવત હોય છે. તો તેનો જવાબ એ છે કે તેમને વાતાવરણ મળ્યા છતાં કેટલાક આનુવંશિક ગુણો મુખ્ય ભાગ ભજવે છે. વિજ્ઞાનમાં પણ આ બાબતના પ્રયોગો થયા છે; પરંતુ માબાપ ઉપરથી કયા ગુણો બાળકનામાં લાવી શકાય તે તેઓ જાણી શકયા નથી. પરમાત્મા જેટલુંજ તે જ્ઞાન ગુહ્ય છે. બાળક વંશપરંપરાના ગુણો સાથે વાતાવરણને લીધે અમુક કોટિનું બને છે.

તેનો શરૂઆતના જીવનમાં એટલે કે અગીઆર મહીનાથી સવા વર્ષનું થતાં તેને વાતાવરણની તેમજ તડકાની અસર થાય છે; છતાં બાળક તે

અસરોના ભેદ પાડી શકતું નથી, તેમજ દર્શન કરી શકતું નથી. કેવળ તે વખતે આત્મલક્ષી હોય છે. સવાથી ત્રણ વર્ષનો સમય તે તેની સામાજિક અસરનો સમય છે, એટલે કે સામાજિક માનસ તે સમજી શકે છે. આ સમયમાં વાતાવરણની અસરથી જ્ઞાન થાય છે અને અનુભવે છે; જેથી આ તેનો અનુકરણનો સમય છે; અને બાળક જુદી જુદી ક્રિયાઓ કરતું માલમ પડે છે, અને ક્રિયાત્મક બને છે. ત્રણથી ૭ વર્ષનો સમય વ્યક્તિત્વના વિકાસનો સમય છે. આ સમયે તે જગતની બહારની વસ્તુઓને સમજતું થાય છે; તેથી તે બાળમંદિરમાં દોરાવા માગતું નથી. કારણ તેની વૃત્તિ મરજી પ્રમાણે ક્રિયા કરવાની છે. બાળજીવનમાં આ સમય સૌથી વિશેષ અસર કરનારો છે. આ સમયે માબાપોએ ખૂબ કાળજી રાખવી જોઈએ; કારણ કે આ વખતે તેને વ્યક્તિત્વનું ભાન, જિજ્ઞાસા, ઇચ્છા વગેરે ઉત્પન્ન થાય છે. કલ્પનાશક્તિ ઉત્તેજિત બને છે. ક્રિયાને જણાવતું થાય છે. વસ્તુ માગે છે અને હું કંઇક છું એવું તેને ભાન થાય છે. આ તેની ત્રીજી અવસ્થા છે. ત્રણથી ૭ વર્ષનો સમય ડૉ. મૉન્ટેસૉરીના અભિપ્રાય મુજબ પૂર્ણ બાળક સંપૂર્ણ વિકાસ માટે સ્વતંત્રતા માગે છે. આ સમયે માબાપને તે વધારે કનડગત કરે છે; તેથીજ માબાપો તેમને બાળમંદિરમાં ધકેલે છે. જો તેમને જુદી જુદી ખરાબ ટેવ અને પ્રતિકૂળ સંજોગો મળે તો તેના આત્માનો નાશ થાય છે. આ સમયમાં બાળક નાનું છે એમ સમજીને માબાપો તેના પ્રત્યે બેદરકાર રહે છે. બાળકને જો તેના ઘરનો ઇતિહાસ પૂછીએ તો માબાપનો કજીઓ-પિતાએ માતાને મારેલી સોટી, વગેરે ઇતિહાસ કહેશે; કારણકે તે એમ બતાવે છે અર્થાત તેને લાગે છે કે મને આ અનુકૂળ વાતાવરણ નથી.

ત્યારપછીનો સમય તે સામાજિક જ્ઞાનનો સમય છે. ૭ થી બાર વર્ષની ઉંમરમાં પ્રથમ તે માતા તરફ વળે છે, પછી ધીરે ધીરે મિત્ર તરફ વળે છે, પછી મિત્રો અને બેનપણીઓદ્વારા પોતાનું મંડળ રચવાની ઇચ્છા જાગ્રત થાય છે. ખિસ્સાંમાં કોકરા, કાગળ વગેરે ભરે છે; કારણકે આ સમયમાં તેની સંગ્રહ કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે. ખિસ્સું એ તેની પ્રદર્શનની જગા છે. આવી રીતે તેનામાં સમૂહગત ક્રિયા કરવાનું ભાન આવે છે.

બારથી સોળ વર્ષની ઉંમરમાં પોતાને તેની પોતાની જાતિનું ભાન થાય છે. આ સમય જીવનમાં ખૂબ અંગત્યનો છે. નવા નવા રસો જાગે છે. નવાં સ્વરૂપ જાગે છે. સારાં કપડાં, પોશાક અને પાંથી પાડીને બહાર

ફરવા જવાનું મન થાય છે. જો બાળા હોય તો તેને વેણીમાં ફૂલ નાખીને જવાનું મન થાય છે, કારણ કે આ સમયમાં મનોવૃત્તિ બદલાય છે અને બાળક મટી પુખ્ત વયનો થવા માંડે છે. ત્યારપછીના સમયમાં નવી શક્તિ, નવા આદર્શ, માતા, રમકડાં, સખા, વસ્તુસંગ્રહ, સમૂહના જીવનનો આદર્શ ઘડાય છે. સમાજમાં શું કરવું તે તેના ધ્યાનમાં આવે છે. સમાજમાં પોતાના સ્થાનનો વિચાર કરે છે. આ માર્ગ તે તેના જીવનનો માર્ગ છે.

અઢારથી ચોવીસ વર્ષનો સમય જેને જુના જમાનામાં ગદ્ધા પચીસીનો સમય કહીએ તે છે; જેમાં એ આખી દુનીઆંને લાત મારવા માગે છે. બીજાથી દોરાવા માગતો નથી; માટેજ ઘરડાઓએ તેને ગદ્ધાપચીસી કહી છે. વળી તેનામાં મારે જીવવું છે, તૈયાર થવું છે, હું મારો માર્ગ કરવા માગું છું, વગેરે સ્વતંત્રતાની વૃત્તિનો તનમનાટ વૃદ્ધોને ગમતો નથી તેથી પણ ગદ્ધાપચીસી કહે છે; પણ આજે તેનું સ્વરૂપ બદલાયું છે. માનસશાસ્ત્રીઓ કહે છે કે આ સમયમાં તેમને સ્વતંત્રતા મળવીજ જોઈએ.

હવે આપણે બાળકેળવણીનો વિચાર કરીએ. બાળકની તંદુરસ્તી એ તેના વિકાસનું પ્રથમ પગથીઉં છે. જો એક બાળક બારણા આગળ આખો વખત પડી રહે અને આગળ વધેજ નહિ તો આપણે સમજી શકીએ કે તે નિર્બળ હોવો જોઇએ. આવા બાળકોમાં વેગ કે ચૈતન્યનો પ્રવાહ નથી હોતો. માટે પ્રથમ બાળકમાં શક્તિ જોઈએ. તે સિવાય બાળકમાં વિકાસ નહિ થાય. શારીરિક શક્તિ-તંદુરસ્તી એ જીવનના ઘડતરરૂપ છે. બીજું તેને વાતાવરણ મળવું જોઇએ. ઘણાં બાળકો વાતાવરણ વિના નાશ પામે છે. મા કાઢી મૂકે, ભાઈબંધ ફટકારે, પણ બાળક જ્યાં જેમ જેમ સમૂહગત કામ કરતું થાય છે તેમ તેમ તેનો વિકાસ વધતો જાય છે. ઘણાં માબાપો ઇચ્છે છે કે મારો દીકરો આંક, મૂળાક્ષર, સંગીત વગેરે ક્યારે શીખી શકશે ? ખરી રીતે માસ્તર પાસે કંઇ એવો મંત્ર નથી કે તે વિષયો જલદી શીખવી શકે. જો બાળકને સોટીથી સીધું બેસાડીએ તો તેની અસર આખી જિંદગી સુધી રહે છે. મી. ટેનન્ટ નામના લેખકે લખ્યું છે કે માનવજીવન ઉપર ગુસ્સો, ભય, ભૂખ, દર્દ વગેરે થાય તો તેની શી અસર થાય છે ? ભયગ્રસ્ત બાળક આંક ગોખે છે ખરું, પરંતુ જિંદગીભર તે સત્તાને પોતાની સાચી વસ્તુ કહેવાનું છોડી દેછે, અને સત્તાથીજ કામ કરે એવું ગુલામ બને છે. હજુ આપણે સોટીના મહા ઉપાસકો છીએ, ... આપણે સોટી ખાનારા છીએ.

કોઈપણ ક્રિયામાં ધ્યાન પણ મુખ્ય બાબત છે. કોઈપણ બે ક્રિયા એકીસાથે થઈ શકતી નથી. થાય તો અડચણકર્તા થઈ પડે જેમકે એક બાળક ખૂબ અભ્યાસ કરે તે વખતે તેના શરીરને નુકસાન થાય છે. તેના માનસને થાક લાગે છે અને તેથી ફાયદાને બદલે નુકસાન થાય છે. જો બાળક સતત ક્રિયા કરતું હોય તે વખતે તેનું વજન લેવામાં આવે તો તેને જેટલો વધારે થાક લાગે તે પ્રમાણમાં વજનમાં ફેર પડે છે અને ફાયદાને બદલે નુકસાન થાય છે. કોઈ માણસ ગ્રેજ્યુએટ થાય ત્યારબાદ તે એટલો બધો નિર્બળ થઈ જાય છે, કે ત્યારપછી તે પોતાનાં પુસ્તકો અભેરાઈ પરથી નીચે ઉતારતોજ નથી; એટલે કે તેની શક્તિ નષ્ટ થાય છે, અને તેનો ઉલ્લાસ આથમી જાય છે. ક્રિયાશક્તિ નષ્ટ થાય છે; માટેજ જીવન-વિકાસને માટે તેની ક્રિયા યથોચિત થવી જોઈએ. કોઈપણ ક્રિયામાં વધારે બળ થાય તેમ થવું ન જોઈએ. જે માબાપો ટુંક સમયમાં અભ્યાસ કરાવી પોતાનાં બાળકોને વિકસાવવા માગે છે, તે ખરી રીતે ન વિકસાવતાં સાતમા આઠમા ધોરણને બદલે તેનું સાતમું, આઠમું અને બારમું કર-વાની તૈયારી કરે છે અર્થાત્ તેના કુદરતી વિકાસને અવરોધે છે.

આ ઉપરાંત આપણે ખોરાક વિષે પણ વિચાર કરવાનો રહે છે. પોષણ એ બહુ આવશ્યક વસ્તુ છે, અને તેથી ખોરાકની કાળજી ક્યારે, કેવી રીતે અને તેની અસર વગેરે બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ. વિકાસમાં શારીરિક શક્તિ પ્રથમ છે, અને તે આવશ્યક છે. સાથે સાથે પરિસ્થિતિની અસર પણ તેવીજ છે. પરિસ્થિતિ આનંદમય હોવી જોઈએ; પણ તે ગાંડો આનંદ નહિ પરંતુ વ્યવસ્થિત આનંદ. એટલે કે વધારે લાડ નહિ જોઈએ. લાડથી બાળક વધારે પાંગળું બને છે; એટલે લાડમાં ઉછ-રેલું બાળક વિકાસ સાધી શકતું નથી. નિર્માલ્ય વિદ્યાર્થીઓને પુરતું અજવાળું, યોગ્ય ખોરાક, અને સ્વતંત્રતા મળતી નથી, માટેજ તેમનો સંપૂર્ણ વિકાસ થતો નથી, ઉપલી વસ્તુઓ જેમ ઓછી તેમ તેનો નાશ જલદી.

છેલ્લી એક અગત્યની વાત તે રમતો છે. હાલના જીવનમાં રમતો અને મુસાફરી અગત્યની મનાય છે. એનાથી મળતું જ્ઞાન બીજી કોઈ શક્તિ-દ્વારા મળી શકતું નથી. આ શક્તિઓ વિનાના માણસોનું મુખ જનતાને આનંદમય લાગતું નથી. રમતમાં હાર સ્વીકારવી તેજ ખરી જીત છે. આજથી થોડાંજ વર્ષો ઉપર, જો કોઈ બાળક બહુજ રમે તો બાપાજી તેની તરત ખબર લઈ લેતા!

અત્યારે એ દૃષ્ટિ બદલાઈ છે; માટેજ રમત કે મુસાફરી વિના કોઈ

પણ શિક્ષણ સમુળગું મારું જાય છે, એમ સમજતા થયા છે. જો બાળક બીકણ થાય ને ભયમાં ઉછરે તો તે તેમાંજ મરવાનું. બાળકોનો ભય તે માબાપોને મન ભય નથી, માટે માબાપોએ દરેક બાળકને દરેક વિષયથી જ્ઞાત કરવો જોઈએ.

આ વિષય ઉપર બોલતાં **શ્રી. વ્રજલાલ જટાશંકર** દવેએ જણાવ્યું હતું કે આજથી વીસ વર્ષથી બાળકેળવણીનો યુગ મંડાયો છે. કેળવણીના વૃક્ષમાં સ્વતંત્રતા અને સ્વયંસ્ફુર્તિ તેના ડાળાં છે. તેમાં કઈ વસ્તુઓ આવરણરૂપ છે તે રચનાત્મક સાધનોદ્વારા રજુ કરી શકાય છે. આ દ્વારા અપાતી કેળવણી આપણે કેટલી અમલમાં મૂકીએ છીએ તે જોઈએ.

બાળકોની શાળામાં શી દશા છે, આપણા ઘરમાં શી દશા છે તે જોઈએ તો આપણને જણાશે કે હજુ આપણી જુની દશા ભોગવ્યાજ કરીએ છીએ. સાચું બોલવું સારૂં છે એ વાત ઘણા યુગોથી માન્ય છે, ખાદી પહેરવી તે સામાન્ય છે, પણ તેનો અમલ કેટલો થાય છે તે આપણે જોતા નથી. તેવીજ દશા આપણી શાળામાં અને ઘરમાં થઈ રહી છે.

આ જમાનો ગમે તેવો ગણાતો હોય પણ હું માનું છું કે તે જાપાનનો છે. જાપાન ગમે તે પ્રકારે સોંઘો માલ આપણને આપે છે, પણ તે ટકાઉ તો નહિજ; આમ સમજવા છતાંએ તે આપણે લઈએ છીએ. તેવીજ રીતે બાળકેળવણીના કેટલાંક સિદ્ધાંતો ખોટા ઠર્યા છે પણ તેનાથી અલગ થઈ શકતા નથી, કારણકે આપણે તેનું સત્ય સમજ્યા નથી; તેથી અમલ કરી શકતા નથી. દાખલા તરીકે, મારા એક મિત્રે મોન્ટેસોરી પદ્ધતિના ડટ્ટા બનાવેલા મને જોવા બોલાવ્યો તો માલુમ પડ્યું કે ડટ્ટા પ્રમાણમાં અતિશય મોટા, વજનમાં ભારે, અને બાળકના ગજા ઉપરાંતના હતા. તેનું કારણ પૂછતાં જવાબ મળ્યો કે આવા ડટ્ટા બનાવવાથી ઝાઝો વખત તે ટકે અને ખર્ચનો બચાવ થાય. આમ આપણો સમાજ સિદ્ધાંત જુએ છે પણ સત્ય નહિ. બાળકને મરાય નહિ એમ માનતા સુધરેલા મનુષ્યો પણ બાળકને જાજરૂમાં ત્રણ કલાક સુધી પુરી રાખે છે. આથી પણ વધારે કરુણ દાખલા સમાજમાં છે. શાળામાં આવનારાં શેઠીઆઓનાં છોકરાં કે જેની સંભાળ માટે તેઓ આયાઓ રાખે છે તેજ શેઠનાં છોકરાંઓને ડ્રાઈવરોના તમાચા ખાતાં મેં જોયાં છે. જ્યારે આ વાતની શેઠીઆઓને ખબર નથી હોતી. એ વસ્તુ આપણને શું સૂચવે છે? બાળકોને બાળમંદિરમાં મૂકવાનું કારણ તેના સિદ્ધાંતનું પાલન, ફેશન કે નવરાશ છે, એ વિચારથી ઘણાખરા મુંઝાય છે. સ્વતંત્રતા કે સ્વયંસ્ફૂર્તિ

કેળવવાની ખાતર બાળકોને બાળમંદિરમાં મૂકતાં હોય તેવાં માબાપો તો અલ્પ છે એ અનુભવસિદ્ધ છે. સવા વરસના બાળકને ચાલવા માટે વિશાળ જગ્યા જોઈએ પણ કોઈ મોટું પારણું લાવી તેમાં બાળકને છુટું મૂકી જો આપણે ફુલાઈએ તો તે હાસ્યજનક છે. પક્ષીની પાંખ કાપી તેને ઉડવાનું કહીએ એવી આ સ્થિતિ છે. બાળકો માટે સગવડ કરવી એવી માબાપોની ભાવના છે, પણ તેના દીલમાં સ્વતંત્રતા અને સ્વયં-સ્ફૂર્તિની તમન્ના નથી. તેવાં માબાપો પાસેથી આપણે શી આશા રાખી શકીએ. આ તો ઘરની દશાની વાત. બાળકેળવણીની પણ તેવીજ દશા છે.

કોઈ બે ચિત્રકારો ભેગા મળે પણ તે પદાર્થની આકૃતિ, રૂપ, રંગ, વગેરેનો મેળ ન આવે ત્યાંસુધી તેનું ચિત્ર ઉત્તમ કોટિનું થાય નહિ. તેવીજ રીતે બાળકેળવણી અને ઘરની કેળવણીનો સુયોગ થાય નહિ ત્યાંસુધી બાળકનો વિકાસ ઉચ્ચ કોટિનો થાય નહિ. આ ઉપરાંત બાળકેળવણી માટે ડૉક્ટર મોન્ટેસોરીની પદ્ધતિનું કેટલુંક રહસ્ય સમજાવી વ્યક્તાએ પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું.

ઉપરનાં ભાષણો પછી વિષયોને લગતી અને વ્યક્તાઓનાં વ્યાખ્યાનો પરત્વે ચર્ચાને પણ સ્થાન આપવામા આવ્યુ હતું. મિ. પ્રિતમરાય વ્રજરાય દેસાઈએ પદ્ધતિ વિષે બોલતાં જણાવ્યુ હતું કે ગુજરાતમાં દિનપ્રતિદિન બાળમાનસનો અભ્યાસ અત્યારે વધતો જાય છે. સ્વતંત્રતા અને સ્વયંસ્ફૂર્તિના ભાષણમાં મને એમ લાગ્યું કે જાણે કોઈ દુકાળીઓ જમણનું નામ સાંભળે અને તેને જે લાગણી થાય તેવીજ સ્થિતિ આ પદ્ધતિ માટે છે. આપણે યાદ રાખવું જોઈએ કે કેળવણી માટે પદ્ધતિના ગુલામ થવું જોઈએ નહિ. મોન્ટેસોરી પદ્ધતિજ બાળકોનો વિકાસ સાધે છે અને અન્ય નહિ એમ કહેવું એ એક મોટો અન્યાય છે. ઢોંગ ઝાઝો વખત ચાલતો નથી. મોન્ટેસોરીનાં સાધનો, તેના મૂળાક્ષરો વગેરે એવા છે કે જે દેશને પરવડે નહિ, પણ જેમ ડૉક્ટરો કોઈ રોગીને રોગ ન હોય છતાંએ પાણીનું ઈન્જેકશન મારી પૈસા પડાવનારા લોભીઆ હોય છે તેમ જ્યાં લોભીઆ હોય છે ત્યાં ધુતારા ભૂખે મરતા નથી: બાળકેળવણીમાં નવી પદ્ધતિના ઢોંગ અત્યારે બહુ ચાલ્યા છે. દાખલા તરીકે, બાળપદ્ધતિ, બાળકેળવણી, બાળવ્યાકરણ, બાળભૂગોળ; બધુંએ બાળ. ખરી રીતે હિંદમાં ગાંમડાંઓ વધારે છે, એટલે કેળવણીમાં પણ ગ્રામ્ય તત્ત્વોનું હાર્દ સમજવું જોઈએ. આ સમયમાં એક શ્રોતાજન તરફથી પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે બાળકની સ્વતંત્રતામાં અવરોધ ન કરવો એ સિદ્ધાંત માન્ય રાખીએ તો જો કોઈ

બાળક અગ્નિના તણખાને પકડવા જાય તો તેને રોકવો કે કેમ ? મિ. દેસાઈએ જણાવ્યું કે માનસશાસ્ત્ર પ્રમાણે બાળકને ઇન્દ્રિયોદ્વારા બોધ મળે છે: તેથી કોઈપણ વસ્તુને અનુભવવાને ખાતર તેમજ ઇન્દ્રિયોને કેળવવાની ખાતર બાળક પદાર્થને પકડવાની ઇચ્છા કરે છે. બાળક અગ્નિને પકડવા જાય અને જો આપણે અટકાવીએ તોપણ તે અટકવાનું તો નથીજ. જ્યાંસુધી બાળક અગ્નિને અડકતું નથી ને દાઝતું નથી ત્યાંસુધી તે અનુભવ માટે રોકાતું નથી. જ્યારે તેને અગ્નિનો અનુભવ થશે ત્યારેજ રોકાશે, ત્યાંસુધી નહિ; પણ એટલું યાદ રાખવું જોઈએ કે તેને શારીરિક ઇજા વધુ થાય નહિ.

ત્યારપછી કેટલાક વક્તાઓની ચર્ચા થયા બાદ પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે વિજ્ઞાનને આધારે થએલી શોધોને લઈ શિક્ષણપદ્ધતિઓમાં ફેરફાર થવાની જરૂર છે. સારા શિક્ષકોને અનુકૂળ કે સારૂં વાતાવરણ મળવું જોઈએ અને બાળકો શિક્ષણનો લાભ કેમ લઈ શકે તે જોવાનું છે.



## સને ૧૯૩૫ના માર્ચમાં લેવાએલી છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુચનાઓ સાથે.



**ભાષા:**—કેટલીક વિદ્યાર્થીનીઓની જોડણી કાચી હતી અને તેઓએ અશુદ્ધ લખાણ લખ્યું હતું. વાંચેલા ભાગની જે સમજુતી આપી હતી તેના ઉપરથી જણાઈ આવતું હતું કે તેઓ બરાબર સમજી નહોતી. લખાણકામ એકંદર સંતોષકારક નહોતું. વિરામચિહ્ન, પદચ્છેદ અને પૃથક્કરણ ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી. વિષયની શિક્ષણપદ્ધતિ ખામીવાળી જણાઈ આવી હતી.

વાચન સમજુતીપૂર્વક થવું જોઈએ અને વાંચતી વખતે ભાવપ્રદર્શન થવું જોઇએ. કેટલીક વિદ્યાર્થીનીઓએ બહુ ઉતાવળે અને શબ્દોના સમૂહ પાડયા વગર વાંચી નાખ્યું હતું.

કવિતાઓ સારા અને યોગ્ય રાગમાં ગાવામાં આવી નહોતી અને કે વિદ્યાર્થીનીઓએ તો આખી કવિતાઓ મોંએ કરી નહોતી.

**હસ્તલેખવાચન:**—આ વિષય પરત્વે વધારે ધ્યાન આપવાની

જરૂર છે. હસ્તલખાણ વાંચતી વખતે ટુંકાક્ષરી લેખનને કેટલીક વિદ્યાર્થીનીઓએ વિસ્તારમાં વાંચી બતાવ્યું નહોતું.

**સૂચના:**—વિદ્યાર્થીનીઓ નવા પાઠ ઘેર કાળજીપૂર્વક વાંચે એટલા માટે શિક્ષકે કેટલાક નમુનારૂપ પ્રશ્નો જવાબ ઘેરથી તૈયાર કરી લાવે તેટલા માટે વર્ગને આપવા. પછી વર્ગમા તેના ઉત્તર અને સમજુતી આપવાં. તે નમુના રૂપે હોવાં જોઈએ. આ પ્રમાણે બધા પાઠ સહેલાઈથી સમજાશે અને ગોખવાની ટેવને ઉત્તેજન મળશે નહિ. તમામ જાતનાં મનોયત્નો આપીને તેમને ખૂબ મહાવરો આપવો જોઈએ.

વ્યાકરણ અને પૃથક્કરણને ભાષાના અંગ તરીકે ગણી શીખવવાં જોઈએ, કારણ કે તેથી વિદ્યાર્થીનીઓને ભાષા શીખવામાં મદદ મળે છે. આ વિષયનું શિક્ષણ રસિક અને બુદ્ધિપૂર્વક યોજનાથી બહુ સારી રીતે આપી શકાય છે.

શિક્ષકે વારંવાર વર્ગ સમક્ષ ગદ્યપાઠનું મોટેથી વાચન કરવું જોઈએ અને તે નમુનારૂપ હોવું જોઈએ, અને તેવીજ રીતે કવિતા પણ ગાઈ બતાવવી જોઈએ.

હસ્તલેખોનું વાચન એક વહેવારૂ વિષય હોવાથી તેની ઉપેક્ષા કરવી ઘટતી નથી. વર્ગમાં બને તેટલી વાર તેવી જાતનું વાચન થવું જોઈએ અને ટુંકી અક્ષરલેખનપદ્ધતિની સમજણ પાડી તેનો વિસ્તાર કરી લખી બતાવવું જોઈએ.

**શ્રુતલેખન:**—કામ એકંદર સંતોષકારક હતું. જોડાક્ષરવાળા શબ્દોમાં તેવા જોડાક્ષર યોગ્ય રીતે લખવામા આવ્યા નહોતા, અને અનુસ્વારો યોગ્ય સ્થળે મૂકવામાં વિદ્યાર્થીનીઓએ ભૂલો કરી હતી.

**સૂચના:**—પાઠનું વાચન કરતી વખતે પણ વિદ્યાર્થીનીઓએ શબ્દોની જોડણી ઉપર પુરતું લક્ષ રાખવું જોઈએ. તેમની આખ અને કાનની ઇન્દ્રિયો કેળવાય તેટલા માટે જુદી જુદી જાતના મનોયત્નો આપવાં જોઈએ.

**નિબંધ:**—જો કે વિષયો પરત્વે પસંદગી આપવામાં આવી હતી તોપણ કેટલીક વિદ્યાર્થીનીઓએ બધા વિષયો સંબંધી નિબંધ લખી નાખ્યો હતો. આ ઉપરથી જણાઈ આવે છે કે તેઓ સૂચનાઓ બરાબર વાંચતી નથી. વળી કેટલુંક અસંબદ્ધ લખાણ લખ્યું હતું.

**સૂચના:**—વિશેષ વાચન માટે વિદ્યાર્થીનીઓને પ્રોત્સાહન મળવું જોઈએ. સારી રીતે લખાએલી વાર્તાઓ અથવા તેવા નિબંધના લખાણ વિદ્યાર્થીનીઓને વાંચવા માટે મળવાં જોઈએ. શિક્ષક તેમની સમક્ષ એક

આખો નિબંધ વાંચી બતાવવો જોઈએ અને તેમાંથી મુદ્દા તારવી બતાવવા જોઈએ. વળી તે મુદ્દાઓને વિસ્તારી નિબંધના રૂપમાં લખવાનું તેમને કહેવું જોઈએ. કેટલાક સારા વર્ણનાત્મક ફકરા તેમને વાંચી બતાવવા જોઈએ અને ભાષાદ્વારા વિચાર જણાવવાની ખૂબીની તેમને સમજણ પાડવી જોઈએ, અને તેને લગતી ટીકા કરવી જોઈએ. એવું બને છે કે પરીક્ષા માટે વિદ્યાર્થીનીઓ કેટલાક નિબંધના વિષયો ગોખી નાખે છે; પણ આ બાબત વિચાર જણાવવાની કળા માટે મદદકર્તા થઈ પડે નહિ.

**ગણિત અને દેશીનામું:**—જુદા જુદા દાખલામાં જ્યાં યાંત્રિક રીતે ગણી બતાવવાનું હતું ત્યાં તેઓ કામ કરી શકી હતી, પણ જ્યાં બુદ્ધિનું કામ હતું ત્યાં ઘણી વિદ્યાર્થીનીઓએ ખોટી રીતે દાખલા ગણ્યા હતા અથવા મુશ્કેલી આવી ત્યાં ગણવા મૂકી દીધા હતા. વત્તાઓછાની નિશાનીઓ તેઓ બરાબર સમજી નહોતી.

દેશીનામામાં કામ એકંદર સંતોષકારક હતું.

**સૂચના:**—વિદ્યાર્થીનીઓને ગણિતના સિદ્ધાંતભાગનું સંપૂર્ણ પાકું જ્ઞાન હોવું જોઇએ. આવા સિદ્ધાંતોવાળા દાખલા શિક્ષકે વર્ગ સમક્ષ પદ્ધતિપૂર્વક ગણી બતાવવા અને દરેકે દરેક પગથીએ પદ્ધતિ અને કારણની સમજણ આપવી જોઈએ. પછીથી પસંદ કરેલા દાખલા વર્ગને ગણવા આપવા અને તેમના જ્ઞાનના કસોટી કરવી. આ વિષય શીખવવામાં કાળા પાટીઆનો છુટથી ઉપયોગ કરવો એ બહુ જરૂરી બાબત છે. દાખલા ગણવા આપતાં પહેલાં મુખગણિતનો મહાવરો આપવો, જેથી વધારે અઘરા કામ માટે તેમની માનસિક શક્તિ ઉત્તેજિત થાય.

**ભૂગોળ:**—ભૂગોળની પ્રાકૃતિક, રાજકીય અને આર્થિક બાબતો સંબંધી વિદ્યાર્થીનીઓનું જ્ઞાન બરાબર હતું નહિ. નિકશાનું વાચન થયું જણાતું નથી. ઘણી વિદ્યાર્થીનીઓ તેમના જિલ્લાઓની જમીન તથા પાક સંબંધી કાંઈ જાણતી નહોતી. એવું જણાય છે કે આ વિષય જુની પદ્ધતિ પ્રમાણે હજુ પણ શીખવવામાં આવે છે.

**સૂચના:**—માનવજીવનની દૃષ્ટિએ આ વિષયની શિક્ષણપદ્ધતિ યોજીને વિદ્યાર્થીનીઓમાં તેના પ્રત્યે રસ ઉત્પન્ન કરવો એ શિક્ષકોના હાથની બાબત છે. ભૂગોળ ઉપર વસતી પ્રજા–લોકના જીવનનાં યોગ્ય વર્ણન કરીને તેમજ પ્રાકૃતિક દૃશ્યોનો આબેહુબ ચિતાર આપીને રસ ઉત્પન્ન કરવો જોઈએ. દરેક પાઠમાં, મનુષ્યજીવન અને પૃથ્વીનું પ્રાકૃતિક બંધારણ કેવાં અતિપ્રોત ગુંથાએલાં છે તેનો પુરો ખ્યાલ આપવો જોઈએ, અને તેમને

ખાસ જણાવવું જોઈએ કે આજના યુગમાં આ પૃથ્વી તો મનુષ્યજાતિનું એક નાનું સરખું ઘર છે અને તેમાં એક પ્રજાની ચઢતીપડતીમાં બીજી પ્રજાને પણ તેની સાથે લાગેવળગે છે. ટૂંકમાં, આ વિષયનું શિક્ષણ ચેતનાત્મક થવું જોઈએ અને એ વિષય પૃથ્વી ઉપર વસતા મનુષ્યના જીવન સાથે સંબંધ ધરાવે છે એ બાબત સ્પષ્ટ થવી જોઈએ.

આટલાસ, રૂપરેખાત્મક ચિત્રો, ચિત્રોનો સંગ્રહ, નાનું સરખું સંગ્રહસ્થાન વગેરે બાબતો આ વિષયના શિક્ષણમાં જરૂરી છે.

**ઇતિહાસઃ**—હજુ પણ ઘણી વિદ્યાર્થીનીઓ ગોખેલી બાબતો લખી નાખે છે અને એથી જીવનચરિત્રો અને સામાન્ય વર્ણન-હકીકતો સંબંધી ઉત્તર સંતોષકારક હતા; પણ જ્યાં તેમના સ્વતંત્ર જવાબ આપવાના પ્રશ્નોના ઉત્તર માગવામાં આવ્યા હતા ત્યા તેમનું કામ સંતોષકારક જણાયું નહોતું. બ્રિટિશ હકુમત દરમિઆન હિંદની સામાજિક પ્રગતિ સંબંધી તેમજ હિંદી વહીવટ સંબંધી પ્રશ્નોના ઉત્તર સંતોષકારક નહોતા. લખાણમાં વ્યાકરણના દોષો હતા. ઘણી વિદ્યાર્થીનીઓએ મુદ્દાસર લખ્યું નહોતું. કેટલાક જવાબ મૂર્ખતાભરેલા હતા.

**સૂચનાઃ**—શિક્ષકોએ આ વિષય પરત્વે વિદ્યાર્થીનીઓમાં રસ ઉત્પન્ન કરવો જોઈએ અને મનુષ્યજીવન સાથે સંબંધ ધરાવતા વિષય તરીકે તેની અગત્ય તેમને સમજાવવી જોઈએ. હાલની સમાજ પહેલાંના અનુભવો ઉપર રચાએલી છે. ઇતિહાસમાથી નજીવી બાબતો છોડી દેવી જોઈએ અને જે બીનાઓ વાસ્તવિક ઇતિહાસરૂપ હોય તે તેમની નજર આગળ લાવવી જોઈએ. યુગપ્રવર્તક જે બનાવો હોય તેનો સંપૂર્ણ અહેવાલ આપવો જોઈએ. મહાપુરુષોનાં જીવનચરિત્રો શીખવવાં જોઈએ. વળી એવા એકાદયુગમાં સમાજ રાજકીય, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ કેટલી આગળ વધી છે તે શીખવવું જોઈએ; કારણ કે આ સ્થિતિ તે અમુક બાબતો તથા યુગોના પરિણામરૂપ છે. બ્રિટિશ વહીવટની સમજુતીની બાબત બહુજ અગત્ય ધરાવે છે અને આજની પ્રજાને તે ઘણી અગત્યની બાબત છે.

નકશા, તવારીખના તકતાઓ, ચિત્રો વગેરે વર્ગ સમક્ષ હમેશ રહેવા જોઈએ.

**આરોગ્યશાસ્ત્રઃ**—શારીર વિભાગ સંબંધીના ઉત્તર સંતોષકારક નહોતા. ફેફસાં અને હૃદયનાં કર્તવ્ય વિષે ગુંચવણ કરી નાખી હતી. ખોરાકનાં તત્ત્વોની વિદ્યાર્થીનીઓને માહીતી નહોતી. કામ એકંદર સંતોષકારક હતું.

**સૂચનાઃ**—નમુના અને નકશાઓનો ખૂબ ઉપયોગ થવો જોઈએ. ગોખણપટ્ટી કોઈ રીતે આ વિષયમાં ઉપયોગી થઈ પડે નહિ. જ્યાંથી મળી શકે તેમ હોય ત્યાંથી જુદુઈ ફાનસની સ્લાઇડો લાવી બતાવવી જોઈએ, અને પાસે આરોગ્યપ્રદર્શનો ભરાયાં હોય તો તેનો લાભ લેવો જોઈએ. આ વિષય સંબંધી છેલ્લામાં છેલ્લાં બહાર પડેલાં પુસ્તકોની જાણ શિક્ષકોને હોવી જોઈએ.

**સૃષ્ટિજ્ઞાનઃ**—એવું જણાય છે કે વિદ્યાર્થીનીઓ નિરીક્ષણ કરતી નથી; તેમજ તેઓ વિષય ગોખી નાખે છે. આકાશનિરીક્ષણ કરવામાં આવ્યું હોય એમ જણાતું નથી. તેમજ નોંધ પણ લીધેલી જણાતી નથી.

**સૂચનાઃ**— અવલોકનની ટેવ વિદ્યાર્થીનીઓને પાડવી જોઈએ અને તેઓએ જે જે કાંઇ ક્યારા, બાગ અથવા ખેતરમાં અવલોકી જોયું હોય તેની તેઓએ કાળજીપૂર્વક નોંધ કરી લેવી જોઈએ. શિક્ષકોએ તે નોંધો તપાસવી જોઈએ, અને તેણે પોતે પોતાની નોંધપોથી રાખવી જોઈએ.

**સોયકામઃ**—કામનો પ્રકાર ઉતરતો જણાયો હતો. ઘણી થોડી વિદ્યાર્થીનીઓએ સંતોષકારક કામ બતાવ્યું હતું. બખીઆકામ નબળું હતું.

**સૂચનાઃ**—જુદી જુદી જાતના બખીઆ ભરવાના કામનો ખૂબ મહાવરો આપવો જોઈએ. તેમજ વેતરવાનો પણ મહાવરો પાડવો જોઈએ અને વિદ્યાર્થીઓને નમુના પણ બતાવવા જોઈએ.

**ચિત્રકામઃ**—ઘણી વિદ્યાર્થીનીઓનું કામ અસંતોષકારક હતું. પદાર્થ-ચિત્રનો વિશેષ મહાવરો થવો જોઈએ.

**સૂચનાઃ**—શિક્ષકે વખતોવખત પદાર્થ કેમ ચીતરવા તેની યોગ્ય પદ્ધતિ તેમને બતાવવી જોઈએ, અને રચનાત્મક સૂચનાઓ પણ આપવી જોઈએ.

**સંગીતઃ**—એકંદર કામ સંતોષકારક હતું. વિષયનાં સિદ્ધાંતભાગ પર પણ લક્ષ આપવું જોઈએ.

## ઉર્દુ ઉમેદવારો

**ભાષાઃ**—આ વર્ષે કામમાં કાંઈક સુધારો છે, પણ વ્યાકરણના વિષય પરત્વે લક્ષ આપવાની જરૂર છે.

નિબંધલેખનમાં ટૂંકામાં વિચારો કેવી રીતે જણાવવા તેમજ તે કેવી રીતે ગોઠવવા તેની સમજણ નથી.

**શ્રુતલેખનઃ**—કામ એકંદર સંતોષકારક હતું.

**ભૂગોળઃ**—વિદ્યાર્થીનીઓને યોગ્ય જ્ઞાન ન હતું. તેઓ ભૂગોળની જુદી જુદી બાબતોનો સમન્વય કરી શકી નહોતી.

**ગણિત અને દેશીનામું:**—ઘણી વિદ્યાર્થીનીઓ અપૂર્ણાંકનો વહેવારૂ ઉપયોગ કરી શકી નહોતી.

**સૃષ્ટિજ્ઞાનઃ**—છોડવા અને જંતુઓના વિકાસક્રમની નિરીક્ષાની નોંધો તેઓએ રાખી નહોતી. વાદળાં અને નક્ષત્રો વિષે તેઓ કાંઈ જાણતી નહોતી એ ઉપરથી જણાઈ આવે છે કે તેઓએ આકાશનિરીક્ષણ કર્યું ન હતું.

**ઇતિહાસ:**—રાજકીય વહીવટનું તેમને જ્ઞાન નહોતું.

**આરોગ્યશાસ્ત્રઃ**—ખોરાકનાં તત્ત્વો અને ફેફસાં વિષેના પ્રશ્નોના ઉત્તર ઘણી વિદ્યાર્થીનીઓએ આપ્યા નહોતા.

**નોંધ:**—ગુજરાતી ઉમેદવારોના કામ સંબંધી જે સૂચનાઓ આપી છે તેજ ઉર્દુ ઉમેદવારોના કામે સંબંધમાં છે.

---

## સને ૧૯૩૫ ના માર્ચમાં લેવાએલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુધારા માટે સૂચના સાથે.

**ભાષાઃ**—આ વિષયમાં ઉમેદવારોનું કામ ઘણે ભાગે અસંતોષકારક માલમ પડયું હતું. કાવ્યોનો મધ્યસ્થ વિચાર તેઓ સમજી શકયા નહોતા અને સમજાતી તેમની પોતાની ભાષામાં આપી શકયા નહોતા. તેઓ ઉત્તરોનો પૂર્વાપર સંબંધ જણાવી શકયા નહોતા અને જ્યારે તેઓ તે આપતા હતા ત્યારે તે ઘણું-લંબાણપૂર્વક લખી જણાવતા હતા. આનો અર્થ એ થાય છે કે તેઓ ફકરાઓ બરાબર વાચી સમજતા નથી. સામાન્ય પ્રશ્નોના ઉત્તર બરાબર આપી શકયા નહોતા. વ્યાકરણ, જોડણી જેવા વિષયોમાં તેઓ તૈયારી બતાવી શકયા નહોતા. એટલે કે વિષય તેમજ લેખનકળામાં તેઓ નબળા માલમ પડયા હતા.

**સૂચનાઃ**—ગદ્ય પાઠો :—શિક્ષકોએ જાતે સાહિત્યનો સારો અભ્યાસ કરવો જોઈએ જેથી તે વિષય સંબંધી તેમના જ્ઞાનમાં વધારો થાય. સાહિત્યને રસપૂર્વક શીખવવા માટે શિક્ષકનામાં તે વિષય પરત્વેનો રસ ઉત્પન્ન થએલો હોવો જોઈએ. વળી તે વિષય શીખવવાની પદ્ધતિનું પણ તેને સારૂં જ્ઞાન હોવું જોઈએ; એટલે તેણે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ એટલું

જ નહિ, પણ સાથે સાથે તે શીખવવાની પદ્ધતિનું પણ તેને સચોટ જ્ઞાન હોવું જોઈએ. દરેક ગદ્યપાઠના મુખ્ય બે હેતુ હોય છેઃ ૧ તે પાઠદ્વારા આપવામાં આવતું જ્ઞાન, ૨. વિચાર જણાવવાની ભાષાની ગુંથણી. શિક્ષકે પરીક્ષાના હેતુથી નહિ પણ લેખી વિચારો વિદ્યાર્થીઓ બરાબર વાંચે અને સમજે એવા હેતુથી મુખ્ય મુખ્ય મુદ્દાઓને લગતા નમુનારૂપે પ્રશ્નો વર્ગને આપવા જોઈએ, જેથી તેઓ ભાષા વાંચે અને સમજે. આથી બાળકો સ્વપ્રયાસ આદરશે. સ્વપ્રયાસદ્વારા જે તેઓ પ્રાપ્ત કરશે તે દૃઢ થશે. વળી વિદ્યાર્થીઓએ જે પાઠ વાંચ્યો હોય તેનો સાર તેઓ તેમની ભાષા અને શૈલીમાં લખતાં શીખે એ ઇષ્ટ છે. તેમ કરતાં લેખકની છટા તથા ભાષા પણ તેઓ શીખતા થશે, અને ક્રમેક્રમે ભાષા ઉપર કાબુ મેળવતા થશે.

**કવિતા:**—કાવ્યનો અભ્યાસ કરતાં પહેલાં શિક્ષકે તે કાવ્યના વસ્તુ સંબંધી કેટલીક પૂર્વ હકીકત અથવા પ્રસંગો વિદ્યાર્થીઓ આગળ કહેવા જોઈએ, કારણ કે એથી વિદ્યાર્થીઓમાં તે કાવ્ય શીખવા માટે રસ ઉત્પન્ન થશે. રસ ઉત્પન્ન થવાથી તેમનું તેમાં મન પરોવાશે અને કાવ્ય યથાવિધિ શીખવાનો પ્રયત્ન આદરશે. શિક્ષકે કાવ્યનો ઝીણવટથી અભ્યાસ કરાવતાં પહેલાં મુખ્ય વિચારો સંબંધી પ્રશ્નો યોજી વિદ્યાર્થીઓને તેનાં ઉત્તર આપવા કહેવું જોઈએ. આમ થવાથી વિદ્યાર્થીઓ જવાબ આપવાનો યત્ન આદરતાં ભાષા, શૈલી, વાક્યાન્વય વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરશે. કવિતામાં આવતા અઘરા શબ્દોના પર્યાય યોગ્ય લાગે ત્યાં આપવા; નહિતો અઘરા શબ્દોનું વિવરણ બંધબેસતા દાખલાઓ આપી કરવું, કાવ્ય શીખવ્યા પછી જ્યાં યોગ્ય લાગે ત્યાં તેને લગતો નાટયપ્રયોગ કરી ક્રિયાદ્વારા શીખવવાની પદ્ધતિ યોગ્ય થઈ પડે છે.

દર વરસે વ્યાકરણ સંબંધી ટીકાઓ તથા સૂચનાઓ આપવામાં આવે છે છતાં વ્યાકરણશિક્ષણમાં સુધારો માલમ પડતો નથી એ શોચનીય છે. આ વિષયને ભાષાના અંગ તરીકેજ જો શીખવવામાં આવે તો વિદ્યાર્થીઓ તેમાં રસ લેતા થશે.

**નિબંધ:**—વિદ્યાર્થીઓ રિપોર્ટ ઠીક લખે છે, પણ નિબંધ સારો લખી શકતા નથી. કેટલાક વિદ્યાર્થીઓએ નિબંધના વિષયો ગોખી નાખેલા જણાય છે. "સહકારી યોજના" વિષે લખવાને બદલે કેટલાક વિદ્યાર્થીઓએ લોર્ડ વેલેસ્લીની "સહાયકારી યોજના" વિષે લખી નાખ્યું હતું. તેમના વર્ણનાત્મક લેખનમાં કોઈ વ્યવસ્થિત શૈલી હતી નહિ. જુદા જુદા અર્થવાળા શબ્દોનો સેળભેળ કરી નાખવામાં આવ્યો હતો, એટલે શબ્દ-

પ્રયોગ કરતી વખતે શબ્દોના અર્થ પણ સમજ્યા નહોતા. અક્ષરનો મરોડ, જોડણી અને પેરેગ્રાફની બાબતમાં તેઓએ કાળજી રાખી નહોતી.

**સૂચના:**—સારા નિબંધલેખન માટે વિશેષ વાચનની ખાસ જરૂર છે. સારી શૈલીમાં લખાએલી વાર્તાઓ, સુગ્રથિત નિબંધો વગેરે તેમને વાંચવાને માટે મળવા જોઈએ. શિક્ષકે એકાદ વિષય ઉપર સારો નિબંધનો નમુનો તેમની સમક્ષ રજુ કરવો જોઈએ. એમ વખતોવખત કરી સારા લખાણુની દૃઢ છાપ તેમના મગજમાં પાડવી જોઈએ. વળી નિબંધમાંથી મુદ્દા તારવી કાઢતાં શીખવવું જોઈએ અને વળી તેવા મુદ્દાઓને ફરી નિબંધના રૂપમાં વિસ્તારથી લખી બતાવવા જોઈએ. સારા વર્ણનાત્મક નિબંધો તેમને મોટેથી વાંચી બતાવી ભાષાની ખૂબીઓ તેમને સમજાવવી જોઈએ, અને તે સંબંધી તેમની આગળ વિવેચન પણ કરવું જોઈએ. ગોખી નાખવાથી નિબંધલેખનની કળા પ્રાપ્ત થઈ શકે નહિ.

· **મોઢાનું વાચન:**—સમજુતી વિના ઝડપથી અને યોગ્ય શબ્દસમૂહો પાડયા વિના કેટલાક વિદ્યાર્થીઓ વાંચી ગયા હતા. ઝડપથી વાચન કરી કરી જવું એટલે સારૂં વાચન થયું એ તેમની માન્યતા દૂર થવી જોઈએ.

**કવિતાનો મુખપાઠ:**—કવિતાઓની આપેલી થોડીકજ પંક્તિઓ વિદ્યાર્થીઓ બોલી શકયા હતા. બાકીનો ભાગ વિદ્યાર્થીઓએ અભ્યાસક્રમ પ્રમાણે કર્યો નહોતો એમ જણાય છે. વળી રાગ પ્રમાણે કેટલીક કવિતાઓ તેઓ ગાઈ શકયા નહોતા.

**હસ્તલેખોનું વાચન:**—એકંદર કામ સંતોષકારક હતું.

**સૂચના:**—શિક્ષકે સારા વાચન ઉપર ભાર મૂકવો જોઈએ અને તેની સમજુતી નમુના આપી આપવી જોઈએ. વાચન કરતી વખતે અવાજનું ઉંચાનીચાપણું, સ્વરભાર, ભાવાર્થ પ્રમાણે વાચન, શબ્દસમૂહો વિરામચિહ્નો, એ બધી બાબત તરફ વિદ્યાર્થીનું લક્ષ ખેંચવું જોઈએ. વળી, એકલી સમજુતી આપી સંતોષ માનવાનો નથી, કારણ કે સારૂં વાચન મહાવરાથી સિદ્ધ થાય છે, એટલે વર્ગમાં વારંવાર મોટેથી વાચન થવું જોઈએ, જેથી વિદ્યાર્થીઓની આંખ એક સામટા યોગ્ય શબ્દોના સમૂહોને ઝડપી શકે. કવિતાના મુખપાઠ સંબંધી વારંવાર શિક્ષકોએ કસોટી કરી બાળકો પાસે કવિતાઓ ગવરાવવી જોઈએ, અને રાગમાં કે છંદમાં ગાવાની ઢબમાં ભૂલ થતી હોય તો તે તરત સુધારી બતાવવી જોઈએ. હસ્તલેખોનું વાચન આગ્રહપૂર્વક વર્ગમાં નિયમિત રીતે થવું જોઈએ. ટુંકાં મથાળાં

**ભૂગોળ:**—વિદ્યાર્થીઓનું એકંદર કામ ઠીક હતું. ઘણા થોડાકજ વિદ્યાર્થીઓ હિંદુસ્તાનના રૂપરેખા નકશામાં કુદરતી પેદાશો યોગ્ય રીતે પુરી શકયા હતા. ભૂગોળનો પ્રાકૃતિક ભાગ તેઓ શીખ્યા હોય એમ જણાતું નથી. આબોહવા અને મનુષ્યજીવનનો પરસ્પર સંબંધ તેઓ ઉત્તરદ્વારા સમજાવી શકયા નહોતા. એ ઉપરથી જણાય છે કે તેઓ વિષય ગોખી નાખે છે.

**સૂચના:**—પહેલી બાબતો તો એ છે કે શિક્ષકે યુગ સમજી શિક્ષણપદ્ધતિમાં ફેરફાર કરવો જોઈએ. ભૂગોળશિક્ષણપદ્ધતિમાં કેવા મહત્ત્વના ફેરફારો થયા છે તેનાથી વાકેફ રહેવું જોઇએ, અને તે પ્રમાણે પોતાની પદ્ધતિમાં ફેરફાર કરવો જોઈએ. આ વિષયને માનવજીવનની દષ્ટિએ સમજી શીખવવો જોઈએ. પ્રાકૃતિક રચના, આબોહવા અને હુન્નરઉદ્યોગ એ માણસના જીવનમાં કેવા ફેરફારો કરે છે અને જગતની પ્રજાઓ એકબીજી પ્રજા ઉપર કેવો અને કેટલો આધાર રાખે છે તે કાર્યકારણ સાથે સમજાવવું જોઇએ. વિજ્ઞાનની શોધોને લીધે પ્રજાઓ નિકટ સમાગમમાં આવી ગઇ છે, એટલે તેઓ એકબીજાની જરૂરિઆતો સમજે છે અને તે પ્રમાણે વ્યવહારમાં ગુંથાય છે એ સ્પષ્ટ જણાવવું જોઈએ.

ભીંતના નકશા હાલની પદ્ધતિ પ્રમાણે બહુ ઉપયોગી નીવડતા નથી, એટલે શિક્ષકે ખોખાં તૈયાર કરાવી હકીકતો ક્રમેક્રમે પુરાવી દરેક પેટાબાબતનો સંપૂર્ણ ખ્યાલ આપવો. નામાવળી બોલી જવી એ હવે ચાલે તેમ નથી. સંગ્રહસ્થાનો રાખી તેમાંની દરેક ચીજનો યથાવિધિ યથાકાળે ઉપયોગ કરવો જોઈએ. પર્યટનો અને પ્રદર્શનોના પ્રસંગો ઉભા કરવા જોઇએ, અને વિશેષ વાચન માટે સારૂં પુસ્તકાલય પણ તૈયાર કરવું જોઈએ. છાપાંઓ અને માસિકોમાંથી ચિત્રો કાપી લઇ તેનો સંગ્રહ કરવો જોઈએ.

**વિજ્ઞાન અને આરોગ્ય:**—એકંદર કામ સંતોષકારક હતું, પણ કેટલાક વિદ્યાર્થીઓએ પ્રશ્નોના ઉત્તર સમજ્યા વિના આપ્યા હતા.

**સૂચના:**—પ્રયોગિક કામથી જેમ બને તેમ વિષયનો સચોટ ખ્યાલ આપવો જોઈએ. ચિત્રો અને સાધનોનો છુટથી ઉપયોગ કરવો જોઈએ. ચિત્રો અને નમુના મેળવી લઈ તેનો ઉપયોગ કરવો જોઈએ. કેટલીક વખત હસ્તઉદ્યોગ પણ જરૂરી અને ઉપયોગનો થઈ પડે છે. માટે તેવાં કામો પણ બનાવી રાખવાં જોઈએ. આકૃતિઓ પાડી સાહિત્યોનો ખ્યાલ આપવાની પણ તેટલીજ અગત્ય છે. પાસે આરોગ્યપ્રદર્શનો ભરાયાં હોય તો તેનો લાભ લેવો જોઈએ.

**ખેતીવાડી અભ્યાસક્રમના ઉમેદવારો**:—ઘણાખરા વિદ્યાર્થીઓએ સંતોષકારક જવાબો આપ્યા હતા. ફક્ત ગણિતના વિષયમાં તેઓ ગુંચવાઈ ગયા હતા. તેમજ કેટલાકને માપકરણ અને દેશીનામાનો પાકો ખ્યાલ નહોતો.

**ઉર્દુ ઉમેદવારો**:—

**ભાષા**:—ઘણા વિદ્યાર્થીઓ પૂર્વાપર સંબંધ આપી શક્યા નહોતા, અને સમજુતી જોઇએ તેવી નહોતી. કવિતાનું વિવરણ માત્ર ગદ્યમાં ગોઠવી દેવારૂપે આપી શક્યા હતા. વ્યાકરણ ઉપર લક્ષ આપવામાં આવ્યું નથી. પૃથકરણ અને વ્યુત્પત્તિનું જ્ઞાન ઘણું કાચું હતું.

**મુખપાઠ**:—(ગુજરાતી અને ઉર્દુ) વાચનપદ્ધતિમાં સુધારો થવાની જરૂર છે. ઉચ્ચારમાં દોષો માલમ પડી આવ્યા હતા. હસ્તલેખોના વાચનનો વિશેષ મહાવરો થવાની જરૂર છે.

**નિબંધ, રિપોર્ટ**:—રિપોર્ટ ઠીક લખ્યો હતો, પણ નિબંધલેખન જોઇએ તેવું હતું નહિ. હિમ વિષેનું વર્ણન ઠીક હતું, પણ યોગ્ય શબ્દો અને વાક્યો કયાં અને કેવી રીતે વાપરવાં તે તેઓ બરાબર જાણતા ન હતા. સીરનામાં લખવામાં ભૂલો કરી હતી. પણ એકંદર કામ ઠીક હતું.

**ગણિત**:—ગણિતનો પ્રશ્નપત્ર બુદ્ધિની કસોટી કરે તેવો હતો. આ વિષયમાં એકંદર કામ સંતોષકારક હતું.

**ભૂમિતિ**:—વિદ્યાર્થીઓનું આ વિષયનું જ્ઞાન સામાન્ય રીતે ઠીક હતું, તોપણ બુદ્ધિપૂર્વક વિષયશિક્ષણ થવાની જરૂર છે. ઘણા વિદ્યાર્થીઓએ પ્રમેયો સિદ્ધ કર્યાં હતા અને આકૃતિરચના કંઇક ઠીક હતી.

**દેશીનામું**:—માત્ર પાંચજ વિદ્યાર્થીઓ 'ક્રોસચેક'ની સમજુતી આપી શક્યા હતા. ઘણા વિદ્યાર્થીઓએ એવડી નોંધ યોગ્ય રીતે કરી નહોતી. વ્યાજ ગણવામાં અને વ્યાખ્યાઓ સમજાવવામાં વિદ્યાર્થીઓએ ભૂલો કરી હતી.

**ઇતિહાસ**:—સિકંદરની સવારી અને તેનાં પારણામનો પ્રશ્ન આપવામાં ન આવ્યો હોત તો બીજા પ્રશ્નોના ઉત્તરોથી તેમને સફળતા મેળવવાનું મુસ્કેલ થઇ પડે તેમ હતું. શિવાજીના કારભાર વિષેનો પ્રશ્ન હતો તે ઘણા વિદ્યાર્થીઓએ લખ્યો નહોતો. રાજ્યબંધારણ વિષેના ઉત્તર ચોકસ સ્વરૂપમાં આપવામાં આવ્યા ન હતા.

**ભૂગોળ**:—ઘણાખરા પ્રશ્નોના ઉત્તર ઠીક આપવામાં આવ્યા હતા. અક્ષાંશ રેખાંશનું જ્ઞાન કાચું હતું. એકંદર કામ ઠીક હતું.

**વિજ્ઞાન**:—એકંદર કામ સંતોષકારક હતું, પણ પદ્ધતિપૂર્વક વિષય શીખવવો જોઈએ. ઘણા ઉત્તર લાંબા હતા તેમજ વિદ્યાર્થીઓએ આકૃતિ

કાઢવામાં ભૂલો કરી હતી. કસોટીના પ્રશ્નોના ઉત્તર તેઓ આપી શકા નહોતા તેથી એમ જણાય છે કે પ્રાયોગિક કામ શાળામાં બરાબર થતું નથ

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભા:

નંબર ૭૮૬૪.

ઇ. સ. ૧૯૩૭ ની સાલમાં થનારી કન્યાઓ માટેની વર્નાક્યુલ ફાઇનલ પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છે:—

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.—

**પહેલો વિષય:**—વર્નાક્યુલર (ગુજરાતી):—

ગદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના સઘળા પાઠો.

પદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જામાંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨ અને ૩૦ (૭ પાઠો).

### ઉર્દૂ ફાઇનલ પરીક્ષા.—

**પહેલો વિષય:**—વર્નાક્યુલર (ઉર્દૂ):—

ગદ્ય:—કેળવણી ખાતાની ઉર્દૂ છઠ્ઠી ચોપડી (સને ૧૯૩૪ની છઠ્ઠી આવૃત્તિ)

પાઠો—૧, ૩, ૪, ૬, ૭, ૮, ૯, ૧૧, ૧૨, ૧૪, ૧૬, ૧૭, ૧૯, ૨૧ ૨૩, ૨૪, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૮ ૩૯, ૪૦, ૪૪, ૪૫, ૪૬ અને ૪૭ (બધા મળી ૩૧ પાઠો)

પદ્ય:—કેળવણીખાતાની ઉર્દૂ છઠ્ઠી ચોપડી (સને ૧૯૩૪ની છઠ્ઠી આવૃત્તિ)—

પાઠો:—૫, ૧૦, ૧૫, ૨૦, ૨૫ અને ૩૦ (બધા મળીને ૭ પાઠો).

અથવા

ઝનાના ઉર્દૂ કોર્સ, હિસ્સા.—એ.—શસ્શુમ કર્તા મેસર્સ ફિરોઝુદ્દીન એન્ સન્સ, લાહોર (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ).

ગદ્ય:—સઘળા ગદ્યપાઠો.

પદ્ય:—સઘળા પદ્યપાઠો.

ભા. ના મે. એજ્યુ. ઇન્સ. હેડની ઓફિસ, અમદાવાદ. તા. ૧૪–૧૦–૧૯૩૫.

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી.
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩૦–૧૦–૩૫ ના નં. ૮૪૪૫ માં કરેલી સૂચનાનુસાર).

# સરકારી જાહેરખબરો

( ૧ )

**હાઈ અને સ્પેશિયલ સ્કૂલની સરકારી સ્કોલર્શિપ માટે હરિફાઈની પરીક્ષાઃ—**

ઉત્તર ભાગ

૧. આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના દરેક જિલ્લામાંની એક સરકારી સર્વે હરિફાઈ કરી શકે એવી ( ઓપન ) સ્કોલર્શિપ-માટેની હરિફાઈની પરીક્ષા તા. ૩જી અને તા. ૪થી ફેબ્રુઆરિ સને ૧૯૩૬ ને સોમવારે અને મંગળવારે ૧૧ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

(૧) અમદાવાદ
(૨) નડિઆદ (ખેડા જિલ્લો)
(૩) ગોધરા (પંચમહાલ)
(૪) ભરુચ
(૫) સુરત

૨. સ્કોલર્શિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્યસ્થળે કમિટી આ પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રેસિડેન્ટ તે મધ્યસ્થળની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર રહેશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી તા. ૧ લી જાન્યુઆરિ, ૧૯૩૬ સુધીમાં કમિટી સ્વીકારશે. તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારાશે નહિ. પરીક્ષાની અરજીનું ફોર્મ પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે.

૪. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કોલર્શિપની રકમ અને મુદત, પરીક્ષામાં બેસવા માટે ભરવાની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કર્યેથી મફત મળશે. તે નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર (અંગ્રેજી—ગુજરાતી) શાળાઓનાં નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

૫. દેશીરાજ્યોના ઉમેદવારો સ્કોલર્શિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

ઉ. ભાગના મે. એ. ઇ. સાહેબની ઑફિસ, અમદાવાદ,
તા. ૧૪ મી નવેમ્બર સને ૧૯૩૫.

(અંગ્રેજીમાં સહી) **બી. જે. જી. શાસ્ત્રી**
ઍજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

( ૨ )

**મિડલસ્કૂલોની સરકારી સ્કૉલરશિપો માટે હરિફાઈની પરીક્ષા:—**

**ઉત્તર ભાગ**

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના દરેક જિલ્લામાં બે સરકારી સ્કૉલરશિપોની સર્વે હરિફાઈ કરી શકે એવી (ઓપન) પરીક્ષા તા. ૫ મી અને તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરિ ૧૯૩૬ ને બુધવારે અને ગુરુવારે ૧૧ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશે:—

(૧) અમદાવાદ
(૨) નડિઆદ (ખેડા જિલ્લો)
(૩) ગોધરા (પંચમહાલ)
(૪) ભરુચ
(૫) સુરત

૨. સદરહુ સ્કૉલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્યસ્થળે નીમાએલી કમિટી પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રમુખ તરીકે તે મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં કરવી જોઇશે. છાપેલા ફૉર્મની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે. એ અરજી ઉમેદવારોએ પોતાના જિલ્લાના મધ્યસ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલી આપવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૧લી જાન્યુઆરિ ૧૯૩૬ સુધીમાં કમિટીને મોકલી આપવી. તે તારીખ પછી મળેલી કોઇપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, પરીક્ષા માટેની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. તે નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને અરજી કર્યેથી ફી લીધા વિના મોકલી આપવામાં આવશે. તે નકલો ઉત્તર ભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ મુખ્ય શાળાઓનાં નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

૫. દેશી રાજ્યોના ઉમેદવારો સ્કૉલરશિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

| | |
|---|---|
| ઉ. ભાગના મે. એ. ઇ. સાહેબની ઑફિસ,<br>**અમદાવાદ,**<br>તા. ૧૪ મી નવેમ્બર ૧૯૩૫. | (અંગ્રેજીમાં સહી) **બી. જે. જી. શાસ્ત્રી**<br>એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ. |

( ૩ )

**મધ્યમવર્ગના અને પછાતવર્ગના હિંદુઓ તેમજ મુસલમાનો માટેની હાઇસ્કૂલોમાં ખાસ આપવામાં આવતી સ્પેશિઅલ સ્કોલરશિપોઃ—**

**ઉત્તર ભાગ**

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના જુદા જુદા જિલ્લાઓમાં નીચે જણાવેલી વિગત મુજબ એંગ્લોવર્નાક્યુલર ધોરણ ૪ થા માટેની સ્કોલરશિપો આપવા માટે હરિફાઈની પરીક્ષા તા. ૩ જી અને તા. ૪ થી ફેબ્રુઆરિ ૧૯૩૬ ને સોમવારે અને મંગળવારે ૧૧ વાગે નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

(૧) આર. સી. હાઇસ્કૂલ, અમદાવાદ.
(૨) સરકારી હાઇસ્કૂલ, નડિઆદ.
(૩) તેલંગ હાઇસ્કૂલ, ગોધરા.
(૪) આર. એસ. દલાલ હાઇસ્કૂલ, ભરુચ.
(૫) સોરાબજી જે. જે. હાઇસ્કૂલ, સુરત.

૨. ઉત્તર વિભાગના પાંચ જિલ્લામા જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કોલરશિપોની સંખ્યા નીચે મુજબની છે :—

| જિલ્લો | મધ્યમવર્ગ | પછાતવર્ગ | મુસલમાન |
|---|---|---|---|
| અમદાવાદ | ૫ | ૪ | ૭ |
| ખેડા (નડિઆદ) | ૫ | ૨ | ૪ |
| પંચમહાલ (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામાં આવી છે પણ મુસલમાન વિદ્યાર્થીઓ વર્નાક્યુલર તરીકે (ભાષાના વિષય તરીકે) ઉર્દુ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દુ ભાષામાં આપી શકશે.

૪. સદરહુ પરીક્ષા દરેક મધ્યસ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે, અને તે પાંચ મધ્યસ્થળોમાંના દરેક મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રેસિડેન્ટ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી, અને તે માટેનાં છાપેલાં ફૉર્મની નકલો ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કર્યેથી ફી લીધા વિના મળી શકશે. અરજીઓ

તારીખ ૧ લી જાન્યુઆરિ ૧૯૩૬ સુધીમાં અથવા તે પહેલાં કરવી. તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારોની ઉમર પરીક્ષાના વિષયો, સ્કોલર્શિપની રકમ અને મુદત, ભરવાની ફી વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કરવાથી મફત મળશે. વળી નિયમોની નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓના નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

૬. જાત અને પેટાજાત અને જન્મ તારીખ અરજીમાં સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે, અને અરજદારના માબાપ ઇન્કમટેક્સ કે જમીનવેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમાં વધારાનું ખાનું પાડી દર્શાવવી. જે ઉમેદવારનાં માબાપ ઇન્કમટેક્સ અથવા જમીનવેરા અથવા બંને પેટે વાર્ષિક રૂા. ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તે સ્કોલર્શિપની પરીક્ષામા બેસી શકશે નહિ.

૭. દેશી રાજ્યોના ઉમેદવારો સ્કોલર્શિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

ઉ.ભા.ના એ. ઍજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ,
તા. ૧૪ મી નવેમ્બર ૧૯૩૫.

(અંગ્રેજીમાં સહી) **બી. જે. જી. શાસ્ત્રી**
ઍજ્યુ. ઇન્સ. ઉ. ભા.

## ( ૪ )

## મધ્યમવર્ગના અને પછાતવર્ગના હિંદુઓ તેમજ મુસલમાનો માટેની મિડલસ્કૂલોમાં ખાસ આપવામાં આવતી સ્પેશિઅલ સ્કોલર્શિપો:—

### ઉત્તર ભાગ

આથી જાહેર કરવામા આવે છે કે ઉત્તર ભાગના જુદા જુદા જિલ્લાઓમાં નીચે જણાવેલી વિગત મુજબ ઍંગ્લોવર્નાક્યુલર ધોરણ ૧ લા માટેની સ્કોલર્શિપો આપવા માટે હરિફાઈની પરીક્ષા તા. ૫ મી અને તા. ૬ ઠી ફેબ્રુઆરિ ૧૯૩૬ ને બુધવારે અને ગુરુવારે ૧૧ વાગે નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશે:—

(૧) આર. સી. હાઇસ્કૂલ, — અમદાવાદ.
(૨) સરકારી હાઇસ્કૂલ, — નડિઆદ.
(૩) તેલંગ હાઇસ્કૂલ, — ગોધરા.
(૪) આર. ઍસ. દલાલ. હાઇસ્કૂલ, — ભરુચ.
(૫) સોરાબજી જે. જે. હાઇસ્કૂલ, — સુરત.

૨. ઉત્તર વિભાગના પાંચ જિલ્લામાં જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કોલરશિપોની સંખ્યા નીચે મુજબની છે:—

| જિલ્લો | મધ્યમવર્ગ | પછાતવર્ગ | મુસલમાન |
|---|---|---|---|
| અમદાવાદ | ૫ | ૪ | ૭ |
| ખેડા (નડિઆદ) | ૫ | ૨ | ૪ |
| પંચમહાલ (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામાં આવી છે પણ મુસલમાન વિદ્યાર્થીઓ વર્નાક્યુલર તરીકે (ભાષાના વિષય તરીકે) ઉર્દુ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દુ ભાષામાં આપી શકશે.

૪. સદરહુ પરીક્ષા દરેક મધ્યસ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે, અને તે પાંચ મધ્યસ્થળોમાંના દરેક મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રેસિડેન્ટ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી, અને તે માટેનાં છાપેલાં ફૉર્મની નકલો ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કર્યેથી ફી લીધા વિના મળી શકશે. અરજીઓ તારીખ ૧ લી જાન્યુઆરિ ૧૯૩૬ સુધીમાં અથવા તે પહેલાં કરવી. તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, ભરવાની ફી વગેરે હકીકત નિયમોમા જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કરવાથી મફત મળશે. વળી નિયમોની નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓનાં નોટિસબોર્ડ ઉપર ચોંટાડવામા આવી છે.

૬. જાત અને પેટા જાત અને જન્મ તારીખ અરજીમાં સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે અને અરજદારનાં માબાપ ઇન્કમટેક્સ કે જમીનવેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમા વધારાનું ખાતું પાડી દર્શાવવી. જે ઉમેદવારનાં માબાપ ઇન્કમટેક્સ અથવા જમીન વેરા અથવા બંને મળી વાર્ષિક રૂા. ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તે સ્કોલરશિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

૭. દેશી રાજ્યોના ઉમેદવારો સ્કોલરશિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

ઉ. ભા. ના એ. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ, તા. ૧૪ મી નવેમ્બર-૧૯૩૫.

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

## ( ૫ )
## હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોની કાઝી શાહબુદ્દીન સ્કોલર્શિપ માટેની હરિફાઈની પરીક્ષા:—

### ઉત્તર ભાગ

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાઓની કોઈપણ જાહેર શાળાઓના મુસલમાન ઉમેદવારો માટે કાઝી શાહબુદ્દીન એન્ડાઉમેન્ટ ફંડમાંથી રૂ. પાંચની એક, એવી બે, હાઈ અને સ્પેશિઅલ સ્કોલર્શિપ (શિષ્યવૃત્તિ) માટેની હરીફાઈની પરીક્ષા તા. ૩ જી અને તા. ૪ થી ફેબ્રુઆરિ સને ૧૯૩૬ ને સોમવારે અને મંગળવારે અનુક્રમે અમદાવાદ અને નડિઆદ હાઇસ્કૂલના મકાનોમાં ૧૧ વાગે હમેશના ધારા પ્રમાણે લેવામાં આવશે.

પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી, તા. ૧ લી જાન્યુઆરિ સને ૧૯૩૬ સુધીમાં અમદાવાદ અને નડિઆદ મધ્યસ્થળના પ્રેસિડેન્ટ સાહેબ સ્વીકારશે.

| | |
|---|---|
| ઉ. ભા.ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૧૪ મી નવેમ્બર ૧૯૩૫. | (અંગ્રેજીમાં સહી) **બી. જે. જી. શાસ્ત્રી** એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ. |

## ( ૬ )
## અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડની મિડલસ્કૂલોની સ્કોલર્શિપો:—

### ઉત્તર ભાગ

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ જિલ્લામાંના લેઉઆ અથવા કડવા પાટીદાર વર્ગના છોકરાઓ માટે અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડમાંથી માસિક રૂ. ૩ ની એક એવી મિડલસ્કૂલોમાં આપવાની ૬ સ્કોલર્શિપો માટેની હરિફાઈની પરીક્ષા તા. ૫ મી અને તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરિ સને ૧૯૩૬ ને બુધવારે અને ગુરુવારે અમદાવાદ, આર. સી. હાઇસ્કૂલમાં, ૧૧ વાગે, તા. ૨૬ મી ફેબ્રુઆરિ ૧૯૩૧ ના કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૪૧૫૫ માંના નિયમો પ્રમાણે લેવામાં આવશે.

પરીક્ષામાં બેસવા માટેની અરજી તથા દાખલ ફી, સ્કોલર્શિપ માટેની અમદાવાદ મધ્યસ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ સાહેબ, તા. ૧ લી

જાન્યુઆરિ ૧૯૩૬ સુધીમાં સ્વીકારશે, એ તારીખ પછીની અરજી સ્વીકારવામાં આવશે નહિ.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ,
તા. ૧૪ મી નવેમ્બર ૧૯૩૫.

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૪-૧૧-૩૫ ના પત્ર નં. ૨૯૨૭ માં કરેલી સૂચનાનુસાર.)

## ઇનામપત્રક

### અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| સાળંગપુર | સ્કૂલ કમિટીના મેમ્બર કોઠારી વીરસીંગ ભગતે | ૬—૦—૦ | છોકરાઓને ચોપડીઓ તથા બાળાઓને કપડાં પરીક્ષા વખતે ઇનામ તરીકે વહેંચ્યાં. |
| જેતલપુર | અ. સૌ. ચંચળબેન મનુભાઇ પરીખ, અમદાવાદ, સમેત શીખરની પોળ | ૮—૦—૦ | રૂમાલ ભરવાને રાચ કન્યાશાળામાં આપ્યું. |
| | કુંભાર બાઈ જીવી કુબેર જેઠાની બેને | ૫૦—૦—૦ | બંને નિશાળોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વિઠણ | શેઠ ડાહ્યાભાઈ લાડકચંદ વહોરાએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ગામના આગેવાન ગૃહસ્થોએ મળી | ૧—૦—૦ | બાળાઓને વૉયલના કકડા વહેંચ્યા. |
| હાથીજણ | ધર્મજના મિ. સોમચંદ નાથાભાઇ શાહે | ૧૨—૮—૦ | વિદ્યાર્થીઓને જ્યુબિલિ ઉત્સવના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | | ૧—૦—૦ | બાળલાયબ્રેરીમાં આપ્યો. |
| સાણોદર | શેઠ જાદવજી પ્રાગજીએ પોતાના ભાઇ હરિલાલ પ્રાગજીના પુન્યાર્થે | ૨૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| આંબારેલી | બાળવાના પટેલ મગનલાલ મોહનલાલે | ૭—૦—૦ | વાડબાળ વાગતું લાવવા સારૂ રોકડા આપ્યા. |
| | " | ૧—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને સ્લેટ તથા પુસ્તકો લાવવા સારૂ આપ્યા. |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૩—૦—૦ | ઘડિયાળમાં ખૂટતા ઉમેર્યા. |

| | | | |
|---|---|---|---|
| અચાણા | સ્કૂલ કમિટીના મેમ્બર મહાભાઈ મણીભાઈ દેશાઈએ | ૬—૬—૬ | વિદ્યાર્થીઓને ચોપડીઓ, કપડાં તથા મિઠાઈ વહેંચી. |
| ધોલેરા | મિ. ચતુરભાઈ ગાંડાભાઈએ | ૧૦—૦—૦ | બાળ લાયબ્રેરી માટે આપ્યા. |
| | મિ. માણેકલાલ ઉજમશી લીંબડીવાળાએ | ૨—૦—૦ | ” |

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

૫૦ જયાના પત્રો
૫૦ ચોર્યાશીનું ચક્કર
૫૫ બલિદાન
૫૦ મા
૫૦ કાકી
૫૦ અર્ધાંગના
૫૦ દરેક સ્ત્રી વાંચે
૫૦ ભવાટવી
૬૪ વાતનું વતેસર
૬૪ સામાજિક વાતો
૬૪ સ્ટવનું શાસ્ત્ર
૬૪ ફોઈ
૬૪ સુખી ઘર
૬૪ રઝીયા બેગમ
૬૪ ઓીરાક્નિની રમુજી વાતો
૬૪ ભલી ભાભી
૬૪ માંદગી અને ગાવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર કરેલાં છે.

શક્તિસાહિત્ય મંદિર, સુરત.

## ૩ વસ્તુ દરેક શાળામાં જોઈએજ



ગાંડીવના બાળસાહિત્યનો પૂર્ણ સેટ. સાઠ ચોપડીઓ બહાર પડી છે. તેમાંની ૫૬ મંજુર થઈ ગએલી છે ને બીજી મંજુર થવા ગઈ છે. ચોપડીઓ સસ્તી, સુંદર સુબોધક અને સર્વ પ્રશંસિત છે. આખો સેટ લગભગ ૧૯) રૂ.નો થાય છે. લિસ્ટ મંગાવ્યાથી મોકલાય છે; અથવા આગલા શાળાપત્ર જુઓ.

(૨)

ગાંડીવ બાળપખવાડિક દર ૧લી અને ૧૬મીએ ટેમારાબંધ બહાર પડે છે. લવાજમ ફક્ત રૂા. પાંચ ૮૦ ૫૦ તથા ભેટ પુસ્તક સાથે. ઇતિહાસ, ભૂગોળ, ગણિતગમ્મત, કોયડા, વાર્તાઓ જે જુએ છે, તે વખાણે છે ને મંગાવે છે. માત્ર નિશાળો-નેજ નમુનો મફત. સરકારે તા. ૭ મી માર્ચના ગેઝેટમાં મંજુર કર્યું છે.

(૩)

ચાલો ભજવીએ: ( ભાગ ૧ થી ૯ ) આ ચોપડીઓમા ભજવી શકાય એવા પુષ્કળ નાટકો ભજવવા માટેની સૂચનાઓ અને સલાહ સાથે આપ્યા છે. નવે ભાગ વી. પી. થી મગાવી લ્યો. કિં. ૪-૧૨-૦ ટ. ખ. જૂદું. મેળાવડા વખતે ખૂબજ કામ લાગશે.

ગાંડીવ
હવાડીયા ચકલો
સુરત

—: ગાંડીવની ચોપડી સૌ કોઈ વાંચે :—